## प्रमानुक्रमणिका.



---


પ્રસિદ્ધ કરનાર—શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગ વડોદરા તરફથી શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું—અમદાવાદ.




॥ ॐ श्री ॥

## प्रारंभक प्रार्थना.

૫૬ ( ઈશ્વર ક્યાં અમો શોધું-એ લય. )

જય ! જય ! શ્રી મહેશ પ્રભો ! પ્રણામો આજ સ્વીકારો;
આજ સ્વીકારો, અમોને હૃદય લઈ ઠારો;—
આ સંસારસાગર કંઈક જનને લાગતો ખારો,
તેમાંથી પ્રભો ! કરુણા કરી દો, અનુભવ સારો;—
મિથ્યા મોહમમતા ત્રાસ દે તે આજ નિવારો,
બાલક આપનાં પ્રભુ, એટલું તો, આપ વિચારો;—
સાચા જ્ઞાનવિણુ જીવનો નથી કદી ઉગરવા વારો,
જ્ઞાન સ્વરૂપનું દઈને દયાળુ ! આજ ઉદ્ધારો;—
નિજ કરુણાસરિતાતણો પટ પ્રભુ આજ વિસ્તારો,
તેમાં પૂર્ણ: સ્નાન કરાવી સઉના અર્થને સારો;—
એકેએક, આપ શરણુવિનાનો, માર્ગ અંધારો,
તેમાંથી અમોને ખેંચી આપ ચરણુશરણુ ધારો;—
બીજા સકલ સ્થલમાં એક શબ્દ શુણાય છે 'મારો',
રક્ષો (છો) આપ પ્રભુ એક જ વદીને ' પુત્ર આ મા'રો; !—
આજે જ્ઞાન શ્રી ઐશ્વર્યઆદિ પ્રાપ્ત થાનારો,
એવો કહો હે નરહરિ ! અમારો ભાવિવર્તારો;—

# શ્રી महाकालना २६ मा रूपना प्रादुर्भावनिमित्त श्री इष्टस्तुति, प्रार्थना तथा नमस्कार.



મંગલતા એ જ જેમનું સ્વરૂપ છે, અને ક્રિયામાત્રનો મંગલકારક પરિણામ જેની કૃપાને અવલંબીને રહ્યો છે, તે મંગલાત્મા પરમાત્માને આરંભમાં અનેક પ્રણતિ અર્પીએ છીએ. જેમનો સંકલ્પ સર્વ પ્રકારના શ્રેષ્ઠ મંગલ કાર્યોને પ્રકટાવે છે, તેનો ઉત્કૃષ્ટ પ્રકારે નિર્વાહ અને યથોચિત વૃદ્ધિ કર્યા કરે છે, અને તેવડે અનેક પ્રકારનું લોકહિત સાધે છે, તે સંકલ્પનું નિરંતર સુભાગી તથા દયાપાત્ર દુર્ભાગી જનોપર સિંચન થવા અર્થે મંગલસ્વરૂપ પરમાત્માના સવિશેષ અનુગ્રહની ઇચ્છા કરીએ છીએ.

મંગલતાનો અંશ પ્રાણિમાત્રના અભ્યંતર પ્રદેશમાં નિત્ય વિદ્યમાનરૂપે રહેલો છતાં, તેના ઉપર અમંગલતાનાં જે સ્તર ચઢ્યાં હોય છે તેનું નિઃશેષ ક્ષાલન કરનાર વસ્તુ ગુરુઈશ્વરનું કરુણાજલ હોવાથી તે જલનું વર્ષણ થવા અર્થે અને અભ્યંતર પ્રદેશમાં રહેલી મંગલતાની પૂર્ણ કલાએ પ્રત્યક્ષ પ્રતીતિ થવા અર્થે મંગલસ્વરૂપા **શક્તિ** અને તેમના પતિરૂપ **શ્રીમહેશ્વર** ભગવાન્‌ને સ્તુતિ, નમસ્કારસહ પ્રાર્થના કરીએ છીએ.

પ્રાણિમાત્રને પરમહિતજનક વસ્તુરૂપે એક જ વસ્તુનો સર્વજ્ઞ પુરુષોએ નિર્ણય કર્યો છે, અને તે એ કે તેમના જીવત્વની સર્વાંશે નિવૃત્તિ અને સ્વસ્વરૂપાનુભવની અપરોક્ષ અનુભવરૂપ પ્રાપ્તિ. આ પરમ ઈપ્સિતાર્થની સિદ્ધિમાં તદનુકૂલ પુરુષપ્રયત્ન, અને એ પ્રયત્નની યોગ્ય દિશાનું જ્ઞાન, એની અપેક્ષા છે. એ પ્રકારની સમર્થ સહાયને અર્પનાર એક **શ્રી સદ્‌ગુરુ** જ સમર્થ છે એમ અનુભવ તથા પ્રબુદ્ધ જનોનું કથન હોવાથી તે કાર્યની સિદ્ધિઅર્થે સમર્થ સદ્‌ગુરુ પરમાત્મા **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ને સંપૂર્ણ ભક્તિભાવે નમન તથા સ્તવન કરીએ છીએ.

આત્માની પરાવાણીમાં સ્ફુટ થતું જે રહસ્યમય જ્ઞાન મધ્યમા વાણીમાં આવી લેખિનીદ્વારા સ્થૂલરૂપતાને પામે છે તેમાં સત્ય, તાત્પર્ય, સિદ્ધિ, મધુરતા અને દિવ્ય રસને પૂરી શૃંગારિત કરવામાં જેના અનુગ્રહબલની સવિશેષ અપેક્ષા છે એવી વિદ્યામાત્રની શક્તિરૂપ **શ્રીવાગીશ્વરી** દેવીનું આરંભમાં સ્મરણ કરી તેમની કરુણાની યાચના કરીએ છીએ.

પરમાત્મારૂપ સદ્‌ગુરુ અને જીવ એ ઉભયનો અનન્ય સંબંધ થવો એ સમાન જીવને હિતકારક અન્ય કાંઈ નથી. એ પ્રકારનો દૃઢ સંબંધ, જીવને સદ્‌ગુરુસ્વરૂપના જ્ઞાનપૂર્વક કરાવનાર વિશ્વમાં અદ્વિતીયરૂપે મનાતા, તથા જેના વિષે ઈશ્વરસમાન ભક્તિ ધરવાનું શાસ્ત્ર પ્રબોધન કરે છે તેવા આત્મપ્રિય ગુરુશ્રીનું પણ ભક્તિપુરઃસર સ્મરણ કરીએ છીએ.

સ્નેહભાવે તથા આત્મભાવે ગુણગણનિકેતન, પરમાત્મકૃપાપાત્ર **શ્રીમાન્ વિશ્વબંધ**ને પણ સ્મરીએ છીએ.

**શ્રી મહાકાલ**સ્વરૂપ ભગવન્! આપનો કૃપાપ્રવાહ એ જ અમારી પરમ પ્રીતિનો વિષય થઈ રહો, તે કૃપા પ્રવાહની પ્રાપ્તિ એ જ અમારો ઈપ્સિતાર્થ થઈ રહો, તેમાં અમારૂં અવગાહન એ જ અમારી કૃતકૃત્યતા થઈ રહો. આપના સ્થૂલ સ્વરૂપને ધારણ કરતું **શ્રીમહાકાલ** પોતાના આ ૨૬ મા વર્ષમાં આપના અનન્ત જ્ઞાન, સામર્થ્ય, ઐશ્વર્ય તથા અલૌકિક માહાત્મ્યનો સર્વત્ર વિસ્તાર કરી અનેક જનોનાં અંતઃકરણને આનંદ, શીતલતા, શાંતિ તથા અમૃતત્વ અર્પો.

# શ્રી મહાકાલના ષડ્વિંશતિતમ રૂપનો પ્રાદુર્ભાવ.



વમાત્રને સર્વથી અધિક કષ્ટ આપનાર, ઉન્નતિના માર્ગમાં વિઘ્રરૂપ થઈ મનુષ્યને વિવિધ પ્રકારનાં સુખ તથા અભ્યુદયથી વિમુખ રાખનાર, તથા તેમનું અવશ્ય કરીને અધઃપતન કરનાર, અને તેવડે જીવ-ઈશ્વરના વાસ્તવ અભેદમાં ભ્રાંતિ પ્રકટાવી, જીવને ઈશ્વરથી કેવલ રહિત-રૂપે ગણાવી અનેક પ્રકારનો દુઃખદ ઉપાધિ પ્રકટાવી જીવને નિરંતર દીન, દુર્બલ અને સંકુચિતરૂપે રાખનાર તથા તેને સર્વ અંશે નિઃશ્રેયસ્નો અનધિકારિ ગણાવનાર જે અજ્ઞાન, તેનો મનુષ્યમાંથી લય કરી તેને પોતાના વાસ્તવ અમર્યાદ સામર્થ્ય વાળા સ્વરૂપનું ભાન કરાવનાર **શ્રીમહાકાલ** આજ પોતાના ષડ્વિંશતિતમરૂપનો પ્રાદુર્ભાવકરેછે.

જેનું દર્શનમાત્ર અંતઃકરણના કલેશની નિવૃત્તિપૂર્વક આનંદને પ્રકટાવે છે, જેનું વાચન હૃદયના તાપમાત્રને હરી તેમાં સાત્વિક શીતલતા પ્રસારી, તેના રજતમાદિ દોષોના અભિ-ભવપૂર્વક તેમાં બોધામૃતનું સિંચન કરી, વિવિધ કલેશ, દુઃખ આદિથી થતી વિકલતાનું ઉન્મૂલન કરી, શાંતિ, પ્રેમ, પ્રસન્નતા, પ્રબોધ, નિરામયતા, નિર્ભયતા આદિ ફલસહિત તેને નવપલ્લવિત કરનાર તથા તે હૃદયવૃક્ષનીચે આશ્રય લેનારને અપૂર્વ સુખ, તૃપ્તિ, ઉત્સાહ, ઐશ્વર્ય, નિર્મલતા તથા નિશ્ચિંતતાને અર્પનાર **શ્રીમહાકાલ** નિત્ય વિજયપરંપરાને પ્રાપ્ત છે.

દેવ, સિદ્ધ, ઋષિવર્ગ તથા ઇતર અદષ્ટ કોટિઓ પણ જેનું સ્તવન કરી પોતાને અહો-ભાગ્ય માને છે, જેમના સ્મરણથી તે સકલ સમુદાય પોતાને અપૂર્વ વીર્યશ્રીયુક્ત ગણે છે, જેનું સેવન સર્વ પ્રકારના મનોહર દિવ્ય ગુણોને પોતાનામાં પ્રકટાવી, તેના પ્રસારણવડે અનેક અંતઃકરણને અપૂર્વ સામર્થ્યયુક્ત કરી, જન્મમરણરૂપ મહાવ્યાધિથી મુક્તત્વ અર્પી શુદ્ધ ચિદાનંદરસનું આસ્વાદન કરાવે છે, તથા અજરામર સ્વરૂપનું ભાન કરાવી તેને જ પોતાના વાસ્તવ સ્વરૂપરૂપે જણાવી જીવઈશ્વરના ભેદની નિવૃત્તિ કરે છે, તે **શ્રીમહેશ્વર** ભગ-વાનના અંશરૂપ મહાકાલ આજે પોતાના નવીન રૂપનો પ્રાદુર્ભાવ કરી ઉજ્જ્વલ સંસ્કાર-યુક્ત હૃદયને અપૂર્વ આહ્લાદ અર્પે છે.

લૌકિકઅલૌકિક વિવિધ પ્રકારનાં જ્ઞાનનું ઉદ્ઘાટન કરી, વિવિધ પ્રકારના સત્યમય શુદ્ધ વિચારોથી સર્વ કરણોને શુભ બલયુક્ત કરી કર્તવ્ય, જ્ઞાતવ્ય તથા પ્રાપ્તવ્યના અત્યંત હિતકર સિદ્ધાન્તોનું સ્થાપન કરી માનવઅંતઃકરણમાં સર્વ પ્રકારની ઉચ્ચતા પ્રકટાવવાના ઉત્સાહને અર્પી, દુર્બલતા, અશક્યતા, પ્રમાદ, તથા અશ્રદ્ધાના નિવારણપૂર્વક જે આશા, ધૈર્ય તથા શ્રદ્ધાને પ્રકટાવી સર્વનું પરમ હિત સાધે છે તે **શ્રીમહાકાલ** સર્વના આશ્રયરૂપ થઈ, તેમના ઈપ્સિતાર્થને સિદ્ધ કરતું સર્વદા સુયશસંપન્ન હો.

આ આઘોષનો તમે પ્રતિઘોષ કરશો ?

---

# आत्ममंदिरमां प्रवास.

પ્રિય બંધુઓ અને ભગિનીઓ ! તમે કે જેમને ક્લેશ અને દુઃખો પ્રાપ્ત છે અને તેમાંથી કેવી રીતે મુક્ત થવું એ જાણતાં નથી અને તેમ છતાં એમાંથી મુક્ત થવાની ઇચ્છાવાળાં છો, તો ચાલો, મારી સાથે આત્માની દિવ્ય ભૂમિકામાં પ્રવેશ કરો. અહો ! જેમ જેમ આપણે આગળ ચાલીએ છીએ, અને પરસ્પરના હસ્તને ઝાલીને આત્માના દિવ્ય સદનની નિકટ અને નિકટ આવતાં જઈએ છીએ તેમ તેમ શું તમને સૂક્ષ્મ જીવનમય આંદોલનોનો અધિક અને અધિક અનુભવ નથી થતો ? હવે આપણે આત્માના પ્રાસાદમાં પ્રવેશવાના મુખ્ય દ્વારપાસેના પ્રદેશમાં આવી પહોંચ્યાં છીએ. આ ભૂમિકાનું નામ **વિશુદ્ધિ** છે. આ પ્રદેશમાં આવ્યા પછી જ હવે આપણે વધારે ઉંડા પ્રદેશમાં દૃષ્ટિ કરી શકીએ છીએ. અને આ સ્થલે આપણે રહીસહી મલિનતામાત્રનો ત્યાગ કરીએ છીએ આ સ્થળનાં આંદોલન આપણને સર્વ અંશમાં શુદ્ધ કરી મૂકે છે. તમારા પોતાના સર્વ અંશોમાં જુઓ. હવે તે કેવા વિશુદ્ધ બની ગયા છે ! જુઓ, શાંત અને આછો પ્રકાશ આપણી આસપાસ પ્રકાશી રહ્યો છે. અને આપણને અણુઅણુમાંથી શુદ્ધ કરી રહ્યો છે. હવે જીવનનાં અધિક તીવ્ર આંદોલનો થતાં જાય છે, અને આપણને સ્પર્શે છે. અનુભવો, તેનું ભાન કેવું વિલક્ષણ અને અદ્‌ભુત જાગ્રતિને અર્પનાર લાગે છે ! અહો ! તે કેવાં ઉત્સાહપ્રદ અને સુખદ છે ! આપણને તે કેવા શાંત અને સ્થિર કરી દે છે ! જુઓ, હવે ઝાંખો પ્રકાશ ધીમે ધીમે વધતો જાય છે. આપણે અધિક બલસ્વરૂપ થતા જઇએ છીએ. આપણા પ્રત્યેક વિભાગમાં સામર્થ્ય પ્રવેશ કરે છે. હવે આપણે પ્રભુના દિવ્ય મહાલયના દ્વારની અંદર પ્રવેશી પ્રથમ પ્રદેશમાં આવીએ છીએ. આનું નામ **સન્મય** પ્રદેશ છે. બંધુઓ ! ભગિનીઓ ! આ સ્થાનમાં પ્રવેશતાપૂર્વે આપણે પરસ્પરને જુઓ. આપણે ઉત્કૃષ્ટ વિચારોથી ઉન્નત થયા હોઈએ એવું ભાન આપણને નથી થતું ? જેમ જેમ આપણે આગળ જઈએ છીએ, જેમ જેમ આપણે વિશાલરૂપે થતા જઈએ છીએ તેમ તેમ આપણો પ્રકાશપરિવેશ અધિક અને અધિક પ્રકાશિત થતો જાય છે. તેનાં દિવ્ય આંદોલનો વધતાં જાય છે. આપણે જાણતાં હતાં કે **વિશુદ્ધિના** સ્થાનમાં આપણે સુખી હતાં, પરંતુ અહિં એથી પણ વધારે સુખનું ભાન આપણને થાય છે. અને બંધુજનો ! હજી પણ વધારે સુખનો પ્રદેશ આગળ આવે છે. આપણી જડતા નિવૃત્ત થાય છે. ચૈતન્યની અધિક સ્ફુટ કલા આપણામાં વિસ્પષ્ટ થાય છે, આપણા જીવનને કાંઈ અવનવો અનુભવ થાય છે. ક્ષણભર તો આપણી દૃષ્ટિ આ સ્થળના પ્રકાશમાં અંજાઈ જાય છે. અહિં એક પણ અસતનો સંસ્કાર નથી. કેવલ સદ્‌રૂપ વસ્તુનું જ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. ભ્રાંતિ કે સંશયનો અહિં સર્વાંશે અભાવ છે, અહિં સર્વનું અસ્તિત્વ જ છે. વિનાશ કે વિયોગ નથી. અહિં ભૂત કે ભવિષ્ય નથી. એ સર્વ ભેદોથી અતિરિક્ત આ પ્રદેશ છે. જે નિરંતર છે અર્થાત્ જેનો સર્વદા સદ્‌ભાવ છે એવો આ સન્મય પ્રદેશ છે. પણ જુઓ, હજી તો આપણે આગળ જ ચાલીએ છીએ. અહો ! આ તો કોઈ વિલક્ષણ વિલક્ષણ પ્રકારનાં તીવ્રતર આંદોલનો આપણને સ્પર્શ કરવા લાગ્યાં! આપણા અભ્યંતર પ્રદેશમાં આ આંદોલનો અધિક અને અધિક ઉંડાણમાં સ્પર્શ કરતાં જણાય છે. આનું સામર્થ્ય પૂર્વકરતાં પણ વિલક્ષણ લાગે છે, એનો

સ્પર્શ થતાં જ આપણને કંઇ નવીન નવીન સ્ફુરે છે, જે અગમ્ય હતું તે ગમ્ય થતું જાય છે અને આ પ્રદેશનો પ્રકાશ આપણને કંઈ અત્યંત સૂક્ષ્મ વસ્તુઓને પણ યથાર્થ રૂપમાં દેખાડી આપે છે. આ પ્રદેશનું નામ ચિન્મયપ્રદેશ છે. તે કેવલ જ્ઞાનમય છે. આમાં આપણો પ્રવેશ થતાં જ આપણી આંતર દૃષ્ટિ જાણે ઉઘડી ગઈ હોય એવું જે ભાન થયું તેનું કારણ આ જ છે. અહો ! શું કોઈ કાલે પણ તમે જાણ્યું હતું કે આપણામાં જ એક આવો પ્રદેશ છે ? પામર જીવો શું જાણે ! અતીતઅનાગત સર્વેનું આપણને હસ્તામલકવત્ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, જે કંઇજ્ઞાતવ્ય છે તે સર્વ અહો ! અહિં કેવું પૂર્ણ અંશે આપણને પ્રાપ્ત થાય છે ! અને તેમ છતાં બંધુઓ ! જુઓ, હજી તો આપણે આગળ જ જઈએ છીએ. અરે ! પણ આપણને અપૂર્વ પ્રસન્નતા અર્પતાં આ આંદોલનોનો અનુભવ થયો કે ? આ પ્રદેશ તો પૂર્ણ જીવનમય જણાય છે. જગતના મનુષ્યો જેને જીવન કહે છે, તે અને આ સ્થાનના યથાર્થ જીવનને જ્યારે આપણે અનુભવીએ છીએ, ત્યારે જણાય છે કે આખું જગત્ જેને જીવન માને છે તે માનવામાં મોટી ભૂલ કરે છે. ક્યાં સૂર્ય અને ક્યાં આગીઓ ! ક્યાં આ વાસ્તવ જીવન અને ક્યાં પેલું મિથ્યા જીવન ! અને તેમ છતાં જગત્ જેને જીવન કહે છે એ આ જ વાસ્તવ જીવનનો અંશ છે, એ પણ કેટલું આશ્ચર્ય ! આપણે અંતરતમ પ્રદેશમાં આવ્યાં છીએ. અહિં અનાયાસ જ પ્રસન્નતા સ્ફુરે છે એ તમે અનુભવ્યું કે ? પરમ પ્રાપ્તવ્યરૂપ વસ્તુને સિદ્ધ કરીને જે અવર્ણનીય આનંદ થાય છે, તે આનંદનું સ્વરૂપ આજપર્યંત આપણને કલ્પનામાં જ હતું. તે આજે અનુભવતાં સમજાયું કે તે કલ્પના તો બહુ જ ન્યૂન હતી. જુઓ, સમસર્વત્ર શુભ્ર વર્ણ કેવું આકર્ષણ કરી રહ્યો છે ! સર્વ કાંઈ શુભ્રમય થઈ ગયેલું જણાય છે. અને તે આપણને કેવું અમાપ બલ અર્પે છે ! આવા બલનો આપણે અદ્યાપિ અનુભવ કર્યો ન હતો. આ સ્થાનની સાથે આપણે પણ કેવલ પ્રેમમય બની જઈએ છીએ. આ પ્રેમ આપણને પૂર્ણતામાત્રના શિખરે સ્થાપે છે. આથી આગળ આપણને કોઇ પ્રદેશ જણાતો નથી. આ જ ઉન્નતિમાત્રનું શિખર છે. આપણે 'શિખરે સ્થિતિ' કરીશું ? વિશ્વમાત્રને સંકલિત રાખનાર આ પ્રેમનો પ્રભાવ અહો ! અતર્ક્ય છે. આ સ્થાનને આનંદપ્રદેશ કહે છે. આ સ્થાનમાં ગમે તેટલો કાલ રહેતા છતાં આપણને તૃપ્તિ થાય તેમ નથી. કહો, શત્રુ જણાય છે ? દ્વેષી જણાય છે ? અયોગ્યજેવું કાંઈ જણાય છે ? ઉંચા નીચાનો ભેદ કલ્પાય છે ? ક્લેશ કે કોઈ પણ વિકારની છાયામાત્ર અહિં દેખાય છે ? કશામાં પણ પ્રતિકૂલ બુદ્ધિ પ્રકટે છે ? ક્યાંથી પ્રકટે ? એ બધું ક્યાંથી થાય ? આ પ્રેમમય જે આનંદપ્રદેશ છે તેમાં એ જ અપૂર્વતા છે. અહિં આપણે અધિક સ્થિતિ કરીએ. પૂર્વે આપણને પ્રાપ્તઉપાધિઓમાંથી કેટલાકને વિશુદ્ધિના સ્થાનથી, કેટલાકને સન્મય પ્રદેશથી અને કેટલાકને ચિન્મય પ્રદેશથી ત્યજી દીધા છે—તેઓ અનાયાસ છુટી ગયા છે. હવે તેમાંનું કાંઇ પણ નથી. તેમાંનું કોઈ અહિં આવી શકે એમ નથી. અહિં તો કેવલ પરમ તૃપ્ત, નિર્લેપ, નિરાલંબ અને અવર્ણ્યએવા પરમાત્મા જ વિલસી રહ્યા છે. પરમ શાંતિનો આ સ્થાને આપણે અનુભવ કરીએ છીએ. બંધુઓ ! ભગિનીઓ ! જે કંઈ જોઈતું હતું તે આપણને મળ્યું છે. આપણે આજે સર્વોત્તમમાં સ્થિત થયા છીએ. આત્માના મુખ્ય મંદિરમાં આપણે આવી પહોંચ્યા. અહિં અખંડ પ્રેમ અને અખંડ આનંદ જ છે. ગ્રહણ કરો, સુભાગી જનો !

# पृथ्वीउपर भुसको मारतां पृथ्वीउपर न पडतां पृथ्वीथी दूरना लोकमां जई पडेलो पुरुष.

મારી સાથે એકાંતમાં વાત કરવાની ઈશ્વરરાયને હવે તો એટલી ચટપટી લાગી રહી હતી કે બીજે દિવસે ઓફીસનો સમય વીતી જતાં જ તે તત્કાળ મારી પાસે આવ્યો, અને આતુરતાથી મને પૂછવા લાગ્યો કે આજે આપને નિવૃત્તિ છે?

મેં સહજ સ્મિતપૂર્વક કહ્યું, હા, આવો બેસો.

પછી તે મારી સામે પડેલી એક ખુરશીઉપર બેઠો. મારું રહ્યું સહ્યું કાર્ય પાંચેક મિનિટમાં સમાપ્ત કરી પછી મેં તેને કહ્યું, ઈશ્વરરાય! વાયુમાં છિદ્ર પાડવાની કળાનું જ્ઞાન મેં ક્યાંથી પ્રાપ્ત કર્યું, તે તમારે જાણવું છે? એ સંબંધમાં અંગ્રેજીમાં કેટલાંક પુસ્તકો છે, તે હું તમને વાંચવા આપીશ. પણ મેં આ સંબંધમાં જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે કેવળ પુસ્તકોઉપરથી કર્યું નથી. પૃથ્વીઉપર ભુસકો મારતાં પૃથ્વીઉપર ન પડતાં પૃથ્વીથી દૂરના લોકમાં જઈ પડેલા એક ચમત્કારિક પુરુષપાસેથી એ જ્ઞાન વિશેષે કરીને મને પ્રાપ્ત થયું છે.

ઈશ્વરરાય જે મારાં વચનો અત્યંત ધ્યાન દઈને શ્રવણ કરતો હતો, તે મારા છેલ્લા વચનને સાંભળીને, સમજ ન પડી હોય એવો મુખનો ભાવ દર્શાવતાં, વચમાં જ બોલી ઉઠ્યો, શું કહ્યું એ? પૃથ્વીઉપર ભુસકો મારતાં દૂરના લોકમાં જઈ પડેલા કોઈ પુરુષપાસેથી આપે આ જ્ઞાન પ્રાપ્ત કર્યું?

મેં કહ્યું, હા. હું સાચું જ કહું છું. આ પુરુષે બારીએથી નીચે પૃથ્વીઉપર પડતું નાંખ્યું હતું, પણ પૃથ્વીઉપર ન પડતાં કરોડો માઈલ દૂરના કોઈ તારામાં તે પડ્યો હતો.

અવિશ્વાસનો ભાવ દર્શાવતાં ઈશ્વરરાય બોલ્યો, આ વળી નવો ગેબીગોળો શો ગબડાવ્યો? આપનું મગજ પણ કંઈ અજબ છે?

મેં કહ્યું, એટલે શું તમે એમ કહેવા માગો છો કે મારા ભ્રમિત મગજમાંથી મેં વળી આ એક નવો બુટ્ટો ઉઠાવ્યો છે? જ્યાં સુધી મનુષ્યો ગૂઢ વિદ્યાઓના પ્રાંત ભાગઉપર પણ નથી આવ્યા હોતા ત્યાં સુધી તે વિદ્યાઓની સામાન્ય વાતો પણ તેમને તરંગી મગજના બુટ્ટાઓ જણાય છે. યથાર્થ જાણવા માટે જે પ્રયત્ન કરવો પડે છે, તે કરવામાં કાયરતા એ જ આવાં વચનોનું કારણ છે.

તે જરા લજ્જા પામી બોલ્યો, ત્યારે આપની વાત શું સાચી છે? એમ હોય તો મને તે આખી કહી જાઓ.

મેં કહ્યું, તે તો કહેવાનો મેં આરંભ જ કર્યો હતો, પણ મારી વાત પૂરી તો નહિ પણ અર્ધી સાંભળવાનું ધૈર્ય પણ તમે ધરી શક્યા નહિ. જગતમાં અસંખ્ય મનુ-

ષ્યો તમારા જેવાં સ્વભાવના જ હોય છે. કોઈ વાત કોઇએ કહેવા માંડી હોય તે હજી તો અર્ધી સંભળાઈ પણ ન હોય, તે પહેલાં તો તેના ઉપર અભિપ્રાય આપવા મચી પડે છે, અને આ રીતે ખોટા અભિપ્રાયો બાંધી, સાચી વાતને પણ ખોટી જાણી, પછી હંમેશાં તેનાથી વિમુખ રહે છે. આવા મનુષ્યો જ્ઞાનમાં આગળ વૃદ્ધિને ન પામે એમાં આશ્ચર્ય શું છે ? આ પ્રસંગે તમારો હું કાંઈ ખાસ દોષ કાઢતો નથી, પરંતુ તમારા હિતને અર્થે આટલી સૂચના કરી છે, તેથી અંતઃકરણમાં ક્ષોભને પામશો નહિ હોં કે. લો ત્યારે હવે તમને, જેને હું ચમત્કારિક પુરુષ કહું છું તેનો વૃત્તાંત કહું છું.

આજથી આશરે ચારેક વર્ષઉપર આ પુરુષનો 'તાજમહાલ' હોટેલમાં મારે પ્રથમ સમાગમ થયો હતો. હું એ હોટેલમાં ભોજન લેવા ગયો હોઈશ, એવા ખોટા અનુમાનઉપર પાછા ચઢી જશો નહિ. તમે જાણો જ છો કે પૂર્વે 'ટાઈમ્સ' ની ઑફીસમાં હું નોકર હતો. દુનિયાનાં વિવિધ પત્રો તથા માસિકોમાંથી જાણવા જેવી વૈજ્ઞાનિક ખબરોનો સંગ્રહ કરતો, અને તેને ટાઇમ્સમાં પ્રકટ કરવા આપવી, એ કામઉપર મારી નિમણુંક હતી. વળી મેનેજરને પણ પ્રસંગોપાત્ત મદદ કરવાનું મને સોંપેલું હોવાથી મારે અઠવાડીયામાં બે ત્રણ દિવસ લગભગ આખી રાત્રિ પણ ઑફીસમાં રહેવું પડતું.

એક પ્રસંગે કોઈ વિદ્વાન્ વૈજ્ઞાનિક ઑસ્ટ્રેલિયાથી આ દેશમાં આવ્યો હતો, અને તેણે 'તાજમહાલ હોટેલમાં મુકામ કર્યો હતો, એવું કોઇ દ્વારા મારા જાણવામાં આવ્યું. હું તેને મળવા મારા એક મિત્રને લઇને ઉક્ત હોટેલમાં ગયો. તેનું નામ, તથા કયી ઓરડીમાં તેનો નિવાસ હતો વગેરે કશું જ અમે જાણતા ન હતા. હોટેલના વ્યવસ્થાપક પાસેથી પણ જોઈતી ખબર મળી નહિ. આથી ઓરડીના દ્વારઉપર જેમ કેટલાક પોતાના નામનું પાટીયું મારે છે, તેમ આ વિદ્વાને પણ કદાચ માર્યું હોય, અને તેથી કદાચ પત્તો લાગી જાય તો લાગી જાય, એવું અનુમાન કરી, હોટેલનો અર્ધો ભાગ મેં જોઈ વળવાનો અને અર્ધો ભાગ મારા મિત્રે જોઈ વળવાનો ઠરાવ કર્યો.

ચોથા માળઉપર હું તપાસ ચલાવતો હતો એટલામાં મારો મિત્ર મને શોધતો મારી પાસે વેગથી આવ્યો, અને મને કહેવા લાગ્યો, જરા મારા મોં સામું લક્ષપૂર્વક જુઓને કે મને કંઇ થયું છે કે મને મિથ્યા ભ્રાંતિ છે ? મારી આંખો જુઓ, અને કહો કે તે તો સભી સાજી છે કેની ?

મેં કહ્યું, દીનાનાથ ! તમારો મશ્કરી કરવાનો સ્વભાવ અહિં પણ ન ગયો ? જે કામમાટે આપણે આવ્યા છીએ તે કામ આપણે પ્રથમ કરી લેવાનું છે. પછી હાસ્યવિનોદ તો છે જ.

તે બોલ્યો, જેની એક વાર ખોટી છાપ પડી ગઈ તે પછી ગંભીર વાત કહે તો પણ પ્રથમ તો તેની મશ્કરીમાં જ ગણી લેવામાં આવે છે. ભાઈ રે ! હું મશ્કરી કરતો નથી, પણ ખરૂં જ કહું છું. જરા ખુદાની ખાતર કહેશો કે મારી આંખોમાં કશો ફેરફાર જણાય છે ?

મને સમજાયું કે દીનાનાથ હાસ્ય કરતો નથી, પણ ખરા અંતઃકરણપૂર્વક જ

બોલે છે, તેથી તેના સામી એક ક્ષણ વાર દૃષ્ટિ સ્થાપીને હું બોલ્યો, તમને કશું જ થયું નથી. તમારા નેત્ર મને તો તેઓ નિત્ય જેવાં જણાય છે, તેવાં જ જણાય છે.

તે બોલ્યો, ત્યારે મારી સાથે એકવિશમા નંબરની ઓરડીમાં આવો, અને જરા નજર નાંખવાની તસ્દી લો. જેવું મેં ત્યાં જોયું તેવું જ જો તમને પણ જણાશે તો હું માનીશ કે મને કશું જ થયું નથી, અને મારી ડાગળી ખસી ગઈ નથી. પણ સંભાળજો, એકદમ અંદર ઘુસી ન જતા, એનું બારણું જરા અધખોલું રહી ગયું છે, તેમાં જરા જોઈ લેશો, એટલે જણાશે.

મેં કહ્યું, ચાલો હું આ આવ્યો. પણ તમે શું જોયું તે તો જરા કહો?

તે બોલ્યો, મારી દાઢીના વાળ બધાએ ધોળા થઇ ગયા છે કે કેમ એવો નથુ હજામને કોઇ ડોસાએ સવાલ પૂછતાં તેણે જે ઉત્તર આપ્યો હતો, તે જ તમારા પ્રશ્નનો ઉત્તર સમજી લેશો. હવે વખત તો વચમાં અર્ધી મિનિટનો છે. નજરે જુઓ એટલે સાપ છે કે ઘો છે, તેનો ખુલાસો.

હું કશું ન બોલતાં તેણે બતાવેલી ઓરડીપાસે ગયો. ઓરડીનું બારણું સહજ કેમખોલું હતું. અંદર કોઇ હોય અને તેથી ડોકીયું કરવું એ અસભ્ય જાણી હું ખચકાયો, દૂરના લજ્જળથી દીનાનાથે મને આગ્રહથી આગળ ધકેલવાથી જાણે ત્યાંથી હું સ્વભાવથી જ પ્રાપ્ત થયું હએવો ડોળ કરી બારણામાં નજર નાંખતો નાંખતો આગળ ચાલ્યો.

જેયું ? ચારેક ફીટ ઉંચાઇનો એક ઠીંગણો મનુષ્ય, સામી ભીંતે દશેક ફીટ
ઇશ્વરરાય ° છાબીને જમીનથી પાંચેક ફીટ ઉંચો હવામાં અદ્ધર ઉભો ઉભો જોતો
વચનને સાંભળીને, તેનું ચિત્ત એકાગ્ર થઇ રહ્યું હતું. તેનો વાંસો મારા ભણી હતો. કશા
કઠયો, શું કહ્યું એ ? જુએ છે કે આકાશમાં અદ્ધર ઉભો રહીને તેને જુએ છે, તેનો
પાસેથી આપે આ જ્ઞાન પ્રાપ્ત ને ઓરડીનું બારણું જરા વધારે ઉઘાડ્યું, અને મને સ્પષ્ટ

મેં કહ્યું, હા. હું સાચું જ કહ્યામાં અદ્ધર જ ઉભો હતો. એટલામાં છબીને વધારે
નાંખ્યું હતું, પણ પૃથ્વીઉપર ન પડતાં હવામાં જ પાછો હઠ્યો. તેના પગ તળે હવા નહિ,
અવિશ્વાસનો ભાવ દર્શાવતાં ઇશ્વરરગલું ભર્યું, અને પોતાના માથાને ડાબા જમણી
ડાવ્યો ? આપનું મગજ પણ કંઇ અજબનેવા લાગ્યો. મને ખાતરી થઇ કે આ ભ્રાંતિ નથી
જીવતો મનુષ્ય જ આ ઓરડીમાં છે, અને તે
મેં કહ્યું, એટલે શું તમે એમ કહો ?ભર નહિ દેખી શકવાથી ઉંચે પોતાના સામ-
વળી આ એક નવો મુદ્દો ઉઠાવ્યો છે

પર પણ નથી આવ્યા હોતા ત્યાં નાનાથ જ્યાં ઉભાં હતો ત્યાં હું પાછો આવ્યો અને
મગજના મુદ્દાઓ જણાય છે. યથ જેયું છે, તે ખરૂં જ છે. મને પણ તમારા જેવું જ
કાયરતા એ જ આવાં વચનોનું કા

તે જરા લજ્જા પામી બોલ્યો, પુરુષ નીકળ્યો અને અમે ઉભા હતા, તેનાથી સામી
મને તે આપી કહી જાઓ. જુઉપર જ્યાં લિફ્ટ હતી ત્યાં આવ્યો. જોયું તો
ન કરતાં પાસે એક બારી હતી ત્યાં ગયો અને

મેં કહ્યું, તે તો કહેવાનો મેં અ
નહિ પણ અધીં સાંભળવાનું ધૈર્ય પણ

કાલના ર૭ મા રૂપના આશ્વિન માસમાં પ્રસિદ્ધ

તત્કાલ અદૃશ્ય થઈ ગયો. દીનાનાથ તો આ જોતાં એ-કરીને બૂમ પાડી ઉઠ્યો અને તે પુરુષ બારીમાંથી નીચે પડી ગયો એમ ધારીને તે જોવાને પેલી બારીતરફ દોડ્યો. હું પણ તેની પાછળ ગયો. અમે બારીમાંથી નીચે જોયું પણ તે ક્યાંહિ જણાયો નહિ. એટલામાં લિફ્ટ ઉપર આવી અને તેથી તેને જોવાની આશાથી દીનાનાથની ઇચ્છા જાણીને અમે લિફ્ટમાં બેસી નીચે આવ્યા. પરંતુ પેલો પુરુષ એટલામાં ક્યાંહિ પણ જણાયો નહિ. એટલામાં આસપાસ દૃષ્ટિ નાંખતાં આશ્રે રસ્તામાં ચાલતો જણાયો.

દીનાનાથ આશ્ચર્ય અને શંકાશીલ દૃષ્ટિથી મારા સંમુખ ટગર ટગર જોવા લાગ્યો. ખરેખર, એ આશ્ચર્યસરખું હતું; અને તેમાં પણ દીનાનાથના મનમાં તો તે અતિશય ઉથલ પાથલ કરી મૂકે એવું હતું. પરંતુ હું તો કેટલાક સમયથી નિગૂઢ વિદ્યાઓનો અભ્યાસી હતો, અને કેટલાક સમયપૂર્વે, મનુષ્યમાં રહેલાં ગુપ્ત સામર્થ્યોસંબંધી તથા તેવા અલૌકિક સામર્થ્યસંપન્ન પુરુષોનાં ચરિત્રોસંબંધી યોગવિદ્યા અને નિગૂઢ વિદ્યાના અત્યંત સમર્થ જ્ઞાતા મારા સદ્ગુરુશ્રીના સમાગમથી કંઇક મારા જાણવામાં આવ્યું હતું. ત્યારથી એ વિદ્યાસંબંધનો મારો મોહ પ્રબળ થવા લાગ્યો હતો, અને તે સંધિમાં નિગૂઢવિદ્યાસંબંધી કેટલાક ગ્રંથો પણ મારા વાંચવામાં આવવાથી એ સંબંધનો મારો પ્રયાસ કંઇક કંઇક અંશમાં સફળ થતો જતો હતો. તેથી મને તેમાં દીનાનાથજેવું અગમ્ય આશ્ચર્ય તો ન જણાયું, પરંતુ તે પુરુષની આ ક્રિયા મને અધિક રસ ઉત્પન્ન કરનાર જણાઈ.

તે પાછો આવે એની વાટ જોતા અમે દશેક મિનીટ ત્યાં ઉભા એટલામાં દીનાનાથની દૃષ્ટિ એકાએક ઉંચે ગઈ, અને મારે ખભે હાથ મૂકતાં તે આશ્ચર્યથી બોલી ઉઠ્યો, જુઓ ! જુઓ ! પેલા ચોથા મજલાની બારીઉપર કોણ દેખાય છે?

મેં તત્કાલ ઉંચું જોયું, અને જોતાં જણાયું કે તે જ પુરુષ પોતાની ઓરડીની બારીમાંથી સમુદ્રતરફ દૃષ્ટિ કરી રહ્યો હતો. આથી મેં દીનાનાથને કહ્યું, 'એ જ પુરુષ જેવો મને લાગે છે. ચાલો, ઉપર જઇને ફરી તપાસ કરીશું ?"

દીનાનાથ તો તૈયાર જ હતો. પાછા 'લિફ્ટ'માં બેસીને અમે ઉપર આવ્યા. તેની ઓરડીનું બારણું ઉઘાડું હતું, અને તે પુરુષ બારીમાંથી સમુદ્રપ્રતિ જોયા કરતો હતો. અમે બારણાઆગળ જરા વાર ઉભા રહ્યા એટલામાં તેણે પાછા ફરીને અમારા તરફ જોયું. અમે ઓરડીમાં પેઠા.

અંદર જઇને વિવેકપૂર્વક મેં તેને પૂછ્યું, ક્ષમા કરજો, હું જાણતો નથી. પરંતુ ઑસ્ટ્રેલીયાથી પધારેલા સમર્થ વૈજ્ઞાનિક આપ છો ? મારે તેમને મળવાની ઇચ્છા છે. તેણે હા કહીને અમને બેસવાનું સૂચવ્યું. અમે ત્યાં બેઠા. ઈશ્વરરાય ! મેં પૂર્વે તમને કહ્યા પ્રમાણે તે ઠીંગણો અને શરીરે જરા કૃશસરખો હતો.

થોડી આડીઅવળી વાત કર્યા પછી મેં પૂછ્યું, "આપ નિગૂઢ વિદ્યાના અભ્યાસી છો કે કોઇના સાધનભૂત (Medium) છો ?"

સહજ સ્મિતના ભાવપૂર્વક તેણે ઉત્તર આપ્યો, તમારા તરફથી આવા કોઈ પ્રશ્નની

હું આશા રાખી જ રહ્યો હતો, અને એનો ઉત્તર એ જ છે કે 'હા અને ના. પરંતુ તમારે તે કેમ પૂછવું પડે છે ?

આના ઉત્તરમાં મેં અને દીનાનાથે જે જોયું હતું તે તેને કહ્યું. પછી તે બોલ્યો, તમે પણ જીવનની ગુપ્ત વિદ્યાના અભ્યાસી છો એ હું જાણું છું. અને આ માર્ગમાં જે કંઇ તમારો પ્રવેશ થયેલો છે, તે પણ મારા જાણવામાં છે, અને તેથી તે વિદ્યાના નિયમપ્રમાણે જે સમયે જે કંઈ જાણવા યોગ્ય હશે તે તમને જણાયા જ કરશે. અને તમને એ જ્ઞાન થવામાં હું નિમિત્તરૂપ થાઉં એમ મને લાગે છે. લક્ષમાં રાખજો કે હું માત્ર નિમિત્તરૂપ થવાનું તમને કહું છું. કેમકે હું અથવા કોઈ પણ મનુષ્ય તમને જ્ઞાન આપી શકે એમ નથી. પરંતુ તમને તે જ્ઞાન થવામાં હું અથવા કોઈ પણ નિમિત્તરૂપ કે સાધનરૂપ થઈ શકે એમ છે. અને જીવનના પ્રત્યેક રહસ્યમાં એમ જ બને છે. તે કોઈનાથી આપી શકાતું નથી, અને કદાપિ આપવા જાય છે તો એવી રીતે સહજમાં બીજાથી ગ્રહણ પણ કરી શકાતું નથી. અને એ જ તેની અલૌકિકતા છે. અદ્‌ભુત સામર્થ્યને પ્રકટાવનાર જે જે રહસ્યો છે તે રહસ્યોનું અયોગ્ય મનુષ્યોથી રક્ષણ થાય અને અત્યંત યોગ્ય એવા કોઇ વિરલને જ તેનું વાસ્તવ જ્ઞાન થાય તેને માટે તે રહસ્યોની રક્ષકસત્તાઓ હોય છે. અને તે નિરંતર તેનું રક્ષણ કરવાને માટે અખંડ સાવધ રહ્યાં કરે છે. અને તેથી જ એવી દિવ્ય વિદ્યાનું રહસ્ય અદ્યાપિ કોઈ અયોગ્ય પુરુષને પ્રાપ્ત થયું નથી. અને વિશેષ ચમત્કારિક તો એ છે કે જેને આવું કોઈ જ્ઞાન થાય છે, અને પછી તે તેનો દુરુપયોગ કરવાની ધારણા કરે છે તો તત્કાલ જ તે જ્ઞાનની રક્ષકસત્તા તેને એ રહસ્ય ભૂલાવી દે છે. અને પુનઃ તેની યોગ્યતા થતા પર્યંત કોઈ પણ રીતે તેને તે જ્ઞાનની કળા હસ્તગત થવા દેતી નથી. આટલું કહેવાનું કારણ એ જ છે કે ઈશ્વરના અનુગ્રહથી અને તેમના જ મૂળ સંકલ્પથી તમને કોઈ પણ સમયે કંઈ અદ્‌ભુત જ્ઞાન પ્રાપ્ત થાય તો તેને અત્યંત ગુપ્ત રાખજો. મનુષ્યને જીવનના કોઈ રહસ્યનું જ્ઞાન થવામાં પચ્ચિશ ટકા જ્યારે બીજા બળની જરૂર હોય છે, ત્યારે પોણોસો ટકા તેને ગુપ્ત રાખવાના બળની અગત્ય હોય છે, અને તેની સાથે જ્યારે તમને કાંઈ જાણવા યોગ્ય જણાય, ત્યારપછી તેનો કોઈ પણ કાળે દુરુપયોગ કરશો નહિ. આટલું કહીને મારે જે કંઈ તમને જણાવવાનું છે તે હવે જણાવું છું.

હું એક પ્રવાસી છું, મેં આખી પૃથ્વીમાં પ્રવાસ કર્યો છે અને ઈશ્વરના અનુગ્રહથી જીવનનું જે કંઈ રહસ્ય છે તેનો મને પ્રબોધ થયો છે. અથવા તમારા શબ્દોમાં કહું તો નિગૂઢ વિદ્યાનું જે કંઈ તત્ત્વ છે તેની પ્રાપ્તિ થઈ છે. અને આ પ્રવાસને અંતે મને જણાયું છે કે જગતમાં બહુ જ થોડા મનુષ્યને વાસ્તવ જ્ઞાન હોય છે. હું મને પોતાને મારા દ્રષ્ટારૂપે જાણું છું. મારામાં રહેલી કોઈ અગમ્યસત્તા મારી નિયામક છે. અને તેથી જ મારામાં જ્ઞાનની પ્રતીતિ થાય છે, તથા બીજાઓ જેને ચમત્કારરૂપ કહે છે તેવા પ્રકારના પ્રયોગના નિયમનો ઉપયોગ પણ હું તેથી જ કરી શકું છું અર્થાત્ જે કાંઇ મારામાં ચમત્કારજેવું જણાય તો તેના કારણરૂપે મારામાં રહેલી એ નિયામક સત્તાને જ જાણજો.

આ સઘળા વિચારો કેવલ આપણાં અર્થશાસ્ત્રને મળતા જોઈ મેં તેને પૂછ્યું, આપે આ જ્ઞાન હિંદુસ્તાનમાંથી પ્રાપ્ત કરેલું ? આપને કોઈ યોગી, મહાત્મા કે સત્પુરૂષનો સમાગમ કે અનુભવ થયો હતો ?

તેણે કહ્યું, 'પુનઃ તેનો ઉત્તર પણ એ જ છે કે હા અને નાં. પશ્ચિમના દેશોમાં પણ હું ગયો છું અને ત્યાંના જ્ઞાતા પુરુષોને પણ મેં જોયા છે. પરંતુ એટલું કહેવું જોઇએ કે તેમાંના ઘણા ખરા અધુરા ઘડાની પેઠે છલકાયા કરતા હોય છે. જે કંઈ તેઓ બહાર દર્શાવવાનો પ્રયત્ન કરે છે, તેના કરતાં વસ્તુતઃ તેમનામાં બહુ ઓછું સામર્થ્ય હોય છે, તેમ તમારા દેશના જે જે પુરુષોનો મને અનુભવ થયો છે તેમાંના કેટલાક તો જેમાં કંઈ વિશેષ મહત્વ ન હોય એવી વાતુને પણ છૂપાવ છૂપાવ કરવાનો યત્ન કરી રહેલા મને જણાયા છે. બાકી કોઈ પણ દેશના જે યથાર્થ સામર્થ્યસંપન્ન પુરુષોને મેં જોયા છે તેમની જ્ઞાનસંબંધની પ્રવૃત્તિમાં મને કશો ભેદ જણાયો નથી. સર્વે પ્રજાનાં શાસ્ત્રો એક જ સત્યનું પ્રતિપાદન કરતાં હોય છે. માત્ર અનેક રૂપે તેઓ તેને વર્ણે છે. અને એ તેમની અલૌકિકતા છે. પરંતુ એ સંબંધનો વિસ્તાર હાલ ઉપયોગનો નથી. માત્ર એટલું જાણજો કે પ્રત્યેક પ્રજા પરમાત્માના સમાન અનુગ્રહપાત્ર છે, અને સર્વ કોઈને અધિકાર પ્રાપ્ત થતાં વાસ્તવ જ્ઞાન પ્રકટે છે. પરંતુ તેના નિમિત્તરૂપ થનાર પુરુષ તો કોઈ પણ દેશનો હોઈ શકે છે, પણ છેવટે એ તો નિમિત્તરૂપ જ છે. જ્ઞાનને આપનાર વસ્તુ તો સર્વેની એક જ છે.

પરંતુ તમે આ પ્રકાશને પામવાને યોગ્ય થયા જણાઓ છો. અને તેને માટે જ મારૂં અહિં આવવું થયું છે. અને જે કંઈ મેં કર્યું છે, અને તમારા જોવામાં આવ્યું છે, એ સઘળું પણ તેને માટે જ છે નહિ તો આવી સત્તાને પ્રાપ્ત પુરુષો પોતાના પ્રયોગો કરવામાં નિરંતર બહુ જ સાવધ હોય છે. મનુષ્યમાં એવી જાતનાં સામર્થ્યો છે એ તમે શ્રદ્ધાપૂર્વક માનતા થવા છો તો આવો, આ બારીઆગળ. હું વાયુમાં પગલાં ભરતો ભરતો નીચે પૃથ્વીઉપર ઉતરી પડીશ.

એમ કહી તે તત્કાલ ઉઠ્યો, અને મને પણ ઉઠવાની સંજ્ઞા કરી. દીનાનાથતરફ જોતાં મને જણાયું કે તેનું કાળજું ફડક ફડક થતું હતું. અને મુખઉપરથી લોહી ઉડી ગયા જેવો તે જણાતો હતો. તેની આંખો ગભરાયલી અને અસ્થિર જણાતી હતી. મેં સંજ્ઞાથી તેને નિશ્ચિંત રહેવા સૂચના કરીને હું ઉઠીને બારીપાસે આવ્યો. બારી મોટી હતી. કાચનાં બારણા બરાબર પહોળાં કરીને તે તેના ઉમરઉપર ઉભો. મને પણ આ વખતે કંપ થયો. નીચે નજર નાંખતાં પણ ગભરાઈ જવાય એટલે ઉંચે એ ઓરડી હતી. મને થયું કે કદાપિ આ મનુષ્ય કાંઇ ભ્રમિત ચિત્તવાળો હશે અને અહિંથી ઝંપલાવશે અને નીચે પડી તેના ફુરચે ફુરચા ઉડી જશે, તો પછી અમારી શી દશા? પરંતુ તત્કાળ જ મેં મારી અશ્રદ્ધાઉપર હાંસી કરી. મેં જોયું તો તે દષ્ટિના કાંઈ વિલક્ષણ ભાવપૂર્વક ઉંચે આકાશમાં જોઈ રહ્યો હતો. એકાએક આવેગને લઈ મારાથી તેને બોલાવી દેવાયો, અને એમ થયું કે જાણે તેને પકડી લઉં.

પણ તે ક્યાં? ચમકારા મારતી વીજળીના ઝબુકાની પેઠે અદૃશ્ય! મેં બારીમાંથી નીચે રસ્તાઉપર દૃષ્ટિ નાંખી, પણ ત્યાં કશું જ જણાયું નહિ. હું એકદમ નીચે ઉતરી આવ્યો અને આમ તેમ તપાસ કરી પણ ક્યાંહિ તેનું ચિહ્નસરખું જણાયું નહિ.

અમે તેની ઘણી જગાએ શોધ કરી, પત્રોમાં પણ તેને માટે લખ્યું પણ કશો જ પત્તો ખાધો નહિ. કોઈ પણ સ્થળે તેના સંબંધી કંઈ પણ સાંભળવામાં આવ્યું નહિ, તેમ તેનું નામ કે નિશાન કશું જ જણાયું નહિ.

આ પ્રસંગ વીત્યાને બરાબર એક વર્ષ વહી ગયું અને પુનઃ તે જ દિવસની રાત્રે મારા ઘરમાં એક ગાદીઉપર પડ્યો પડ્યો હું કંઇ વિચાર કર્યા કરતો હતો. હું ઉઠ્યો અને બારીમાં જઈને આમ તેમ જોવા લાગ્યો. મને વ્યતીત પ્રસંગનું સ્મરણ થઇ આવ્યું, અને તે સમયનું સઘળું ચિત્ર—એ ઓરડી, એ વાતચીત, તેના હાવભાવ, એ બારી—બધું જ મારી દૃષ્ટિમાં તરી આવ્યું.

પરંતુ હું જોઉં છું તો મારી બારીની સાખઉપર એ જ પુરુષ ઉભેલો મારી દૃષ્ટિએ પડ્યો, અને બીજી જ ક્ષણે કુદકો મારીને તે મારા ઓરડામાં આવ્યો. તથા તેમાં પણ જ્યારે તેણે આ પ્રમાણે કહ્યું ત્યારે મારા આશ્ચર્યનો અવધિ રહ્યો નહિઃ

" કેમ કેવો બનાવ બન્યો? આપણે કરવા માંડેલો નાનો સરખો પ્રયોગ જે રીતે કરવો ધાર્યો હતો તેના કરતાં કંઇ જૂદી જ રીતે થઇ ગયો. મને લાગે છે કે એનું કારણ તમે જ છો. જે વખતે હું મારાં આંદોલનોની ગતિને તીવ્ર કરતો હતો, તે વખતે મને એકાએક બોલાવવાની સાથે મને પકડી રાખવાની તમે કરેલી પ્રબળ ઇચ્છા અને તેની સાથે તે કાળે તમારામાં ઉત્પન્ન થયેલો ભય, એ બેએ મારાં ચાલતાં આંદોલનોમાં, મેં પૂર્વે કોઈ પણ વખતે નહિ અનુભવેલી એવી એક વિલક્ષણ ગતિને પ્રકટાવી અને તેથી પૃથ્વીઉપર ઉતરી પડવાને બદલે હું તેનાથી દૂર જઇને પડ્યો. "

મેં કહ્યું, " પરમેશ્વરની ખાતર ભલા થઈ ને જરા આ રહસ્યને સ્પષ્ટ કરવા કૃપા કરો. આટલો બધો વખત તમે ક્યાં હતા ? "

તેણે કહ્યું, " મેં તમને જણાવ્યું તે જ પ્રમાણે થયું હતું. હું પૃથ્વીથી દૂર જઇને પડ્યો હતો. પણ એવી રીતે દૂર પડવાને મને કેટલો વખત થયો ? "

મેં કહ્યું, " પૂરૂં એક વર્ષ. "

તે બોલ્યો, " ગમે તેટલો વખત થયો હો, પણ તે મને કંઇ જણાયો નહિ. મને તો માત્ર થોડી ક્ષણજેટલો જ સમય જણાયો છે. પરંતુ તમને ખબર હશે જ કે જેમાં રાત્રિ અને દિવસ જેવું જણાય છે અને જેમાં ઋતુઓ વગેરે પ્રકટીને જેને આપણે સમય કહીએ છીએ એવા પ્રકારની ગણના કરાય છે તે બધાની સાથે જ્યારે આપણે આ પૃથ્વીનો ત્યાગ કરીએ છીએ, ત્યારે પછી કાળ અથવા સમય એવી કોઈ વસ્તુ જ રહેતી નથી. આ પૃથ્વીલોકના વ્યવહારને માટે જ સમય એવી એક વસ્તુ કલ્પી લેવામાં આવી છે. બાકી વસ્તુતઃ કાળ કે સમય એવું કાંઇ નથી. "

મેં પૂછ્યું, " ત્યારે શું તમે ખરેખરૂં જ માનો છો કે તમે આ પૃથ્વીમાંથી બહાર જઇને પડ્યા ? "

તેણે ઉત્તર આપ્યો, " હું ખરેખરી રીતે જ એમ માનું છું, કેમકે વિજ્ઞાન એ વાતને સિદ્ધ કરે છે. જુઓ, સાંભળો, હું તમને કહું. એક વર્ષપૂર્વે જ્યારે હું બારીમાંથી નીકળ્યો, ત્યારે મારી દૃષ્ટિ એક ચોક્કસ તારાઉપર સ્થિર થઇ રહી હતી, અને હું તેના જ વિચાર કરતો હતો. હું આંદોલનોની ગતિને તીવ્ર કરતો હતો, અને એટલામાં જ તમે આવેશવાળા થઈ ગયા. અને મને પકડવાની તમને વૃત્તિ થઇ આવી. તમારી પાસેથી નીકળી જવાને માટે મારે આકાશના ઉચ્ચ પ્રદેશમાં આંદોલનોને પ્રેરવાં પડે એમ હતું. અને તે સંબંધી જેવો મેં સંકલ્પ કર્યો કે તત્કાલ જ હું કોઈ બીજી સૃષ્ટિના દૂરના

લોકમાં જઈને પડયો. હું આ પૃથ્વીથી દૂર જઈને પડયો, અને કોઈ બીજા લોકમાં મેં પ્રવેશ કર્યો. અને તે છતાં એ સઘળું નિયમાનુસાર હોવાને લીધે જ્યારે હું તમારૂં શુભ કરવાનો યત્ન કરતો હતો તે જ સમયે એક અણધાર્યો અને અત્યંત મહત્વનો લાભ મને પણ પ્રાપ્ત થયો.

" તે કેવલ આશ્ચર્યજનક હતો. અને કોઇ પ્રસંગે તે હું તમને કહીશ, પરંતુ તે વાત હું પૃથ્વીથી દૂર જઇને પડયો અને પછી પાછો આ પૃથ્વીમાં આવ્યો, એ પ્રસંગને કંઈ સાબીત કરી બતાવે એમ નથી. પરંતુ જે કંઇ હું હમણાં તમને કહું છું, તે હું ધારૂં છું કે તેને માટે પૂરતું પ્રમાણભૂત છે.

" બીજી અનેક બાબતોની સાથે એ દૂરનાં લોકમાં એક આ પ્રકારનો પ્રસંગ બન્યો હતો; આપણે જેને વિદ્યાલય ( College ) કહી શકીએ એના તેમના એક મોટા સ્થાનમાં હું ગયો. જેને તમે ' દેવ ' સંજ્ઞા આપી શકો એવી એક દિવ્ય વ્યક્તિ, તેના જેવી જ બીજી અનેક વ્યક્તિઓને કંઈક પ્રબોધન કરતી જણાઈ.

મને એમ થાય છે કે એ દેવની જે દિવ્યતા અને સુંદરતા મે જોઇ તેનું અને જેને હું વિદ્યાલય કહું છું તે અલૌકિક સ્થાનનું સવિસ્તર વર્ણન કરીને તમને આશ્ચર્યચકિત કરૂં. પરંતુ તેને માટે કોઇ શબ્દો જડતા નથી. જાણે તેનું સ્વરૂપ વાણીથી અગોચર હોય એમ જણાય છે. તોપણ આગળ હું જે કંઇ કહું છું તેના ઉપરથી તમે તેનું કંઈક અનુમાન કરી લેજો.

તે દૈવી વ્યક્તિએ તેના શ્રોતાઓને કહ્યું, "જીવનના પરમ કેન્દ્રસ્થાનમાંથી જ્યારે કોઈ વસ્તુ આ અંડકટાહરૂપે અસ્તિત્વમાં આવી ત્યારથી અમુક ગોલકોમાં અમુક પ્રકારથી પ્રવર્તતા જીવનના ઇહવૃત્ત ( ઇતિહાસ )ને આપણે જાણ્યો છે. હવે આપણે જેના ઉપર શરીરો અથવા મનુષ્યો નિવાસ કરે છે એવા એક લોકને લઈએ. ત્યાં નિવાસ કરતા આપણા અનુજો ( નાના બધુઓ ) હજી હમણાં જ પોતાનો વિકાસ કરવાનો આરંભ કરતા જણાય છે. અને એ જણાવવાનો હેતુ એ જ છે કે તમે કેટલા વિશેષ વિકાસને પામ્યા છો એ જાણી શકો. હવે આપણે એવા પ્રકારનાં આંદોલનોને ગ્રહણ કરીએ કે જેને એ લોકો સૂર્યગોલક કહે છે તેની અંદર રહેલા એક ભૂ (પૃથ્વી) નામના લોકના સંબંધમાં આપણે આવીએ અને ત્યાં આગળ જેને તમે ઇચ્છો છો એવા વિકાસના કાલ (Period)ને જોઈ જાણી શકશો." હવે જે ક્ષણે મેં ભૂલોક શબ્દ શ્રવણ કર્યો તે જ ક્ષણે મારામાં બે ઇચ્છાઓ પ્રકટતી જણાઈ. તેમાં એક પ્રબલ વિચારએ આવ્યો કે ત્યાં મારે પાછા જવું અને બીજો અત્યંત દુર્બલ વિચાર એ થયો કે મારે તે તે લોકના ઇહવૃત્તને જાણવો. અને તેથી જે ક્ષણે પેલા મહાપુરુષે એ લોકને સંબંધ કરાવનારાં આંદોલનો અમારામાં પ્રસારવાં માંડ્યાં કે તત્કાલ એ દૂરના અગમ્યસરખા લોકને હું ત્યજી દેતો હોઉં એમ મને જણાયું, અને તે જ સમયે તેની સાથે હું કેટલાંક અદ્ભુત અને અવર્ણ્ય ચિત્રોને જોતો ચાલ્યો. વિજ્ઞાનશાસ્ત્ર જણાવે છે કે પ્રકાશનાં આંદોલન એક ક્ષણ (સેકન્ડ)માં ૧૮૬,૪૦૫ માઇલના પ્રમાણથી ગતિ કરે છે. જ્યારે આ જ આપણી કલ્પનાની બહાર

ની વાત છે, ત્યારે પછી વિચારની ગતિસાથે સરખાવતાં તો તેની ગતિ કેવળ રગશીયા ગાડાજેવી જ છે. જ્યારે વિચારની ગતિ ગરુડસરખી છે ત્યારે પ્રકાશની ગતિ ગોકળગાયસરખી છે.

આપણને જણાવવામાં આવ્યું છે કે કેટલાક તારા અથવા લોકોનો પ્રકાશ આકાશમાં હજારો વર્ષોથી નીકળી ચુકયો છે છતાં હજી હમણાં હમણાં જ તે પૃથ્વીઉપર આવવાની સંધિએ આવ્યો છે, તેમ જ આપણને એ પણ જણાવવામાં આવ્યું છે કે પ્રત્યેક વિચાર, પ્રત્યેક શબ્દ તથા પ્રત્યેક ક્રિયા જેવી રીતે ધ્વનિ પ્રસરે છે, તેમ પ્રકાશમાં ચિત્ર પડીને તેપણ પ્રસરી જાય છે અને સદાકાળ તે તેનાં કિરણોદ્વારા જ્યાં ત્યાં ગતિ કરે છે. જો હું એ દૂરના લોકમાં રહ્યો હોત તો જે કંઇ હાલ મેં લાંબી આવતાં આવતાં જોયું તે જોવાને મને સેંકડોવર્ષોની જરૂર પડત. ખરૂં જોતાં જે કંઇ મેં જોયું તેમાંનું ઘણું ખરૂં તો સેંકડો વર્ષવીતવા છતાં પણ તેમને દેખશે નહિ. પણ આપણે ઉપર જાણી ગયા છીએ, તેમ તેમને મન સમય એવી કોઈ વસ્તુ જ નથી.

"તેથી જેમ જેમ હું અવકાશ (Space)માંથી આ પૃથ્વીપ્રતિ આવતો ગયો, તેમ તેમ મેં તેનો ઇતવૃત્ત જોયો. કોઈ સમયે પ્રત્યેકની દૃષ્ટિએ પણ તે ચડશે.

"પ્રથમ તો સર્વ કાંઈ મને નવા જેવું જણાયું. આ પૃથ્વીઉપરની કોઈ પણ વસ્તુને દૃષ્ટાંતરૂપે આપી તેનું સ્વરૂપ દર્શાવી શકાય એમ નથી. છેવટે મને પૂર્વના ઇતવૃત્તનાં કેટલાંક ચિત્રો હું સમજી શકું એવી રીતે જણાવા લાગ્યાં. તમારા દેશમાં થઈ ગયેલું મહાભારતનું યુદ્ધ, અદ્ભુત દ્વારિકાં વગેરે તેમ જ તમે જેને પાશ્ચાત્ય પ્રજારૂપે કહો છો તેમનું ધર્મયુદ્ધ (Crusade) વગેરેનાં ચિત્રો મારી દૃષ્ટિએ આવ્યાં. એક વર્ષપૂર્વેના બનેલા પ્રસંગનું ચિત્ર પણ એ વાતાવરણની અંદર રહેલું મને જણાયું. પછી મારૂં અદૃશ્ય થવું થયું હતું તે પણ મને છેવટે દેખાયું, અને ત્યાર પછી આ બારીમાં થઇને હું અહિં આવી ઉભો.

ઇશ્વરરાય! આટલું કહીને છેવટમાં તે એ બોલ્યો કે તમે પ્રકાશ, વિચાર, દ્યોતન, ઇચ્છા, શક્તિ, આંદોલન, તથા વર્ણોચ્ચારના વિષમાં પ્રવર્તતા નિયમોને જાણો છો, અને તમે એ પણ જાણો છો કે એ વિજ્ઞાનશસ્ત્રથી સિદ્ધ છે. પરમાત્મા તમારૂં હિત કરો."

# आवो, आपणे मनुष्य रचीए.

શા માટે ન રચાય ?
આપણે અનેક વસ્તુઓને રચીએ છીએ.
જે મનુષ્યને આપણે રચ્યો છે તે ઉત્તમ જીવન ભોગવવાને યોગ્ય નથી.
મેં આ કેવી રીતે જાણ્યું ?
હું જાણું છું, કેમકે તે મૃત્યુવશ થનાર છે.
તે નિરંતર મૃત્યુ પામવાને યોગ્ય થતો જાય છે.
દરેક સમયે તે બહુ થોડો જ વખત જીવન ભોગવે છે.
અને પાછો તે વિલાઇ જાય છે.
યોગ્ય હોય તો શામાટે વિલાય ?
આવો, ત્યારે આપણે ઇશ્વરના રૂપમાં મનુષ્યને રચીએ.
એ મનુષ્ય કેવો હોય ?
તે વિદ્યુત્‌સરખો પ્રભામય હોવો જોઇએ.
તેની દૃષ્ટિ દિવ્ય જ્યોતિસરખી પ્રકાશિત હોવી જોઇએ.
તેની મુખશ્રી સૂર્યસમાન દીપ્તિમાન્ હોવી જોઈએ.
તેનાં ચરણ અડગ અને પનોતાં હોય છે.
તે કેવલ જીવનમય અથવા પ્રાણમય હોય છે.
તેનું પ્રાણીપદાર્થમાત્રઉપર આધિપત્ય હોય છે.
તેના અંતઃકરણઉપર મૃત્યુની સત્તા પ્રવર્તતી નથી.
ચાલો, આપણે આવો મનુષ્ય રચીએ.
અને તેનો હાલ જ આરંભ કરીએ.
એક વખતે એક જ મનુષ્યને લો.
અને સૌથી પ્રથમ તે એક તમે થાઓ.
આવો, આપણે સાથે મળીને આ એકને રચીએ.

# जापनुं यांत्रिक स्वरूप.

રંકથી રાજાપર્યંત જૂદી જૂદી પંક્તિનાં પ્રત્યેક મનુષ્યને પોતાનું જ્ઞાન અને શક્તિ મર્યાદાવાળાં અને અપૂર્ણ જણાય છે અને "શેરને માથે સવાશેર" એ નિયમપ્રમાણે અમર્યાદ જ્ઞાન અને શક્તિ કોઈક ઠેકાણે હોવી જોઈએ એમ પણ તે સ્વીકારે છે. આવા સર્વજ્ઞાન અને શક્તિના આધારરૂપ તત્ત્વને ઈશ્વર કહેવામાં આવે છે, જો કે જૂદા જૂદા દેશમાં જૂદી જૂદી પ્રજાઓ તેને જૂદા જૂદા નામથી ઓળખે છે. બીજાના સ્વભાવ કૃતિ આદિનું અનુકરણ કરવું એ જીવનો સ્વભાવસિદ્ધ ધર્મ જ છે. ધાવતા બાલકથી આરંભી વૃદ્ધપર્યંત થોડા ઘણા પ્રમાણમાં સર્વ જન્તુ અનુકરણ કરતાં જોવામાં આવે છે. બીજાના જેવા આપણે થઈએ અગર દેખાઈએ એ જ અનુકરણનો પ્રવર્તક હેતુ છે. મોટાને પગલે ચાલતાં મોટા જેવા થવાય તે સારૂ પોતાના કરતાં ગમે તે અંશમાં અધિક શ્રેષ્ઠતા ધરાવનારને અનુસરવા મનુષ્યો લલચાય છે. બાલકને અનુકરણ કરવાને મુખ્ય દૃષ્ટાંતરૂપ તેના માતાપિતા હોવાથી તેમના બોલવા ચાલવાની રીતભાત, વિવેક, વિનય, સભ્યતા આદિ સદ્‌ગુણોની છાપ તેમના કોમલ મનઉપર પડે છે, અને તેથી તે સંસ્કારો વૃદ્ધિ પામતાં તેમના જેવું જ આચરણ બાળકોનું પણ દેખાય છે. મોટી ઉમર થતાં નિશાળમાં શિક્ષક તેને દૃષ્ટાંતરૂપ લાગે છે અને બોલવાની અથવા વસ્તુ પ્રતિપાદન કરવાની અગર વ્યાખ્યાનની શૈલિ અને તેની પરિપોષક સામગ્રી હાવભાવ ઇંગિત આદિ ચેષ્ટાપ્રમાણે વર્તવાને તે પ્રેરાય છે. યુદ્ધમાં સેનાપતિની પ્રવૃત્તિ અને પ્રોત્સાહક વચનો, સૈનિકોમાં શૌર્ય, ધૈર્ય, નિર્ભયતા આદિ ગુણો પ્રકટાવે છે. શ્રીમાન્ પુરુષની પરિચર્યા કરનાર સેવકો પણ યોગ્ય સમયે દરિદ્રી મટી સંપત્તિમાન્ થાય છે. આ રીતે અનેક વ્યવહારના વિવિધ પ્રસંગો જોતાં જણાય છે કે પોતાના કરતાં શ્રેષ્ઠની શુશ્રૂષા યોગ્ય પ્રકારે થતાં યોગ્ય સમયે તે તે શ્રેષ્ઠ ધર્મ પોતાનામાં આવિર્ભાવ પામે છે અને આજ નિયમ પ્રમાણે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પરમેશ્વરની પણ શુશ્રૂષા અથવા ઉપાસના કરતાં ઉપાસક ઉપાસ્યરૂપ, ભક્ત ઈશ્વરરૂપ થઈ શકે છે અને ઈશ્વરની અનંત શક્તિઓ તેમાં આવિર્ભાવને પામે છે, પોતે અપૂર્ણ મટી પૂર્ણતાનો અનુભવ કરે છે. આ પ્રકારની શુશ્રૂષા અથવા ઉપાસનાને ભક્તિ નામથી પણ ઓળખવામાં આવે છે.

આ ભક્તિના અનંત પ્રકારો પૃથ્વીપરની ભિન્ન ભિન્ન પ્રજાઓમાં જોવામાં આવે છે પણ તે સર્વેનું લક્ષ્ય ઉપાસ્યાકાર પરિણામને પામવું એ છે. આ સ્મરણ ભક્તિનાં અનેક સ્વરૂપો આપણી ભૂમિમાં પણ વિદ્યમાન છે. અને કાળે કરીને તેનું બાહ્ય રૂપ બદલાતું રહે છે, અને તેની વિકૃતિ એટલા સુધી પહોંચે છે કે તેનો મૂળ આશય અને સ્વરૂપ કેવું હશે તે પણ પ્રસંગે કળી પણ શકવું કઠિન થઇ પડે છે. આના દૃષ્ટાન્તતરીકે ભક્તિને નામે આપણી હાલની પેઢડા, ભજનની મંડળિઓમાં અને મંદિરોમાં જોવામાં આવે છે. પાદસેવન, ચરણસ્પર્શ અને સખ્ય ભક્તિના આશ્રયતળે અનેક અનાચારો, માતાજીની પ્રસાદીના નિમિત્તે નિરંકુશ મદિરાપાન, નવરાત્રિની મહાપૂજામાં દેવીની પ્રસન્નતાઅર્થે નૈવેદ્ય ધરાવવા પશુહિંસા ઇત્યાદિ અનેક વિકૃત સ્વરૂપો સાંપ્રતમાં દૃષ્ટિગોચર થાય છે. આ સર્વેનો આશય માત્ર પોતાના ઇષ્ટ દેવની ગમે તે પ્રકારે આરાધના કરી તેમના

અનુગ્રહદ્વારા લૈકિકઅલૌકિક સુખસંપત્તિમાં ન્યૂનતા મટી પૂર્ણતા પ્રાપ્ત થાય એટલો જ રહેલો છે.

બૌદ્ધ સંપ્રદાયમાં પણ બીજા આર્યધર્મની પેઠે સ્મરણ ભક્તિના મુખ્ય અંગરૂપ જાપનું પાછળના સમયમાં વિકૃત રૂપ થયેલું છે. પોતાના ઉપાસ્યની સાથે અભેદભાવને પ્રાપ્ત કરવાનું મહા સમર્થ અને સરલ સાધન એ જાપ છે, અને તેથી સર્વયજ્ઞોમાં જપયજ્ઞ શ્રેષ્ઠ છે એમ શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને ઉપદેશ આપતાં જણાવ્યું છે. આ જાપનાં મુખ્ય પાંચ અંગ છે ૧ વાચક, ૨ ઉપાંશુ ૩ મનોમય, ૪ ધ્યાન અને ૫ શૂન્ય તેમાંથી સર્વ સાધારણ રીતે **વાચક** અને ઘણું તો **ઉપાંશુ** જાપનું સેવન શ્રદ્ધાળુ પ્રજાનો મોટો ભાગ કરતો જણાય છે. પાસે બેઠેલો મનુષ્ય સાંભળી શકે એવી રીતે ઉચ્ચારાતા જાપને **વાચક** કહેવામાં આવે છે અને વાણીસ્થાનોની ક્રિયા માત્ર કંઠપ્રદેશમાં જ રોકાઈ રહેતાં બીજાથી શ્રવણ ન થઈ શકે એ પ્રમાણે મનમાં ઉચ્ચરાતા જાપને **ઉપાંશુ** નામ અપાય છે. અંતઃકરણના અધિકારની યોગ્ય પરીક્ષા કર્યા પછી સમર્થ સદ્‌ગુરુશ્રીથી અપાયલા મંત્રનો વિધિપૂર્વક જાપ કરતાં સાધકને કેટલોક સમય અભ્યાસ થયા પછી અમુક પ્રકારનો રસ પ્રકટે છે, અને તેથી જેમ વધારે જાપ થાય તેમ વધારે સારૂં આવી લાલસા પ્રકટે છે. આ પ્રકારની લાલસા જો કે સ્વતઃ નિર્દોષ છે પરંતુ આ ક્રિયાના સ્થૂલ સ્વરૂપને માત્ર લક્ષ્યરૂપ ગણતાં તે ક્રમે કરીને યાંત્રિક રૂપ ધારણ કરે છે, અર્થાત્ જેમ વધારે સંખ્યા જાપ થાય-દશહજાર જાપ કરવાથી અમુક ફળ, સવાલક્ષ જાપ કરવાથી અમુક ફળ, પુરશ્ચરણ કરવાથી અમુક ફળ, એ રીતે વિધિ જણાતાં કેવળ સંખ્યાઉપર જ લક્ષ રાખવામાં આવે છે. આપણા શરીરોનું સામર્થ્ય તો મર્યાદાવાળું હોય છે, અને સંખ્યાબંધ જાપ તો કરવાના, ત્યારે કરવું શું? આવા વિચાર પ્રકટતાં થોડા શ્રમ અને થોડા સમયમાં વધારે સંખ્યાના જાપ કેવી રીતે કરાય તેની યુક્તિ શોધવામાં આવે છે. આથી પોતે નહિ તો પોતાના પ્રતિનિધિદ્વારા—બ્રાહ્મણદ્વારા-જાપ કરાવવાનો પ્રચાર પ્રવેશ પામેલો જણાય છે, અને તે બ્રાહ્મણો પોતે કરેલા જાપનું પુણ્ય પોતાના યજમાનને સંકલ્પદ્વારા આપે છે.

આવા જાપનું પુણ્ય પ્રાપ્ત કરવાનો વિલક્ષણ વિધિ **બૌદ્ધોમાં** જોવામાં આવે છે. ટિબેટના બૌદ્ધોમાં જપમંત્ર અથવા જપચક્રની યોજના કરેલી છે. ધરીઉપર ફરતાં ગોળ પીપજેવાં તે યંત્રો હોય છે. તેનું માપ ૭ ઇચ લાંબુ અને ત્રણ ઇંચ વ્યાસથી માંડી છ ફુટ લાંબું અને ત્રણ ચાર ફુટ વ્યાસજેવડું હોય છે. તેમના ધર્મગુરુ જે **લામા** નામથી ઓળખાય છે તે તથા બીજા શ્રદ્ધાળુ ભક્તો આવાં નાનાં યંત્રો પોતાના હાથમાં રાખી ફેરે છે; અને મોટાં યંત્રો તેમના મઠમાં ઓસરીમાં અગર તેવા ખુલ્લા ભાગમાં રાખવામાં આવે છે. આ મોટાં યંત્રો ફેરવવાને તો કેટલોક શ્રમ લાગે છે. તેને ફેરવતાં એ ઘંટડીઓ વાગે છે અને તેનો એક પ્રકારનો નાદ પ્રકટે છે. આ યંત્રના બહારના ભાગમાં તેમજ અંદરની ધરીની આસપાસ વીંટાળેલા કાગળોઉપર બૌદ્ધ ધર્મના મંત્રો લખેલા હોય છે, તેમનું એમ માનવું હોય છે કે જેટલીવાર આ જપચક્રો ફેરવવામાં આવે તેટલીવાર તેના ઉપર લખેલા મંત્રનો જાપ તે ફેરવનારે કર્યો છે અર્થાત્ તેટલી સંખ્યાના જાપનું પુણ્ય તેને પ્રાપ્ત થાય છે!

એમ પણ કહેવાય છે કે ટિબેટમાં પર્વતનાં શિખરોઉપર તેમ જ નદીઓમાં આવાં હલકાં યંત્રો ધાર્મિક અને શ્રદ્ધાળુ પુરુષોએ સ્થાપ્યાં હતાં. જેથી કરીને પવનના વેગથી તેમ જ જળના પ્રવાહના વેગથી તે પોતાની મેળે ફર્યા કરે, અને તેથી કરીને તે ફરવાથી તે ઉપર લખેલા મંત્રોના જપનું પુણ્ય તેમને પ્રાપ્ત થાય. ઘરમાં રાંધવાના ચૂલાઉપર પણ આ યંત્રને તે ગોઠવતા, તેથી તાપથી તપેલી હવાના વેગથી પણ તે યંત્ર ફરતાં જપ થઈ શકે. આ પ્રકારનો વિધિ પ્રથમ કેવી રીતે અસ્તિત્વમાં આવી શક્યો હશે તેનો નિર્ણય કરવો કઠિન છે, પણ એટલું અનુમાન થઈ શકે છે કે જેવી રીતે જૂના સંસ્કૃત લેખો લાંબા ગોળ વીંટાળેલા કાગળોઉપર લખેલા હોય છે અથવા હાલમાં પણ જન્માક્ષર, જન્મોત્રી વગેરે એક બીજાને સાંધેલા કાગળો ઉપર લખી ગોળ વાળી રાખવામાં આવે છે. તેમ ગોળ ટીપણાની પેઠે વીંટાળેલા કાગળોઉપર જૂના બૌદ્ધ મંત્રો લખવામાં આવતા હતા. લાંબા મંત્રો અથવા સ્તોત્રો લાંબા કાગળોઉપર લખવામાં આવતા અને તે કાગળો સુરક્ષિત રહેવા અર્થે એકાદ નાની ગોળ લાકડી અથવા આંકણીઉપર તેને વીંટાળી રાખવામાં આવતા હતા. જેમ જેમ તે કાગળ વંચાતો જાય તેમ તેમ તે આંકણી ફેરવાતી અને આ રીતે જેટલી વાર આખી આંકણી ફરે અથવા આંકણીઉપરનો આખો કાગળ વંચાઈ રહે તેટલી વાર તેટલી સંખ્યાનો મંત્રનો જાપ અથવા સ્તોત્રનો પાઠ થયો એમ ગણવામાં આવતું. થોડા સમયમાં વધારે કામ કરવું, સરલતા અને સગવડ સાચવવી એ હેતુ પ્રાર્થના કરવામાં પણ રહે એ આ પ્રવૃત્તિયુગમાં જનસ્વભાવ છે. જેમ બને તેમ ટુંકામાં કાર્યસિદ્ધિ કરવી એ પ્રવૃત્તિબાહુલ્યના સમયમાં પ્રધાન આશય હોય છે. આથી પ્રથમ તો સ્તોત્રના મુખ્ય અથવા આરંભના મંત્રો વાંચીને ચક્ર ફેરવવાનો આરંભ થયો લાગે છે. ધીમે ધીમે આ ત્વરાનું કાપકૂપનું કામ આગળ ચાલતાં વાંચવાનું જ પડતું ગયું અને અંતે માત્ર ચક્ર ફેરવવાનો રિવાજ જામવા લાગ્યો અને આખરે કાલે કરીને જાપ અથવા પાઠનું કેવળ યાંત્રિક સ્વરૂપ સ્થપાયું એમ જણાય છે. આપણા દેશમાં પણ માળા ફેરવીને જાપ કરવામાં એક મંત્ર ભણીને એક મણકો મૂકવાને બદલે સામટા દશ દશ મણકા પણ સરકાવી દઈને આખી માળા ફેરવી દેવાય છે, તેમ જ પાઠ ભણવામાં પણ વેદીયા બ્રાહ્મણો શ્લોકનો પહેલો શબ્દ ઉચ્ચાર્યો એટલે આખો શ્લોક ભણાઈ ગયો અથવા પ્રથમનો એક શ્લોક ભણ્યા એટલે આખો અધ્યાય ખંડ અથવા સૂક્ત ભણાઈ ગયું એમ કરીને આખો પાઠ ભણી જઈ પૂરી દક્ષિણા લઈને પોતે પ્રસન્ન થાય છે, અને સંકલ્પ કરીને પોતાના યજમાનને આવા મહત્ પુણ્યનું ફળ આપે છે! કામ્ય કર્મો શાસ્ત્રમાં લખ્યા-પ્રમાણે પોતાના ફળને કેમ પ્રકટાવતાં નથી એ શંકાનું સમાધાન ઉક્ત વિચારશ્રેણિનો આશ્રય કરનાર જિજ્ઞાસુને સ્પષ્ટ થવું સંભવે છે. .

---

# प्रासंगिक उक्तिओ.

- શ્રી હરેન્દ્રગિરી મહાકાલના ૨૬ મા વર્ષનો આજથી આનંદિતના આરંભ થાય છે. જૂન કાલમાં પ્રવેશવા યોગ્ય વસ્તુઓ જૂન કાલમાં પ્રવેશી ચૂકી છે, અને વર્તમાનમાં આવવા યોગ્ય વસ્તુઓ વર્તમાનમાં આવવાનો આરંભ કરી ચૂકેલ છે. નવીન આશા, નવીન ઉત્સાહ, નવીન શ્રદ્ધા, નવીન પ્રભુ અને નવીન નવલોથી આજનું રમણીય પ્રભાત પ્રકટિત થયું છે, નવીનતાનું ને અંત નિરંતર કરતી ભવમાં નવીનતા પ્રકટતી રહ્યું છે.

—આવા નવીન વર્ષમાં આપણને જૂનો કચરો સાથે રાખી પ્રવેશવાનો કશો જ અધિકાર નથી. જે કંઈ જીર્ણ છે-કચરારૂપ છે-તેને દૂર કરીને જો આપણે આગળ વધીશું તો જ આપણે નવીન વર્ષમાં પ્રવેશ કરી શકશું. નહિ તો જો કે આ નવીનરૂપ ગણાતા વર્ષમાં આપણે પ્રવેશ કરીશું, છતાં તેમાં નવીનતાનો જે પ્રદેશ છે, નવીનતાનો જે અંશ છે તેના સંબંધમાં આવી શકીશું નહિ. અને તેથી નવીન વર્ષનો જે નવીન રસ, આનંદ અને પ્રાણ છે તેનાથી વિમુખ રહીશું. આપણે નવો જન્મ પામીશું, પરંતુ તે સુંદર, કોમલ અને બલથી ભરેલા તથા બલનો પૂર્ણ આવિષ્કાર જેમાં થઈ શકે છે અને વૃદ્ધિ-વિકાસ-પામવાનાં પૂર્ણ સાધનો જેને પ્રાપ્ત છે, તેવા બાલક શરીરને ધારણ કરીને નહિ પણ જડસરખા, જર્જરીભૂત, શુષ્ક અને મૃતપ્રાય વૃદ્ધ શરીરસાથે જન્મ પામીશું. આવા શરીરથી નવીન વર્ષમાં શું આપણને સુખ અને આનંદનું ભાન થશે ? નહિ જ.

—આપણા શરીરના, મનના, મગજના અને આત્માના-સ્વરૂપમાં સમગ્ર જીર્ણતા-જૂના કચરાસાથે આવીશું તો નવીન વર્ષ આપણે માટે નવીનરૂપે નહિ રહે, પરંતુ આપણા કરતાં પણ વધારે જીર્ણરૂપે તે આપણને થઇ પડશે. તેથી નવીન વર્ષના દિવસોમાં આપણો પ્રવેશ થયો જોઈ, આપણે ખરેખરી રીતે જ નવીન વર્ષમાં આવ્યા છીએ એમ માની લેવાનું નથી. નવીન વર્ષમાં નવીનરૂપે થઈને જ્યારે આપણે પ્રવેશ કરીએ છીએ, ત્યારે જ નવીન વર્ષની જે કંઈ નવીનતા છે તેનો આપણને અનુભવ થાય છે.

—જ્યારે આપણે શરીરને જૂનું જોઈએ છીએ, મનને પણ તેવું ને તેવું જૂનું જ જોઈએ છીએ, મગજને પણ એ જ પ્રકારનું જીર્ણતાવાળું, પૂર્વના જેવું જ જોઈએ છીએ, ત્યારે પછી આપણે નવીન વર્ષમાં શી રીતે આવીએ છીએ ? આપણે તો હતા તેના તે જ છીએ, આપણી પાસે જે કંઈ જૂનું ખખ હતું તે પણ હજી તેનું તે જ છે, તો પછી એવું શું બન્યું કે જેથી આપણે નવીન વર્ષમાં આવ્યા એમ આપણે, આપણા પોતાને માટે માની શકીએ ? હા, કદાચ નવીન વર્ષનો દિવસ આવ્યો અને ગયો, પણ તેથી આપણે કંઇ તેમાં ખરૂં જોતાં આવતા નથી. કેમકે આપણે-આપણામાં રહેલા સર્વ અંશો-તો જીર્ણ જ છે. અનેક વર્ષપૂર્વના છે. તેથી જો આપણે નવીન વર્ષમાં આવવું છે તો જે કંઈ આપણું છે-જે જે વસ્તુ મળીને આપણે થયા છીએ-તે સર્વને નવીન કરીને પછી નવીન વર્ષમાં પ્રવેશવું જોઇએ, અને તો જ આપણે નવીન વર્ષમાં આવ્યા એમ ગણાય છે.

—આવી રીતે તમે નવીન વર્ષમાં પ્રવેશો છો તો જ તમે નવીન વર્ષનું જે કંઇ સુખદ અને નવીન છે તેને ગ્રહણ કરી શકો છો. ગયા વર્ષના હીસાબથી ભરેલા ચોપડામાં જ શું કોઈ નવીન વર્ષના હીસાબનું નામું લખવા માંડે છે ? નહિ જ. કેમકે તે ચોપડો ગયા વર્ષના હીસાબથી ભરાઈ જ ગયો છે. તેમાં નવીન વર્ષનો હીસાબ કઈ જગાએ સમાય ? તમારે માટે પણ તેમ જ છે. જે કંઈ તમારૂં છે અથવા જે કંઈ મળીને તમે થયા છો તેમાં જો તમે જૂનું જ ભરી રાખો છો, ઓગરની સાલની અલાબલાનું સંગ્રહસ્થાન કરી રાખો છો, તો તમે તેમાં કશું જ નવીન ભરી શકતા નથી. અને જ્યારે તેમ નથી થતું ત્યારે પછી નવીનમાં જે કંઈ ઉત્તમ છે તે તમને શી રીતે પ્રાપ્ત થવાનું ? તમારા ચોપડામાં જગા જ નથી, તો પછી નવીન વર્ષની જમા રકમ-લહેણાની રકમ-તમે ક્યાં લખી શકવાના હતા ? અને તે હીસાબ જો નથી માંડતા તો પછી કોણ કહેશે કે તમારો ચોપડો નવીન વર્ષનો છે ?

—વ્યાપારીઓ જેમ નવીન વર્ષે આરંભથી કોરેકડાક ચોપડો લાવે છે, અને કંકુથી શ્રી ગણેશાય નમઃ લખે છે, તેમ તમે પણ નવીન વર્ષમાં પ્રવેશો તેની સાથે જ તમારા સર્વ અંશના-સર્વ પ્રકારના નવીન ચોપડાઓ જ લાવજો. સર્વમાં નવીનતા પ્રકટાવજો, અને એ રીતે નવીન થઇ નવીન વર્ષમાં પ્રવેશજો. અને ત્યારે જ તમને નવીન વર્ષનું રહસ્ય સમજાશે.

—તમે જોશો તો જણાશે કે કુદરત પણ તમને નવીન કરવાને તત્પર છે. કુદરતની ઋતુઓ એ જ વિચારને આપણામાં સ્ફુરાવે છે. એ પોતાની સ્થૂલ સૃષ્ટિની જીર્ણતાને ટાળી તેમાં નવતા-નવીનતાને પ્રકટાવે છે. તે જ રીતે સાથે સાથે તે આપણામાંથી પણ જીર્ણતા નિવૃત્ત કરી નવતા પ્રકટાવવા તત્પર છે. જે કુદરત આ સ્થૂલ સૃષ્ટિમાં, ઋતુઓમાં, વનસ્પતિમાં, પૃથ્વીમાં અને વિવિધ પ્રકારના તત્ત્વોમાં ક્રિયા અથવા વ્યાપાર કરે છે, જે કુદરત સૂર્ય, ચન્દ્ર, આકાશ, વાયુ આદિમાં અનેક વ્યાપારો કરે છે, તે જ કુદરત આપણામાં પણ વિવિધ ક્રિયાઓ-વ્યાપારો-અથવા ફેરફારો કરે છે. તેથી તે જેમ નવીનતાને ધારણ કરે છે તેમ આપણે પણ નવીનતાને ધારણ કરી શકીએ એમ છે.

—પરંતુ તે સર્વ વસ્તુઓ નવીનતા પામે છે-પ્રતિવર્ષ નવીનતા પામે છે-ત્યારે આપણે પ્રતિવર્ષ જીર્ણતાને પામતા જઇએ છીએ. અને તેનું કારણ એક જ છે કે તે બધાં કુદરતની નવીન કરવાની ક્રિયાને, જ્યારે તેનાથી અનુકૂળરૂપે રહી તેને સ્વતંત્રપણે કરવા દે છે, ત્યારે આપણે તેમાં અનેક વિઘ્નો ઉત્પન્ન કરીએ છીએ. તેઓ સઘળાં જ્યારે કુદરતને અનુકૂળ થઈ રહે છે, ત્યારે મનુષ્ય તેનાથી વિરુદ્ધ થઈ પડે છે. પરિણામ પણ વિરુદ્ધ આવે છે એ પણ પ્રત્યક્ષ જ છે.

—કુદરતે મનુષ્યમાં સર્વથી અધિક સામર્થ્ય અને શક્તિઓ આપી છે, અને તેથી તે સર્વથી વધારે ઉચ્ચ થાય અને સર્વથી શ્રેષ્ઠ એવાં સુખોને પામે, અને તેને પોતાને (કુદરતને) અધિક પ્રમાણમાં અનુકૂળ રહી અધિકાધિક લાભ પ્રાપ્ત કરે એમ તે ઇચ્છે છે, તેણે આપણને આપેલાં સવિશેષ સામર્થ્યથી પણ તેનો એ આશય પ્રત્યક્ષ થાય છે, પરંતુ મનુષ્ય એ અધિક આપેલાં સાધનોવડે જ કુદરતનો બીજાના કરતાં અધિક પ્રમાણમાં ભંગ કરે છે. જે શસ્ત્રો મનુષ્યનું સુગમપણે રક્ષણ થાય તેને માટે આપવામાં આવ્યાં હોય છે તે જ શસ્ત્રોથી તેઓ પોતાના જ નાશને સત્વર અને વધારે સુગમપણે કરે છે. ખરે, સામર્થ્યનો દુરુપયોગ શી શી હાનિ નથી કરતો?

—કુદરત જાણે છે કે જે કોઈ તેને વિશેષ પ્રમાણમાં અનુકૂળ રહે છે, તેને તે વિશેષ પ્રમાણમાં સુખ આપી શકે છે. અને જેને અધિક અનુકૂલ સાધનો પ્રાપ્ત થાય છે, તે વિશેષપણે અનુકૂલ રહી શકે, એવા વિચારથી કુદરતે મનુષ્યને એ સઘળું આપ્યું. અને, તેને પોતાના અધિક પ્રીતિપાત્ર ગણી તેમને એ બધું આપીને દર્શાવ્યું કે 'એ સઘળાનો મારી સાથે વધારે પ્રમાણમાં અનુકૂલપણે રહેવામાં ઉપયોગ કરો, અને તેમ કરવાથી તમે વિશેષ લાભ પામશો.' પરંતુ તે પ્રતિ મનુષ્યો અવજ્ઞા કરે છે, અને વધારે સામર્થ્ય તથા સાધનો મળવાથી બીજું કંઈ વધારે સારું વધારે પ્રમાણમાં ન મેળવતાં, વધારે હાનિ અથવા બંધનને જ વધારે પ્રમાણમાં મેળવે છે!

—તમારા સંબંધમાં પણ જો આમ હોય તો હવે સાવધાન થાઓ. મળેલાં સાધનો અને

સામર્થ્યોનો સદુપયોગ કરો–કુદરતને અધિક અનુકૂળ થવામાં તે વાપરો. અને તમને જણાશે કે તમે સર્વોત્તમ પ્રકારના લાભને બીજા સર્વકરતાં સત્વર અને અધિક અંશમાં પ્રાપ્ત કરો છો.

—કુદરતને અનુકૂળ થઈને જે મનુષ્યો કામ કરે છે તે નવીનતાને પામે છે. અને તે નવીનતા ઉપર ઉપરની નહિ, પણ અંતરથી થાય છે. તેવી નવીનતા જ યથાર્થ લાભ પ્રકટાવે છે, તે નવીનતા જ મનુષ્યજીવનને નવજીવનમય કરે છે. કુદરત નિત્ય નવીન રૂપમાં રહ્યા કરે છે. અને તેને યથાર્થ રીતે અનુસરનાર પણ નિત્ય નવીનરૂપે રહી શકે છે.

—તમારા સમગ્ર અંશનું જેમ જેમ નવીકરણ થતું જાય છે, તેમ તેમ તમારામાં જે કંઈ સત્તા, ઐશ્વર્ય, વગેરે હોય છે તેમાં ઉત્તમ પ્રકારની વૃદ્ધિ થવા માંડે છે. અને તે વૃદ્ધિ પામેલા બળનો તમે પુનઃ નવીકરણ કરવામાં ઉપયોગ કરો છો, જેથી તે પણ ઉત્તરોત્તર અધિક પ્રમાણમાં જ વધે છે.

—**શ્રી** મહાકાલ તમારા જીવનનું નવીકરણ કરવામાં તમને બને તેટલી સહાય અર્પવા તત્પર છે. તમે તેને ગ્રહણ કરશો તો આ નવીન વર્ષની સાથે તમે પણ તમારૂં સર્વાંશે નવીકરણ કરશો.

—નવા વર્ષના ચોપડામાં જેમ આરંભમાં પૂર્વની જમા રકમ મંડાય છે, તેમ તમારા નવીન વર્ષમાં પૂર્વની જમા રકમ માંડવાની પણ છે. જે કંઈ જીર્ણ છે તે જ ત્યજવાનું છે, પૂર્વનું બધું ત્યજવાનું નથી. જે કંઇ નવીન છે અને નવીન જ રહે છે, તે ભલે પૂર્વનું હોય તો પણ સેવ્ય જ છે.

—સ્નેહનું સ્મરણ અને ગુણનું સ્મરણ એ નિત્ય નવીન હોય છે, અને તેથી તે પૂર્વનું હોવા છતાં તેમાં જીર્ણતા પ્રકટતી નથી. તેથી તેને તમારા નવા ચોપડામાં જમા લેશો તો વાંધો નથી. દોષો, દુર્ગુણો, આલસ્ય અને દુર્બલતા એ જેમ જૂનાં તેમ વધારે હાનિ કરે છે, તેથી તેને આગ્રહથી ત્યજજો. અને આનંદ, પ્રેમ, ભક્તિ, આદિ સર્વ સદ્ગુણો નિત્ય નવીન જ રહેતા હોવાથી તે પૂર્વના હોય તો પણ ગ્રાહ્ય જ છે. તેથી તેને ધારણ કરતા અને તેમાં રહેલી નિત્યનવીનતાનો અનુભવ કરતા તમે સર્વાંશે નવીકરણને પ્રાપ્ત થાઓ એ જ શુભેચ્છા છે.

—**શ્રી** મહાકાલના ૨૫ વર્ષ પૂર્ણ થઈ આજે તેનો ૨૬ માં વર્ષમાં પ્રવેશ થતો હોવાથી તે નિમિત્તે એક સવિશેષ આનંદોત્સવ કરવાનો અનેક સજ્જનોએ અભિપ્રાય દર્શાવ્યો છે, તે પ્રમાણે આજે અર્થાત્ ૨૬ મા વર્ષના આરંભક દિવસે જ તે પ્રકારનો સવિશેષ ઉત્સવ કરવો ધાર્યો હતો, પરંતુ એ સૂચના પ્રાપ્ત થયા પછી તે કરવાનો સમય બહુ ઓછો જણાવાથી તે ઉત્સવ થોડા સમય પછી ઈશ્વરેચ્છા તો થઈ શકશે. તે પૂર્વે **શ્રી મહા**કાલની ભેટ વગેરે આપી દેવા પ્રયત્ન થશે.

—**શ્રી** મહાકાલપ્રતિ અપૂર્વ મમત્વ ધરનારાઓનું આ પ્રકારનું સૂચન અવશ્ય અધિક આનંદજનક થઈ પડે છે. ઈશ્વરેચ્છાથી તેમની એ શુભાશા સિદ્ધ થવાનો યોગ પ્રાપ્ત થાઓ એ જ ઇચ્છા છે.

—**શ્રીમહાકાલ**નો આ અંક ચાર ફોર્મનો છે. અને હાલ એ જ પ્રમાણે અનિમાસ ચાર ફોર્મનો અંક નીકળશે. પરંતુ તેની સાથે **શ્રીમહાકાલ**ના ખાસ અંકરૂપે આ વર્ષમાં એક

મોટો લગભગ ૧૫ ફૉર્મઉપરનો અંક કહાડવામાં આવશે, જેથી વાચકોને કોઈ પણ રીતે નુકસાન ન થતાં લાભ જ રહેશે. તથા તે અંક જોવાથી તેમને સર્વ પ્રકારે સંતોષ થશે.

—મહાકાલના ૨૩મા વર્ષના આશ્વિન માસમાં શ્રીમાન્ વિશ્વવંદ્યે ' પૃથ્વીઉપર ભુસકો મારતાં પૃથ્વીઉપર ન પડતાં પૃથ્વીઉપરથી દૂરના લોકમાં પડેલો પુરુષ, ' એ નામની વાર્તાનો આરંભ કર્યો હતો, તે વાર્તા આ અંકમાં પૂર્ણરૂપે આપવામાં આવી છે. તે વાર્તાનું પૂર્વનું સ્મરણ કોઇને ન હોય તથા કેટલાક નવીન વાચકો હોવાના એમ ધારી, આશ્વિનમાસમાં એ વાર્તાનો જેટલો વિભાગ આપવામાં આવ્યો હતો, તે પણ આ અંકમાં વાચકોની સુગમતાને અર્થે પુનઃ પ્રકટ કરવામાં આવ્યો છે.

—મહાકાલના બીજા અપૂર્ણ લેખો પણ ક્રમે ક્રમે પૂર્ણ કરવા ઉપર લક્ષ અપાશે.

—મહાકાલમાં કોઇ ચાલુ વાર્તા આવે એ પ્રકારની અનેક વાચકોની વારંવાર માગણી થાય છે. ઇશ્વિરેચ્છા તો બીજા કે ત્રીજા અંકથી તેનો પણ આરંભ થશે. માર્ગશીર્ષના અંકમાં એક નાની સંપૂર્ણ વાર્તા પ્રકટ થશે.

—આ વર્ષમાં મહાકાલનું સ્વરૂપ અધિક ઉત્કૃષ્ટ પ્રકારનું થવા પૂર્ણ આશા છે. જે વિચારો તે આજપર્યંત ચર્ચે છે તેના ઉપરાંત કંઇક ભિન્ન પ્રકારના વિચારક્ષેત્રમાં પણ તે ઉતરશે.

—શ્રીવિશ્વવંદ્યસ્મારક અંક તથા ગત વર્ષની ભેટનું પુસ્તક પણ હવે બનતી ત્વરાથી પ્રકટ થશે.

—તેમ જ આ વર્ગથી પ્રકટતાં બીજાં માસિકો પણ હવે ક્રમથી નિયમિત થઈ જશે તેમાં પ્રથમ ' બાલકોનો બંધુ ' નામના માસિકના ચરેલા અંકો સત્વર પ્રકટ કરવામાં આવશે. તથા હવે તેના ગ્રાહકોને ઘણો વિલંબ સહન કરવો પડશે નહિ.

—બહુ જ થોડા સમયમાં મહાકાલના તમામ ચરેલા અંકો, સત્યવિજય પ્રેસના માલિક ભાઈશ્રી સાંકળચંદે અધિક પરિશ્રમ લઇને છાપી આપ્યા છે, તે પણ અધિક સંતોષનું કારણ છે. થોડો જ અવકાશ છતાં કામને સ્વચ્છ, બ્યવસ્થિત અને સુન્દર કરવા ઉપરનો તેમનો લક્ષ અધિક પ્રશસ્ય છે.

—વ્યતીત વર્ષોની થયેલી અનિયમિતતા તથા અવ્યવસ્થાપ્રતિ અલક્ષ કરીને વર્તમાન વર્ષમાં જે વાચકો મહાકાલના સંગી રહેશે તો તેમને તે વિશેષ સંતોષ પ્રકટાવશે એમ આશા છે.

—વ્યતીત નવીન વર્ષનિમિત્તે તથા ગત કાર્તિક કૃષ્ણપક્ષ પ્રતિપદાના મારા જન્મદિવસનિમિત્તે જે જે સજ્જનોએ પત્રો તથા તાર કર્યા છે, તે સર્વને સ્વતંત્ર પત્રો અવકાશના અભાવે લખી શકતો નથી. તેથી આ જ સ્થળે તે સર્વનો સહર્ષ સત્કાર કરી તેમના સર્વના નિર્મલ સ્નેહભાવનિમિત્ત હૃદયના સંતોષ તથા પ્રેમપૂર્વક આશિષ્પ્રતિ તેમની શ્રેયસિદ્ધિઅર્થે પ્રાર્થના કરવામાં આવે છે.

# ઉચ્ચ સુખાભિલાષીએ ઉચ્ચ સુખની સત્વર સિદ્ધિ થવા અર્થે શું કરવું ?

अ અને ब નો એક જ માબાપને ત્યાં જન્મ થયો છે, પરંતુ अ ને નગરમાં રાખીને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું છે, અને ब ને ગામડામાં પોતાની જન્મભૂમિમાં જ રાખીને નિશાળમાં મળી શકે એટલું શિક્ષણ આપવામાં આવ્યું છે. મોટી ઉમરે બંનેને સરખી શોભાવાળાં વસ્ત્રો પહેરાવીને, અથવા વસ્ત્રો પહેરાવ્યાવિના પણ પાસેપાસે ઉભા રાખ્યા હોય છે તો પણ ગમે તે બુદ્ધિમાન્ મનુષ્ય તેમનાં શરીર અને મુખ જોઇને તત્કાલ કહી શકે છે કે अ વિદ્વાન્ છે અને ब નિરક્ષર છે अ નાં તેજસ્વી, સ્થિર અને ભાવપૂર્ણ નેત્ર દર્શાવી આપે છે કે તે બુદ્ધિવિભવસંપન્ન પુરુષ છે, અને ब નાં અર્થહીન નેત્રો સૂચવે છે કે તેનું હૃદય બુદ્ધિશૂન્ય છે अ ની અને ब ની આકૃતિ જ, તેમનાં શરીરમાં રહેલો જીવાત્મા કયી ભૂમિકામાં છે, અર્થાત્ તેમની માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓ કેટલા અને કેવા વિકાસને પામી છે, તેનું બુદ્ધિમાનને સ્પષ્ટ ભાન કરાવ્યા વિના રહેતી નથી.

શાસ્ત્રોમાં જ્યાં જ્યાં સમર્થ યોગીઓનું તથા મહાપુરુષોનું વર્ણન આવે છે, ત્યાં ત્યાં તેમનાં દિવ્ય શરીરોનું તથા દિવ્ય મુખાકૃતિનું વર્ણન કરેલું જોવામાં આવે છે.

એક જ માબાપના પુત્રો છતાં अ ની અને ब ની શરીરાકૃતિમાં ભેદ પડવાનો હેતુ કયો છે ? મહાપુરુષો પણ અન્ય મનુષ્યો જે મૃત્યુલોકમાં રહે છે, તે જ લોકમાં રહેવા છતાં, તથા માનવ માતાપિતાને ત્યાં જન્મ લેવા છતાં દિવ્ય શરીરાકૃતિવાળા થવામાં હેતુ શો ?

આકૃતિમાં ભેદ પડનાર આ હેતુ માનસ વ્યાપાર છે. માનસ વ્યાપારનું અથવા વિચારનું જેવું સ્વરૂપ હોય છે, તે પ્રમાણે મુખની તથા શરીરની આકૃતિ રચાય છે. આખો દિવસ ધનના વિચારો કરનારના મુખઉપર ધનના લોભને સૂચવનાર અનેક ચિહ્નો પ્રકટી નીકળે છે. આખો દિવસ સ્ત્રીનું ચિંતન કરનારના મુખઉપર પ્રબલ વિષયવાસનાનાં ચિહ્નો પ્રકટી નીકળે છે. ચોરના મુખઉપર ચૌર્યના ભાવ, અને પ્રમાણિક મનુષ્યના મુખઉપર પ્રમાણિકપણાના ભાવ સર્વદા પ્રકટેલા જ રહે છે. મનુષ્ય પોતાના અંતઃકરણને ગુપ્ત રાખવાનો ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ તેના વિચારાનુસાર તેની આકૃતિ રચાયાવિના રહેતી જ નથી.

રોગી મનુષ્યનું મુખ જોઇને તે રોગી છે, એમ આપણે શાથી કહીએ છીએ ? એ જ કારણ કે રોગમાં તેના વિચારની સ્થિતિ બદલાય છે. અને તેમ થતાં તેનું આખું શરીર બદલાઇ જાય છે. ભિક્ષુકનો વેષ ધારણ કરેલો ભાગ્યવાન્ નૃપતિ નિર્ધન વેષ ધારણ કર્યા છતાં પણ ગુપ્ત નથી રહી શકતો તેનું કારણ શું ? એ જ કે હું નૃપતિ છું એ પ્રકારના વિચારવડે તેની આકૃતિમાં નૃપતિત્વનાં જે ચિહ્નો અંકિત થયાં છે, તે ભિક્ષુકના વેષમાત્રથી તત્કાળ બદલાતાં નથી, ' ભાગ્ય છુપે નહિ ભભુત લગાયો ' અર્થાત્ વિચારથી થયેલું શરીરનું ઉચ્ચ સ્વરૂપ, નિકૃષ્ટ વેષ ધારણ કરવાથી બદલાતું નથી.

આ વગેરે અનેક ઉદાહરણોથી આપણે નિઃશંકપણે એવા સિદ્ધાંતઉપર આવીએ છીએ કે મનુષ્યનાં સ્થૂલ શરીરને સારી અથવા નઠારી, સુરૂપ અથવા કુરૂપ, નીરોગ અથવા રોગવાળી વિવિધ સ્થિતિઓ અર્પનાર તેનો વિચાર જ છે.

પરંતુ એક પક્ષથી જેમ વિચારથી શરીરને રચે છે, તેમ અન્ય પક્ષથી શરીર વિચારને રચે છે. નીરોગ શરીરમાં નીરોગ મન હોય છે એવી જે કહેવત ચાલે છે, તે સાચીછે. શરીર જો રોગી હોય છે તો મન પણ રોગી હોય છે, અને જો શરીર નીરોગ હોય છે, તો મન પણ નીરોગ હોઈ તેની સર્વ શક્તિઓ અત્યંત બળવાન્ હોય છે. મન શરીરવડે જ પોષાય છે. રુધિરનો અત્યંત શુદ્ધ ભાવ મગજના અણુઓને રચે છે, અને પોષે છે, અને આ અણુઓદ્વારા મન વિચાર કરી શકતું હોવાથી જેમ શરીર અથવા રુધિર અધિક શુદ્ધ હોય છે, તેમ મગજ અધિક શુદ્ધ અણુઓવડે પોષાય છે. અને તેમ થતાં મન અધિક બળવાન્ અને શુદ્ધ વિચાર કરી શકે છે. વિષવાળા રુધિરથી પોષાતું મગજ બળવાન્ શુદ્ધ વિચારોને કરી શકતું નથી. દારુ, ગાંજો, તમાકુ, ચાહા વગેરે માદક પદાર્થોના અત્યંત સેવનથી જેમનાં રુધિર વિષવાળાંથયેલાં હોય છે તેઓનાં મગજ અવ્યવસ્થ થઈ ગયાં હોય છે તથા તેઓ આધ્યાત્મિક વિચારોમાં સ્થિર રહી શકતા નથી. એ આપણે સારી રીતે જાણીએ છીએ. એથી ઉલટું ફળજેવા સાત્વિક શુદ્ધ આહારઉપર નિર્વાહ કરી શરીરમાં શુદ્ધ રુધિરને ઉત્પન્ન કરનાર પૂર્વના ઋષિમુનિઓ અસાધારણ આધ્યાત્મિક સામર્થ્યને દર્શાવી શક્યા છે. એ પણ આપણે શાસ્ત્રદ્વારા ઉત્તમ પ્રકારે જાણીએ છીએ. આ રીતે શરીરને રચનાર જેમ વિચાર છે, તેમ વિચારનું ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ સ્વરૂપ રચનાર શરીરછે.

વિચાર એ શું છે? આત્માને પોતાની શક્તિઓ દર્શાવવાનું દ્વાર અથવા સાધન છે. જ્યાં મન નથી હોતું ત્યાં આત્મા અથવા ચૈતન્ય પોતાની એક પણ શક્તિને પ્રકટ કરી શકતું નથી. સ્થૂલ કે સૂક્ષ્મ જગત્માં પોતાના અસ્તિત્વનું ભાન કરાવવાને આત્માને મનની અપેક્ષા રહે છે.

આ મન જાગ્રત્, સુપ્ત, ગાઢ સુષુપ્ત અને ઘન સુષુપ્ત એવી ચાર અવસ્થાવાળું આ સ્થૂલ જગત્માં જોવામાં આવે છે. મનુષ્ય તથા પશુ વગેરેમાં એ મન જાગ્રત્ કળામાં હોવાથી મનુષ્યમાં તથા પશુઓમાં આત્મા પોતાની અધિક શક્તિઓ દર્શાવી શકે છે. તેમાં પણ પશુકરતાં મનુષ્યમાં એ મન અધિક જાગ્રત્ હોવાથી પશુશરીરમાં આત્મા પોતાની જેટલી શક્તિઓ દર્શાવી શકે છે તેના કરતાં મનુષ્યશરીરમાં અધિક પ્રમાણમાં દર્શાવી શકે છે. મનુષ્ય તથા પશુશરીરોમાં પણ એ મન જ્યારે સુપ્ત એટલે ઉંઘેલું હોય છે, ત્યારે આપણને સર્વને અનુભવ છે કે આત્મા પોતાનો જ્ઞાનાદિ કોઈ પણ ધર્મ દર્શાવવા અસમર્થ હોય છે. વનસ્પતિમાં એ મન ગાઢ સુષુપ્ત દશામાં હોય છે, અને તેથી આત્માં ત્યાં વનસ્પતિની સ્થૂલાકૃતિ રચવા શિવાય અને તેને વિવિધ પ્રકારનું મનોહર રૂપ આપવા સિવાય અન્ય કશું કરી શકતો નથી. આત્માનાં જ્ઞાનાદિ ધર્મ વનસ્પતિમાં મનની ગાઢ સુષુપ્ત દશા હોવાથી આપણા અનુભવમાં આવી શકતા નથી. પાષાણવગેરે જડ પદાર્થોમાં એ મન ઘનસુષુપ્ત અવસ્થામાં હોવાથી ત્યાં આત્માનું અસ્તિત્વ છતાં પણ અન્યથી તેની લેશ પણ પ્રતીતિ કરી શકાતી નથી.

જાગ્રત્, સુપ્ત, ગાઢ સુષુપ્ત તથા ઘનસુષુપ્ત, એ એક જ દ્રવ્યની સૂક્ષ્મતમ, સૂક્ષ્મતર, સૂક્ષ્મ તથા સ્થૂલ કક્ષા છે. પાષાણના અણુઓ સ્થૂલ છે, અને વનસ્પતિકરતાં અધિક અશુદ્ધ છે. આથી પાષાણના અણુઅણુમાં આત્મા રહેલો હોવા છતાં, ત્યાં તે પોતાની કોઈ પણ શક્તિને દર્શાવી શકતો નથી. માત્ર પાષાણના અણુઓની ઘનાવસ્થાનો આધાર થઈને ત્યાં આત્મા રહે છે. વનસ્પતિના અણુ પાષાણના અણુ કરતાં ઓછા સ્થૂલ,

અને અધિક શુદ્ધ હોવાથી ત્યાં આત્માની શક્તિઓને આપણે કાર્ય કરતી અનુભવીએ છીએ. પૃથ્વીમાંથી રસ શોષવાની ક્રિયા, તે રસના સ્થૂલ અશુદ્ધ ભાગનું થડ, વધારે શુદ્ધ ભાગનાં પાંદડાં, તેથી વધારે શુદ્ધ ભાગનાં પુષ્પ, તેથી વધારે શુદ્ધ ભાગનાં ફળ, અને સૌથી શુદ્ધ ભાગનાં બીજક-આ વગેરે વિવેકવાળી ક્રિયાઓ વનસ્પતિના ગાઢ સુષુપ્ત મનદ્વારા આત્માને કરતાં આપણે નિત્ય અનુભવીએ છીએ વનસ્પતિના અણુઓ ઓછા શુદ્ધ હોવાથી જ વનસ્પતિનું મન ગાઢ સુષુપ્ત અવસ્થામાં પડી રહે છે, અને તેથી આત્મા તેને વનસ્પતિનું રૂપ અર્પવા શિવાય અધિક કશું જ કરી શકતો નથી. મનની ગાઢ સુષુપ્ત અવસ્થા હોવાને લીધે જ વનસ્પતિ એક સ્થળેથી બીજે સ્થળ જઈ શકતી નથી. વનસ્પતિને ખાનાર કીડાના શરીરના અણુઓ વનસ્પતિકરતાં વધારે વધારે શુદ્ધ હોવાથી કીડાના શરીરમાં આત્મા પોતાના અધિક સામર્થ્યને દર્શાવે છે. કીડો એક સ્થળેથી બીજે સ્થળે ભ્રમણ કરે છે, એટલું જ નહિ પરંતુ ભયથી પોતાનું રક્ષણ કરવાની તેમ જ આહારાદિ પ્રાપ્ત કરવાની વિવિધ યુક્તિઓ રચીને, વનસ્પતિકરતાં વિશેષ માનસિક શક્તિઓ દર્શાવી શકે છે. અને મનુષ્યશરીરનાં અણુઓ કીડાકરતાં અધિક શુદ્ધ હોવાથી મનુષ્યશરીરમાં આત્માની શક્તિઓ પાષાણ, વનસ્પતિ, જંતુઓ તથા પશુઓકરતાં અધિક પ્રમાણમાં પ્રતીત થાય છે.

( અપૂર્ણ. )

---

# માનસ રસાયન

## અથવા

# યૌવનને પ્રાપ્ત કરવાનો અને સ્થિર રાખવાનો માનસ ઉપાય.

( અનુસંધાન ૨૪ મા વર્ષના આશ્વિન માસના પૃષ્ઠ ૩૩૯ થી. )

### પ્રકરણ ૧૪.

**અખંડ આનંદોપભોગ અખંડ યુવાવસ્થાની સાથે સાથે જ થઈ શકે છે.**

કેવલ સુખમય અંતઃકરણ જ સમસ્થિતિવાળું હોય છે, અને યુવાન્ રહેવાને માટે અંતઃકરણની સમસ્થિતિવાળી અવસ્થા હોવાની અગત્ય છે, અને તેનો કુદરતની સાથે પૂર્ણ એકરાગ હોવો જોઈએ.

સુખનો અનુભવ કરવાને માટે મનને કોઈ પણ પ્રકારનો આનંદોપભોગ ( Enjoyment ) હોવાની અગત્ય છે. જ્યારે કોઈ પણ પ્રકારનો આનંદોપભોગ થતો રહે છે ત્યારે જ મનને સુખનો અનુભવ થાય છે, પછી તે ઉપભોગ પ્રત્યક્ષ હો વા અપ્રત્યક્ષ હો. તેથી મનને જો સમસ્થિતિમાં કાયમ રાખ્યા કરવું હોય તેમ જ કાયમ યુવાવસ્થામય રહ્યા કરવું હોય તો કાયમ આનંદોપભોગની અગત્ય છે.

સ્થાયી યૌવન પ્રાપ્ત કરવાને માટે સ્થાયી આનંદોપભોગ હોવો એ અગત્યનું છે, અર્થાત્ જીવનની પ્રત્યેક ક્ષણ ઉપભોગયુક્ત હોવી જોઈએ; પ્રત્યેક ક્ષણમાં આનંદનો અનુભવ બન્યો રહેવો જોઈએ, અને જીવનમાં જે કંઈ આવી મળે તે સર્વમાંથી આનંદોપભોગ કરવો જોઈએ.

જીવનની પ્રત્યેક ક્ષણ આનંદના ઉપભોગથી અથવા સુખાસ્વાદથી યુક્ત કરવાને

માટે જીવનના અનુભવમાં અર્થાત્ જીવવામાં સુખાસ્વાદનો અનુભવ કરે એ પ્રકારે મનને કેળવવું જોઈએ. અને જ્યારે જીવનનું પૂર્ણ ભાન આપણી વિજ્ઞાન વૃત્તિને રહ્યા કરે છે અર્થાત્ હરતાં ફરતાં સર્વ સમયે જીવનની કલાનું જ સ્ફુરણ રહ્યા કરે છે, ત્યારે જણાય છે કે કેવલ આપણું જીવવું અથવા આપણું અસ્તિત્વ હોવું એ જ એક અખંડ આનંદ છે. બીજા સર્વ પ્રકારના આનંદ જ્યારે ક્ષણિક લાગે છે, ત્યારે આ પ્રકારના અસ્તિત્વના ભાનનો આનંદ ચિરસ્થાયી જણાય છે.

આનંદને માટે વિષયોનો, પદાર્થોનો, પ્રસંગોનો કે સંજોગોનો આધાર લેવો એ માત્ર મૂલ વસ્તુને બદલે છાયાનો આધાર ગ્રહણ કરવાસરખું છે. સ્થૂલ પદાર્થો અને અન્યોન્યસંબંધ રાખનાર પરવશતાજનક પ્રસંગો એ જ કંઈ આનંદને આપનાર વસ્તુ છે એમ નથી. જ્યારે વિષયો, પદાર્થો, પ્રસંગો, સંજોગો વગેરે, યથાર્થ જીવન કે જે જીવન આ સમગ્ર પ્રત્યક્ષ પ્રાણીપદાર્થના મૂલ હેતુરૂપ છે, જેને લીધે તે પ્રત્યક્ષ થાય છે, તે જીવનવડે એ સર્વ ઉત્તેજિત થાય છે ત્યારે જ યથાર્થ આનંદ પ્રકટે છે.

કોઈ પણ વસ્તુનો આત્મા જ યથાર્થ આનંદ ઉપજાવી શકે એમ છે, કેમકે તે એક જ આનંદ સ્વરૂપ છે. અને તે કોઈ પણ સ્થૂલ વસ્તુદ્વારા પ્રત્યક્ષ થયા વિના પણ આનંદ આપી શકે એમ છે; પરંતુ આત્માના કોઈ ઉત્તમ વસ્તુમાં થયેલા ભવ્ય આવિષ્કારવડે જ અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે. અને એ પ્રકારે આનંદ થવામાં મુખ્યત્વે કરીને મનુષ્યનો અધિકાર—એ પ્રકારનો અધિકાર—એ પ્રધાન હેતુરૂપ છે.

તેથી જે અખંડ આનંદ આત્મામાંથી આવે છે તે આનંદના આવિષ્કારની પૂર્ણતા, મૂલ્ય અથવા મહત્તા અને તેની પુષ્કલતા બહાર પ્રત્યક્ષ કરવાને માટે આ પ્રાણીપદાર્થવાળી સૃષ્ટિમાં હિતકારક આનંદોપભોગનાં સાધનને શોધવાં અને તે ગ્રહણ કરવાં એ અગત્યનું છે. તે સાધનોની પ્રાપ્તિવડે જ્યાં સુધી ઉચ્ચ આનંદ અનુભવાયો નથી હોતો, અને તે અનુભવ લઈને પછી તેનાથી પરમ ઉચ્ચ કેવલ નિર્વિષય આનંદપ્રતિ વૃત્તિ નથી સ્થાપી હોતી ત્યાં સુધી એકાએક જ નિર્વિષય આનંદના ભોક્તા થવાનું નથી. કેમકે તેવો અધિકાર સહસા પ્રાપ્ત થતો નથી.

પ્રત્યેક ક્ષણ સુખવાળી અવસ્થામાં રહેવું એ પ્રત્યેક મનના મુખ્ય ઉદ્દેશોમાંનો એક હોવો જોઈએ. પરંતુ મનુષ્યની કેવલ ક્ષુદ્ર ઇચ્છાઓને તૃપ્ત કરવાની ખાતર જ સુખની શોધ કરવી ઘટિત નથી. સુખની શોધ કેવલ સુખની પ્રાપ્તિની ખાતર જ થવી જોઈએ. અને જીવનની મહત્તા કે જે આનંદની અખંડિત રહેલી સ્થિતિવડે જ પ્રકટ થાય છે તેની ખાતર—તેના અનુભવની ખાતર—સુખની શોધ કરવી જોઈએ.

આનંદોપભોગનો કાલ જેમ બને તેમ અત્યંત પ્રમાણમાં વધારવો જોઈએ, અને મનુષ્ય જીવનના આરંભના કાળમાં જ તેનો અવધિ આવી જવો જોઈએ નહિ. મનુષ્યે પોતાના પ્રતિ સત્યશીલ અથવા યોગ્ય નિષ્ઠાવાળા રહેવું હોય તો જ્યાં સુધી તે જીવે ત્યાં સુધી તેણે સુખી રહેવું જોઈએ અને જ્યાં સુધી તે જીવે ત્યાં સુધી જો તે સુખી નથી રહેતો તો તે મનુષ્ય તેના પોતાના તરફ યોગ્ય નિષ્ઠાવાળો છે એમ ગણાતું નથી.

ઘણી અજ્ઞાન પ્રજા એમ માને છે કે 'બાઈ! આનંદ ભોગવવાને માટે તો બાળપણ છે, પછી મોટા થયે કંઈ આનંદ ભોગવાય છે? સંસારની જાળ એવા તો ફસાવી દે છે કે પછી તેમાંથી છુટવાવારો જ આવતો નથી. બાળપણ અને વધી જતી તરુણાવસ્થાનો ભાગ એમાં જ કંઈક આનંદ ભોગવવાનો છે.' વળી કેટલાક કહે છે કે "આ-

ઈ! આ જુવાનીનો વખત છે તેમાં જ મઝા છે. પછી કંઈ એ મઝા આવતી નથી. તેમાં જે મોજશોખ ભોગવી લીધી તે ખરી, કંઇ ઘડી ઘડી જુવાની આવતી નથી, અને ઘરડા થયા પછી મોજ મઝા ભોગવવાની ઇચ્છા પણ રહેતી નથી, તેમ શક્તિ પણ હોતી નથી, તેથી જુવાનીમાં જે ભોગવી લીધું તે ખરૂં.' આ અજ્ઞાન અને નિરાશાની વાણી છે. જેઓ પોતાની મેળે જ જગતમાં બંધનવાળી દશાને ઉપજાવીને તેમાં ભરાય છે અને જેઓ પોતાની મેળે સ્વતંત્રપણે વિચાર કરવાને સમર્થ છે એવા સ્વતંત્ર પુરષો-કરતાં જેઓ ભિન્ન પ્રકારના છે, તેવા જ મનુષ્યોની આવી વાણી હોય છે.

યુવાવસ્થા એ જ આનંદોપભોગની અવસ્થા છે, અને તેવી અવસ્થાવાળા મનુષ્યોએ તેમની એ અવસ્થામાં બને તેટલો આનંદ ભોગવી લેવો એ પ્રકારનું માનવું, સુખાસ્વાદ અથવા આનંદોપભોગના સમયને બહુ મર્યાદિત કરી દે છે. અને તેથી જેઓ નાના છે તેમણે એ અનુભવ કરી લેવા પોતાના મનથી જે સમય બાંધ્યો હોય છે, તેમાં તે આનંદોપભોગ કરવાને તાલાવેલી રાખે છે, અને પછી આનંદ ભોગવવાનો સમય નથી એમ માનીને યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના યુવાવસ્થાના સમયમાં માત્ર આનંદ ભોગવવો એમ જ માનીને તે અવસ્થામાં બીજી કશાપ્રતિ લક્ષ આપતા નથી. પરંતુ તેટલા વખતમાં કંઈ પૂર્ણ આનંદનો ઉપભોગ થઇ શકતો નથી. અને તે ન જ થાય. કેમકે કંઇ કેવલ યુવાવસ્થા એ જ આનંદનો અનુભવ કરાવનાર વસ્તુ છે એમ નથી. અને તેથી પરિણામ એ આવે છે કે આનંદોપભોગનો મોટો અંશ કે જે સુખને માટે નિર્માણ કરી રાખ્યો હોય છે, તે સુખને આપી શકતો નથી. કેમકે સમયનો અવકાશ હોતો નથી. મનુષ્યોએ જાણ્યું હોય છે કે યુવાવસ્થા જવાની સાથે જ આનંદોપભોગનો કાળ વીતી જાય છે. પરંતુ તેવું કશું જ નથી. કોઈ પણ અવસ્થામાં આનંદોપભોગ કરી શકાય છે, અને તેથી યુવાવસ્થા વીતી જશે તો આનંદનો અનુભવ શી રીતે લેવાશે, એવી શંકાનું કશું જ પ્રયોજન નથી.

( અપૂર્ણ. )

# कार्यदक्षता.

* * તમારા શરીરમાં અનેક પ્રકારની શક્તિઓ જેવી કે વિચારવાની શક્તિ, સ્મરણ કરવાની શક્તિ, લોહીની નિયમિત અને જોઇએ તેટલા પ્રમાણમાં ગતિ રાખવાની શક્તિ, બુદ્ધિ વધારવાની શક્તિ, તર્ક કરવાની શક્તિ, સંકલ્પ સિદ્ધ કરવાની શક્તિ મનમાંથી બળ ઉપજાવવાની શક્તિ, મનને એકાગ્ર કરવાની શક્તિ વગેરે રહેલી છે, તેમ જ રોગ નિવારવાનું બળ, આહાર પચાવવાનું બળ, ગમે તેટલું ચાલવાનું કે કામ કરવાનું બળ, ગમે તેટલા ઉપવાસ કરવાનું બળ ગમે તેટલું વજન ઉચકવાનું બળ વગેરે અનેક પ્રકારનાં બળ પણ તેમાં રહેલાં છે. તેમ જ કેટલાંક તત્ત્વો જેવાં કે શરીરને યુવાવસ્થામય રાખવાનું તત્ત્વ, શરીને દીર્ઘ આયુષ્યવાળું કરવાનું તત્ત્વ, જીવનતત્ત્વ, શરીરના અને મનના સામર્થ્યોને પ્રકટ કરવાનું તત્ત્વ, શરીર, મન, પ્રાણ, ઇન્દ્રિય વગેરેને નિયમમાં રાખનારૂં તત્ત્વ વગેરે અત્યંત પ્રમાણમાં રહેલાં છે. તેમ જ કેટલાંક સૂક્ષ્મ સામર્થ્યો, જેવાં કે કોઈ પણ અતીતઅનાગત વસ્તુ અથવા વ્યતિકર જાણવાનું સામર્થ્ય, દૂરશ્રવણ એટલે ઘણે દૂર થતા શબ્દને સાંભળવાનું સામર્થ્ય, ઘણે દૂર રહેલી વસ્તુ જોવાનું સામર્થ્ય,

સંતપ્ત પુરુષને પ્રશાંત કરી દેવાનું સામર્થ્ય, હસ્ત મૂકીને અથવા સંકલ્પમાત્રથી કોઈના વ્યાધિને દૂર કરવાનું સામર્થ્ય, વચનસિદ્ધિ વગેરે પણ રહેલાં છે.

* * તેમનું તમે શું કરવા ધારો છો ? તમે તેનો કેવી રીતે ઉપયોગ કરો છો, અથવા કેવો ઉપયોગ કરવા ધારો છો ? જો તમે તેમનો નિયત પદ્ધતિથી એટલે તેને માટે નિશ્ચય કરાયેલા શાસ્ત્રીય માર્ગથી ઉપયોગ કરો છો, તો તેમાંથી ધારેલો પરિણામ પ્રકટ થાય એ દેખીતું જ છે. પરંતુ અત્યંત મહાન્ અને સર્વોત્તમ ફલ પ્રકટાવવા માટે એ શક્તિઓનો, બળનો, તત્ત્વોનો તથા સામર્થ્યોનો કેવી રીતે ઉપયોગ થઈ શકે છે, એ જ એક મહત્ત્વનો પ્રશ્ન છે. અને તેનો ઉત્તર ભાષામાં-શબ્દોમાં-દઇએ તો એ જ છે કે કૌશલ્યવડે-કાર્ય કરવાની કુશલતા-પ્રત્યેક બાબતમાં સર્વોત્તમ પ્રકારે કાર્ય કરવાની કુશલતાવડે.

* * કોઈ પણ બાબતનો માર્ગ અથવા રસ્તો હોય જ છે. અને જે માણસ પોતાનું ધારેલું કાર્ય કરવાનું છોડી દેતો નથી, તે માણસ પોતાના ધારેલા કાર્યને સિદ્ધ કરવાનો માર્ગ શોધી જ કહાડે છે.

* * કાર્યદક્ષતા અથવા કોઈ પણ કામને સફળ કરવાની કુશળતા હોવી એટલે બીજું કાંઈ જ નથી, પણ ધારેલો પરિણામ પ્રકટાવવાનું બળ હોવું એ જ છે. તેથી તમે તમારો પોતાનો જે કંઈ ઉપયોગ કરો છો, તેની ખરી કસોટી તમારી કાર્યદક્ષતાથી પ્રકટતો પરિણામ છે. પણ એક કે બે શાખામાં જ કાંઇ અનુકૂળ પરિણામ આવવો જોઇએ એમ નથી. આપણા કર્તવ્યની પ્રત્યેક શાખાનો જે પરિણામ આવે છે તે ઉપર જ તે શક્તિ કેટલો વિકાસ પામી છે તે સમજાય તેમ છે. જે જે કાર્યો તમે કરો છો તે સર્વ કાર્યોમાં તમે કેટલા અંશે વિજયી થાઓ છો તે ઉપર તમારામાં સર્વદેશી કાર્યદક્ષતા વધી છે કે કેમ તેનો નિર્ણય થઇ શકે છે.

* * જ્યારે તમને એમ લાગે કે અમુક કાર્ય કરવામાં તમે સર્વ પ્રકારનાપ્રયત્નો કરી થાકી ગયા છો, હવે તે દિશામાં પ્રયત્ન કરવાનું એક પણ સાધન કે વિચારસરખો પ્રાપ્ત નથી—તેને માટે શુ કરવું એ પણ તમને સુજતું નથી ત્યારે અકળાશો નહિ. તેને માટે બીજું સાધન કે દ્વારા નથી એમ નથી. તમારા અંતઃકરણના ઉંડાણમાં ઉતરો-વધારે ઉંડા ઉતરો—અને તમને બીજાં સાધનો-સર્વોત્તમ સાધનો-અવશ્ય જણાશે.

* * નીચે દર્શાવેલાં તત્ત્વોનો યોગ્ય પ્રકારનો સંયોગ કરવાથી કાર્યદક્ષતાની કલા મનુષ્યમાં ધીમે ધીમે વૃદ્ધિ પામતી જાય છે. પ્રથમ, વિચારનો યોગ્ય પ્રકારથી ઉપયોગ—સદુપયોગ. બીજું, ક્રિયામાત્રનો સદુપયોગ. ત્રીજું, જે કાર્ય કરવાનું છે તેને માટેનું યોગ્ય શિક્ષણ. તેમના પોતાનામાં અને પોતાનામાં જો કે આ તત્ત્વોના અનેક વિભાગો અને ઉપભાગો પડે છે, તોપણ તેનો યથાર્થ રીતે અભ્યાસ થઇ શકે છે, તેમ જ તેનો પૂર્ણ અંશથી ઉપયોગ પણ થઈ શકે છે છતાં તે સામાન્ય રૂપમાં જ બહારથી દેખાતા હોવાને લીધે તેનામાં કંઇ જ બળ નથી એમ ભૂલથી માની બેસવાનું નથી. તે તત્ત્વો આપણાં નિત્યનાં જાણીતાં છે, એમ માનીને પણ તેના તરફ અલક્ષ કરવાનો નથી. આવાં ગૂઢ સામર્થ્યોવાળાં તત્ત્વોની સાથે આપણો નિત્યનો સંયોગ કરાવનાર પરમાત્માની આપણા પ્રતિની અત્યંત કૃપાલુતાને જ તે સુચવે છે. તેનો સર્વોત્તમ ઉપયોગ કરવો આપણા હાથમાં છે. તે કરો, અને તમારામાં જ રહેલાં અદ્‌ભુત સામર્થ્યોનું પ્રકાશન કરો.

---

## आरोग्यशास्त्र.

### કસરતમાં મુખ્ય અગત્ય શેની છે ?

વ્યાયામ અથવા કસરતમાં હમેશાં નિયમિત અને ખંતવાળા-આગ્રહવાળા-રહો. તમને જે વધારેમાં વધારે અનુકૂલ સમય હોય તેવા સમયે નિત્ય કસરત કર્યા કરજો. આરંભમાં, કસરત કરવાથી તમારામાં એકદમ મોટો સુધારો કે તાત્કાલિક અત્યંત તથા પ્રત્યક્ષ લાભ ન જણાય તો તેથી નિરાશ થશો નહિ. કુદરતને જોઇતો સમય આપો. મોટાં પરિણામો ધીમે ધીમે અને કંઇક વિલંબે જ આવે છે. કસરતનો આજથી આરંભ કર્યા પછી કાલે, પરમ દિવસે, પેલે દિવસે અને ત્યાર પછી નિત્ય કર્યા કરો. કસરતશાળાંઓમાં કે અખાડાઓમાં તમે કસરત કરવા જતા હો તો ત્યાંનો અભ્યાસક્રમ પૂર્ણ થયા પછી કસરત કરવાની છોડી દેશો નહિ.

ઘણા કહે છે કે કસરત કરીએ, અને પછી થોડા કહાડ ન કરીએ ત્યારે પાછું શરીર ઘટી જાય છે તો પછી શું કરવું ? તેથી જ તે નિત્ય કરવી. કસરત નિત્ય ન કરી શકવાનાં બ્હાનાં અનેક છે, પણ ખરેખરૂં કારણ તો એક જ છે કે તેમાં અભિરુચિ-રસ-પ્રકટેલો હોતો નથી, બાકી એક જ પ્રકારની નિત્ય ક્રિયા કરવાથી કોઇ કંટાળતું નથી. તમે નિત્ય જ ખાઓ છો, નિત્ય જ ઉંઘો છો, નિત્ય જ વાતો કરો છો, છતાં તેનાથી કંટાળતા નથી, કેમકે તેમાં તમને રસ ઉપજે છે. તે જ પ્રમાણે કસરતમાં રસ પ્રકટાવો, અને પછી જમવાની પેઠે દિવસમાં બે વખત કસરત કરવી રુચિકર લાગશે. ખરૂં જોતાં અન્નની શરીરમાં જેમ ભુખ લાગે છે, તેમ કસરતની પણ શરીરને ભુખ જ લાગે છે. પણ જઠર બગડવાથી જેમ ભુખ મરી જાય છે, તેમ શરીરને અયોગ્ય રૂપમાં રહેવાની ટેવ પાડવાથી ક્રમે ક્રમે તેની કસરતની ભુખ મરી જાય છે. બાલક-ગમે તેટલું નાનું હોય તોપણ તમે જોશો તો જણાશે કે તેને શારીરિક વ્યાયામપ્રતિ અધિક રુચિ હોય છે. પોતાના શરીરને તેનાથી બને છે તેટલું તે હલાવ્યા જ કરે છે. બાલકોને શાંત સ્થિર બેસી રહેવાનું કહેશો તો તેમનાથી બેસી નહિ રહેવાય. તેમને જે કસરતો ગમતી હોય તેમાં કંઇક વધારે પ્રમાણમાં કરવાની કહેશો તો તે ખુશીથી કરશે, પણ તેને બદલે તમે શાંત બેસી રહેવાનું તેને કહો, અને તે ભાગ્યે જ તમારી આજ્ઞા પાળશે. ભુખનું પણ તેમ જ છે. તેનાથી ભુખ્યું નહિ રહેવાય. એ જ બતાવી આપે છે કે જ્યાં સુધી મનુષ્ય કુદરતને અધિક અધીન રહે છે, ત્યાં સુધી તેને કસરતની સ્વાભાવિક રીતે જ ભુખ લાગે છે. અન્નની ભુખ ન લાગતાં મનુષ્યો તે લગાડવા દવા વગેરેના અનેક ઉપચારો કરે છે, અને અન્નની ભુખ ન લાગવી એ કુદરતથી વિરુદ્ધ તથા વ્યાધિના કારણરૂપ ગણે છે, અને તેવી જ કુદરતી અગત્યવાળી અને કુદરતી રીતે લાગતી કસરત કરવાની ભુખ, તેને કોઇ પણ રીતે દબાવવાનો મનુષ્યો પ્રયત્ન કરે છે, તેમ જ તે નથી લાગતી તો તેના તરફ લક્ષ પણ નથી દેતા એ શું ઓછું આશ્ચર્યજનક છે ! ઉલટું બાલકોને દોડતાં ખેલતાં અને એ રીતે તેઓ પોતાની વ્યાયામની કુદરતી ભુખ શમાવતાં હોય છે, તેમને પુત્રવત્સલ તથા પુત્રને સુધારનાર પિતા ઉલટો ઉપદેશ દે છે કે ' ઘડીભર જંપીને પગવાળીને બેસાતું નથી ? " તેઓ આ રીતે કુદરતને જ ધમકાવતા હોય છે, પરંતુ કુદરતને ધમકાવવાથી શો પરિણામ આવે છે, તેનો પ્રત્યક્ષ દૃષ્ટાંત આપણા દેશનાં મોટા ભાગનાં બાલકો છે.

તમને શરીરમાં અવ્યવસ્થા જેવું લાગતું હોય, માથું ભારે જણાતું હોય, સળેખમ

થવા જેવું લાગતું હોય, તો તેવા વખતે કસરત બંધ કરી દેશો નહિ. દવાખાનામાં જવાને બદલે તરત જ કસરતશાળામાં જાઓ. શરીરમાં અશક્તિ લાગતી હોય, તો અશક્તિ મટાડનાર ગોળી ખાવાને બદલે કસરત કરો. એવું કંઈ જણાય એ કસરત અટકાવવાનું સૂચન કરતું નથી, પણ કસરત અટકી પડી છે અને તે હવે જલદી કરો એ તે સૂચવે છે. જો તમે ઘણા જ કામમાં હો, તો તે કારણથી કસરતને અટકાવશો નહિ. કસરતને અટકાવવાનાં એ બધાં ખરાં કારણો નથી, પણ બહાનાં છે. ગમે તેમ હોય તો પણ, ગમે તો થોડી, પરંતુ નિત્ય જ કસરત કરો. કોઇ પણ કાર્ય નિત્ય નિયમિત રીતે કરવું એ શેને માટે છે એ સંબંધી આર્યપ્રજાને બોધ દેવાની કશી જ જરૂર નથી. સંધ્યા આદિ અનેક વસ્તુઓને નિત્ય કરવારૂપ શાસ્ત્રના આદેશથી તેમનામાં તે સંસ્કાર તો દૃઢ જ છે. શાસ્ત્રો ક્રિયામાં નિત્યતા અને નિયમિતતાની અગત્યને સર્વ સ્થળે પ્રતિપાદન કર્યા જ કરે છે. શરીરશાસ્ત્ર પણ એ જ કહે છે.

એક વખત જ્યારે તમને કસરત કરવાની **ટેવ** પડી જાય છે, ત્યાર પછી તે છોડવી ગમતી નથી. તેથી જ્યાં સુધી નિત્ય કસરત કરવાની **ટેવ** ન પડે ત્યાં સુધી કોઈ પણ બહાનાંને વશ વર્તી કસરત કરવી અટકાવશો નહિ. ટેવ પડ્યાની નિશાની એક જ છે કે તમને તે કાર્ય કરવાની નિત્ય જ વૃત્તિ થાય. તે ન થાય ત્યાં સુધી જાણવું કે હજી તમને તેની ટેવ પડી નથી. અને તેથી નિત્ય આગ્રહપૂર્વક કસરત કરવાની જરૂર છે. એ પ્રકારની જલદી ટેવ પાડવી હોય તો તેની એક જ કળા છે કે તેમાં અત્યંત રસ ઉપજાવવો. ગુણબુદ્ધિ ઉપજાવવાની જરૂર છે, પણ કેવળ ગુણબુદ્ધિ કોઇ ક્રિયાની ટેવ પાડી દેતી નથી. ટેવ પાડવાને માટે તો વધારેમાં વધારે રસ પ્રકટાવવાની જ જરૂર છે. પછી તે નિત્ય કર્યા કરવી, એ બહુ સુગમ થઇ પડે છે.

પરંતુ એક વખત ગાળો પડ્યા પછી ફરી પાછી કસરત શરુ કરવી અને તેમાં રસ ઉપજાવવો એ અધિક કઠિન છે. નિદ્રાની તથા વિશ્રાંતિની જેમ નિત્ય જરૂર છે, તેમ થોડી પણ ઉપયોગી અને **શાસ્ત્રીય** કસરતની નિત્ય જ અગત્ય છે. કસરતને તમે છોડી દો છો, તો પછી તમે દુર્બળ જ બની રહો છો. વિશ્રાંતિ છોડી દેવાથી જેમ શરીર દુર્બળ પડે છે, તેમ કસરત છોડી દેવાથી પણ પછી તેમ જ થાય છે. કસરતપ્રતિ અલક્ષ એ કુરૂપ શરીર, દુર્બલતા તથા વ્યાધિને સર્જનાર છે, અને તેને ઘોડા વેગે વધારનાર છે. તે મનની ઉચ્ચાભિલાષાઓને શમાવી દે છે, અને તેની તેજસ્વિતાને નિસ્તેજ કરી મનપર, સૂર્યચંદ્રની પેઠે ગ્રહણ કરે છે. પરંતુ નિત્ય થોડી પણ કસરત કરવી એ પ્રકારનું રાખેલું ધ્યાન—અને તે થોડો સમય નહિ પણ વર્ષોપર્યંત–જેમ ઋતુઓ નિયમિત આવે છે જાય છે, તેમ તમારામાંથી કચરાને દૂર કરી આરોગ્યને પ્રકટાવે છે, તથા શરીરને ઉત્તમ પ્રકારનું કરી તેને પૂર્ણ આરોગ્યપ્રતિ, તેની શારીરિકપૂર્ણતા (Physical perfection)પ્રતિ, અને મહાન વિજયપ્રતિ આકર્ષ્યા કરે છે. વ્યાયામ, ખરેખર, મનુષ્યજીવનને જીવવા યોગ્ય કરી મૂકે છે.

---

**મધના લાભ.**

અત્યંત પોષણ આપનાર બે વસ્તુઓ કુદરતે જગતને આપી છે: દૂધ અને મધ. દૂધમાં કુદરતે અન્નના પૂર્ણ ગુણને મૂક્યા છે. મધમાં તેણે પૂર્ણ શર્કરા–મિષ્ટતા મૂકી છે, અર્થાત્ તેની જ સાથે તે સ્વાદિષ્ટ, પ્રસન્નતાજનક અને તે ઉપરાંત આરોગ્યપ્રદ આહારરૂપ

છે. ફળના સંબંધથી વિચારતાં, મધમાં રહેલી ખાંડ એવી સ્થિતિમાં છે કે જે જલદી પચી શકે છે. અને એ અંગે શેરડીની ખાંડકરતાં તેમ જ બીજી કૃત્રિમ ખાંડ અથવા મીઠાઈકરતાં વધારે ઉત્તમ છે. મધ તથા ફળની ખાંડ એ જેને ફળની ખાંડ કહે છે તે જ છે. અર્થાત્ એ બંનેમાંથી નીકળતી ખાંડ સરખી જ છે. શેરડીમાંથી બનાવેલી ખાંડને શરીરમાં આવતાં ફળની ખાંડરૂપે બદલાવાની જરૂર રહે છે, કેમકે તો જ તે પચવામાં સુગમ થાય છે. એ ફેરફાર પચનક્રિયા કરે છે, મધની તથા ફળની ખાંડમાટે જઠરને બમણી મહેનત કરવી પડતી નથી. મધ અનેક મનુષ્યો વાપરે છે. આર્યવૈદકશાસ્ત્ર પણ તેને અત્યંત ગુણકારી કહે છે.

ઔષધ તરીકે પણ મધના અનેક ગુણ છે, તેમ જ તેને આહારતરીકે તથા સ્વાદિષ્ટ વસ્તુરૂપે પણ ગણી શકાય છે. શુષ્ક પડી જતા કંઠને માટે મધ તથા લીંબુ આપવામાં આવે છે.

કેટલાક મનુષ્યો ખાંડને સ્થાને બને ત્યાં સુધી મધનો ઉપયોગ કરે છે. મધનો ખાંડકરતાં વધારે પ્રમાણમાં પ્રજામાં ઉપયોગ થાય તો તે સારૂં છે. સરળપણે પચી શકે એવાં ફળસાથે બાળકોને મધ આપવામાં આવે છે તો તેમને ખાંડના પદાર્થો ખાવાની લોલુપતા શમે છે, અને કુદરતી રીતે તેમને મધથી સંતોષ પણ વળે છે. સવારમાં મધ લેવામાં આવે તો તે લાભકારક છે. બીજા અન્નની સાથે મધ બહુ સારી રીતે ભળી જાય છે, તેથી સ્વાદને અનુકૂલ જણાય તેમ મધના મિશ્રણવાળા પદાર્થો તથા મધ ગ્રહણ કરવું એ લાભકારક છે. તેના પ્રમાણનો નિર્ણય મનુષ્યે પોતાની પ્રકૃતિઅનુસાર કરવો.

**નિદ્રા એ શું છે ?**

---

ઘણા મનુષ્યો આ વિષયને જૂદી જૂદી રીતે ચર્ચે છે કેમકે આરોગ્યસંબંધમાં તે અત્યંત અગત્યનું કાર્ય કરનાર છે. આપણે પણ તેના વિષે એક પદ્ધતિથી વિચાર કરીએ.

ન્યુરોન્સ (neurons) નામનાં મસ્તિષ્કનાં કરોડો પુટોથી મગજ રચાયું છે. આ ન્યુરોન્સ નામનાં પુટોની આકૃતિ, નાનું શરીર અને નાના પગના બનેલા તથા દરેક દિશામાં પથરાયેલા કરોળીયાના શરીરને મળતી આવે છે. તે એટલાં બધાં સૂક્ષ્મ હોય છે કે બલવાન્ સૂક્ષ્મદર્શકયંત્રથી પણ જણાતાં નથી. દરેક ન્યુરોન પોતાના એક તંતુથી અથવા પગવડે આગળ ધસે છે, અને પોતાની પાસેના બીજા ન્યુરોનને અડકે છે. આ પ્રમાણે જાગ્રત્ અવસ્થામાં મગજનાં ન્યુરોન્સ એક બીજાથી જોડાયલાં રહે છે. દરેક ન્યુરોન બીજાં ઘણાં ન્યુરોન્સસાથે સંકલિત બને છે અને એ પ્રમાણે પ્રત્યેક દિશામાં એક લાંબી અને લાંબી સાંકળની પેઠે વિસ્તાર અને લંબાણને પામ્યા કરે છે. જ્યાં સુધી આ ન્યુરોન એક બીજાથી જોડાયેલાં રહે છે ત્યાં સુધી મગજ જાગ્રત્ રહે છે.

નિદ્રાના સમયમાં ન્યુરોનની આ સાંકળ છુટી જાય છે અને એક બીજામાંથી તેનો તંતુ અથવા પગ નીકળી જાય છે, અને પ્રત્યેક ન્યુરોન છુટું પડી ગુંછળું વળીને એકલું પડયું રહે છે, અને તેનો એક બીજા સાથે કશો સંબંધ રહેતો નથી તેથી મગજમાંથી જ્ઞાનતંતુઓમાં તથા કરોડરજ્જુમાં જીવનદ્રવ્યનો પ્રવાહ જઈ શકતો નથી અને તેને લીધે અમુક સમયને માટે સઘળો વ્યાપાર અટકી પડે છે. જાગ્રત્ થવું એટલે પુનઃ આ ન્યુરોનના તંતુઓ અથવા પગ એક બીજા સાથે જોડાવા અને તેમ કરીને જીવનદ્રવ્યને પુનઃ વહેતું કરવું એ જ છે.

ખરાબ સ્વપ્નમાં કેટલાંક ન્યુરોન એક બીજાસાથે જોડાય છે અને જીવનદ્રવ્યનો થોડો અથવા કોઈ સમયે ધંગધડાવગરનો પ્રવાહ ગમે તેવી ગતિમાં વહેવા દે છે અને તેથી વિચિત્ર અને અસંબદ્ધ કલ્પનાઓ અથવા ભ્રાંતિઓ પ્રકટે છે. અને ગમે તેવી આકૃતિઓ વગેરે દેખાય છે.

ઉંઘમાંને ઉંઘમાં ચાલનાર અથવા ઉંઘમાંને ઉંઘમાં કામ-કરનારમાં જે ચાલવાની શક્તિને જાગ્રત્ કરનાર ન્યુરોન છે તેમનો પરસ્પર સંબંધ થવાથી બીજાં ન્યુરોન ન કામ કરવા છતાં અને તેથી બીજી જાગ્રતિના કશા વ્યાપાર ન થવા છતાં તે મનુષ્ય ચાલે છે. અને જે ન્યુરોન જગાડનાર છે અથવા જે જાગ્રત્ અવસ્થાનું ભાન કરાવનાર છે તેમનો પરસ્પર સંબંધ ન થવાથી તે કશો વ્યાપાર કરતાં નથી અને પેલાં સબંધવાળાં ન્યુરોન જ પોતાની ક્રિયા કરે છે.

જ્યારે ન્યુરોન વિશ્રાંતિ લે છે, ત્યારે પણ મગજમાં લોહીનો પ્રવાહ તો પૂર્વવત્ જ ચાલે છે. આને જ લીધે નિદ્રાના સમયમાં પ્રત્યેક ન્યુરોન, ગયેલા બળને પાછું મેળવીને પુષ્ટ થાય છે. જાગ્રત્ અવસ્થામાં મગજમાં જે પ્રકારે લોહીની ગતિ થતી હોય છે તે જ પ્રકારની ગતિ નિદ્રામાં પણ થતી રહે છે. અને તે કંઇ છુટાં પડેલાં ન્યુરોનને વિઘ્ન કરનાર થતી નથી. ન્યુરોન માત્ર વિશ્રાંતિ જ લેતાં હોય છે, પોષણને મેળવતાં હોય છે, અને કોઇ પણ પ્રકારના બળનો ક્ષય કે વ્યય કરતાં નથી.

આથી સ્વસ્થ અને સર્વોત્તમ નિદ્રાની મનુષ્યને કેટલી અનિવાર્ય અગત્ય છે, અને એ નિદ્રા તેનું કેટલું હિત સાધે છે, એ આથી સ્પષ્ટ થાય તેમ છે.

---

## सूर्यदेवने.*

### ગઝલ.

( આયા કરો ઇધર ભી મેરી જાન કશી કલી-એ લય )

વેરો, વેરો જ્યોતિ-કિરણ જ્યોતિ-પુંજ હો !
પ્રેરો પ્રેરો જીવન-સ્ફુરણ જીવન-કુંજ હો ! વેરો.

વ્યાપ્ત છે હા ! ગાઢ તિમિર નિખિલ વિશ્વમાં,
ભેદો ભેદો આવરણ એ જ્યોતિ-દેવ હો ! વેરો.

ગ્રસ્ત છીએ સત્ત્વશોષક જાડ્ય-ધારામાં,
છેદો છેદો બન્ધન એ જીવન-દેવ હો ! વેરો.

તૈયાર, હા ! તૈયાર છીએ જ્યોતિ ઝીલવા,
રેલો રેલો સહસ્રસ્રોત જ્યોતિ-નિધિ હો ! વેરો.

સજ્જ છીએ, સજ્જ છીએ જીવન ઝીલવા,
રેડો રેડો સતતધાર જીવન-નિધિ હો ! વેરો.

મોરારજી ગોકુળદાસ ચાલ,
ગિરગામ, મુંબાઇ,
તા. ૧૩-૧૧-૧૯૧૩.

—ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

---

* " સૂર્યદેવ " એ પ્રયોગ સાંકેતિક–Symbolical–છે. સૂર્યદેવ જ્યોતિ, ઉષ્માઅર્થાં પ્રકાશને, અને જીવન ચેતનને પ્રેરનાર સત્તા,

# શ્રી
# મહાકાલ

અંતરમાં બળવાન અને શાંત થવાનો અભ્યાસ કરો.

Registered No B. 185.

# प्रभानुक्रमणिका.



---

પ્રસિદ્ધ કરનાર-શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ વડોદરા તરફથી શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા સાંકલચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું—અમદાવાદ.

# સાધનસમારંભસંબંધી સૂચના.

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો સાધનસમારંભ નામનો સોળમો મહોત્સવ આવતા ફાલ્ગુન માસની પૂર્ણિમાથી ( તા૦ ૧૧ મી માર્ચ બુધવારથી તા. ૧૭ મી માર્ચ મંગળવારસુધી ) સાત દિવસ સુધી પાલન કરવામાં આવશે. સમારંભનું સ્થળ નર્મદા નદીના પુણ્ય તટઉપર શ્રી અંક્લેશ્વર મહાદેવના પુણ્ય ક્ષેત્રમાં નિર્ણીત કરાયું છે. ત્યાં જવાને માટે મીયાગામ સ્ટેશનથી મીયાગામ સીનોર રેલ્વેમાં બેસી માલસર સ્ટેશને ઉતરવાનું છે. મીયાગામથી એક ગાડી સવારે સાડા દશ વાગે અને બીજી ગાડી સાંજે ચારના સુમારે ઉપડે છે. મીયાગામ મેલ સિવાય બધી ગાડીઓ ઉભી રહે છે. માલસર સ્ટેશનની પાસે જ ઉપરનું સ્થાન છે. સ્ટેશનઉપરથી તે સ્થાનની સૂચના મળશે. ત્યાંથી ચાર પાંચ મીનીટનો જ રસ્તો છે. શ્રેયસ્સાધકોને તથા જે જે અન્ય ઉદાસીન સજ્જનોને સમારંભમાં ભાગ લેવાની ઇચ્છા હોય તેમણે મોડામાં મોડું ફાલ્ગુન માસની શુદિ ૮ સુધીમાં, પોતાની કેટલા દિવસ, કયી તારીખથી કયી તારીખ સુધી સમારંભમાં ભાગ લેવાની ઇચ્છા છે, તે પત્રદ્વારા નીચેને સ્થળે જણાવવા કૃપા કરવી. જેમની જેટલી દિવસ સમારંભમાં ગાળવા ઇચ્છા હોય તેમણે પ્રતિદિનના આઠ આના પ્રમાણેનું દ્રવ્ય પણ પત્ર સાથેજ મોકલવા કૃપા કરવી. **જેઓ ઠરાવેલી મુદતપહેલાં દ્રવ્ય નહિ મોકલે તેમને પાછળથી પ્રતિદિનના બાર આના પ્રમાણે દ્રવ્ય આપવું પડશે** કેટલાક સજ્જનો 'ચાર દિવસ કે પાંચ દિવસ સમારંભમાં ભાગ લઈશું,' એમ લખે છે, પરંતુ કયા દિવસોમાં ભાગ લેવામાં આવશે તે ચોકસ જણાવતા નથી. આથી વ્યવસ્થા કરવાને બહુ અડચણ પડે છે. માટે **ચોકસ દિવસ નહિ જણાવનારને** પણ પ્રતિદિનના બાર આના આપવા પડશે. કેટલાક મનુષ્યો **'અમે પૈસા ત્યાં આવીને રૂબરૂમાં આપીશું', અમારું અનુમતિ પત્ર રાખી મૂકજો '** એમ લખે છે. અને પૈસા પહેલેથી મોકલતા નથી, આવા મનુષ્યોને પણ **પ્રતિદિનના બાર આના પ્રમાણે દ્રવ્ય આપવું પડશે.** પૈસા ભર્યા છતાં કોઇ કારણથી સમારંભમાં નહિ આવી શકનારને ભરેલા પૈસા પાછા મળી શકશે નહિ. આવવા ઇચ્છનાર સજ્જનોને નીચેના નિયમો પાલન કરવાના હોય છેઃ—

૧ પ્રાતઃકાલે પાંચ વાગનાથી ઉઠી સ્નાન વગેરેથી પરવારી સાડા ૭ સુધીમાં પોતપોતાને પ્રાપ્ત સંયમસાધક ક્રિયાઓમાં યોજાઈ જવું.

૨ સંયમની ક્રિયાઓ પ્રાતઃકાળે મુખ્યપણે સાડાઠથી અગીયાર સુધી અને ત્યાર પછી સાયંકાળે સમારંભમાં સૂચવવામાં આવનાર સમયે અંતરે અંતરે કરવાની હોય છે.

૩ સંયમવિનાના સમયમાં વિશેષે કરીને પારમાર્થિક વિચારોમાં કાળ ગાળવો.

૪ સુવા માટે બિછાનું, જળપાત્ર, સંધ્યા પૂજાનિમિત્તનો સામાન તથા આસન પોતાની સાથે લેતા આવવું. ફાલ્ગુન માસ છતાં પણ નિર્જન પ્રદેશમાં ટાઢ વિશેષ વાય છે, માટે ઓઢવાનાં સાધનો સાથે રાખવાં.

૫ સ્નાન ઠંડા જળથી કરવાનું હોય છે, તથા ભોજન માત્ર દિવસમાં એકવાર મળે છે.

૬ બપોર પછીના સમયમાં મનન કરવાને માટે કોઇ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ પ્રત્યેક સાધકે પોતાની સાથે લેતા આવવું. તેમજ સામાજિક કીર્તનમાટે **શ્રી ઉપેન્દ્રગિરામૃત** તથા **શ્રી સુધાસ્રોતસ્વિની દ્વિતીય કલ્લોલ** એ બે પુસ્તકો પુસ્તકો સાથે રાખવાં.

☞ સમારંભનું સ્થળઃ—
**પરમહંસ માધવદાસજીના આશ્રમમાં,**
માલસર. (મીયાગામ થઇને)

**પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.**
**જમનાદાસ ગંગારામ.**
**સાધનસમારંભ, વ્યવસ્થાપક.**
શ્રી નૃસિંહાશ્રમ. વડોદરા.




## आनंदस्वरूप अभिमानीनी उक्ति.

પદ. ( નહિ આવું કહાન રે—એ લય.)

(મારૂં) પ્રભુપદે ધામ રે, આનંદ મારૂં મધુરૂં નામ છે;—
મારી પ્રાપ્તિમાટે જગતના લોકોનાં, નાનાં મોટાં સઘળાં કામ છે;—
સર્વ ઐશ્વર્યતણા અધિપતિ તે પણ, નિરંતર મારા ગુલામ છે;—
વિશ્વને વિધવિધ ગતિમાં ચલાવવાની, મારા તો હાથમાં લગામ છે;—
મોટી સંપત્તિવાળાઓનો પણ મારા આગળ, પડતો નજરીએ દમામ છે;—
કોઇ તો શોધે મને પારીસ અમેરિકામાં, જાણે જે તે મારૂં સ્વધામ છે;—
દેશોદેશ ભમે કોઈ તો, જાણી જે, મારૂં સ્થાનક તો પરગામ છે;—
કોઇ કહે નાટકને વિધવિધ વિષયના-ભોગમાં મારો વિરામ છે;—
નૃપતિ ને ક્ષત્રીયવીર તો ગણતા મારા નિવાસસ્થાન સંગ્રામ છે;—
કોઇક ભોળેભાવે માને બિચારા, શ્વશુરગૃહ એ જ મારૂં ઠામ છે;—
કોઇ તો જાણે જે મશ્કરી ઠઠ્ઠામાં, મારો અખંડ મુકામ છે;—
મારી વિકૃત છાયા એ સર્વમાં પડે છે, મારો સ્વતઃ ન ત્યાં વિશ્રામ છે;—
મારા ન્યૂનાધિક અંશવડે તો, ભરેલું આ વિશ્વ તમામ છે;—
નિર્મલ અખિલ સ્વરૂપે હું વસી રહું, જયાં શ્રી સીતારામ છે;—
મારા ઐશ્વર્યમાં ઉન્નતિ સંપત્તિ, પ્રેમ ને માન અકરામ છે;—
મુજને દેખીને સઘળાં દુઃખ તો દૂર થાતાં, મુજવિણ આ વ્યવહારો સુમસામ છે;—
કલેશ મળે તો મારા તરફથી કહેજો તેને નવગજના તુજને પ્રણામ છે;—

---

પ્રકાશી શકતા હોવાથી, મનની શુદ્ધિ જે પ્રકારે ઉત્તમ રીતે થતી હોય તે પ્રકારે તે સાધવી, એ મનુષ્યમાત્રનું કર્તવ્ય સિદ્ધ થાય છે.

કલ્યાણને અર્થે જે જે શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ક્રિયાઓ, સાધનો અથવા વિચારની શ્રેણીઓ પૂર્વે મહાપુરુષોએ પ્રબોધી છે તથા આજે પ્રબોધે છે, તે સર્વેનો હેતુ એક જ છે અને તે એ કે મનુષ્યના કારણ શરીરની, સૂક્ષ્મ શરીરની અને સ્થૂલ શરીરની અત્યંત શુદ્ધિ કરવી, અને તે દ્વારા પરમાત્માને પોતાની અનંત શક્તિઓને પ્રકટ કરવાની અનુકૂળતા કરી આપવી. જે વ્યક્તિમાં આ ત્રણ શરીરોની અત્યંત શુદ્ધિ હોય છે તે વ્યક્તિમાં પરમાત્મા પોતાના પૂર્ણ પ્રભાવથી પ્રકાશે છે. ઈશતનુઓમાં ઈશ્વરત્વ પોતાના પૂર્ણ પ્રભાવથી પ્રકાશતું હોવાનું કારણ તેમનાં તનુઓનાં દ્રવ્યની શુદ્ધિ એ જ હેતુ છે. દેવશરીરોમાં જે દેવત્વ પ્રકાશે છે, તેનો હેતુ પણ તેમના તનુના દ્રવ્યની શુદ્ધિ એ જ છે.

દર્પણને અને કાષ્ઠના કકડાને બંનેને સૂર્યના તડકામાં ધરીએ છીએ ત્યારે દર્પણમાં સૂર્ય પ્રતિબિંબિત થઈને દર્પણને પ્રકાશમય કરે છે, તથા પોતાના પ્રભાવને પણ પ્રદર્શિત કરે છે. દર્પણમાં આમ થવાનું કારણ દર્પણના દ્રવ્યની શુદ્ધિ એજ છે. કાષ્ઠમાં તેવું કશું જ નથી થતું, તેમાં સૂર્યનો દોષ નથી, પણ કાષ્ઠના મલિન અણુઓનો જ દોષ છે. દેવશરીરમાં, ઈશશરીરમાં, અને સત્પુરુષોના શરીરમાં પણ પરમાત્મા આ જ નિયમે પ્રકાશે છે.

પરમાત્મા પોતે પૂર્ણ છે, અને પોતાની પૂર્ણતાથી સર્વત્ર પ્રકાશવાને નિરંતર તત્પર છે. પરંતુ જેમાં તેમને પ્રકાશવાનું છે, તે સાધન અપૂર્ણ છે. સાધનની મલિનતાથી જ પૂર્ણ પરમાત્મા અપૂર્ણતાવાળા ભાસે છે. જેમ મેલું દર્પણ શુદ્ધ સૂર્યને પણ મેલો દર્શાવે છે. તેમ મનુષ્યનું મલિન મન અને શરીર, શુદ્ધ પરમાત્માને અશુદ્ધ દર્શાવે છે. જેમ સાધન શુદ્ધ તેમ પરમાત્મા અધિક અધિક પ્રકાશે છે. તમારૂં શરીર અને મન અત્યંત શુદ્ધ કરો. અને પરમાત્મા તમારામાં પૂર્ણ પ્રકાશથી પ્રકાશશે.

શરીર અને મનદ્વારા પોતાનો પ્રભાવ અધિક અધિક દર્શાવવા પોતે સમર્થ થાય એ અર્થે પરમાત્મા પોતે સ્થાપેલા નિયમોથી શરીરોની નિરંતર શુદ્ધિ કર્યા જ કરે છે. દૃષ્ટાંતરૂપે પાષાણને લો. પાષાણ જે અણુઓનો બનેલો છે, તે અણુઓ અત્યંત અંધકારવાળા તમોગુણમય છે. આથી તેમાં ચૈતન્ય પોતાના સામર્થ્યને પ્રવર્તાવી શકતું નથી, તે અણુઓને શુદ્ધ કરવા, ઈશ્વરી નિયમો તેમનું મૃત્તિકામાં રૂપાંતર કરે છે, અને ત્યાં ક્ષાર આદિના રૂપમાં શુદ્ધિને પામી પુનઃ વનસ્પતિમાં આવી અધિક શુદ્ધ થાય છે. વનસ્પતિમાંથી એ જ ઈશ્વરી નિયમાનુસાર મનુષ્યશરીરમાં અધિક શુદ્ધ થઈ, મગજના સાત્વિક અણુરૂપ થાય છે. અને તેમ થતાં ચૈતન્યની વિવિધ શક્તિઓ પોતાનો પ્રકાશ દર્શાવવા સમર્થ થાય છે. આપણે જેને મૃત્યુ અથવા નાશ કહીએ છીએ, તેવડે ઈશ્વરી નિયમો અણુઓની શુદ્ધિ કરે છે. પથરાની માટી થવામાં પથરાના આકારનો નાશ થાય છે. માટીના અણુઓનું વનસ્પતિમાં રૂપાંતર થતાં માટીનું પોતાનું રૂપ નાશ પામે છે. વનસ્પતિ પણ મગજનાં અણુમાં રૂપાંતર પામે છે ત્યારે તેનો વનસ્પતિના રૂપનો નાશ થાય છે; અર્થાત્ મૃત્યુ અથવા નાશદ્વારા અણુઓની શુદ્ધિ, આ વિશ્વમાં ઈશ્વરી નિયમો સાધે છે.

ઈશ્વરી નિયમોનું અનુભવથી જ્ઞાન પ્રાપ્ત કરનાર મનુષ્ય, અણુઓની શુદ્ધિ સાધવા અર્થે જ પરમેશ્વરના નિયમો પ્રવર્તે છે, એવું જાણીને જો ઈશ્વરી નિયમોને અનુકૂળ વર્તે છે, અર્થાત્ અણુઓની શુદ્ધિ સાધવામાં ઈશ્વરી નિયમોને સાહાય્ય આપે છે, તો આકારનો નાશ કરી નાંખવારૂપ મૃત્યુનું દુઃખ તે નિયમો તે મનુષ્યને આપતા નથી. પરંતુ જે મનુષ્યો તે નિયમોને ન જાણીને અણુઓની શુદ્ધિ સાધતા નથી, પણ ઉલટા તેઓ અધિક

અશુદ્ધ થાય એવી કૃતિ કર્યા કરે છે, તો ઈશ્વિરી નિયમો આરંભમાં તે મનુષ્યને સામાન્ય દુઃખો આપી તેની દુષ્કૃતિથી તેને નિવારવા પ્રયત્ન કરે છે, અને દુઃખો આપતાં છતાં પણ જો તે દુષ્કૃતિથી નિવૃત્ત થતો નથી તો તેનું મૃત્યુ કરી, અણુઓની અધિક થતી અશુદ્ધિ અટકાવે છે.

સાત્વિક આહારનું સેવન, મિતાહાર, યમનિયમ, પ્રાણાયામ, *ઉપવાસ, વ્રત, જપ, તત્ત્વવિચાર આદિ અસંખ્ય સાધનો, જે સત્શાસ્ત્રો પ્રબોધે છે, તે આ અણુઓની શુદ્ધિ-અર્થે જ છે. એ સાધનોદ્વારા જેઓ અણુઓની આત્યંતિક શુદ્ધિ સાધે છે, તેમનાથી મૃત્યુ દૂર રહે છે, અને કોઈ પણ દુઃખ તેમને આપવાની ઈશ્વિરી નિયમોને અગત્ય જણાતી નથી.

રાજસતામસ આહારનું સેવન, અમિતાહાર, દુષ્ટાચરણ, વિવિધ દુષ્ટ વિકારોનું સેવન વગેરેને સત્શાસ્ત્રોએ નિંદ્ય અને ત્યજવાયોગ્ય ગણ્યાં છે, તેનું કારણ એ જ છે કે તેઓ આ અણુઓને અશુદ્ધ કરે છે. જેઓ આ અયોગ્ય આચરણવડે અણુઓને પ્રતિદિન અધિક અધિક અશુદ્ધ કરતા રહે છે, તેઓ પ્રતિક્ષણ મૃત્યુની દાઢમાં ચવાઇ જવાના ભયમાં હોય છે, અને એક દિવસ ચવાઈ પણ જાય છે. તેઓને તેમના અસદાચરણથી રોકવાને માટે ઈશ્વિરી નિયમોને તેમને નિત્ય વિવિધ દુઃખ આપવાની જરૂર રહે છે, અને તે પ્રમાણે તે તેમને દુઃખ આપે પણ છે જ.

શુદ્ધ શરીર અને શુદ્ધ મન જ પરમાત્માનું મંદિર થવાને યોગ્ય છે. અશુદ્ધ શરીર અને અશુદ્ધ મનમાં પરમાત્મા પોતાના મહા તેજસ્વી પ્રકાશથી કદી જ પ્રકાશી શકતા નથી.

માટીના હાંલ્લાંમાં મુકેલા દીપકનો પ્રકાશ હાંલ્લાથી બહાર જઈ શકતો નથી, તેમ મલિન શરીર અને મલિન મનમાં રહેલા આત્માનો પ્રકાશ બહાર પ્રવર્તી શકતો નથી. દીપકનો પ્રકાશ જેમ તેજસ્વી, પારદર્શક, અને સ્વચ્છ આવરણની જ પાર જઈ શકે છે, તેમ શુદ્ધ શરીર અને શુદ્ધ મન જ પરમાત્માના પ્રકાશને બાહ્ય પ્રદેશમાં પ્રવર્તાવી શકે છે.

દશ્યના વિચારો મનને મલિન કરે છે, અને પરમતત્ત્વના વિચારો મનને શુદ્ધ કરે છે. રાજસ તામસ આહારનું સેવન શરીરને મલિન કરે છે, અને સાત્વિક આહારનું સેવન શરીરને શુદ્ધ કરે છે.

ઉચ્ચ, શુદ્ધ, તત્ત્વમય વિચારો મનમાં નિરંતર ચાલતાં, મન જેમ શુદ્ધ થાય છે, તેમ શરીર પણ શુદ્ધ થવા માંડે છે. કારણ કે તત્ત્વવિચારમાં મગ્ન રહેનારની વિષયભોગલાલસા આપોઆપ છુટી જાય છે. અને વિષયભોગલાલસા છુટતાં રાજસતામસ આહારની પ્રીતિ નિવૃત્ત થઈ ગયા વિના રહેતી જ નથી.

જે પ્રમાણમાં મનુષ્યના વિચાર ઉચ્ચ, શુદ્ધ, જ્ઞાનમય, અને તત્ત્વમય હોય છે, તે પ્રમાણમાં તેનું શરીર સુંદર, નીરોગ, બળવાન્, કોમળ, અને ઉપયોગી હોય છે; અને જે પ્રમાણમાં આહારની શુદ્ધિએ કરીને મનુષ્ય પોતાના શરીરના અણુઓને અધિક શુદ્ધ કરે છે, તે પ્રમાણમાં વધારે ઉચ્ચ, વધારે શુદ્ધ, વધારે જ્ઞાનમય અને વધારે તત્ત્વમય વિચારોને પ્રકટાવવાનું તેનામાં સામર્થ્ય આવે છે.

( અપૂર્ણ. )

---

* ઉપવાસ શરીરની શુદ્ધિ કેવી રીતે કરે છે, તે વિષે વિસ્તારથી જાણવા ઇચ્છનારે મહાકાલના ૧૧ મા વર્ષમાં 'વૃદ્ધાવસ્થા' સંબંધી વિષય વાંચવો.

## ચતુર્થકલા.

### ત્રિવર્ગસિદ્ધિ.

**श्रियो धर्मविरोधिन्यो धर्माः संपद्विनाशनाः ।**
**धर्मार्थोत्सादिनः कामा न भवन्ति महात्मनाम् ॥**
**( क्षेमेन्द्र )**

કોઇ પણ ધર્મસંસ્થા જીવોના સ્વાભાવિક ગુણકર્મ અને તેના આવેશોનો વિચાર કર્યા વિના ઉપદેશની વ્યવસ્થા સ્થાપે છે તો તે ઇષ્ટાર્થને સિદ્ધ કરતી નથી, એટલુ જ નહિ પણ ઘણે પ્રસંગે અનર્થને જન્મ આપે છે. સંસારદશામાં રહેલા જીવો સ્વાભાવિક અવિદ્યા અને તેના પરિણામરૂપ રાગદ્વેષવડે તણાય છે, અને આત્મભાવથી માની લીધેલા પોતાના દેહાદિસંઘાતનો અવિચ્છેદ ન થાય તેવી વાસનાને વશ વર્તે છે. પોતાના દેહમય આત્માનું અસ્તિત્વ ખંડિત ન થાય એવી વાસનાને અભિનિવેશ નામ યોગશાસ્ત્રમાં આપવામાં આવ્યું છે, અને ઉપનિષદ્‌માં આ સ્વાભાવિક કલેશને મૃત્યુ–અશનાયા એવી સંજ્ઞા આપી છે. આ દેહમય આત્માના વિધારણની નૈસર્ગિક વાસનાને વિજ્ઞાનવિદ્ સ્વસંરક્ષણની વાસના ( Instinct of self preservation) કહે છે, અને તે જીવન સહભાવિ છે. યોગશાસ્ત્ર કહે છે કે विद्वां समपिकर्षति–અર્થાત્ અભિનિવેશ વિદ્વાનોને પણ કનડે છે. આનું કારણ વિચારતાં આપણને જણાય છે કે આપણા શરીરનો પ્રત્યેક પુટ અથવા અણુ સચેતન શરીરી છે, અને આપણો સંઘાત એક સુવ્યવસ્થિત મધપુડા જેવો સમુદાય (Colony) છે. તેમાં પ્રત્યેક પુટને પોતાના સંરક્ષણઉપરાંત ઇતર પુટોપ્રતિ ઉપકાર કરવાનો છે અર્થાત્ મધુ ઉત્પન્ન કરવાનું છે, અને તેથી સંઘાતનો અભિમાની પોતાના જ્ઞાનબલવડે પૃથગ્‌ભાવ સેવે તોપણ આ પરસ્પર ઉપકાર્ય ઉપકારક ભાવની સાંકળથી ગુંથાયેલા પુટોના સ્વાભાવિક સ્વસંરક્ષણના આવેશનો લય કરી શકતો નથી, કારણકે, તેના બંધારણમાં પ્રારબ્ધકર્મ નિમિત્ત રૂપ છે, અને તે પ્રારબ્ધકર્મ જ્ઞાનનું વિરોધી નથી. જેમ ધનુષ્યમાંથી છુટેલું બાણ પાછું ખેંચી શકાતું નથી તેમ જન્મ અથવા જાતિરૂપ વિપાકને પામેલું પ્રારબ્ધકર્મ આયુષ્યના અવધિપર્યંત સંઘાત અને તેના પુટોમાં સ્વસંરક્ષણનું અપથિલુ બલ કાયમ રાખે છે. આ અભિનિવેશરૂપ કલેશ અથવા સ્વસંરક્ષણની વાસના સંસારદશામાં ઘણી ઉપયોગી છે, અને તેને યોગ્ય માર્ગે વહન કરાવવાના ધાર્મિક પ્રયત્નવડે મનુષ્ય ઉત્તમ ફલને ઉત્પન્ન કરી શકે છે. આ સ્વાભાવિક સ્વસંરક્ષણની વાસના શારીર બલને જમાવી રાખે છે; સંકટના પ્રસંગમાં સમભાવથી ઇતર પ્રાણીપદાર્થોનું રક્ષણ કરવાનું સાહસ ખતાવે છે; સ્વલ્પમાં શુદ્ધ પરત્રાણરૂપ ક્ષાત્રવીર્યનું બીજ આ સ્વસંરક્ષણની વાસનામાં છે. અંતર્યામી પ્રભુ પ્રારબ્ધકર્માનુસાર પ્રત્યેક ભૂતપ્રાણીની આ સ્વસંરક્ષણની વાસનાને પ્રેરી આ બ્રહ્માંડના સંઘાતને પ્રવાહરૂપે કાયમ રાખે છે. જેમ આપણા શરીરનાં પુટ ખરે છે, નવાં આવે છે, અને શરીરસંઘાત મરણપર્યંત ચાલુ રહે છે, તેમ આપણા જેવી અનંત વ્યક્તિઓ ઉદ્‌ભવે છે, મધુમક્ષિકાની પેઠે મધુ ભેગું કરે છે, પ્રારબ્ધના અવસાને વિલાય છે, અને અન્ય આશ્રય શોધે છે. અને આ વિશ્વસમુદાય જેવો ને તેવો ચાલ્યા કરે છે. પ્રાણીઓના સંઘાતની અથવા જીવનની નિર્વાહક સ્વાભાવિક અથવા અશિક્ષિત ચેષ્ટાઓ

એક અંતર્યામી આત્માના ચેતનસંવાદને સૂચવે છે. આથી જ આપણા શાસ્ત્રમાં કહે છે કેઃ—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

( गीता )

कृतान्तकल्पैः सिद्धान्तैः प्रीतिः प्राणभृतां कुतः ।
विनैकस्य हरिस्तस्य संविदःस्याद् सुस्थितम् ॥

( स्वात्मप्रदीपिका. )

આ સર્વ ભૂતપ્રાણીના એકાત્માના અંતર્યામીપણાથી પ્રેરાયેલી પ્રત્યેક જીવની પોતપોતાની સ્થાપિત મર્યાદામાં ગુંથાયેલી સ્વસંરક્ષણની વાસનાની અથવા અભિનિવેશપણાની અવગણના કરી ઘણા ધર્માચરણ કરે છે, અને શરીરાદિ સંધાન જાણે મહાપાપનું ફલ હોય નહિ શું, એમ માની દેહાદિના આરોગ્યપ્રતિ લક્ષ નહિ આપતાં કષ્ટવન કરે છે. આ કષ્ટવન કરતા છતાં દુઃખના ઉદ્ગાર કાઢે છે અને તેથી તે ધર્માચરણ દંભપણાને પ્રકટાવતું નહિ છતાં વિપરીત મતિના પ્રભાવથી અધર્મ છતાં ધર્મપ્રવૃત્તિના નામથી ઘણાં શારીર કષ્ટો સેવે છે.

( અપૂર્ણ. )

---

# एक स्वप्न.

રાત્રિ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ અંધકારે પોતાની કૃષ્ણતા જગતના જડ માર્ગોઉપર પ્રસારવા માંડી, પણ સ્વર્ગના દિવ્ય માર્ગોઉપર જેવો ને તેવો જ પ્રકાશ હતો. ત્યાં અંધકાર જઈ શકે એમ ન હતું, અને જાય તો મીઠાની પુતળિ સમુદ્રની અંદર શોધ કરવા જતાં જેમ પોતાના જ રૂપને ખોઈ બેસે છે, તેમ આ અંધકાર પણ પોતાની કૃષ્ણતા ખોઈ બેસે એમ હતું. આકાશમાં સ્વર્ગીય ફાનસો ઝળહળી રહ્યાં હતાં. અને તેથી ત્યાંના માર્ગો અત્યારે કેવા અદ્ભુત અને રમણીય હશે, એની કલ્પના કરતો અને એમાં આ કાલે ફરવાનું હોય તો કેવો આનંદ પ્રકટે એવી આનંદ પ્રાપ્તિની ઇચ્છાને અંતરમાંથી ઉછાળતો, દૃષ્ટિ આકાશમાં હોવા છતાં પણ હું તો મારા ઘરની અગાશીમાં પથારીમાં જ સુતો હતો.

સમય તેનું કામ કરતો હતો, મારા વિચારો તેનું કાર્ય કર્યા જતા હતા. સ્વર્ગની રમણીય ભૂમિમાં વિહાર કરવાનું, ત્યાંના માહાત્મ્યનું અવલોકન કરવાનું, ત્યાંની ગલી કુંચીઓમાં ફરવાનું, સુંદર સ્થાનો નિરખવાનું—અને એવા જ પ્રકારનું ચિંતન મારામાં જ કોઈ જગાએ બેઠેલું મારૂં મન કર્યા કરતું હતું. પણ તેની સ્વતંત્રતાના પાશ જ સમયમાં છીનવી લેવામાં આવી, અને એક કિનારાઉપર ઉભું રહેલું મારૂં આશામય મન નિદ્રાના ઊંડાં પાણીમાં ગરકાવ થયું. નિદ્રાના કેટલા ઊંડા પ્રદેશમાં હું ચાલ્યો ગયો તે કંઈ મને સમજાયું નહિ, તોપણ મન એ એક સમર્થ વસ્તુ છે એમ જે બુદ્ધિમાનોનું કહેવું છે એનો મને અનુભવ થયો. સ્વપ્નસૃષ્ટિમાં મારો પ્રવેશ થયો અને ત્યાં જાગ્રત્ અવસ્થાની પેઠે જ હું સર્વ વ્યવહારો કરવા લાગ્યો.

મારી સંમુખ એક વિશાળ છતાં કંઈક ખાસ બંધારણનો માર્ગ જણાયો. દૃષ્ટિ કરતાં

એ મોટા માર્ગને સંબંધ ધરાવતા અનેક નાના માર્ગો તેની આસપાસ જણાયા. અને તેમાં મનુષ્યો જા આવ કરતા જોયા, તેમ છતાં તેઓ ક્યાં જા આવ કરે છે, તે મને સમજાયું નહિ. હું પણ તે માર્ગે ચાલ્યો, એટલામાં એક પોળ આવી. પાટીયું વાંચતાં જણાયું કે, તે પોળનું નામ 'ખ્યાતિની પોળ' હતું. એમાં કેટલાએ મનુષ્યો જતા હતા. કોઈ દોડતા જાય, કોઈ ધસમસતા જાય, કોઈ ધીમેથી જાય, કોઈ લપાતા છૂપાતા જાય, કોઈ છાતી કહાડીને જાય એમ અનેક રીતે જતા હતા. પરંતુ મને લાગ્યું કે લગભગ દરેક મનુષ્ય આ શેરીમાં આવતા હતા. કેટલાક એક શેરીમાં એકાદી બાજુએ ઉભા પણ રહેતા હતા. એ શેરીના છેક અંતના ભાગમાં કેટલાંક વાંકાં ચુંકાં ચઢવાનાં પગથીયાં હતાં. જરા મહેનત કરીને પણ તે પગથીયાંઉપર ચઢીને જોતાં મને જણાયું કે ઉપરના ભાગમાં એક દિવ્ય સિંહાસન સુવર્ણમય અને રત્નજડિત શોભાથી યુક્ત એવું હતું. તેની નીચેની તકતીઉપર 'ખ્યાતિ' એવું સુંદર અક્ષરે લખેલું હતું. એ સિંહાસનઉપર મોહક વસ્ત્રો ધારણ કરીને અપૂર્વ સુંદરતાયુક્ત એક સ્ત્રી બેઠેલી હતી. તે પેલા પગથીયાઉપર ચઢનારનાં કષ્ટો જોતી, રસ્તાની ધમાધમ–એકને ધક્કો મારીને બીજો આગળ આવે, તેને અટકાવીને વળી ત્રીજો આગળ આવે એટલામાં વળી કોઈ ચોથો એ બધાથી પાછળ આવવા છતાં સહુથી આગળ જવાનો અથાગ શ્રમ કરે–વગેરેને પણ તે નિહાળ્યા કરતી હતી. દુર્બલ મનુષ્યોની દુર્બલતાને, કેટલાકની મિથ્યા દુરાશાને, અને કેટલાકના મિથ્યા પ્રયત્નને પણ તે જોતી. આગળ આવવાની લાલસાવાળા અનેક પોતાના પ્રાણ ખોવા પર્યંતના કષ્ટને પામતા અને અર્ધે માર્ગે જ ગતપ્રાણ થતા તે પણ આ સ્ત્રી પોતાને સ્થાને બેઠી બેઠી જોતી. અનેક મનુષ્યોનાં કષ્ટોને જોવા છતાં તે અડગ, લેશ પણ લાગણીવિનાની અને જાણે કંઈ જ બનતું નથી એવા પ્રકારની શાંત થઈને બેસી રહી હતી. જેઓ એ સિંહાસનઆગળ પહોંચતા તેઓ તેને નમન કરતા, અતિદીનપણે, હાથ જોડીને કંગાલ સરખા બનીને અને તે સ્ત્રીને પોતાનું સર્વસ્વ માનીને તેના પગે પડતા ત્યાં ઉભા રહેતા. અને તેનો હાથ તેમના મસ્તકે મૂકે તેને માટે અત્યંત આતુરતાપૂર્વક વાટ જોતા હતા. પરંતુ જ્યાં તે તેમના મસ્તકે હાથ મૂકતી કે જે કરાવવું એ પેલા મનુષ્યોની પરમ ઈચ્છાનો વિષય હતો અને તેમના દુશ્વર પુરુષાર્થનું અંતિમ ફ્લ હતું તે મળતું કે તત્કાળ જ તે મનુષ્યોના મુખઉપર કોઈ વિલક્ષણ ફેરફાર થઈ જતો મને જણાયો. જ્યારે પ્રથમ તેમના મુખઉપર આતુરતા, પ્રસન્નતા, આવેશ, આગ્રહ, મહત્વાકાંક્ષા વગેરે જણાતું, તે ત્યાર પછી બીજી જ ક્ષણે તેમના એ જ મુખઉપર અસંતોષ, નિરાશા, દુર્બલતા અને નિષ્ફળતા જણાતી. એક ક્ષણથી પણ ઓછા સમયમાં ફેરફાર થતો મને જણાયો.

આ જોવાથી એ શેરીનો ત્યાગ કરીને પુનઃ હું પેલા વિશાળ માર્ગઉપર આવ્યો અને આગળ જવા લાગ્યો. થોડે દૂર જતાં બીજી એક શેરી આવી. તપાસ કરતાં તેનું નામ 'સંપત્તિની શેરી' એવું જાણ્યું. ઉંડા વિચારપૂર્વક તેમાં પ્રવેશતાં મને મનુષ્યોનો સમૂહ ત્યાં જતો જણાયો, અને તે કંઈ થોડો ન હતો. પેલી શેરીકરતાં પણ આમાં તો પુષ્કળ ભીડ અને અતિશય કચડાકચડી હતી. કેટલાક જરી જરી વારમાં એક બીજાસાથે લડી પડતા, કેટલાક બળીયા, દુર્બલને ગબડાવી દઈને તો કોઈ કોઈના ઉપર પગ મૂકીને આગળ અને આગળ જવાનો યત્ન કરી રહ્યા હતા. ગમે તેટલું વાગે, ગમે તેટલા ચગદાય, તોપણ

એ સર્વના ભોગે પણ આગળ જવાનો દરેકનો યત્ન ચાલી રહ્યો હતો. કશા પણ વિવેક-મર્યાદાનું ત્યાં આગ્રહથી પાલન થતું હોય એમ મને જણાયું નહિ. શેરીના છેવટના ભાગમાં આવીને જોયું તો મને જણાયું કે એક પુરુષ એક મોટા આસનપર બેઠો હતો. તેનું નામ 'સંપત્તિનો સ્વામી' હતું. તે ગર્વિષ્ઠ, સ્વાર્થવૃત્તિવાળો, અને તિરસ્કારના ભાવને તેના કપાળમાં દર્શાવતો સર્વના પ્રતિ તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી રહ્યો હતો. તેના બંને હાથમાં ધનની થેલીઓ હતી, અને તેને તે મમત્વપૂર્વક ધારણ કરી રહ્યો હતો. જેમ જેમ મનુષ્યોનો સમૂહ તેની પાસે આવતો તેમ તેમ તે પેલી થેલીઓમાંથી ધનને તે સમૂહના ઉપર વેરતો. તે ધનની દરેક મુદ્રા જાણે અગ્નિની ચિણગારી હોય એમ જણાતું, અને તેથી ત્યાં અનેક ચિણગારીઓ ઉડતી હોય એમ લાગતું. એકાએક ત્યાં દારુણ તકરારો થવા લાગી, કેટલાક અસંતોષ પામવા લાગ્યા, કેટલાક માંહોમાંહી વઢી પડ્યા, સ્નેહીઓ હતા તે શત્રુ થઈ ગયા, સંબંધિ હતા તેમણે વિરોધીની ગરજ સારી, કંઈકના પ્રાણ ગયા, કંઈકનાં શરીર નષ્ટપ્રાય થઈ ગયાં અને કંઈક વીલે મ્હોડે માત્ર અનેકના માર ખાતા રહ્યા. ક્ષણમાં ધનની મુદ્રા આની પાસે આવે તો વળી બીજી ક્ષણે તેની પાસે ઝુંટાવીને કોઈ બીજો જ લઈ જાય. બે મનુષ્યો એકબીજાસાથે એક મુદ્રા લેવા મથતા હોય ત્યાં એ બેનું દ્વંદ્વ યુદ્ધ પૂરું થવા પહેલાં ત્રીજો જ મનુષ્ય નીચે પડેલી પેલી મુદ્રાને ઉપાડી લે. આમ થવા છતાં પણ પેલો સંપત્તિનો સ્વામી તેને કાંઈ જ લાગતું વળગતું ન હોય તેમ બેદરકાર, નિર્દય અને નિષ્ઠુર-સરખો થઈને જોયા જ કરતો. મનુષ્યો એક બીજાનું ચોરી લેતા, એક બીજાનો તિરસ્કાર કરતા, આ સંપત્તિને પણ શાપ આપતા કે જે સંપત્તિ અગ્નિની ચિણગારીની પેઠે તેમના હાથઉપર દાહ કરતી, તેમના ભાગ્યને વખોડતા અને મુખઉપર પરાજય અને ગ્લાનિના ભાવને પ્રકટાવતા. આ પરિણામને જોવાથી મારું હૃદય પીગળ્યું અને તત્કાળ પેલા મોટા માર્ગે કે જ્યાંથી આ શેરીમાં હું આવ્યો એ હું ભૂલો પડ્યો એમ લાગ્યું, ત્યાં આવીને આગળના પગે ચાલવા માંડ્યું.

કયે માર્ગે જવું તેને માટે અંતરથી વિચાર કરતો, અત્યાર સુધીના અનુભવથી અસંતોષ પામતો હું આમતેમ જોતો ચાલ્યો જતો હતો, એટલામાં એકાએક એક દિવ્ય પ્રકાશ મારા માર્ગમાંથી આડે ઉતરી ગયો. મેં તત્કાળ તે તરફ જોયું અને કોઈ વિલક્ષણ પ્રકાશથી પરિવેષ્ટિત થયેલી એક ભવ્ય અને અત્યંત રમણીય આકૃતિ મેં ત્યાં જોઈ. તે મારા પ્રતિ મંદમંદ સ્મિત કરતી જોતી હતી, અને તેનાં નેત્રમાંથી કોઈ અપૂર્વ ભાવને મારા પ્રતિ પ્રસારતી હતી. તેની સૌમ્ય મોહક અને પ્રશાંત તથા મધુર મુખમુદ્રા જોઈ તેને 'મુખ્ય માર્ગ' ક્યાં જાય છે તે પૂછ્યું. તેનાં નેત્રો મારામાં પ્રોવાઈ ગયેલાં જણાયાં, અને હસિત વદનથી તેણે મને પૂછ્યું, 'તારે મુખ્ય માર્ગે જવાની શું તીવ્ર અને સાચી ઇચ્છા છે?'

મેં ઉત્તર આપ્યો, 'હા.'

તેણે કહ્યું તે માર્ગ કંઈક સાંકડો અને પ્રસંગે કઠિન જણાય તેવો છે. તું તેમાં પ્રવાસ કરવાને તત્પર છે?

મેં કહ્યું, એ 'મુખ્ય માર્ગ' ક્યાં જાય છે તે હું જાણતો નથી, પણ આ નાની શેરીઓના માર્ગોકરતાં તે મને સરલ અને સુગમ જણાય છે.

તેણે કહ્યું, તારો ઉત્તર યોગ્ય છે. એ મુખ્ય માર્ગ શાંતિ, જ્ઞાન તથા પ્રેમની અદ્ભુત ભૂમિકાપ્રતિનો છે.

અત્યંત આતુરતાપૂર્વક મેં કહ્યું, ત્યારે તો મને તે માર્ગે લઈ જાઓ. હું શાંતિને જ શોધું છું. મેં ખ્યાતિને જોઈ છે, પણ તે મને અસંતોષ ઉપજાવનાર થઈ પડી છે. સંપત્તિની પણ મને પ્રાપ્તિ થઇ છે પરંતુ મને તે એક શાપરૂપ લાગી છે. મેં મોજમઝાને પણ ભોગવી છે, પરંતુ તે પણ મને પરિણામે મિથ્યા લાગી છે. અંતઃકરણનો હું દુઃખી જ રહ્યો છું. કૃપા કરીને મને બતાવો કે પ્રેમ ક્યાં છે? કેમકે હું તેને જ ભુલી ગયો છું.

પેલી ત્રિલોકમોહન મૂર્તિએ કહ્યું, પ્રિય! શ્રવણ કર. મારૂં નામ **શ્રદ્ધા** છે. અને જો તું મારામાં સાચી નિષ્ઠા રાખીશ તો હું તને તે ભૂમિકામાં લઈ જઇશ.

ઉલ્લાસપૂર્વક હું બોલી ઉઠ્યો, દેવી! સાચી નિષ્ઠાથી રહીશ.

અમે પછી કેટલીક અંધારી અને વિકટસરખી ગલી ગુંચીઓમાંથી પસાર થયાં, પરતુ છેવટે પાછો પેલો મુખ્ય માર્ગ આવ્યો, અને મારૂં હૃદય હલકું થયું. અમે મૌનપૂર્વક તેમાં ચાલ્યાં.

પ્રેમના ખોટા સ્વરૂપનો જે મેં આજ સુધી અનુભવ કર્યો હતો તેનો વિચાર કરતો હું ચાલતો હતો, સાચા પ્રેમનો તિરસ્કાર કરીને મિથ્યા મોહને જે મેં અનેક પ્રસંગે સેવ્યો હતો તેનાથી થયેલી નિરાશાનો વિચાર કરીને હવે પ્રેમમય શાંતિમાં પ્રવેશવાનો હું મનથી નિશ્ચય કરતો હતો. મોહમાં શાંતિ નથી, પણ સત્ય પ્રેમમાં જ શાંતિ છે, અને શાંતિમાં જ પ્રેમ છે, એમ જાણીને તેમાં સ્થિર રહેવાનો હું નિર્ણય કર્યે જતો હતો, એટલામાં કોઇનો સ્વર મારે કાને પડ્યો. પાછું વળીને જોઉં છું તો મારી સાથે જ ચાલતી કોઈ અદ્ભુત ચમકવાળી અને આકર્ષકતાના પરાવધિરૂપ એક સ્ત્રી જોઈ તેના જાદુભર્યાં નેત્રોમાંથી મારા અંતરની આરપાર નીકળી જતું અને કંઇક ઉથલપાથલ કરી મને પરવશસરખો કરતું એક કટાક્ષ તેણે મારા પ્રતિ નાંખ્યું.

મંજુલ સ્વરથી મારા મનને હરી લેતાં તે બોલી, મારૂં નામ વિલાસિની (વિષયેચ્છા) છે. જ્યાં દિવ્ય નાદ અને પ્રહર્ષ થયાં કરે છે એવા લોકમાં તને નિરંતર મારી સાથે રાખવા ઇચ્છું છું. ત્યાં આવવું છે?

શ્રદ્ધાએ મારા પ્રતિ બલવત્તર ભાવથી જોયું, અને મેં કહ્યું,

'ના, મેં શ્રદ્ધાને મારૂં વચન આપી દીધું છે, હું પ્રેમની ભૂમિકા પ્રતિ જઈશ.'

'પ્રેમની?' અને એમ બોલતી આશ્ચર્ય દર્શાવતી તથા હું ફસાયો છું એવા ભાવને દર્શાવતી તે હસી પડી. તેણે પુનઃ કહ્યું, 'જો તું મારી સાથે આવે તો હું તને પ્રેમના પ્રદેશમાં પણ લઈ જઈશ.'

હું મુંઝાયો.

પછી શ્રદ્ધા ગંભીરપણે બોલી ઉઠી,

"હવે વિચારી જો, નિર્ણય કર, અને અમારા બેમાંથી કોઇનો સંગી થા. અમે બંને તને પ્રેમ આપી શકીએ એમ છે. વિલાસિની તને કામનામય પ્રેમ ચખાડશે, મારો પ્રેમ

વિશુદ્ધ પ્રેમ છે. વિલાસિનીનો પ્રેમ અલ્પ કાળમાં અળપાઇ જાય છે, મારો પ્રેમ પૂર્ણ શાશ્વત અને અચલ છે. હવે જે તે નિશ્ચય કરી લે.

મેં વિલાસિની પ્રતિ જોયું, તે સુંદરતાની મૂર્તિ જણાતી હતી. તેના અંગે અંગમાંથી, મને તેના પ્રતિ આકર્ષનારો કોઈ વિલક્ષણ પ્રવાહ વહેતો હતો. મારાં રોમાંચ થયાં, તોપણ હું શ્રદ્ધાપ્રતિ વળ્યો અને કહ્યું, ,મારે તો તારૂં જ શરણ છે.'

વિલાસિનીએ કૃત્રિમ અને વિલક્ષણ ચેષ્ટાવાળું સ્મિત કર્યું, પરંતુ તે જ ક્ષણે ત્યાં મેં એક વિલક્ષણ પ્રકાશ જોયો અને તેમાંથી મધુર, નમ્ર અને પ્રીતિ ઉપજાવતો સ્વર શ્રવણ કર્યો કે "તેં યોગ્ય નિર્ણય કર્યો છે. સત્ય અને જીવનનો એ એક જ માર્ગ છે." પછી શ્રદ્ધાએ મારો હસ્ત ગ્રહણ કર્યો અને અમે આગળ પ્રયાણ કર્યું. કેટલેક દૂર હું એક સુંદર અને વિશાલ નગરસરખું જોવા લાગ્યો. એટલામાં મારે કાને દિવ્ય ધ્વનિવાળું મધુર સંગીત દૂરથી શ્રવણ થતું જણાયું. અને અમે જેમ જેમ નિકટ આવ્યાં, તેમ તેમ અધિક પ્રકાશમય પ્રદેશ જણાતો ગયો. એ પ્રકાશનું વર્ણન કરી શકાય એમ નથી. ચંદ્રનો પ્રકાશ પણ તેની સમીપ ક્ષુદ્ર જણાયો. આ પ્રકાશ મને અત્યંત પ્રોત્સાહક તથા ઉન્નત કરનાર લાગ્યો અને ક્રમે ક્રમે તે એવો તો જ્વલંત થયો કે જો શ્રદ્ધાએ મારો હસ્ત ન પકડ્યો હોત તો એ પ્રકાશના તેજમાં અંજાઇ જઈને હું કદાચ ગ ડી પડ્યો હોત.

સંગીતમય ધ્વનિ વધારે સ્પષ્ટ થતો ચાલ્યો, અને તેનાં આંદોલનોએ મારામાં કાંઈ ચમત્કારિક ફેરફાર કર્યો મારામાં જે કંઇ નહતું, તે મને જણાવા લાગ્યું, મને જે કંઇ ન હતું સમજાતું તે સમજાવા લાગ્યું. અમાનુષી દિવ્ય સ્વરો આવવા લાગ્યા, અને તેમાં મારી વૃત્તિ અનાયાસ એકાગ્ર થતાં મારાં અંગો શિથિલ થયાં અને તેમ થતાં શ્રદ્ધાએ પોતાનો હસ્ત મારા હાથમાંથી સેરવી દીધો, અને હું તેના પ્રતિ જોઉં તે પૂર્વે તો તે અદશ્ય થઈ ગઈ અને તેને સ્થાને મેં મારા સંમુખ અલૌકિક સ્નેહાકર્ષક ત્રણ વ્યક્તિ ઉભેલી જોઈ. મને સ્નેહાલિંગન આપતી હર્ષવડે તે મારા હાથમાં તેમના હાથને પ્રસારતી બોલી,

"પ્રેમીજન! આવો પ્રેમમય પ્રભુપાસે અમે તને તેડી જઈએ. પ્રભુ તત્પરતાથી તારી વાટ જુએ છે, ચાલો."

* * * *

સ્વપ્ન અળપાઈ ગયું, અંતરનો અંધકાર અળપાઈ ગયો અને આંખ ઉઘાડીને જોઉં છું તો જગતઉપરનો અંધકાર પણ અળપાઈ ગયો હતો. હું જાગ્યો. મંદમંદ વાયુ મને વ્યજન કરતો હતો. પ્રભાતનો સમય મને ઉત્તેજન આપી રહ્યો હતો. પક્ષીઓ મારે માટે મધુરૂં ગાન કરી રહ્યાં હતાં. જગતમાં સૂર્યોદયને તો હજી ઘણી વાર હતી, પણ મારા અંતરમાં તો તે ક્યારનો પ્રકાશી રહ્યો હતો. અને એ પ્રકાશની મધ્યે મને જણાયું કે પરમ પ્રાપ્યસ્વરૂપ વસ્તુની સિદ્ધિમાટે એક શ્રદ્ધા જ સાચી નેતા છે.

---

# શ્રી યોગસાર.

( અનુસધાન ૨૫ મા વર્ષના પૃ૦ ૪૧૮ થી )

જેમ વૃક્ષનુ બીજ દેખાઈતુ નાનુ હોય છે છતા એમા વૃક્ષાકાર થવાનો વેગ અતિ પ્રમાણમા હોય છે તેથી એને પૃથ્વીમા વાવીએ છીએ કે અનુકૂલ સહકારી મળતા એ પોતાના વેગપ્રમાણે તે તે ઉપયોગી પદાર્થોને આકર્ષી મોટુ થાય છે, સ્થૂલતા ધરે છે, અકુર આદિરૂપે વધેછે અને પરિણામે વૃક્ષરૂપે થઈ રહેલુ પ્રતીત થાય છે તે જ પ્રમાણે આ બુદ્ધિ સત્ત્વ તથા મહતરૂપ થયેલા અણુઓ અતિસૂક્ષ્મ છે છતા એમા સર્ગવેગ, પરિણામ પામવાનો વેગ અતિ પ્રમાણમા હોય છે જેમ સામ્યાવસ્થાવાળી પ્રકૃતિ અર્થાત્ સત્ત્વાદિની સામ્ય અવસ્થામા રહેલા સત્ત્વાદિ દ્રવ્યો સપૂર્ણ અશે ક્ષોભને પામતા નથી પણ તેમાનો એક ભાગ જ ક્ષોભને પામી મહત્તત્ત્વરૂપ થાય છે તે જ પ્રમાણે આ મહત્ તત્ત્વની દશામા આવીને સ્થિત થયેલા એ અણુઓમા બધાને આગળ પરિણામ પામવાનો વેગ નથી પણ કેટલાકમા એ વેગ હોય છે અને ઇતરમા એ વેગ હોતો નથી મહત્તા જે અણુઓમા એ વેગ હોતો નથી તે અણુઓ એ સ્થિતિમા જ રહી જાય છે પણ જે અણુઓમા અધિક વેગ હોય છે તે આ સ્થિતિને અલ્પ સમય સેવી તરત જ એ પ્રાસવેગવશાત્ અધિક સ્થૂલતાને ધરે છે આપણા શાસ્ત્રોની મર્યાદાપ્રમાણે આ અણુઓનો એક ભાગ માત્ર આના અધિક વેગવાળો હોય છે અને આઠ ભાગ કે કોઈ કોઈ સ્થળે કહ્યા પ્રમાણે નવ એ વેગ વિનાના હોય છે તેથી $\frac{1}{9}$ કે $\frac{1}{10}$ અણુઓ જ માત્ર આગળ વધે છે અને $\frac{8}{9}$ કે $\frac{9}{10}$ આ સ્થિતિમા જ રહે છે આ સર્વ ભાગવાળા અણુઓની આસપાસ સામ્યાવસ્થાવાળી પ્રકૃતિ જેનો એક ભાગ જ ક્ષોભ પામી આ સ્થિતિમા આવ્યો છે, તેનો બાકીનો જે ભાગ રહ્યો તેમાનુ દ્રવ્ય વીંટળાઈ રહે છે એટલુ જ નહિ પણ આ મહત્ તત્ત્વનુ અણુ એ દ્રવ્યમા જ તરતુ રહે છે જેમ ગર્ભ રચાતા એક નાનો પોટો ( સેલ ) થાય છે અને તેમા પ્રોટોપ્લેઝમના દ્રવમા ન્યુક્લીઅસ તરતુ રહે છે અથવા જેમ પટમા તન્તુઓ ઓતપ્રોત થઈ રહે છે, જેમ ઘટમા મૃત્તિકા અતર્ બહિર્ વ્યાપી રહે છે, જેમ વૃક્ષમા સર્વત્ર રસ વ્યાપી રહે છે તે જ પ્રમાણે આ મહત્નુ અણુ એ પ્રકૃતિ દ્રવ્યમા તરતુ રહે છે, એ પ્રકૃતિ દ્રવ્ય આ મહત્મા ઓતપ્રોત થઇ રહે છે આ પ્રકારે વેષ્ટન કરી રહેલુ પ્રકૃતિ દ્રવ્ય તે એ મહત્ના અણુનુ વાતાવરણ કહેવાય છે જેમ સુષુપ્તિમા આપણે સ્થિત થઇએ છીએ ત્યારે આપણા સૂક્ષ્મ કારણમાથી બળને ખેંચી આપણે પુન જાગ્રત થતા બળવાળા પ્રતીત થઇએ છીએ, જેમ શુષ્ક થઈ ગયેલા બીજને પોતાના કારણરૂપ પૃથ્વી અને જલમા રાખતા તેમા નવુ બલ આવે છે, એટલુજ નહિ પણ એ કારણો જ તે તે પોતાના કાર્યને નિરતર ગતિદશામા પણ બલ આપતા રહે છે. તે જ પ્રમાણે આ મહત્તત્ત્વનુ અણુ પણ નિરતર પોતાના વાતાવરણરૂપે રહેલા પ્રકૃતિ દ્રવ્યમાથી નિરતર બળને ગ્રહણ કરે છે, અને પોતાનો વ્યાપાર કર્યું જાય છે જેમ જેમ વ્યાપાર કરતુ રહે છે તેમ તેમ એનુ બલ ક્ષીણતાને પામે છે અર્થાત્ સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં પ્રવેશી જાય છે તેમ તેમ એ પોતાના વાતાવરણરૂપે સ્થિત થયેલા પ્રકૃતિદ્રવ્યમાથી બળ ગ્રહણ કરતુ રહે છે જ્યારે એ વાતાવરણ ખપી જાય છે ત્યારે એ મહત્ના અણુને

બલ આપનાર વાતાવરણના અભાવે એ પોતે ક્ષીણ થઈ જાય છે અર્થાત્ કારણાકાર પરિણામને પામી જાય છે, તાત્પર્ય કે સામ્યાવસ્થાવાળી પ્રકૃતિરૂપે સ્થિત થઈ જાય છે. આ પ્રકારે બળનો નાશ કે ઉત્પત્તિ થતી નથી, તેમ જ જે સમસ્ત બલ છે તેમાં વૃદ્ધિ અથવા ન્યૂનતા પણ થતાં નથી, પણ માત્ર સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાંથી બલ બહાર આવે છે અને પુનઃ તેમાં પ્રવેશે છે અને આ પ્રકારે ઘંટીયંત્રવત્ ચક્ર ચાલ્યું જાય છે. આ વાતાવરણના સંબંધમાં જણાવેલી સ્થિતિ કેવલ મહત્તત્ત્વના અણુઓને જ થાય છે એટલું જ નહિ પણ એના પરિણામોમાં પણ એ જ સ્થિતિ થતી સમજી લેવાની છે.

ઉપર જણાવ્યું તેમ આ મહત્ તત્ત્વના અણુઓમાંનો એક ભાગ અધિક વેગવાળો હોય છે તેથી તે આ અણુઓની સ્થિતિમાં નહિ રહેતાં એ વેગવશાત્ સ્થૂલતા ધરે છે. એ સ્થૂલતા થતાં એ અણુઓમાં સાત્ત્વિક, રાજસ અને તામસ ભેદ પડી શકે છે એટલે એ અણુઓ જે પૂર્વે સત્તામાત્રરૂપ હતા તેમાં હવે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણેને ભિન્નરૂપે ઓળખી શકાય તેવી રીતે એ ત્રણેના સ્વભાવ સ્ફુટ થાય છે આની સાથે અહં અહં એ પ્રકારના અભિમાનરૂપ ધર્મ એમાં સ્ફુટ થાય છે અને આ કારણથી આ દશામાં આવી પ્રાપ્ત થયેલા એ અણુઓનું નામ યોગશાસ્ત્ર "અહંકાર" આપે છે. શ્રી કૂર્મપુરાણમાં આના પર્યાય જણાવતાં જણાવ્યું છે કે अहंकारोऽभिमाना च कर्ता मन्ता च संस्मृतः । आत्मा च प्रकुलो जीवो यतः सर्वाः प्रवृत्तयः ॥ અહંકાર, અભિમાન, કર્તા, મંત એ અહંકારનાં નામો છે અને એને જીવાત્મા કહેવાય છે તથા એને જ સર્વ અભિમાન ક્રિયારૂપ પ્રવૃત્તિ થાય છે. આ અહંકારના અણુઓ અહંકારરૂપે એક જાતના છતાં એમાં અભિવ્યક્ત થયેલા સાત્ત્વિક આદિ ધર્મોને લીધે એના સાત્ત્વિક અહંકાર, રાજસ અહંકાર અને તામસ અહંકાર એ ત્રણરૂપે અવાન્તર વિભાગ પડે છે. શ્રીકૂર્મ પુરાણમાં કહ્યું છે કે वैकारिकस्तैजसश्च भूतादिश्चैव तामसः त्रिविधोऽयमहंकारो महतः संबभूव ह ॥ વૈકારિક એટલે સાત્ત્વિક, તૈજસ એટલે રાજસ અને તન્માત્રાના હેતુરૂપ તામસ એ રીતે ત્રણ પ્રકારનો અહંકાર છે અને તે મહત્તત્ત્વમાંથી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સત્ત્વાદિના ધર્મો પ્રકાશાદિ અભિવ્યક્ત થયેલા છતાં શાન્ત, ઘોર અને મૂઢરૂપ સત્ત્વાદિના ધર્મો અભિવ્યક્ત થયેલા નથી અર્થાત્ માત્ર સાત્ત્વિક અભિમાન, રાજસ અભિમાન અને તામસ અભિમાન એ ત્રણ ધર્મોનો જ અનુક્રમે એ ત્રણમાં ઉદય થયો છે અને શાન્તાદિ ધર્મોનો ઉદય થયો નથી. આ કારણથી આ અણુઓને અવિશેષ એવું પણ નામ યોગશાસ્ત્ર આપે છે. કેમકે શાન્ત, ઘોર અને મૂઢ એ ત્રણ ધર્મોને યોગશાસ્ત્ર વિશેષ કહે છે અને એ વિશેષથી અણુઓ રહિત છે. આ અણુઓની આસપાસ મહત્તત્ત્વનું વાતાવરણ અને તેની આસપાસ સામ્યાવસ્થાવાળી પ્રકૃતિનું વાતાવરણ રહે છે ઇત્યાદિ પ્રક્રિયા ઉપર જણાવ્યાપ્રમાણે અહિં પણ લગાડવાની છે.

આ અભિમાન માત્ર ધર્મના ઉદયવાળી સ્થિતિમાં આવ્યા પછી જે અણુઓનો વેગ એટલો જ હોય છે તે અહિં જ અટકી જાય છે અને બીજા અહિં નહિ અટકતાં પ્રાપ્ત વેગને અનુસાર પરિણામક્રમમાં-સ્થૂલ થવામાં આગળ ચાલે છે. પણ અહિંથી આ અણુઓ ત્રણ પ્રકારના હોવાથી એની અધિક સ્થૂલતા થતાં ત્રણ ભિન્ન ભિન્ન પ્રકારના વિકારો અસ્તિત્વમાં આવે છે. તે આ પ્રમાણેઃ જે સાત્ત્વિક અહંકારના અણુઓ છે તે સ્થૂલ થતાં

એમાં પાંચ વિભાગ પડે છે. કેટલાક અણુઓમાં દર્શનસામર્થ્ય અભિવ્યક્ત થાય છે અને તેથી તે અણુઓને ચક્ષુ ઇન્દ્રિયના અણુઓ કહેવાય છે; કેટલાકમાં શ્રવણસામર્થ્ય અભિવ્યક્ત થાય છે તેથી તેને શ્રોત્રેન્દ્રિયના અણુઓ કહેવાય છે; કેટલાકમાં આ જ પ્રમાણે સ્પર્શસામર્થ્ય, સ્વાદસામર્થ્ય અને સુંઘવાનું સામર્થ્ય અભિવ્યક્ત થાય છે અને તેથી એને અનુક્રમે ત્વગ્ ઇન્દ્રિયના, રસનેન્દ્રિયના અને ઘ્રાણેન્દ્રિયના અણુઓ કહેવાય છે. આ પાંચે પ્રકારના અણુનું સામાન્ય નામ તે જ્ઞાનેન્દ્રિયના અણુઓ છે કેમકે એ ઇન્દ્રિયોરૂપ અણુઓ જ્ઞાન થવામાં હેતુરૂપ થઈ રહે છે. આ જ પ્રમાણે જે રાજસ અહંકારના અણુઓ છે તે સ્થૂલ થતાં તેમાં અભિમાન ધર્મનું તિરોધાન થઈ જાય છે અને તેને સ્થાને કેટલાકમાં લેવા (આદાન) રૂપ ક્રિયાનું સામર્થ્ય, કેટલાકમાં ચાલવારૂપ ક્રિયાનું સામર્થ્ય, કેટલાકમાં બોલવારૂપ ક્રિયાનું સામર્થ્ય, કેટલાકમાં મલોત્સર્ગ કરવાની ક્રિયાનું સામર્થ્ય અને કેટલાકમાં વિષયાનંદ લેવાની ક્રિયા કરાવવનું સામર્થ્ય અભિવ્યક્ત થાય છે અને એ પાંચને અનુક્રમે હસ્તરૂપ કર્મેન્દ્રિય, પાદરૂપ કર્મેન્દ્રિય, વાણીરૂપ કર્મેન્દ્રિય, પાયુરૂપ કર્મેન્દ્રિય અને ઉપસ્થરૂપ કર્મેન્દ્રિય કહેવામાં આવે છે. આ સર્વ ઇન્દ્રિયો કર્મ કરાવવામાં હેતુરૂપ થાય છે તેથી એ પાંચેને કર્મેન્દ્રિયરૂપ સામાન્ય નામ આપવામાં આવે છે. આ સ્થલે પ્રસંગવશાત્ એ સૂચવવું આવશ્યક છે કે અહિં જે ચક્ષુ, શ્રોત્ર, ત્વગ્, ઘ્રાણ, રસના, હસ્ત, પાદ, વાણી, પાયુ અને ઉપસ્થ એ નામો આપ્યાં છે તે ઇન્દ્રિયનાં નામો છે અને આપણે ચાલતી ભાષામાં જેને આંખ, કાન, ચામડી, નાક, જીભ, હાથ, પગ, વાણી, ગુદા અને ઉપસ્થ કહીએ-સમજીએ-છીએ તેનાં નામ નથી. આ પાછળ કહેલાં સર્વ તો સ્થૂલ રૂપમાં રહે છે, એ તો પૃથ્વી આદિ ભૂતોના વિકારરૂપ છે અને સ્થૂલ શરીરના અવયવરૂપ છે અને અહિં જેને ઇન્દ્રિય સંજ્ઞા આપી છે તે તો અણુઓ જ છે. પ્રકૃતિઆદિ દશાના અણુઓકરતાં સ્થૂલ છતાં અણુઓ જ છે અર્થાત્ સૂક્ષ્મ છે અને તેથી એનું ચાક્ષુષ પ્રત્યક્ષ આદિ થઈ શકતું નથી, એ તો આગળ જણાવવામાં આવશે તેમ સૂક્ષ્મ શરીરના અવયવરૂપ છે. તેથી આ ઇન્દ્રિયોથી તે તે ભૌતિક અવયવનું ગ્રહણ કરવાની ભ્રાન્તિ ન થાય તેટલા માટે જ આ સ્પષ્ટીકરણ અત્ર કર્યું છે. આ રીતે સાત્ત્વિક અને રાજસ અહંકારમાંથી પૃથક્ પૃથક્રૂપે આ દશ ઇન્દ્રિયોના અણુઓની ઉત્પત્તિ થાય છે આ દશ ઇન્દ્રિયોરૂપ પરિણામ થાય છે. આ જ રીતે સાત્ત્વિક અને રાજસ એ ઉભય પ્રકારના અહંકારનું મિશ્રણ થઇ મન નામની એકાદશ ઇન્દ્રિયની ઉત્પત્તિ થાય છે એટલે કે એ મિશ્રિત થયેલા અણુઓ સ્થૂલતા ધરતાં જે વિકાર આવિર્ભાવને પામે છે તેનું નામ મન છે. એ મન આ રીતે ઉભય પ્રકારના અહંકારમાંથી થતું હોવાથી એમાં સત્ત્વનો ગુણ જે જ્ઞાન અને રજસનો ગુણ જે ક્રિયા તે ઉભય આવે છે અર્થાત્ એ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય ઉભયરૂપ છે. તાત્પર્ય કે જે જ્ઞાન થાય છે તેમાં આ મનરૂપ આંતર ઇન્દ્રિયની અપેક્ષા રહે છે અને જે ક્રિયા થાય છે તેમાં પણ આ મનરૂપ અણુના વેગની અપેક્ષા રહે છે. શ્રીસાંખ્યસારમાં જણાવ્યા પ્રમાણે અહંકારમાંથી પ્રથમ મનની ઉત્પત્તિ થાય છે કેમકે શ્રીમોક્ષ ધર્મમાં કહ્યું છે કે शब्दरागाच्छोत्रमस्य जायते भावितात्मनः। रूपरागात्तथा चक्षुर्घ्राणं गंधजिघृक्षया ॥ શબ્દપ્રતિ રાગને લીધે શ્રોત્ર ઉત્પન્ન થાય છે, રૂપના રાગને લીધે ચક્ષુ અને ગંધના રાગને લીધે ઘ્રાણ ઉત્પન્ન થાય છે. રાગ એ મનમાં રહેલી વૃત્તિ છે, તેથી મન પછી ઇન્દ્રિયની ઉત્પત્તિ છે. ઇન્દ્રિયોની ઉત્પત્તિમાં ક્રમનો નિયમ નથી. આ

પ્રકારે આ અગીઆર કરણો, ઇન્દ્રિયો આ બે પ્રકારના અહંકારના અણુઓમાંથી ઉદ્દ્ભવે છે. એમાં શાન્ત, ઘોર અને મૂઢ એ વિશેષો જાગ્રત્ થઈ જાય છે તેથી આ અગીઆર તે વિશેષ કહેવાય છે. હવે જે તામસ અહંકારના અણુઓ રહ્યા તે સ્થૂલતા પામવાથી તેમાંથી જે વિકાર ઉદ્દ્ભવે છે તેનું નામ યોગશાસ્ત્ર તથા સાંખ્યશાસ્ત્ર તન્માત્રા આપે છે.

( અપૂર્ણ )

---

# प्रत्यक्ष परमेश्वर.

( અનુસંધાન ૨૫મા વર્ષના પૃષ્ઠ ૪૦૧ થી. )

આમ એક પક્ષે શરીરના વિવિધ અવયવો વધતા ઓછા સ્વતંત્ર જીવનવાળા છે તો બીજે પક્ષે તેઓ સુદૃઢ ગ્રંથિથી જોડાયલા છે અને શરીરના મુખ્ય જીવનમાં ભાગ લેનારા છે. શરીરના વિવિધ ભાગો પ્રથમ તો જીવનતંતુઓ ( nerves ) ના જાળથી ગુંથાયલા હોય છે. ખુણેખોચરે એ તંતુઓ વ્યાપી રહેલા હોય છે. શારીર વેદનાનો અનુભવ એ તંતુદ્વારા થાય છે, અને સ્નાયુઓનું આકુંચન તથા વિકસન પણ એથી થાય છે. આ પ્રમાણે એ તંતુઓ જ્ઞાપક અને ચાલક એમ બે પ્રકારના છે. દીવાની જ્યોત આંગળીને અડે છે ત્યારે દાઝવાની વેદના મગજમાં જ્ઞાપક તંતુદ્વારા થાય છે. અને આંગળીને જ્યોતથી ખસેડી લેવારૂપ સ્નાયુસંકોચક્રિયા ચાલક તંતુદ્વારા થાય છે. બીજું સંધાનકારણ લોહી છે. રક્તાશયમાં લોહી એકત્ર થાય છે અને ત્યાંથી તેનું શરીરના સર્વ અંગોમાં અભિસરણ થાય છે. નર્મદાજેવી પવિત્ર નદીને કાંઠે આવેલાં સ્થલો જેમ તીર્થ સંજ્ઞાને પામે છે અને તત્પરત્વે તેમનું સામ્ય હોય છે તેમ રુધિરનદીને તટે આવેલાં શરીરનાં સમગ્ર અંગો એક રસનો ઉપયોગ કરનાર હોવાથી તત્પરત્વે સમાન છે. ત્રીજું સૂક્ષ્મ સાંધણ એ છે કે શરીરનો પ્રત્યેક અણુ પોતપોતાના અમુક પદાર્થ ઉત્પન્ન કરી તેને રુધિરમાં રેડે છે. આમ થવાથી કાયાનો પ્રત્યેક અણુ બીજા સર્વ અણુઓસાથે સંબંધવાળો રહે છે. શરીરના અણુઓને પૃથક્ રાખવામાં પરમેશ્વરની લીલાનો જે વિલાસ જોવામાં આવે છે તેથી કંઈ ઓછો વિલાસ તે અણુઓને જીવનરસથી સાંધવામાં જોવામાં આવતો નથી.

પરંતુ પરમ આશ્ચર્યથી આપણને સ્તબ્ધ કરનાર શરીરગત વ્યતિકર બીજો છે. એ વ્યતિકર શરીરના અગ્નિનો છે. મનુષ્યના શરીરની ગરમી આસરે ૯૮ ⅖ અંશ જેટલી હોય છે. સહરાના સંતપ્ત રણમાં એ ગરમીની વૃદ્ધિ જોવામાં આવતી નથી તેમ જ હિમાલય પર્વતના બારેમાસ બરફથી વીંટાયલા રહેતા પ્રદેશમાં એની ન્યૂનતા થતી નથી એ શું આશ્ચર્યની વાત નથી ! બે મીણબત્તી સળગાવવાથી જેટલી ઉષ્ણતા ઉત્પન્ન થાય તેટલી ઉષ્ણતા સામાન્ય મનુષ્યશરીરમાં પ્રકટેલી હોય છે, એ પ્રકારનું એ ગરમીનું માપ કાઢવામાં આવ્યું છે. પરંતુ મનુષ્ય શરીરનો અગ્નિ દૈવી વંશનો છે. સામાન્ય અગ્નિ જ્યારે દઝાડે છે, બાળે છે અને સંહાર કરે છે ત્યારે શરીરમાંહેની દૈવી ભઠ્ઠી એવી રીતે પોતાનો વ્યાપાર કરે છે કે જેથી વાળને તો શું પણ વાળથી પાંચગણી ઝીણી રગને લેશ

પણ ઇજા પહોંચે નહિ. ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્મા કહે છે–अहं वैश्वानरो भूत्वा पचाम्यन्नं चतुर्विधम् "હું વૈશ્વાનર થઇને ચાર પ્રકારના અન્નનું પચન કરૂં છું." આ ભગવદ્વાકયનું રહસ્ય આપણે આ વિચારશ્રેણિથી વિશેષ સ્પષ્ટ સમજી શકીએ છીએ. सर्वभक्षी हुताशनः "અગ્નિ સર્વભક્ષક છે" એ જનકથન છતાં એ અન્નપચનની ક્રિયા એવી શાંતિથી ચાલે છે કે જેથી શરીરનાં સર્વ અંગો અણીશુદ્ધ ટકી રહે છે. આમ હોવાથી એ વૈશ્વાનર અગ્નિ સાક્ષાત્ વિશ્વંભરનો પ્રતિનિધિ નથી તો બીજા કોનો છે?

પરંતુ આશ્ચર્ય અહિં અટકતું નથી. એક જ ગંગા નદીમાંથી એક સ્ત્રીના ઘડામાં મીઠું પાણી આવે, બીજીના ઘડામાં ખારૂં પાણી આવે અને ત્રીજીના ઘડામાં ખાટું પાણી આવે તો કેટલી તાજુબીની વાત કહેવાય! એવી તાજુબી અહર્નિશ આપણા શરીરમાં જોવામાં આવે છે. આપણી કાયામાં સર્વત્ર રુધિર નદી વહી રહી છે તેમાંથી થૂંકનો માંસપિંડ એક પ્રકારનો ખાર (alkali) ખેંચે છે તો જઠરનો માંસપિંડ એક પ્રકારનો ખાટો રસ (acid) ખેંચે છે! વળી જઠરના ખાટા પાચનરસસંબંધી બીજું મોટું આશ્ચર્ય છે. એ રસ એવો તીક્ષ્ણ છે કે પ્રચંડ બળદનું જઠર પણ પચાવી નાંખે છે. છતાંએ રસ મનુષ્યના પોતાના જઠરને જીર્ણ કરતો નથી એ લીલા શું કદાપિ માનુષી હોઇ શકે? ખરે, લોહીમાં, થૂંકમાં અને પેટમાં પરમેશ્વરનો અકળ નિવાસ આથી સિદ્ધ થાય છે.

વળી પરમેશ્વરની અકળ લીલાથી આપણે બદલાઇ જઇ તદ્દન વિલક્ષણ થતા અટકી એ છીએ. ધારો કે એક માણસનું વજન ૧૨૦ રતલ છે અને તે દરરોજ બે રતલ ખોરાક લે છે, એ ખોરાકની ગણત્રીથી એક મહિનાનો ખોરાક ૬૦ રતલ અને બે મહિનાનો ખોરાક ૧૨૦ રતલ થયો; અર્થાત્ એ મનુષ્યે પોતાના શરીરના વજન જેટલો ખોરાક બે માસમાં ખાધો. હવે શરીરનું વજન ૧૨૦ રતલ છે અને ખોરાકનું વજન પણ ૧૨૦ રતલ થયું, તેથી બે માસ પછી શરીરનું એકંદર વજન ૨૪૦ રતલ–બમણું–થવું જોઈએ. પરંતુ તેમ થતું નથી એ શું બતાવી આપે છે? એ જ કે મનુષ્યના શરીરમાં ઘસારો બન્યો રહે છે. અને તેની ખોટ ખોરાકથી પૂરી પડે છે. ઉપરની ગણત્રીથી બે માસમાં આખા શરીરનો ઘસારો થયલો હોવો જોઈએ, કારણ કે એટલા સમયમાં શરીરના વજન જેટલો ખોરાક તે લઈચુકયો છે. આ પ્રમાણે બે માસે નહિ પણ બે વર્ષે, પાંચ વર્ષે, સાત વર્ષે વા બાર વર્ષે મનુષ્યના આખા શરીરનું પરિવર્તન થતું રહે તો પરિણામ શું આવે? એ કે મનુષ્ય તદ્દન બદલાઈ જાય, જૂનો મટી નવોનકોર બની જાય. અર્થાત્ મનુષ્ય ઓળખી જ શકાય નહિ. પરંતુ કેવી આશ્ચર્યની વાત છે કે શરીર આ પ્રમાણે બદલાવા છતાં આપણા રૂપનું બીબું તેવું ને તેવું કાયમ રહે છે અને આપણને ઓળખવા સંબંધી અડચણ આપણાંસગાવહાલાંને પડતી નથી. એનો અર્થ એ છે કે શરીરનો દૈવી નિર્માતા શરીરમાંહિ રહેલો છે, એની પાસે શરીરનો નકશો છે અને એની અકળ સત્તાથી, શરીરનો એક અણુ રુક્ષ થઈ નિવૃત્ત થતાં, બરાબર તેની જગાએ બીજો નવીન અણુ ગોઠવાય છે. એમ ન થતું હોય તો બાર વર્ષની સફર કરી આવેલા હોરાજીને એની બાયડી ઘરમાં દાખલ થવા જ દે નહિ, કારણ કે બિચારી બાયડીને શી ખાતરી કે જે હોરાજી સફર કરવા નીકળ્યા હતા તે જ હોરાજી પાછા આવ્યા છે?

પરમેશ્વર આપણા શરીરમાં મૌન ધરી બેસી રહ્યા નથી, પરંતુ વિવિધ સ્વરોથી

આપણને પોતાનો દૈવી સંકેત સંભળાવે છે. એ સ્વરો વિવિધ પ્રેરણાઓ છે. નાવિકપાસે નકશો ન હોય, દિશાસૂચક યંત્ર ન હોય, ગગનમાં સૂર્ય ચંદ્ર ગ્રહો તારાઓની મદદ તેને ન હોય તો જરૂર તેનું વહાણ પવનને વશ થવાનું અને તે દિઙ્મૂઢ બની જવાનો. પરંતુ પેટીમાં પૂરી ભરદરિયે પાંચસો માઇલ દૂર લઈ જવામાં આવેલું કાસદિયું કબૂતર પોતાના બંધનથી મુક્ત થતાં કોઇ પણ પ્રકારની સૂચના કે મદદવિના સીધી લીટીમાં પ્રયાણ કરી બરાબર પોતાને ઘેર જઇ ઉભું રહે છે એ આશ્ચર્યનું કઈ ભાષામાં આપણે વર્ણન કરી શકીશું ! ભલભલા વૈજ્ઞાનિક અને કવિની મતિને હંફાવે એવો એ વ્યતિકર છે. એથી સિદ્ધ થાય છે કે એ કબૂતરને તેના ઘરપ્રતિ દોરનાર અકળ સત્તા તેનામાં જ રહેલી છે. એ સત્તા મનુષ્યમાં પણ અનેક પ્રેરણારૂપે વાસ કરીને રહેલી છે. ક્ષુધા એ પરમેશ્વરનો કલ્યાણકારી સ્વર છે અને તે આપણને કહે છે-પથ્ય ભોજન કરો. તૃષા એ પરમેશ્વરનો બીજો હિતકર સ્વર છે અને તે આપણને કહે છે—શરીરના શુષ્ક થતા અણુઓનું શુદ્ધ પાનથી સિંચન કરો. શ્વાસ લેવાની અને શ્વાસ મૂકવાની ઇચ્છા પરમેશ્વરનું ત્રીજું શ્રેયસ્કર સ્વરયુગ્મ છે અને તે આપણને કહે છે-શુદ્ધ વાયુને ગ્રહણ કરો અને અશુદ્ધ વાયુનો શરીરથી ઉત્સર્ગ કરો. વ્યાયામની અને વિહારની ઇચ્છા પરમેશ્વરનો ચોથો સુખકર સ્વર છે અને તે આપણને કહે છે-શરીરનાં અંગોને બરાબર કસો અને હરતાં ફરતાં રાખો. થાક એ પરમેશ્વરનો પાંચમો મધુર સ્વર છે અને તે આપણને કહે છે—તમે વિશેષ શ્રમ કર્યો છે માટે નિવૃત્તિ લો. બગાસું એ પરમેશ્વરનો છઠ્ઠો મીઠો સ્વર છે અને તે આપણને કહે છે-પ્રવૃત્તિ ત્યજી નિદ્રાનું સુખ ભોગવો, ઉત્થાન એ પરમેશ્વરનો સાતમો કોમલ સ્વર છે અને તે આપણને કહે છે-હવે નિદ્રા ત્યજવાનો સમય થયો છે. એ સ્વર જો સંભળાતો ન હોય તો શબની પેઠે શયનનો અને આપણો કદાપિ યોગ થાય નહિ, શુદ્ધ આનંદપ્રવાહ પરમેશ્વરનો આઠમો અતિમીઠો સ્વર છે અને તે આપણને કહે છે-એ રસ્તો ચાલ્યા જાઓ તમારું શ્રેય છે. દુઃખ એ પરમેશ્વરનો નવમો, તીક્ષ્ણ, પણ કૃપામય સ્વર છે અને તે આપણને કહે છે—ખોટો રસ્તો તમે પકડ્યો છે, તમારી ભૂલ થઇ છે, સબૂર ! સમાલો !! સાવધાન !!! આ અને આવા અનેક સૂક્ષ્મ સ્વરો પરમેશ્વરના છે જેથી એ નિશ્ચયઉપર આવ્યાવિના રહેવાતું નથી કે.—

" રમ્ય મૂર્તિ નાથની શી ! દૃષ્ટિએ તરી રહી,
દિવ્ય કાંતિ કાન્ત કેરી આ હૃદે રમી રહી;

* * *

વિવિધ રૂપ ધારી નાથ, આવી ચઢે મારે હાથ,
મુજપ્રતિ-કરી દૃષ્ટિપાત, કાળજડું કોરી રહી,
થઈને કદિ સુખસ્વરૂપે, થઇને કદિ દુઃખરૂપે,
સર્વ સ્થિતિમાંહિ એ જ આલિંગી મને રહી,

( શ્રી ઉપેન્દ્રગિરામૃત, પદ ૨૧૩ )

વળી શરીર એ વિચિત્ર પ્રકારનું કુરુક્ષેત્ર છે. એ સમારાંગણમાં દૈવી સંપત્તિરૂપ પાંડવસેના અને આસુરી સંપત્તિરૂપ કૌરવ સેનાવચ્ચે યુદ્ધ ચાલે છે. આ આધ્યાત્મિક કુરુક્ષેત્ર સુવિદિત છે, પરંતુ શારીરિક કુરુક્ષેત્રપ્રતિ થોડાની જ નજર ગઇ છે. શરીરરક્ષક સત્તા અને શરીરસંહારક સત્તા એમ બે પ્રકારનાં સામર્થ્યો શરીરમાં જોવામાં આવે છે. પ્રથમ

સામર્થ્યને આપણે પાંડવ કહીશું તો બીજા સામર્થ્યને આપણે કૌરવ કહીશું. એમની વચ્ચેનો યુદ્ધવિધિ નીચે પ્રમાણે છે. ધારો કે કોઈ પક્ષીની પારદર્શક પાંખના અમુક પ્રદેશમાં રોગનાં જંતુઓ દાખલ થયા છે. હવે આપણે જો સમર્થ સૂક્ષ્મદર્શક યંત્રથી અવલોકન કરીશું તો આપણને નીચે પ્રમાણે યુદ્ધ ચાલતું જણાશે. લોહીના બે પ્રકારના અણુઓ હોય છે. રાતા અને ધોળા. એ ધોળા અણુઓ પાંડવોને ઠેકાણે છે. (પાંડવો પણ પાંડુવર્ણું રાજાના પુત્રો હતા.) રોગના જંતુઓ શરીરમાં દાખલ થતાં વિગ્રહનો આરંભ થાય છે અને તે શ્વેત અણુરૂપ પાંડવોને ખબર પડે છે. એ પાંડવો જે લોહીની ઝીણી શિરાઓમાં રહેલા હોય છે તે ધીરે ધીરે શિરાની દિવાલમાંથી પોતાનું માથું લાંબું પાતળું કરી બહાર કાઢે છે. માથું આ પ્રમાણે કાઢયા પછી બીજા ભાગને પણ સંકોચી લઇ ખેંચી કાઢવામાં આવે છે. વીંટીમાંથી રૂમાલ જેમ ખેંચી કાઢવામાં આવે એવી આ ક્રિયા છે. શિરાની દિવાલમાંથી પાંડવો બહાર નીકળી જાય છે પરંતુ પરમેશ્વરની લીલાથી એ દીવાલનાં બાકાં એની મેળે પૂરાઈ જાય છે. બહાર નીકળ્યા પછી એ પાંડવો રોગજંતુરૂપ કૌરવોપાછળ પડે છે, અને જ્યાં ત્યાંથી તેમને તેઓ શોધી કાઢે છે. બન્ને સેનાવચ્ચે દારણ યુદ્ધ ચાલે છે. પાંચ પાંડવો સો કૌરવોને ભારે થઇ પડ્યા હતા તે જ પ્રમાણે અહિં પણ છે. લોહીના ધોળા અણુઓની ભક્ષણશક્તિ આશ્ચર્યકારક છે. આવો પ્રત્યેક ધોળો અણુ અનેક રોગજંતુઓને સ્વાહા કરી જાય છે. શરીરજીવન આ પ્રમાણે પ્રતિદિન ટકી રહે છે અને રોગના જંતુઓ અતિ પ્રમાણમાં હોય છે તો જ શ્વેત અણુઓ નિરાશ બને છે અને નાશ પામે છે. ભલભલી સંહારક સેનાસામે ટક્કર ઝીલનાર આવી રક્ષકસેનાની નીમણુક પરમેશ્વરે પ્રત્યેક પ્રાણીના શરીરમાં કરી છે, અને પ્રત્યેકનું શરીર આ પ્રમાણે ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર છે. કઇ ભાષાથી આપણે પરમેશ્વરનો ઉપકાર માની શકીશું ?

હવે એક જ આશ્ચર્યકર વ્યતીકર લઈ આ લઘુ લેખની સમાપ્તિ કરીશું. શરીરની આટલી બધી બાબત આવી પણ મનની તો આવી જ નહિ! અંતિમ આશ્ચર્ય મનસંબંધી છે. શરીર અને મનને પરમેશ્વરે એવી ગાંઠથી જોડ્યાં છે કે કોઈ પણ વૈજ્ઞાનિક તે કળી શક્યો નથી. દાખલાતરીકે ધારો કે આપણી પાસે બેઠેલા એક માણસના હાથમાં સોય છે. એ માણસ લાંબો હાથ કરી સોયને આપણા પગપાસે લાવે છે. એ શું થયું ? વિજ્ઞાન કહે છે–હાથ લંબાવવાની ક્રિયા અથવા ગતિ. પછી એ માણસ સોયની અણીને આપણા પગના તળિયામાં ભોંકે છે. એ શું થયું ? વિજ્ઞાન કહે છે–ભોકવાની ક્રિયા અથવા ગતિ જે સ્થળે સોય ભોકાઈ છે, તે સ્થળના જીવનતંતુમાં ક્ષોભ થાય છે. એ શું થયું ? વિજ્ઞાન કહે છે—ક્ષુબ્ધ થવારૂપ ક્રિયા અથવા ગતિ ક્ષુબ્ધ થયલો જીવનતંતુ મગજને હલાવે છે. એ શું થયું ? વિજ્ઞાન કહે છે–હાલવારૂપ ક્રિયા અથવા ગતિ. આ પ્રમાણે શરીરમાં આદિથી અંતસુધી ક્રિયા અથવા ગતિવિના કશું થયું નથી. પરંતુ આ સ્થળે સાક્ષાત્ પરમેશ્વરનો પ્રાદુર્ભાવ થાય છે અને તેઓ ગતિનું જ્ઞપ્તિમાં (જ્ઞાનમાં, વેદનામાં) રૂપાંતર કરી શરીર અને મનવચ્ચે અદૃશ્ય પૂલ બાંધે છે. આજ સવાર સુધી પેટ ઘસડી ચાલતો કીડો આજ સાંજે રંગબેરંગી પાંખોથી ઝગમગતો પતંગ બની ગગનમાં વિહાર કરે એ પ્રકારનું આ ગતિનું જ્ઞપ્તિમાં રૂપાંતર છે. જેમ જેમ એ સંબંધી વિચાર કરવામાં આવે છે તેમ તેમ આશ્ચર્ય વિસ્તારને પામી અંતર્યામી દેવને આપણી દૃષ્ટિઆગળ ખડા કરે છે.

આ અને આવા અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે કે પરમેશ્વર આપણાથી દૂર નથી પરંતુ અતિનિકટ છે. માળાના મણકામાં જેમ સૂત્ર પ્રોવાયલું હોય છે તેમ વિશ્વના વ્યતિકરોમાં, આપણા શારીર વ્યાપારોમાં અને માનસ વિલાસોમાં પરમેશ્વર અભ્યંતર પ્રેરકરૂપે રહેલા છે. હવે પ્રશ્ન એ ઉઠે છે કે આવી શરીરમનસામગ્રી આપણને આપવામાં પરમેશ્વરનો શો સંકેત હશે ? પુરુષોત્તમનો સંકેત પણ ઉત્તમ હોવો જોઇએ. આપણા અંતઃકરણનેજ ચાલો આપણે એકાંતમાં પૂછીએ. "તું કઈ વસ્તુઓને ઉત્તમ ગણે છે?" આશ્ચર્ય જુઓ. અંતર્યામીથી પ્રેરાયલું અંતઃકરણ ઉત્તર આપે છે—"મારે પૂર્ણ જ્ઞાન જોઇએ છે, અર્થાત્ અલ્પજ્ઞ મટી સર્વજ્ઞ થવું છે. મારે પૂર્ણ આનંદ જોઇએ છે, અર્થાત્ અલ્પાનંદી મટી પૂર્ણાનન્દી થવું છે. મારે પૂર્ણ જીવન જોઇએ છે અર્થાત્ અલ્પજીવી મટી પૂર્ણજીવી થવું છે." સ્વલ્પમાં સત્, ચિત્, आनन्द એ જે પરમેશ્વરનું સ્વરૂપ છે તેને પ્રાપ્ત કરવા તરફ અંતઃકરણ પોતાનું અસંદિગ્ધ વલણ જાહેર કરે છે. પૂર્ણ જીવન, પૂર્ણ જ્ઞાન અને પૂર્ણ આનન્દ એ ત્રણ ભિન્ન પદાર્થો નથી, પરંતુ વસ્તુની લંબાઈ, પહોળાઈ, ઉંચાઈની પેઠે તેમની એકરૂપતા છે. તેમાંનું એક પણ હાથ આવતાં સમગ્ર સચ્ચિદાનંદ તત્ત્વ હાથ આવે છે. તો પૂર્ણ જીવનસંબંધો જ એક ક્ષણ વિચાર કરીએ પૂર્ણ જીવન સંબંધી ઉર્મિ આપણા પ્રત્યેકના ઉરમાં કેવી ઉછાળા મારી રહી છે ! સેંકડો વર્ષઉપર જનક રાજાના દરબારમાં અતિસમર્થ વિદ્વાનોનો મેળાવડો થયો હતો તે પ્રસંગે આ પૂર્ણ જીવનનો વિષય સૂક્ષ્મમાં ચર્ચાયો હતો. આર્તભાગ નામના જિજ્ઞાસુએ સમર્થ બ્રહ્મવિદ્ યાજ્ઞવલ્યકને પ્રશ્ન કર્યો—यदिदं सर्वं मृत्योरन्नं कास्वित् सा देवता यस्य मृत्युरन्नमति વિશ્વના સઘળા પદાર્થોનું મૃત્યુ ભક્ષણ કરે છે તો એવો કોઈ દેવ હશે કે જે મૃત્યુનું ભક્ષણ કરતો હોય ? યાજ્ઞવલ્યકયે ઉત્તર આપ્યું—अग्निर्वै मृत्युः सोऽपामन्नमप पुनर्मृत्युं जयति અગ્નિ એ મૃત્યુ છે અને જલ એ મૃત્યુનું ભક્ષણ કરે છે. આ પ્રક્રિયા જાણનાર મૃત્યુનો જય કરી શકે છે. અર્થાત્ પૂર્ણ જીવન ભોગવી શકે છે. એ પ્રક્રિયા કઇ ? અગ્નિ કયો ? સામાન્ય કે બીજો કોઇ ? જલ કયું ? સામાન્ય કે બીજું કોઇ ? આનું સ્પષ્ટીકરણ યાજ્ઞવલ્કયે કર્યું નથી. એ ગૂઢ વિષયના સ્પષ્ટીકરણમાટે યાજ્ઞવલ્કયે તપશ્ચર્યાની જરૂર કદાચ જોઇ હશે, અને જરૂર હોય તો પણ સમજી શકાય એમ છે. કારણ કે પૂર્ણ જીવન અને તેની સાથે ઘસડાઇ આવનાર પૂર્ણ જ્ઞાન તથા પૂર્ણ આનંદથી શ્રેષ્ટ કઇ વસ્તુ વિશ્વમાં અથવા વિશ્વબહાર હોઈ શકે ?

" નગરી આ શોભીતી સાંપડી, તેને શોધી લે આદિ રે,
જેમાં બંધાયો તું મમત્વ ધરી, તેમાં રહે ના પ્રમાદી રે;—
ઈપ્સિત વસ્તુ જે આ જીવની, જન સૌ દશ દિશ શોધે રે,
સહજ મળે તે આ નગરીમાં, વેદશાસ્ત્રાદિ બોધે રે;—
હે સાધક ! શિખ આ શ્રવણ ધરી."

( શ્રી નૃસિંહવાણીવિલાસ, ૩–૫૬ )

# दीपोत्सवीनुं आध्यात्मिक रहस्य.

( અનુસંધાન ૨૫ મા વર્ષના પૃષ્ઠ ૩૮૩ થી. )

યથાનિયમ પ્રવૃત્તિ કરવાથી જેમ સમષ્ટિમાં વિરાટ્ પ્રજાપતિનું શરીર સુસ્થિર રહે છે, તેમ વ્યષ્ટિ શરીરની સુસ્થિતિ સધાવા અર્થે વિરાટ્ આત્માને અનુકૂલ રહીને વર્તવાની અપેક્ષા રહે છે. વૈદકશાસ્ત્રનાં ઔષધાદિ પ્રયોગો પ્રકૃતિ ( Nature ) ને અનુકૂલ રહીને જ શરીરની સ્થિતિ સાચવવા, વિશ્રાંતિ આપી નિરામય થવા અર્થે કુદરતને કામ કરવા દેવાના આશયથી જ નિર્ણીત થયેલા હોય છે. કુદરતની સાથે અત્યંત અવિરોધિપણે ( Line of least resistance ) રહેવામાં સુખ શમાયલું છે. તેથી પિંડગત પ્રાણનું બ્રહ્માંડગત પ્રાણસાથે સામ્ય સાધી ગુરુપ્રદત્ત યુક્તિવડે એકતા અનુભવવાથી અખંડ, અનાદિ, અજરામર, આનંદઘન, પરમાત્મતત્ત્વનો અભેદ સાક્ષાત્કાર અનુભવાય છે.

ઉપર જણાવ્યાપ્રમાણે આપણા સૂર્યમંડળના મધ્યબિંદુ અને કેન્દ્રસ્થાનભૂત શ્રીસવિતાનારાયણની આસપાસ ફરતી પૃથ્વી પોતાની ધરીઉપર ચોવીશ કલાકમાં ફરી રહે છે, તેથી રાત્રિ દિવસ થાય છે. સૂર્યના ઉદયાસ્તમયથી દિવસ તથા રાત્રિ થાય છે એમ વ્યવહારમાં કહેવાય છે તે સર્વાંશે સત્ય નથી. પૃથ્વીનો ગોલાર્ધ સૂર્યસંમુખ હોય ત્યાં પ્રકાશ હોય છે તેથી ત્યાં દિવસ ગણાય છે. તે જ સમયે બીજા અર્ધમાં તે ન દેખાવાથી અંધકાર હોવાથી રાત્રિ હોય છે—તાત્પર્ય કે નેત્રના આ પ્રકારના આવરણને લીધે સૂર્ય ન દેખવાથી અસ્ત થયેલો મનાય છે. વસ્તુતઃ સૂર્ય અનસ્તમિત છે—ઉદયાસ્તમયથી રહિત છે, ઉદય નથી અને અસ્ત નથી, આપણો અધ્યારોપમાત્ર છે, તે તો સ્વરૂપે જેવા છે તેવા જ છે, અને તેમનાં ચૈતન્યમય જીવનપ્રદ રશ્મિઓ સર્વ દિશામાં અવિચ્છિન્નપણે પ્રસરી રહેલાં છે. વ્યષ્ટિશરીરમાં આદિત્યાત્માનાં રશ્મિ મસ્તિષ્કઉપર મૂર્ધામાં બ્રહ્મરંધ્રદ્વારા પ્રવેશ પામે છે. પરંતુ આદિત્યાત્માપાસેથી સવિશેષ ચૈતન્યબળને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ઉપાસકો ભક્તિ વા ઉપાસનાના બળવડે સુષુમ્ણાદ્વારા એકતારપણું સિદ્ધ કરતાં અનુક્રમે ૧ સાલોક્ય, ૨ સામીપ્ય, ૩ સારૂપ્ય અને ૪ સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત કરે છે. યોગસાધનસેવન કરનાર સાધકો વ્યષ્ટિશરીરમાં સકલ નાડીતંત્રમાં સમાનપણે વ્યાપી રહેલા પ્રાણતત્ત્વને ઇડા અને પિંગળા અથવા સૂર્ય અને ચંદ્ર નામની નાડીમાં પ્રાણાયામના સાધનવડે સંશોધન કરીને, નાભિથી નીચેના પ્રદેશમાં આવેલા મૂલાધાર ચક્રપાસે સુષુમ્ણા નાડીનું મુખ કુંડલિની નામની શક્તિએ બંધ કરેલું છે. ત્યાં પ્રાણવાયુના ઘર્ષણજન્ય યોગાગ્નિ પ્રકટવાથી બંધ છૂટી જતાં તેમાં પ્રવેશ પમાડે છે, અને ત્યાંથી ઊર્ધ્વ ગતિ કરતાં ક્રમપૂર્વક મૂર્ધામાં તે પ્રાણને સ્થાપે છે. તેમ કરતાં ષટ્ ચક્રમાં ગતિ કરતાં પાંચ તત્ત્વોઉપર વિજય મેળવે છે. પાંચ તત્ત્વોની વ્યવસ્થા શરીરમાં આ પ્રકારની છેઃ—( ૧ ) મૂલાધારથી સ્વાધિષ્ઠાનસુધીના પ્રદેશમાં પૃથ્વીતત્ત્વ; ( ૨ ) સ્વાધિષ્ઠાનથી મણિપૂર સુધી જલતત્ત્વ; (નાભિથી ગુદા સુધીના સ્થાનમાં મૂલાધાર, સ્વાધિષ્ઠાન અને મણિપૂર ચક્રો રહેલાં છે) ( ૩ ) મણિપૂરથી અનાહત ( છાતીના વિભાગમાં ) સુધી તેજસ્ તત્ત્વ; ( મણિપૂરને Solar

Plexus કહે છે અને ત્યાં સૂર્યની સ્થિતિ માને છે). (૪) અનાહતથી વિશુદ્ધ (કંઠ દેશમાં) સુધી વાયુતત્ત્વ; અને (૫) વિશુદ્ધથી ઉપર મૂર્ધાપર્યંત આકાશતત્ત્વ છે. (મૂર્ધામાં મધ્યે આજ્ઞાચક્ર અને તેના ઉપરિભાગમાં સહસ્રદલપદ્મ અને બ્રહ્મરંધ્ર છે.) આ પ્રમાણે એક એક તત્ત્વનો જય કરતો એક એક ચક્રમાં અનુક્રમે સ્થિતિ કરતો સાધક મૂર્ધામાં રહેલા સોમાખ્ય ચક્રમાંથી સ્રવતા અમૃતરસનું પાન કરતાં બ્રહ્મરંધ્રમાં દરી આદિત્યાત્માસાથે ઐક્યને અનુભવતો સાક્ષિરૂપ થઇ રહે છે, અને સામાન્ય જીવોની પેઠે તેના પ્રાણ ઉત્ક્રાન્તિને પામતા નથી, પરંતુ ત્યાં જ પોતાના કારણમાં વિલયને પામે છે–न तस्य प्राणा उत्क्रामन्ति इहैव विलीयन्ते ।

વિષયાન્તર થવાના ભયથી અધિક વિસ્તાર નહિ કરતાં પ્રસંગ પ્રાપ્ત થતાં અને મૂળ વિષયનો સંબંધ હોવાથી જણાવવું અગત્યનું છે કે ઉત્તરાયનમાં મૃત્યુ પામનારની ઊર્ધ્વ ગતિ થાય છે એમ લોકમાં જે મનાય છે તે વ્યષ્ટિશરીરમાં યોગ્ય પ્રકારે ઘટી શકે છે. યોગક્રિયાદ્વારા શરીરસ્થ પ્રાણતત્ત્વની અધઃ અર્થાત્ દક્ષિણ પ્રદેશમાંથી આરોહક્રમથી ઊર્ધ્વ અર્થાત્ ઉત્તર પ્રદેશમાં ગતિ કરાવવી અને તે પણ બ્રહ્મરંધ્રમાં વિલીન કરવા–એ જ પરમસ્થિતિ મનાય છે–सा काष्ठा सा परा गतिः । તત્ત્વોનો જય ક્રમશઃ કરતાં કરતાં સહસ્રદલ પદ્મમાં પહોંચતા સુધીમાં દેહપ્રારબ્ધનો ક્ષય થતાં મધ્યે જ કદાપિ મૃત્યુ આવે તોપણ પ્રાણનું સ્તંભન કરીને રોકી રાખવા યોગી પુરુષ પ્રવર્તે છે. ઉત્તરાયન થતા સુધી કુરુક્ષેત્રની રણભૂમિઉપર શ્રીભીષ્મપિતામહે બાણશય્યાઉપર છતાં પોતાના પ્રાણને રોક્યા હતા એ આ પ્રક્રિયાથી અધિક સ્પષ્ટ થશે. સૂર્યની ઉત્તરાયન અથવા દક્ષિણાયનની ગતિને આ સાથે સાક્ષાત્ સંબંધ નથી, પરંતુ એટલું તો ખરું જ કે ઉત્તરાયનમાં સૂર્યનાં રશ્મિનું બલ અપ્રાતબદ્ધ રીતે પ્રસારને પામતું હોવાથી જીવોને તે અધિક પ્રમાણમાં પ્રાપ્ત થાય છે અને તેથી પ્રાણતત્ત્વનો સંબંધ અધિક સરળતાથી થઇ શકે છે. વળી નવદ્વારવાળા આ દેહમાં સપ્તદ્વાર અથવા છિદ્રો મુખસુધીમાં આવી રહેલાં છે અને માત્ર બે છિદ્રો અધઃપ્રદેશમાં છે. તેથી અધોભાગમાંથી પ્રાણ નીકળી જવા કરતાં ઉત્તર અથવા ઊર્ધ્વ પ્રદેશનાં દ્વાર–અને તેમાં પણ નાસિકા અને નેત્રમાંથી પ્રાણ જાય તે જીવની શુભ ગતિ આપણામાં મનાય છે.

૫૬ ઋતુઓવડે જેમ સંવત્સરરૂપ પ્રજાપતિ અથવા વિશ્વાત્માના સ્વરૂપસામર્થ્યનું જ્ઞાન થાય છે અને તે દ્વારા તેના પ્રભવસ્થાનરૂપ તટસ્થ સાક્ષી આત્મારૂપ શ્રીસૂર્ય ભગવાન્‌નું જ્ઞાન થાય છે, તેમ વ્યષ્ટિશરીરમાં પંચ જ્ઞાનેન્દ્રિયો અને મનરૂપ ષડંગના સંયમદ્વારા તે કરણગ્રામના ચાલકરૂપ, પંચકોષના અંતસ્તમ પ્રદેશમાં રહેલા સ્થૂલ સૂક્ષ્મ અને કારણ શરીરથી પર સાક્ષી આત્માની અભિવ્યક્તિરૂપ જ્ઞાન થાય છે.

પૂર્વે જણાવ્યાપ્રમાણે પ્રતિવર્ષ, નિત્ય નહિ તો આરંભને દિવસે પ્રતીકોપાસનાની ઉચ્ચ કોટિમાં પ્રવેશેલા સાધકોને સંવત્સરરૂપ વિરાડાત્માની ઉપાસના કરવાનો અને તે દ્વારા અનુક્રમે શ્રી મહેશ્વરના વ્યાપક સ્વરૂપમાં વૃત્તિનો લય કરવાનો સૂક્ષ્મ આશય આ વિચારશ્રેણી જોતાં અધિક વિચારવાનને સ્પષ્ટ જણાય છે. સમષ્ટિના અને તદ્‌ગત ચેતનના સ્થૂલ સૂક્ષ્મ સંસ્કારો વ્યષ્ટિમાં રહેલા છે. તેમને વિવિધ યુક્તિદ્વારા વ્યક્ત કરવા, અપ્રતીત હોય તેને પ્રતીતિમાં લાવવા, ગર્ભરૂપ હોય તેને પ્રાદુર્ભાવને પમાડવા એ જ વર્ષારંભનો ઉત્સવ

( Outing ) વસ્તુવિચારથી કરે છે. જ્યારે પામર અને વિષયી જીવો વિષયગત સ્વલ્પ-કાલીન ક્ષણિક આનંદથી જ તૃપ્તિને અનુભવે છે ત્યારે નિજાનંદની અખંડ પ્રતીતિ અર્થે જ મુમુક્ષુની પ્રવૃત્તિ છે. एको वशी सर्वभूतान्तरात्मा, एक रूपं बहुधा यः करोति । तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ એ શ્રી કાઠક શ્રુતિપ્રમાણે સર્વ ભૂતમાત્રમાં વ્યાપી રહેલા સૂત્રાત્મા, એક છતાં નાનારૂપે પ્રતીત થાય છે અને તેનો અજ્ઞાનાત્મક અને અભાનાત્મક આવરણનો ભંગ થતાં પોતાના શરીરમાં સાક્ષાત્કાર કરનાર ધીર વીર પુરુષો પૂર્વે જણાવેલા અખંડ આનંદને અનુભવતા શાશ્વત અવિનાશી સુખને પામે છે. આ અનુત્તમ સ્થિતિને પ્રાપ્ત કરનાર અંતર્નિષ્ઠ મુમુક્ષુના સ્વરૂપનું વર્ણન કરતાં ભગવાન્ શ્રી શંકર વદે છે કેઃ—

वैराज व्यष्टिरूपं जगदखिलमिदं नामरूपात्मकं स्यात्
अंतस्थप्राणमुख्यात्प्रचलति च पुनर्वेत्ति सर्वान्पदार्थान् ।
नायं कर्ता न भोक्ता सवितृवदितियो ज्ञानाविज्ञानपूर्णः
साक्षादित्थं विजानन् व्यवहरति परात्मानुसंधानपूर्वम् ॥

( शतश्लोकी)

ગુરુશાસ્ત્રના અનુગ્રહથી પ્રાપ્ત કરેલું આત્મસ્વરૂપનું જ્ઞાન અને તેના અનુભવરૂપ વિજ્ઞાનથી યુક્ત પુરુષ આ પ્રકારના વિચાર કરતો આત્માનુસંધાનપૂર્વક વ્યવહાર કરે છે. ઇદંરૂપે પ્રતીતિમાં આવતું સમગ્ર નામરૂપાત્મક જગત્ સ્થૂલ સમષ્ટિરૂપ વિરાટ્ પરમાત્માની વ્યષ્ટિરૂપે જુએ છે, તે વ્યષ્ટિરૂપ જગત્ સૂત્રની પેઠે અંતર્ બહિર્ ઓતપ્રોત થયેલા પ્રાણતત્ત્વથી ક્રિયાયુક્ત હોઈ નાના પ્રકારના વ્યાપારને કરે છે, અને તે જ તત્ત્વ ચિદ્રૂપ જ્ઞાનરૂપ હોવાથી આ નામરૂપાત્મક પ્રપંચગત પદાર્થોનું જ્ઞાન થાય છે, એમ સમજીને વ્યવહાર કરે છે અને ચાલક હોવા છતાં કર્તૃત્વાભિમાનશૂન્ય રહે છે. અને પદાર્થોને ગ્રહણ કરતા છતાં ભોક્તૃત્વાભિમાનરહિત રહે છે. આ પ્રકારની ભાવના કરવી અને તેદ્વારા તેવી સ્થિતિને પ્રાપ્ત કરવી એ આપણું નિત્યનું કર્તવ્ય તો છે જ, પણ સવિશેષે સંવત્સરના આરંભના સુદિને તો અવશ્ય કર્તવ્ય છે. इति ॐ.

---

# તમે કેવા પ્રકારની 'મોજમઝા' ભોગવી છે ?

તમે ખાવા પીવાની, હરવા ફરવાની, નાટકો જોવાની, કપડાં પહેરવાની, ગાયન સાંભળવાની અને એવી અનેક પ્રકારની મોજમઝા ભોગવી હશે, પણ તમે કદી ' શાંતિમાં સ્થિર થવાની ' મોજમઝા ભોગવી છે ? એ પણ એક મોજમઝા જ છે, અને જ્યારે તમે બીજી અનેક મોજમઝાને ભોગવી શકો છો અને તેમાંથી આનંદ લઇ શકો છો, તો પછી શાંતિમાં સ્થિર થવાની મોજમઝા શા માટે ન ભોગવી શકો, અને તેના આનંદને પણ શા માટે ન લઈ શકો ? બીજી મોજમઝો ભોગવવામાં કોઈ કોઈના બે મત હોય છે, તેમાં કોઇથી ભોગવી શકાય અને કોઇથી ન ભોગવી શકાય એવી બે પ્રકારની સ્થિતિ

હોય છે પરંતુ શાંતિમાં સ્થિરપણાની મોજમઝા ભોગવવાને માટે કોઈના બે મત છે જ નહી તેમ એવી એક પણ સ્થિતિ નથી કે જેમાં તે ન ભોગવી શકાય. બીજી મોજમઝા અવસ્થા થતાં ધનાદિ સંપત્તિ ન રહેતાં, શરીરબળ ન જણાતાં ભોગવી શકાતી નથી પણ શાંતિની મોજમઝા સર્વ અવસ્થામાં અને સર્વ સ્થિતિમાં ભોગવાય છે, અને જેમ જેવી સમય જાય છે તેમ તેમ મનુષ્ય અધિક અને, અધિક પ્રમાણમાં આ મોજમઝાને ભોગવી શકે છે.

બીજી મોજમઝાઓ પણ મનુષ્ય જ્યારે ભોગવવાની ઇચ્છા અને યત્ન કરે છે, ત્યારે જ ભોગવી શકે છે, તે વિના કદાપિ ભોગવી શકાતી નથી. તેવી જ રીતે શાંતિની મોજમઝામાં પણ માત્ર એ બે જ વસ્તુની જરૂર છે. બીજી મોજમઝા ભોગવવામાં સરળતા છે, અને આમાં કઠિનતા છે, એવું કશું જ નથી. પેલી મઝા તમે ભોગવો છો, તો આ મઝા તમે ભોગવી શકો એમ છે. બીજી મઝાઓ ભોગવતાં તમને આવડે છે તો આ મઝા ભોગવતાં પણ તમને આવડી શકે એમ છે. કદાપિ બીજી મઝાઓ ભોગવતાં તમને નહિ આવડતી હોય, તો પણ આ મઝા, ભોગવતાં તો તમને આવડી જ શકે એમ છે. કેમકે પેલી મઝાઓકરતાં આ મઝા ભોગવવી સહેલી છે. કારણ કે એમાં પૈસા ખરચવા પડે એમ નથી, બીજા મનુષ્યની જરૂર પડે એમ નથી, કોઇ ચોકસ સમયની અગત્ય પડે એમ નથી, અને કોઈની પણ સ્પૃહા રાખવી પડે એમ નથી.

કેટલોક એવો સમય હોય છે કે જ્યારે જીવનનો સર્વોત્તમ આનંદ અને અંતરાત્માની અત્યંત પવિત્ર તથા શુભ્ર પ્રસન્નતા, તેમના સંપૂર્ણ ગૌરવ અને સંપત્તિસહિત, માત્ર **શાંત થવાથી જ** ભોગવી શકાય છે. અને અહો ! તે આનંદ તથા તે પ્રસન્નતા ! અકથ્ય જ છે. કેવી રીતે શાંત થવું એ જેઓ જાણે છે તેઓ ખરેખર સુખી જ છે. તેઓને દિવ્ય અને અદ્દભુત સૌન્દર્ય તથા આનંદના મહારાજ્યમાં સરળપણે પ્રવેશવાનો ગુપ્ત અને સુગમ માર્ગ જડી આવ્યો છે. આ માર્ગના પ્રવાસીઓને અનેક ધન્ય છે.

મનને શાંત કરીને આત્માની વિશાળ અને રમણીય પ્રશાંતિમાં સરળપણે પ્રવેશ કરવો, એ જીવનના જે અગમ્ય અને ક્વચિત્ને જ થતા અનુભવો છે, તેમાંનો એક છે, અને જેઓને આ પ્રકારના અનુભવનો ઉપભોગ લેવાનું બળ પ્રાપ્ત છે—પોતાની સત્તામાં છે, તેઓનો જ્યારે ઇચ્છે ત્યારે, જેની સાથે ઘણી જ ન્યૂન વસ્તુની તુલના કરી શકાય એમ છે, એવી એક વસ્તુને સર્વાંશે ભોગવવાનો હક છે.

આ ચમત્કારના મધ્યબિંદુરૂપ શાંતિનું સ્થાન કે જ્યાં મૌન પણ કંઇક ધ્વનિ કરતું, કંઇક કહી રહેતું હોય—જો કે તે કોમલ અને મધુર સ્વરમાં કરતું હોય—એવું ભાસે છે, તેમાં પ્રવેશવાને માટે, એ ખાસ આવશ્યક છે કે આત્માની ગંભીર સ્થિરતાને જ્યાં ત્યાં વિલોકવાનો સવિશેષ યત્ન કરવો. આત્માના એ સ્થિર પ્રદેશમાં આપણે તેમાં પ્રવેશવાનો યત્ન કરવાથી પ્રવેશી શકતા નથી. એનું રહસ્ય એ છે કે માત્ર શાંત થવું. અને જ્યારે આપણે શાંત અને કેવલ અક્ષોભમય સૃષ્ટિમાં પ્રવેશ કરતા હોઈએ ત્યારે ચમત્કારભર્યા અનુભવો કરવા પ્રતિ લક્ષ આપવો નહિ. એમ કરવાથી મન વેગવાળું-ક્ષોભવાળું—રહે છે, અને તેથી જે કંઇ આપણે શોધીએ છીએ, જે કંઇ અનુભવ કરવા આપણે ઇચ્છીએ છીએ, તેનો રોધ કરીએ છીએ. એ ચમત્કૃતિમય અનુભવો કે જે કેવલ નિરોધ-

પ્રસન્નતા અને એક પ્રકારના હૃદયંગમ નાદને પ્રકટાવતા નિરોધવડે જ પ્રકટે છે, તે જે ક્ષણે આપણે શાંત થવાના સામર્થ્યને મેળવીએ છીએ તે ક્ષણે અનાયાસ રીતે જ પ્રકટી જાય છે.

આપણી સક્રિય અવસ્થામાં આપણા જીવનનાં સઘળાં તત્ત્વો અખંડ ગતિમાં હોય છે અને આપણી ભાનાવસ્થાનો મોટો ભાગ પ્રધાનપણે સપાટીઉપર જ તરતો હોય છે, આપણો અભિમાની બહિર્મુખ અવસ્થાને તથા કેવલ સ્થૂલ ભૂમિકાને જ સ્પર્શ કરી રહ્યો હોય છે, અને તેથી જીવનનાં નિગૂઢ અને અધિક મૂલ્યવાન્ ક્ષેત્રો લગભગ કેવલ અસ્પૃષ્ટ અને અજ્ઞાત જ રહી જાય છે. જેમ જેમ સમય જાય છે તેમ તેમ માત્ર આ ઉપરના પ્રદેશમાં જ કરેલું અખંડ રમણ એક સરખું—( Monotonus ) કંટાળા ભરેલું જણાય છે, અને મનુષ્યને જીવનનું વાસ્તવ મૂલ્ય અથવા તેની મહત્તા ઘણા જ ઓછા પ્રમાણમાં સમજાય છે. તેથી આત્માના નિગૂઢ અને સૂક્ષ્મ પ્રદેશોમાં પુનઃ પુનઃ પ્રવાસ કરવાનું મનુષ્યમાત્રને કેટલું અગત્યનું છે, એ સ્પષ્ટ થાય છે. અને ત્યાં જ જીવનનાં વિરલ રત્નોનો ભંડાર ભરેલો છે.

આ વિરલ સંપત્તિના ભંડારમાં પ્રવેશવાનો રાજમાર્ગ કંઇ ગૂઢ જ્ઞાન અને અગમ્ય-સરખાં સાધનોની પાછળ છૂપાઇ રહેલો નથી. તેમાં પ્રવેશવાને માટે જે કંઈ કરવાનું છે તે એ જ છે કે માત્ર શાંત થવું. જીવનની બીજી અનેક આનંદજનક મોજમઝાસાથે આ શાંત થવાની મોજમઝાને ઉમેરો અને તમારૂં મન શાંત થવાની કળાનું સહવાસી થઇ જશે. ત્યારે તમને અનુભવ થશે કે કોઈ પણ સમયે પરમ અને નિરુપમ સ્થિરતામાં તમે પ્રવેશી શકો એમ છે. અને તેની જ સાથે પરમ શાંતિમય પ્રદેશમાં અધિક અધિક પ્રવાસ કરવાથી તમને સમજાશે કે તમારા સમગ્ર અંશો–તમારો સમગ્ર સ્વભાવ–વધારે સૂક્ષ્મ, વધારે ઉંડાણવાળો, વધારે વિશાલ અને વધારે મૂલ્યવાન્ થાય છે. અને પૂર્વે જે પ્રકારનું જીવન ભોગવ્યું હશે તેના કરતાં અધિક પ્રકારના વાસ્તવ જીવનનો તમે ઉપભોગ કરી શકો છો.

શાંતિના આનંદનો અનુભવ આપણી ઇન્દ્રિયોને આ સ્થૂલ દશ્યમાંથી કેવળ નિરાળી કરવાથી જ મળે છે, એમ કાંઈ નથી, અથવા આ જગતનો સંબંધમાત્ર ત્યાગ કરીને કેવળ કોઇ નિર્ગુણ પદાર્થને ગમે તે માર્ગે કરીને શોધવાથી જ મળે છે એમ કાંઇ નથી. સ્થૂલ જગતના પ્રાણીપદાર્થના સંબંધનો પરિત્યાગ કરવાની કશી અગત્ય નથી. મનના તથા આત્માના સુંદર અંશોની સાથે આપણે સંબંધને સેવવાનો જ છે. અને આ સઘળું માત્ર શાંતિમાં સ્થિર થવાથી આપણે કરી શકીએ એમ છે. નિષ્કંપ મન વિશ્વના કોલાહલને શ્રવણ કરે છે, અને તેના સમગ્ર વ્યાપારને તે જુએ છે, પરંતુ તે અક્ષુબ્ધ જ રહે છે. અને તેની જ સાથે તે અંતરના દિવ્ય નાદને તથા નિરોધની વિશ્રાંત સ્થિતિને ભોગવે છે. નિરોધનું બળ તે સાથે સાથે જ જાળવી શકે છે.

નિરોધમાં પ્રવેશ કરવો એટલે કોઈ અગમ્ય અને અવ્યક્ત અને જેનું કંઈ સ્વરૂપ જ લક્ષમાં ન આવે એવામાં પ્રવેશવું એવો અર્થ થતો નથી. વસ્તુતઃ એવી કોઈ વસ્તુ જ નથી. આપણી હાલની મતિ જેને જોઈ જાણી શકતી નથી કે કલ્પી શકતી નથી તેને

આપણે અગમ્ય અને અવ્યક્ત કહીએ છીએ. પરંતુ તેની સાથે હાલ આપણે કશું જ કામ નથી. હાલ આપણે એ કેવલ નિરવયવ અને અકલ્પ્ય સંબંધી વિચારની અગત્ય નથી. એ અવ્યક્તમાં પ્રવેશવાને એક પક્ષે કહીએ તો મનની અત્યંત સૂક્ષ્મ કલાની અને બુદ્ધિની સમગ્ર શક્તિઓની પૂર્ણ એકાગ્રતાની અગત્ય છે. અવ્યક્તનું સ્વરૂપ રચવાને માટે આંતર કરણોના આ પ્રકારના વ્યાપારની આવશ્યકતા છે, પરંતુ જ્યારે આપણે શાંતિના આનંદનો ઉપભોગ કરવો છે, ત્યારે સમગ્રશક્તિઓસહિત બુદ્ધિને વિશ્રાંતિ અને મનના સર્વ ચિંતનને શિથિલ કરવાની જરૂર છે. અને નિત્ય પણ એવી કોઈ કોઈ ક્ષણ આવી જાય છે કે જ્યારે આ અનુભવે કેવલ આનંદરૂપ અને વિશ્વની એક વિરલ સંપત્તિરૂપ આપણને જણાય છે.

જ્યારે આપણે શાંતિની 'મઝા'નું જીવનના બીજા આનંદની સાથે મિશ્રણ કરીએ છીએ ત્યારે અનેક દિશાઓમાં આપણને પુષ્કળ લાભ મળતો જણાય છે. આપણા અસ્તિત્વના આનંદની દ્વિગુણ કે ત્રિગુણ વૃદ્ધિ થતી નથી, પણ ક્રિયા અને વિચારના પ્રત્યેક ક્ષેત્રમાં અનંત પ્રમાણમાં વૃદ્ધિ થાય છે. આપણે સારી રીતે જાણીએ છીએ કે યથાર્થ અક્ષોભમય અવસ્થા આત્માના સામર્થ્યને નવીન પ્રદેશોમાં પ્રકટાવે છે અને દૈવી પ્રદેશોને આપણી વૃત્તિમાં આરૂઢ કરે છે. એથી વિશેષમાં જે મન પ્રશાંત હોય છે તે અમર્યાદ તત્ત્વના સ્પર્શને પામીને પ્રત્યેક સમયે નવજીવનથી પ્રપૂર્ણ થઈ રહે છે.

મહાપુરુષોનું રહસ્ય અને તેમનું પુષ્કળ પ્રમાણમાં કાર્ય કરવાનું, અને તે પણ સર્વોત્તમ પ્રકારનું કાર્ય કરવાનું સામર્થ્ય આ એક જ વસ્તુઉપર રચાયું છે કે: કેવા પ્રકારે પ્રશાંત સ્થિતિમાં રહેવું એ તેઓ ઉત્તમ રીતે જાણે છે. તેઓ માત્ર ઉપરની તળેટીના ભાગમાં કદાપિ રહેતા નથી. તેઓની શક્તિઓનાં મૂળ મનના અને આત્માના શાંત ભાગના ઉંડાણમાં નખાયાં હોય છે, અને તેથી તેઓ અધિક વિશાલ તથા સંપત્તિવાળા સામર્થ્યને પૂરતા પ્રમાણમાં બહાર ઉપજાવી શકે છે અને વાપરી શકે છે. તેથી સર્વ પ્રકારની અક્ષુબ્ધ અવસ્થામાં નિત્ય પ્રવેશવાથી સર્વોત્તમ હિતની પ્રાપ્તિ થાય છે. અને વિશેષમાં તે જીવનની ક્વચિત્ પ્રાપ્ત થતી એક 'મઝા'ને ઉપજાવે છે. કેમકે જ્યારે તેની અગત્ય છે, અને મનમાં તથા બહાર સ્થૂલમાં સર્વ પ્રકારના સંજોગો તેને અનુકૂલ છે તો એવી થોડી જ વસ્તુઓ છે કે (કદાપિ હોઈ શકે તો) જે શાંતિની 'મઝા'ના કરતાં અંતરના ઉંડાણમાં અધિક આનંદ અને ઉન્નત ભાનને મનુષ્યમાં પ્રકટાવી શકે.

બંધુઓ! આ મઝાનો—મોજમઝાનો—અવનવો આનંદ કદાપિ લીધો છે? સંસારસમુદ્રના ખારા જલમાં પણ વહેતી આ મીઠી નદીનું પાન કર્યું છે? ઉખરભૂમિમય જીવનના એક ખૂણામાં ઉગેલી આ વલ્લીને જોઈ છે? અનેક નિરાધારતાના પ્રસંગોની અંદર આધારરૂપ થનાર આ લાકડીને કદી મદદ કરી છે? એ મીઠી નદીનું પાન કરો, એ વલ્લીનો આશ્રય લો, એ લાકડીને મદદ કરો. આ વસ્તુ મોંઘી નથી. અપ્રાપ્ય વસ્તુને પણ મોંઘી અને કઠિન માની બેસે છે, પણ તેમાં તેમની જ ભૂલ છે. આ વસ્તુ મોંઘી કે કઠિન નથી, હું કહું છું કે તે મોંઘી કે કઠિન નથી, સરલ છે, સોંઘી છે. હું કહું છું કે તે સરલ છે સોંઘી છે. મદદ કરો.

# પ્રાર્થના

પ્રભો ! આપનો નિરંતર જયજયકાર છે. આપની પ્રધાન સત્તાની મર્યાદામાં અમારો પ્રવેશ કરાવો. આપની સત્તા અમારૂં નિરંતર શ્રેય કરો. પ્રભો ! આપ જ અમારા પાલક તથા પોષક છો ભગવન્ ! આપના વાત્સલ્યામૃતનું અમને પાન કરાવો. માયાની સત્તામાંથી મુક્ત કરી પાપમાત્રનું પ્રક્ષાલન કરો. પ્રાણપતિ ! આપ જ અમારૂં જીવન અને સર્વસ્વ છો. પરમાત્મન્ ! આપના દિવ્ય સ્વરૂપનું અમને કરુણાપાત્ર ગણી દર્શન કરાવો.

# પ્રત્યુત્તર.

આ પ્રાર્થનાના પરિણામે મેં કોઇ દિવ્ય વાણી શ્રવણ કરી કે,

" હે સાધો ! દિવ્ય ચક્ષુથી તું મારા સ્વરૂપનું દર્શન કર.
ભૂતમાત્રમાં હું સમાનરૂપે વ્યાપક છું.
હૃદયાકાશ એ મારી મર્યાદાની સત્તાનો જ પ્રદેશ છે.
તારા પોતાનામાં જ સત્ય વાત્સલ્યામૃત સભર છેઃ
મારૂં સ્મરણ કરનારને માયા બંધન દેતી નથી અને,
તેઓ માયાના પારને પામે છે.
હે અધિકારિન્ ! હું તને પાપમાત્રથી મુક્ત કરીશ,
શોકનું કશું જ કારણ નથી.
હે પ્રિય ! તારૂં જીવન અને સર્વસ્વ હું છું,
અને મારૂં જીવન તથા સર્વસ્વ તું છે.
તેથી જ તું મારા સ્વરૂપ છે.
પ્રેમભક્તિવડે મારૂં ભજન કર,
અને તત્ત્વથી (જ્ઞાનથી) મારો સાક્ષાત્કાર કર. "

આ પ્રકારની દિવ્ય વાણી બંધાતાં જ મારા અંતર્માંથી કોઈએ કહ્યું: આ સત્યને પ્રસિદ્ધ કર. આમાં જ કર્તવ્ય, જ્ઞાતવ્ય, તથા પ્રાપ્તવ્ય છે.

# सद्विचाररश्मि.

જે મનુષ્ય પોતાના સંમુખ આવતી સંપત્તિને જેવી આનંદપૂર્વક, બલસહિત, ઉત્સાહવડે તથા સ્નેહથી ભેટે છે તેવા જ આનંદ, બલ, ઉત્સાહ, અને સ્નેહવડે જો પોતાના તરફ આવતી વિપત્તિને તે મનુષ્ય ભેટે છે તો તે પોતાનાપ્રતિ આવેલી વિપત્તિને સંપત્તિરૂપે સહજમાં પલટી નાંખે છે.

* * * *

જ્યારે તમને તમારા અંતરમાં, તમે તમારા મન અને શરીરકરતાં વધારે ઉચ્ચ છો એમ યથાર્થ રીતે ભાન થાય, ત્યારે જાણજો કે તમારા શરીર અને મનમાં જે કંઈ રહેલું છે તેના ઉપર તમારૂં સ્વામિત્વ સ્થપાયું છે, તેમાં રહેલી સર્વ વસ્તુઉપર જય મેળવવાના સામર્થ્યને પ્રાપ્ત કર્યું છે.

* * * *

જીવનના પ્રકાશિત પ્રદેશમાંજ જેમ જેમ રહેવાનો તમે નિશ્ચય કરો છો, તેમ તેમ તમને એવી વસ્તુઓ અધિક અને અધિક પ્રમાણમાં પ્રાપ્ત થતી જશે કે જે તમારા જીવનના પ્રકાશિત પ્રદેશનો અધિકાધિક વિસ્તાર જ કરે.

* * * *

તમારા પોતાનામાં જેમ જેમ તમે અધિક અધિક શ્રદ્ધાવાળા થતા જાઓ છો, તેમ તેમ તમારા ઉંડાણમાં અથવા અપ્રકટરૂપે રહેલી વિવિધ શક્તિઓ અને શક્યતાઓને વધારે અને વધારે પ્રમાણમાં ગતિ અથવા ક્રિયામાં મૂકતા જાઓ છો. અને તેમને ઉપર-પ્રકાશમાં આણતા જાઓ છો તથા તમારા ઉદ્દેશમાં જેમ તમે અધિક શ્રદ્ધાયુક્ત થાઓ છો, તેમ તે ઉદ્દેશને સિદ્ધ થવાને તમારા અધિક સામર્થ્યને પૂરૂં પાડો છો. તેથી ઉદ્દેશમાં દૃઢ રહેવું એ કેવું લાભકારક છે તે સહજ સ્પષ્ટ થાય તેમ છે.

* * * *

તમારા લક્ષ્યબિંદુમાં જે વસ્તુને રાખીને તેના સંબંધી જેવું અખણ્ડિતપણે અને નિસ્પષ્ટ રીતે ચિંતન કરો છો, તેવા જ તમે ધીમે ધીમે પણ નિશ્ચયપૂર્વક અને સુદૃઢ રીતે તમારા સ્થૂલરૂપમાં થતા જાઓ છો.

* * * *

જે કંઇ તમારે નથી જોઇતું, તેનું તમે જેમ બને તેમ ઓછું ચિંતન કરો છો, અને જે કંઇ તમારે જોઇએ છે, તેનું જેમ બને તેમ અધિક ચિંતન કરો છો તો તમારા જીવનને પરિપૂર્ણ રૂપે અથવા તૃપ્તિમય કરનાર જે જે વસ્તુઓની તમને અગત્ય છે, તેને તમે પ્રાપ્ત કરો છો.

* * * *

જે કંઈ શુભની વૃદ્ધિ કરનાર હોય તે સર્વદા યોગ્ય છે તથા જે કંઈ શુભની હાનિ અને ન્યૂનતા કરનાર હોય તે સર્વદા અયોગ્ય છે. પરંતુ જે સર્વોત્તમ શુભની વૃદ્ધિ કરનાર હોય તે સર્વદા અધિક યોગ્ય છે.

જે અખંડિતપણે મહાન્ અને મહાન્ થતું રહે છે તે સર્વ કાંઈ શુભરૂપ છે. અને જે કંઈ મહાન્રૂપે થતું અને વધારે ઉત્તમરૂપે થતું અટકી જાય છે, તે શુભરૂપ થતું પણ અટકી જાય છે.

* * * *

જે બળનો માત્ર બચાવ જ કરી રાખવામાં આવે છે-કેવળ સંઘરી જ રાખવામાં આવે છે, તે હમેશાં દુર્બલ અને દુર્બલ થતું જાય છે. જે બળનો રચનાત્મક રીતે-હિતને પ્રાપ્ત કરે એવા અનુકૂલ પ્રકારે-ઉપયોગ થતો જાય છે, તે હમેશાં બલવાન્ અને બલવાન્ બનતું જાય છે. આ નિર્ણય શરીર, મન અને આત્મા-એ સર્વના બળસંબંધી સર્વ રીતે સત્ય છે.

* * * *

સર્વ વસ્તુમાં જે કંઇ વધારે મહાન્ અને વધારે સારૂં છે, તેના ઉપર મનની અખંડ એકાગ્રદૃષ્ટિ હોવી એમાં જ યોગ્ય પ્રકારના ચિંતનનું રહસ્ય રહેલું છે. જેનાથી એ પ્રકારે રાખી શકાતું હોય તેણે જાણવું કે આપણે યોગ્ય ચિંતન કરનાર છીએ.

* * * *

કોઈ પણ મનુષ્યમાં, પોતાની સઘળી ઇચ્છાઓને સિદ્ધ કરવાનું, અને પોતાના દૃષ્ટિબિંદુમાં ધારેલા લક્ષ્યસ્થળે પહોંચવાનું જોઇએ તેટલું સામર્થ્ય રહેલું છે. માત્ર તે સામર્થ્યો રચનાત્મક રીતે ધારેલા અર્થને સિદ્ધ કરે એ રીતે વપરાવાં જોઇએ.

* * * *

વિશ્વમાં જે કંઇ સર્વોત્તમ અને સર્વોત્કૃષ્ટ છે તેની સાથે તમે સંબંધવાળા છો એ પ્રકારના અખંડ ભાનવાળા રહેવું એ તમારા પોતાનામાં જે કંઈ સર્વોત્તમ અને સર્વોત્કૃષ્ટ છે તેને જાગ્રત્ કરવા સરખું છે. પરમ વસ્તુપ્રતિ આધાર રાખવાથી, તેનો આશ્રય ગ્રહણ કરવાથી તમારી પોતાની સૃષ્ટિમાં તમે સર્વોત્તમ થઈ શકો છો.

* * * *

જ્યારે તમે પોતે તમારી પોતાની સાથે-તમારા પોતાનામાં-અત્યંત શાંતિનો અનુભવ કરતા હો છો અને તે શાંતિ તમારા આત્માના પ્રદેશપર્યંત ઉંડાણથી પ્રવેશી ગઈ હોય છે, તો બહારથી ગમે તેવો પ્રસંગ પ્રાપ્ત થાય તોપણ તેથી તમને કદાપિ ક્ષોભ ઉપજવાનો નહિ.

* * * *

તમારે એટલું બધું કામ કરવાનું હોય કે જેથી કરીને તમારૂં મગજ તેનું ચિંતન કરતાં ભમી જાય, તો તે કરશો નહિ. પ્રત્યેક વસ્તુ ક્રમથી ધીરે ધીરે આવે ત્યાં સુધી ધૈર્યથી વાટ જુઓ, અને પછી જે જે કાર્ય કરવાનું આવે તેને એક પછી એક કરવા માંડો. ઝાઝી મગજમારી કરવાની જરૂર નથી. મગજમારી કાર્ય ઉત્તમ કરતી નથી, પરંતુ મગજની શાંતિ જ ઉત્તમ કાર્ય કરે છે.

* * * *

તમે કોઈ પ્રસંગે પ્રવાસે જાઓ છો ખરા? તો જ્યાં સુધી પ્રવાસે જવાને માટે ઘરમાંથી નીકળો નહિ, ત્યાં સુધી પ્રવાસે જશો નહિ. ખરો વખત થવા પહેલાં મનવડે જ પ્રવાસ કરવા માંડવો એ કઠિન અને કંટાળાભરેલું કાર્ય છે.

* * * *

# सद्विचाररश्मि.

જે મનુષ્ય પોતાના સંમુખ આવતી સંપત્તિને જેવી આનંદપૂર્વક, બલસહિત, ઉત્સાહવડે તથા સ્નેહથી ભેટે છે તેવા જ આનંદ, બલ, ઉત્સાહ, અને સ્નેહવડે જો પોતાના તરફ આવતી વિપત્તિને તે મનુષ્ય ભેટે છે તો તે પોતાનાપ્રતિ આવેલી વિપત્તિને સંપત્તિરૂપે સહજમાં પલટી નાંખે છે.

* * * *

જ્યારે તમને તમારા અંતરમાં, તમે તમારા મન અને શરીરકરતાં વધારે ઉચ્ચ છો એમ યથાર્થ રીતે ભાન થાય, ત્યારે જાણજો કે તમારા શરીર અને મનમાં જે કંઈ રહેલું છે તેના ઉપર તમારૂં સ્વામિત્વ સ્થપાયું છે, તેમાં રહેલી સર્વ વસ્તુઉપર જય મેળવવાના સામર્થ્યને પ્રાપ્ત કર્યું છે.

* * * *

જીવનના પ્રકાશિત પ્રદેશમાંજ જેમ જેમ રહેવાનો તમે નિશ્ચય કરો છો, તેમ તેમ તમને એવી વસ્તુઓ અધિક અને અધિક પ્રમાણમાં પ્રાપ્ત થતી જશે કે જે તમારા જીવનના પ્રકાશિત પ્રદેશનો અધિકાધિક વિસ્તાર જ કરે.

* * * *

તમારા પોતાનામાં જેમ જેમ તમે અધિક અધિક શ્રદ્ધાવાળા થતા જાઓ છો, તેમ તેમ તમારા ઉદરમાં અથવા અપ્રકટરૂપે રહેલી વિવિધ શક્તિઓ અને શક્યતાઓને વધારે અને વધારે પ્રમાણમાં ગતિ અથવા ક્રિયામાં મૂકતા જાઓ છો. અને તેમને ઉપર-પ્રકાશમાં આણતા જાઓ છો તથા તમારા ઉદ્દેશમાં જેમ તમે અધિક શ્રદ્ધાયુક્ત થાઓ છો, તેમ તે ઉદ્દેશને સિદ્ધ થવાને તમારા અધિક સામર્થ્યને પૂરૂં પાડો છો. તેથી ઉદ્દેશમાં દૃઢ રહેવું એ કેવું લાભકારક છે તે સહજ સ્પષ્ટ થાય તેમ છે.

* * * *

તમારા લક્ષ્યબિંદુમાં જે વસ્તુને રાખીને તેના સંબંધી જેવું અખંડિતપણે અને વિસ્પષ્ટ રીતે ચિંતન કરો છો, તેવા જ તમે ધીમે ધીમે પણ નિશ્ચયપૂર્વક અને સુદૃઢ રીતે તમારા સ્થૂલરૂપમાં થતા જાઓ છો.

* * * *

જે કંઇ તમારે નથી જોઈતું, તેનું તમે જેમ બને તેમ ઓછું ચિંતન કરો છો, અને જે કંઇ તમારે જોઇએ છે, તેનું જેમ અને તેમ અધિક ચિંતન કરો છો તો તમારા જીવનને પરિપૂર્ણ રૂપે અથવા તૃપ્તિમય કરનાર જે જે વસ્તુઓની તમને અગત્ય છે; તેને તમે પ્રાપ્ત કરો છો.

* * * *

જે કંઈ ગુણની વૃદ્ધિ કરનાર હોય તે સર્વદા યોગ્ય છે તથા જે કંઈ ગુણની હાનિ અને ન્યૂનતા કરનાર હોય તે સર્વદા અયોગ્ય છે. પરંતુ જે સર્વોત્તમ ગુણની વૃદ્ધિ કરનાર હોય તે સર્વદા અધિક યોગ્ય છે.

*

જે અખંડિતપણે મહાન્ અને મહાન્ થતું રહે છે તે સર્વે કાંઈ શુભરૂપ છે. અને જે કંઈ મહાન્‌રૂપે થતું અને વધારે ઉત્તમરૂપે થતું અટકી જાય છે, તે શુભરૂપ થતું પણ અટકી જાય છે.

* * * *

જે બળનો માત્ર બચાવ જ કરી રાખવામાં આવે છે-કેવળ સંઘરી જ રાખવામાં આવે છે, તે હમેશાં દુર્બલ અને દુર્બલ થતું જાય છે. જે બળનો રચનાત્મક રીતે-હિતને પ્રાપ્ત કરે એવા અનુકૂલ પ્રકારે-ઉપયોગ થતો જાય છે, તે હમેશાં બલવાન્ અને બલવાન્ બનતું જાય છે. આ નિર્ણય શરીર, મન અને આત્મા-એ સર્વના બળસંબંધી સર્વ રીતેસત્યછે.

* * * *

સર્વે વસ્તુમાં જે કંઇ વધારે મહાન્ અને વધારે સારૂં છે, તેના ઉપર મનની અખંડ એકાગ્રદૃષ્ટિ હોવી એમાં જ યોગ્ય પ્રકારના ચિંતનનું રહસ્ય રહેલું છે. જેનાથી એ પ્રકારે રાખી શકાતું હોય તેણે જાણવું કે આપણે યોગ્ય ચિંતન કરનાર છીએ.

* * * *

કોઈ પણ મનુષ્યમાં, પોતાની સઘળી ઇચ્છાઓને સિદ્ધ કરવાનું, અને પોતાના દૃષ્ટિબિંદુમાં ધારેલા લક્ષ્યસ્થળે પહોંચવાનું જોઇએ તેટલું સામર્થ્ય રહેલું છે. માત્ર તે સામર્થ્યો રચનાત્મક રીતે ધારેલા અર્થને સિદ્ધ કરે એ રીતે વપરાવાં જોઇએ.

* * * *

વિશ્વમાં જે કંઇ સર્વોત્તમ અને સર્વોત્કૃષ્ટ છે તેની સાથે તમે સંબંધવાળા છો એ પ્રકારના અખંડ ભાનવાળા રહેવું એ તમારા પોતાનામાં જે કંઈ સર્વોત્તમ અને સર્વોત્કૃષ્ટ છે તેને જાગ્રત્ કરવા સરખું છે. પરમ વસ્તુપ્રતિ આધાર રાખવાથી, તેનો આશ્રય ગ્રહણ કરવાથી તમારી પોતાની સૃષ્ટિમાં તમે સર્વોત્તમ થઈ શકો છો.

* * * *

જ્યારે તમે પોતે તમારી પોતાની સાથે-તમારા પોતાનામાં-અત્યંત શાંતિનો અનુભવ કરતા હો છો અને તે શાંતિ તમારા આત્માના પ્રદેશપર્યંત ઉંડાણથી પ્રવેશી ગઈ હોય છે, તો બહારથી ગમે તેવો પ્રસંગ પ્રાપ્ત થાય તોપણ તેથી તમને કદાપિ ક્ષોભ ઉપજવાનો નહિ.

* * * *

તમારે એટલું બધું કામ કરવાનું હોય કે જેથી કરીને તમારૂં મગજ તેનું ચિંતન કરતાં ભમી જાય, તો તે કરશો નહિ. પ્રત્યેક વસ્તુ ક્રમથી ધીરે ધીરે આવે ત્યાં સુધી ધૈર્યથી વાટ જુઓ, અને પછી જે જે કાર્ય કરવાનું આવે તેને એક પછી એક કરવા માંડો. ઝાઝી મગજમારી કરવાની જરૂર નથી. મગજમારી કાર્ય ઉત્તમ કરતી નથી, પરંતુ મગજની શાંતિ જ ઉત્તમ કાર્ય કરે છે.

* * * *

તમે કોઈ પ્રસંગે પ્રવાસે જાઓ છો ખરા ? તો જ્યાં સુધી પ્રવાસે જવાને માટે ઘરમાંથી નીકળો નહિ, ત્યાં સુધી પ્રવાસે જશો નહિ. ખરો વખત થયા પહેલાં મનવડે જ પ્રવાસ કરવા માંડવો એ કઠિન અને કંટાળાભરેલું કાર્ય છે.

* * * *

# सद्विचाररश्मि.

જે મનુષ્ય પોતાના સંમુખ આવતી સંપત્તિને જેવી આનંદપૂર્વક, બલસહિત, ઉત્સાહવડે તથા સ્નેહથી ભેટે છે તેવા જ આનંદ, બલ, ઉત્સાહ, અને સ્નેહવડે જો પોતાના તરફ આવતી વિપત્તિને તે મનુષ્ય ભેટે છે તો તે પોતાનાપ્રતિ આવેલી વિપત્તિને સંપત્તિરૂપે સહજમાં પલટી નાંખે છે.

* * * *

જ્યારે તમને તમારા અંતરૂમાં, તમે તમારા મન અને શરીરકરતાં વધારે ઉચ્ચ છો એમ યથાર્થ રીતે ભાન થાય, ત્યારે જાણજો કે તમારા શરીર અને મનમાં જે કંઈ રહેલું છે તેના ઉપર તમારૂં સ્વામિત્વ સ્થપાયું છે, તેમાં રહેલી સર્વ વસ્તુઉપર જય મેળવવાના સામર્થ્યને પ્રાપ્ત કર્યું છે.

* * * *

જીવનના પ્રકાશિત પ્રદેશમાંજ જેમ જેમ રહેવાનો તમે નિશ્ચય કરો છો, તેમ તેમ તમને એવી વસ્તુઓ અધિક અને અધિક પ્રમાણમાં પ્રાપ્ત થતી જશે કે જે તમારા જીવનના પ્રકાશિત પ્રદેશનો અધિકાધિક વિસ્તાર જ કરે.

* * * *

તમારા પોતાનામાં જેમ જેમ તમે અધિક અધિક શ્રદ્ધાવાળા થતા જાઓ છો, તેમ તેમ તમારા ઉંડાણમાં અથવા અપ્રકટરૂપે રહેલી વિવિધ શક્તિઓ અને શક્યતાઓને વધારે અને વધારે પ્રમાણમાં ગતિ અથવા ક્રિયામાં મૂકતા જાઓ છો. અને તેમને ઉપર–પ્રકાશમાં આણતા જાઓ છો તથા તમારા ઉદ્દેશમાં જેમ તમે અધિક શ્રદ્ધાયુક્ત થાઓ છો, તેમ તે ઉદ્દેશને સિદ્ધ થવાને તમારા અધિક સામર્થ્યને પૂરૂં પાડો છો. તેથી ઉદ્દેશમાં દૃઢ રહેવું એ કેવું લાભકારક છે તે સહજ સ્પષ્ટ થાય તેમ છે.

* * * *

તમારા લક્ષ્યબિંદુમાં જે વસ્તુને રાખીને તેના સંબંધી જેવું અખંડિતપણે અને વિસ્પષ્ટ રીતે ચિંતન કરો છો, તેવા જ તમે ધીમે ધીમે પણ નિશ્ચયપૂર્વક અને સુદૃઢ રીતે તમારા સ્થૂલરૂપમાં થતા જાઓ છો.

* * * *

જે કંઇ તમારે નથી જોઇતું, તેનું તમે જેમ બને તેમ ઓછું ચિંતન કરો છો, અને જે કંઇ તમારે જોઇએ છે, તેનું જેમ બને તેમ અધિક ચિંતન કરો છો તો તમારા જીવનને પરિપૂર્ણ રૂપે અથવા તૃપ્તિમય કરનાર જે જે વસ્તુઓની તમને અગત્ય છે, તેને તમે પ્રાપ્ત કરો છો.

* * * *

જે કંઈ શુભની વૃદ્ધિ કરનાર હોય તે સર્વદા યોગ્ય છે તથા જે કંઈ શુભની હાનિ અને ન્યૂનતા કરનાર હોય તે સર્વદા અયોગ્ય છે. પરંતુ જે સર્વોત્તમ શુભની વૃદ્ધિ કરનાર હોય તે સર્વદા અધિક યોગ્ય છે.

* * * *

Registered No. B. 185.

# प्रभानुक्रमणिका.

—माघ–फाल्गुन—



---

પ્રસિદ્ધ કરનાર-શ્રી શ્રેયસાધકઅધિકારિવર્ગવડોદરા તરફથી શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં
સા. સાંકલચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું—અમદાવાદ.

# साधनसमारंभ फंडमां द्रव्य अर्पनार सज्जनोनी नामावलि.

રા. રા. હરરાય ગોપાળરાય દેસાઈ—(શુભેચ્છાનિમિત્ત)—પલસાણા ... રૂ. ૧—૦—૦

એક શ્રેયસ્સાધક. ... ... ... ... ... ... રૂ. ૧—૦—૦

હરિલાલ કેશવલાલ પારેખ (આધ્યાત્મિક ઉન્નતિની પ્રાપ્તિનિમિત્ત) મુંબઈ રૂ. ૨—૦—૦

જયશંકર મનસુખરામ (શ્રેયનિમિત્ત.)—અટલાદરા. ... ... ... રૂ. ૧—૦—૦

કલ્યાણજી નારાયણજી-(ભત્રીજીની સદ્ગતિનિમિત્ત) મુંબઈ. ... ... રૂ. ૧—૦—૦

છગનલાલ ભાઈદાસ દેસાઈ-(બેન જડાવની સદ્ગતિ નિમિત્ત) કામરેજ... રૂ. ૨—૦—૦

જટાશંકર નાગજી... ... ... ...ઠાના મેંગ્લોર ... રૂ. ૧—૦—૦




॥ ॐ श्रीँ ॥

# उपकारनिवेदन.

પદ. ( ધર્મધુરંધર. શ્રીયદુનંદન—એ લય. )

કમલનયન ! કમલાંકશયન[1] ! જય સાધકહૃદયવિહારિ શ્યામ :!
ભક્તઅલંકૃત ! પ્રેમનિયંત્રિત ! ચરણુસાધુશિરધારી[2] શ્યામ.
સ્વામી છો પ્રભુ બહિરંતરના, મનમંદિરના,
જેને મન નિજથી કોઈ પર ના, બાલ ઉદરના;—
આપ જ જેને પ્રાપ્ત પછી શું તેણે યાચવું અન્ય જોને,
અખિલ વિશ્વમાં તેથી બીજો, કોણુ ગણાતો ધન્ય જોને,
છો કલ્પલતા,[3] ધરી વત્સલતા, શિશુઅર્થે અવતારી શ્યામ;—
આપતણા ગુણુ દશદિશ ક્ષણુક્ષણુ, ઉપકૃતઉરે ગવાય જોને,
આપસ્વરૂપ લહી સૌને સ્થળ સ્થળ, ભાવથી ભેટી જવાય જોને,
એ અંતરઅભિલાષા આજે, કરજો પૂર્ણ અમારી શ્યામ !—

---

૧. લક્ષ્મીના ખોળામાં શયન કરનાર. ૨, જેનાં ચરણુ સાધુજનોના ઉપર છે એવા
કલ્પવૃક્ષ.

# उच्च सुखाभिलाषीए उच्च सुखनी सत्वर सिद्धि थवा अर्थे शुं करवुं ?

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૬૯ થી. )

સત્શાસ્ત્રમાં રહેલા રહસ્યનો બુદ્ધિમાં પ્રકાશ થવા અર્થે સાધકે સત્શાસ્ત્રોનાં જ્ઞાનમય ગૂઢ વચનોનો નીચે પ્રમાણે અભ્યાસ કરવો: એકાંત સ્થળમાં પુસ્તકને હસ્તમાં રાખીને નેત્રને મીચીને સ્વસ્થ થઇને બેસવું, પછી મનમાંથી વિચારમાત્રને કાઢી નાંખવા, અર્થાત્ નિઃસંકલ્પ થવાનો બને તેટલો પ્રયત્ન કરવો. અંતર્યામી ઈશ્વરનો બોધ મન જ્યારે વિચારવિનાની શૂન્ય અવસ્થામાં આવે છે ત્યારે જ થાય છે, માટે મનને વિચારમાત્રથી શાંત કરવાનું અભ્યાસથી સિદ્ધ કરવું. વિચાર પ્રસંગે સ્ફુરે તો અકળાવું નહિ, પણ ક્રમે ક્રમે મનને બને તેટલું કોરા કાગળજેવું કરવું. આ પછી અનંત જ્ઞાનમય પરમાત્મા દશે દિશાએ વિસ્તરી રહ્યા છે, અને તેમની મધ્યમાં આપણે બેઠા છીએ એવું ધારવું. સમુદ્રની મધ્યમાં બેસનાર મનુષ્ય જેમ પોતાની ચારે બાજુએ સમુદ્રને જ જુએ છે તેમ આપણે પણ આપણી આજુબાજુ પરમાત્મા જ છે એમ જોવું. કલ્પના ઢીલી પોચી ન કરવી, પણ ખરેખરૂં જ આમ બન્યું છે, એવું ચિત્ર વૃત્તિવડે રચવું. આ જ્ઞાનમય પરમાત્મા મારા અંતઃકરણમાં પ્રવેશીને આ સત્શાસ્ત્રના રહસ્યનો પ્રકાશ આ ક્ષણે મારા અંતઃકરણમાં કરે છે, એ પ્રકારની શાંત ચિત્તથી ભાવના કરી, પછી પુસ્તક ઉઘાડવું, અને જ્યાંથી વાંચવું હોય ત્યાંથી અથવા જે ભાગ ન સમજાતો હોય, અથવા જેનું વિશેષ રહસ્ય જાણવાની આપણી ઇચ્છા હોય તે ભાગ શાંતિથી વાંચવો, પરમાત્મા રહસ્યનો પ્રકાશ બુદ્ધિમાં કરશે જ, એવા પૂર્ણ વિશ્વાસથી ધીરે ધીરે વાંચવો. કશો નવો પ્રકાશ ન થાય તો વળી પુસ્તક બંધ કરવું; ગૂઢ વાક્યને ધીમેથી એક બે વાર બોલીને પુનઃ નિઃસંકલ્પ થઇ જવું, અને રહસ્યના પ્રકાશની વાટ જોતાં પરમાત્માપ્રતિ જોયા કરવું. આમ એક વાર, દશ વાર કે વિશ વાર બેસવાથી પ્રસંગે રહસ્યનો પ્રકાશ નહિ પણ થાય, પણ તેથી નિરાશ થવું નહિ. પુનઃ પુનઃ જ્યાં સુધી રહસ્યનો પ્રકાશ થાય ત્યાં સુધી નિત્ય બેસવું. પરિણામે અર્થનો પ્રકાશ થવાનો જ. પુનઃ પુનઃ વાંચવું, પુનઃ પુનઃ નિઃસંકલ્પ થવું, અને પરમાત્મા શું સ્ફુરાવે છે, તે પુનઃ પુનઃ નિઃસંકલ્પ થઇને જોયા કરવું. એ ગમે તેના કઠિનમાં કઠિન રહસ્યઉપર પણ પ્રકાશ પાડવાને કદી નિષ્ફળ ન જાય એવો સમર્થ ઉપાય છે.

રહસ્યના પ્રકાશને માટે પરમાત્માઉપર વિશ્વાસ રાખીને શાંતપણે આ રીતે બેશી રહેવું, એને ઘણા સ્થૂલ મતિના મનુષ્યો મૂર્ખતા ભરેલું ગણે છે, અને તેમાં સમયનો દુરુપયોગ થએલો સમજે છે, પણ અનુભવથી વિચારવાનને જણાશે કે યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાના આ વિનાના અન્ય જે જે ઉપાયો છે, તે સર્વ સમયનો દુરુપયોગ કરનારા છે, એમ એક પક્ષથી કહી શકીએ તો કહી શકાય તેમ છે. પૂર્વે જે જે મહાત્માઓને જ્ઞાનનો હૃદયમાં પ્રકાશ થયો હતો તે આ પ્રકારના ધ્યાનવડે જ થયો હતો ધ્યાનવિના રહસ્યનું જ્ઞાન કોઈને થયું નથી અને થવાનું નથી.

પૂર્વોક્ત ધ્યાનકાળે ઇચ્છેલા રહસ્યનો પ્રકાશ કોઈ કોઈ પ્રસંગે થોડા સમયમાં થાય છે, અને કવચિત્ દીર્ઘ સમય જતાં પણ થતો નથી. પ્રસંગે વર્ષોનાં વર્ષ પણ વહી જાય છે, સામાન્ય મતિના મનુષ્યો આવે પ્રસંગે અંતર્યામી ઈશ્વરના ન્યૂન અનુગ્રહનું અનુમાન કરે છે. પરંતુ વસ્તુતઃ આવું કશું જ હોતું નથી. અંતર્યામી ઈશ્વર તો રહસ્યમાત્રનો આપણા અંતઃકરણમાં પ્રકાશ કરવા પ્રત્યેક ક્ષણે તૈયાર હોય છે. તેમનો અનુગ્રહ તો સર્વદા નિઃસીમ જ હોય છે, પણ તે પ્રકાશને ગ્રહણ કરવા—તે અનુગ્રહનું ભાન કરવા—આપણાં અંતઃકરણો તૈયાર હોતાં નથી. બે વર્ષના બાળકને તેનો મહા વિદ્વાન્ પિતા પોતાની સર્વ વિદ્યા ભણાવવાને સર્વથા તત્પર જ હોય છે, પણ બાળક તે ભણવાને જેમ તત્પર હોતો નથી, તેમ આપણને આપણા મહાકરુણાળુ પિતા જે અંતર્યામી ઈશ્વર તે પોતાના જેવા જ સર્વજ્ઞ અને સર્વશક્ત કરવાને નિરંતર તત્પર છે, પણ આપણે તેમના અનુગ્રહનો સ્વીકાર કરવાને તત્પર નથી. જેમ ગંગાનદીનો સ્વર્ગમાંથી પડેલો મહા પ્રવાહ સદાશિવ જ પોતાના મસ્તકપર ઝીલવા સમર્થ થયા હતા, પણ આપણા જેવા પોતાના મસ્તકઉપર ઝીલવા સમર્થ હોતા નથી, તેમ અંતર્યામી ઈશ્વરના મહાઅનુગ્રહનો પ્રવાહ શરીર તથા મનની અત્યંત શુદ્ધિને સાધનાર કોઈ વિરલ અધિકારી જ ઝીલવા સમર્થ થઈ શકે છે, અને તેવી શુદ્ધિવિનાના બીજા, સમર્થ થઈ શકતા નથી. શુદ્ધિ હોય છે, ત્યાં ઈશ્વરાભિમુખ થતાં પ્રત્યેક રહસ્ય પ્રકાશિત થાય છે. આથી તમારૂં ઇચ્છેલું રહસ્ય પ્રકાશિત ન થાય તો અંતર્યામી ઈશ્વરનો અનુગ્રહ નથી, એવું અયોગ્ય અનુમાન કરશો નહિ, પણ અંતઃકરણ તત્પર નથી, પાત્ર થયું નથી, એટલું જ અનુમાન કરજો, અને પૂર્વોક્ત શુદ્ધિના ઉપાયોથી તેને પાત્ર કરવાનો પ્રયત્ન અધિક વેગથી સેવતા રહેજો; અને તેની જ સાથે નિત્ય ઈશ્વરના પ્રતિ જોતાં વિશ્વાસથી બેશી રહેજો. ઈશ્વરના પ્રતિ જોતાં વિશ્વાસથી જે સમયે તમે બેશી રહો છો તે સમયે પરમાત્મા તમારા અંતઃકરણને પાત્ર કરવાનો પ્રયત્ન કરે છે. એને તમે કાચ નહિ જાણતા હો, પણ અનુભવીઓ જાણે છે. ધ્યાનની આ સ્થિતિમાં મગજના અણુઓમાં વિલક્ષણ ફેરફાર અંતર્યામીની સત્તાથી થયે જાય છે. જુનાં, મલિન, સ્થૂલ અણુઓ બદલાઈને તેમને સ્થાને નવાં, શુદ્ધ અને વધારે સૂક્ષ્મ અણુઓ ગોઠવાતાં જાયછે. કારણ કે શુદ્ધ સૂક્ષ્મ અણુઓમાં જ પરમાત્માના જ્ઞાનનો પ્રકાશ પ્રતિબિંબિત થાય છે.

અહો !.ધ્યાનસમાન શ્રેષ્ઠ આ જગતમાં બીજું કશું જ નથી, અજ્ઞાનાંધકારને ટાળીને જ્ઞાનના મહા તેજસ્વી પ્રખર પ્રકાશને પ્રતિક્ષણે અંતઃકરણમાં પ્રકટાવનાર ધ્યાનના મહિમાને દેવો, ઋષિમુનિઓ, કે વેદો પણ વર્ણવવા સમર્થ નથી. જે ધ્યાનનો આશ્રય લે છે, તે જ અનુભવજ્ઞાન પ્રાપ્ત કરે છે; જે ધ્યાનથી રહિત છે, તે વિદ્વાન્ હોઈ શકે છે, પણ તેની વિદ્વત્તા, સુખરૂપ ફળને પ્રકટાવ્યાવિના સર્વદા વંધ્ય જ રહે છે.

અંતરના સૂક્ષ્મ મળને ધ્યાનાગ્નિવડે બાળો, અને અત્યંત શુદ્ધ થઇને પરમાત્માના નિઃસીમ અનુગ્રહને ગ્રહણ કરવાની અસાધારણ યોગ્યતા પ્રાપ્ત કરો. શાસ્ત્રમાત્ર ધ્યાનને સેવનાર મહાત્માઓવડે જ પ્રકાશ કરાયાં છે. ધ્યાનને સેવનાર તમને પ્રાચીન કે અર્વાચીન કોઈ પણ વિદ્યા અગમ્ય રહેશે નહિ એટલું જ નહિ, પણ અસંખ્ય નવી વિદ્યાઓ જે અંતર્યામી ઈશ્વરના ગર્ભભાગમાં સ્થિત છે, તેને તમે ધ્યાનના પ્રતાપથી સપાટીઉપર આણી આ બાહ્ય જગતમાં પ્રકાશિત કરી શકશો.

આ જગતમાં કેટલાક મનુષ્યો એવા હોય છે કે જ્યારે તેઓ પરસ્પર મળે છે, ત્યારે સાથે જ બોલવા માંડે છે. પહેલો પોતાનું કહેવાનું કહેવા માંડે છે, અને બીજો તેના કહેવાપર કિંચિત્ પણ ધ્યાન ન આપતાં પોતાનું જ ગાડું હાંકવા મંડી પડે છે. બંને દશ કે પંદર મિનિટ વાતો કરીને ઉઠી જાય છે, પણ બીજાએ શું કહ્યું તે પહેલો જાણતો નથી, તેમ પહેલાએ શું કહ્યું તે બીજો જાણતો નથી. બંનેએ પોતપોતાની વિચારસૃષ્ટિમાં જ પર્યટન કર્યું હોય છે. સંયમ કે ધ્યાનને સાધવાના સમયમાં આપણામાંના ઘણા આમ જ કરે છે. તેઓ અંતર્યામી ઈશ્વરના બોધને શ્રવણ કરવા, અને તેઓ શું જ્ઞાન સ્ફુરાવે છે તે જાણવા અંતરમાં પ્રવેશ કરે છે, અંતર્યામી ઈશ્વર જ્ઞાનસ્વરૂપ હોવાથી નિરંતર જ્ઞાનના પ્રકાશને નાંખતા જ હોય છે. તેઓથી આપણને બોધ કરતા જ હોય છે, પણ તે પ્રતિ કાન ન દેતાં, આપણે અંતરમાં ઉતરીને આપણી જ વાતો કહેવા માંડીએ છીએ, અંતર્યામી ઈશ્વરનાં વચનો સાંભળવાને બદલે આપણે આપણો જ કલબલાટ ચલાવ્યા કરીએ છીએ. આમના અને તેમના આપણા પોતાના હજારો વિચારોનો મધપુડો ઉડાડીએ છીએ, અને તેના ગણગણાટને શ્રવણ કરતા બેશીએ છીએ, આપણા પોતાના વિચારોનો કોલાહલ એટલો બધો આપણે કરી મૂકીએ છીએ કે પરમાત્માનો સૂક્ષ્મ, મધુર, શાંત સ્વર એ ઘોંઘાટમાં કયાંહિ ડુબી જાય છે. નગારખાનામાં પીપુડીનો અવાજ જેમ ન સંભળાય તેમ આપણા પોતાના વિચારોના ઘોષથી પૂર્ણ થઈ ગયેલા આપણા કાનમાં પરમાત્માનો સ્વર આવી શકતો નથી, અને તેથી તે સાંભળ્યાવિના આપણે દુર્ભાગી રહીએ છીએ.

આમ હોવાથી સંયમ સાધનારે સંયમમાં પ્રવેશીને પોતાના લખારા ઝુડ્યા કરવાના નથી, પણ તે સર્વને અટકાવી દેઈને ઈશ્વરાભિમુખ થઈને તેઓશ્રી શું કહે છે, તે શાંતપણે શ્રવણ કરવાનું છે. પોતાના વિચારોનો કોલાહલ જ્યારે બંધ પડી જાય છે, અને મધ્ય રાત્રિજેવી પ્રગાઢ શાંતિ જ્યારે અંતઃકરણમાં પ્રસરી રહે છે, ત્યારે પરમાત્માનો જ્ઞાનમય બોધ, જે બ્રહ્માના મુખમાંથી થતા વેદઘોષની પેઠે નિરંતર અંતઃકરણમાં ઉચ્ચારાયા જ કરતો હોય છે, તે સાધકને શ્રવણે પડે છે.

વિચારોને રોકવા–વૃત્તિઓનો નિરોધ કરવા–નિઃસંકલ્પ થવા–સર્વ સત્શાસ્ત્રો અને મહાપુરુષો એક સ્વરે મુમુક્ષુક જનોને આજ્ઞા કરે છે, તેનું કારણ આ છે. વૃત્તિઓનો નિરોધ થતાં, શરીરમાં જીવાત્માના અવ્યવસ્થ અને અંધેરવાળા રાજ્યનો લય થાય છે, અને સચ્ચિન્સુખમય પરમાત્માના સુવ્યવસ્થ, અને અનંત સુખ તથા જ્ઞાનને આપનારા પ્રશાંત સામ્રાજ્યનો નિરંતરને માટે આરંભ થાય છે.

વિચારોને રોકવાનું—નિઃસંકલ્પ થવાનું—કાર્ય જેમ જેમ તમને અધિક અધિક કઠિન જણાતું જાય, તેમ તેમ ધ્યાનાવસ્થ થવાની તમારે અધિક અગત્ય સિદ્ધ થાય છે. તમારું અધિક ચાંચલ્ય તમારી શારીરિક તથા માનસિક અધિક પ્રવૃત્તિને સૂચવે છે. આ પ્રવૃત્તિ તમારા જીવત્વયુક્ત અભિમાનીના ઉપરીપણાતળે, અર્થાત્ અભિમાનીની બુદ્ધિઅનુસાર જો નિત્ય કરવામાં આવે છે, તો તેમાં સેંકડો સ્ખલન થતાં રહેતાં હોવાથી તમને વારંવાર દુઃખાનુભવ થવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે. એ દુઃખોથી ઉગરવાને માટે એક જ માર્ગ છે, અને તે એ કે તમારી સર્વ પ્રવૃત્તિ તમારા અંતર્યામી ઈશ્વરના ઉપરીપણાતળે

અર્થાત્ તેમની સૂચનાનુસાર તમારે કરવી. પરંતુ અંતર્યામી ઈશ્વરની સૂચના નિઃસંકલ્પ સ્થિતિમાં જ સમજાતી હોવાથી, તમારી પ્રવૃત્તિઓ સુખદ દિશાભણી વળેલી રહે, એ અર્થે તમારે ધ્યાનનો અભ્યાસ સેવવાની અત્યંત અગત્ય છે. શરીર અને મનની અત્યંત પ્રવૃત્તિ અંતર્યામી ઈશ્વરથી જો નિયંત્રિત થએલી નથી હોતી તો તે ક્રમે ક્રમે મનુષ્યની શુદ્ધ બુદ્ધિનો લય કરી નાંખે છે, અને તેના પરિણામમાં મનુષ્યનું અધઃપતન થાય છે. આથી જેમ પ્રવૃત્તિ અધિક, તેમ ધ્યાનનો અભ્યાસ અધિક સેવ્ય છે.

અત્યંત પ્રવૃત્તિને સેવનારી, પરંતુ ધ્યાનના અભ્યાસથી રહિત પાશ્ચાત્ય પ્રજાઓની શુદ્ધિ બુદ્ધિ ક્રમે ક્રમે કેવી મલિન થતી જાય છે, સ્વાર્થ સાધવામાટે સર્વ ઉચ્ચ સદ્ગુણોનો તેઓ કેવો ભોગ આપે છે, અને અધઃપતનની દિશામાં તેઓનું ધીરે ધીરે પણ કેટલું નિશ્ચયાત્મક પ્રયાણ થતું રહે છે એ સૂક્ષ્મદૃષ્ટિવાળા પુરુષોને અજાણ્યું નથી.

( અપૂર્ણ. )

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ૨૫ મા વર્ષના પૃષ્ઠ ૪૦૮ થી. )

**यथा च तक्षोभयथा ॥ ४० ॥**

સૂત્રાર્થઃ—જેમ તક્ષા (સુથાર) (વાંસલાદિની સાથે હોય ત્યારે કર્તા થાય છે અને તે વિના અકર્તા થઈ રહે છે, એમ કર્તા તથા અકર્તા) ઉભય પ્રકારના ધર્મવાળો છે. (તેમ જીવ ઉપાધિવશાત્ કર્તા અને તે વિના સ્વભાવિક સ્વરૂપે અકર્તા એમ બંને પ્રકારનો છે.)

ઉપરના અધિકરણમાં શાસ્ત્રનું અર્થવત્ત્વ સિદ્ધ થવા આદિ હેતુઓને લઇને શારીરાત્મા અર્થાત્ જીવાત્મા કર્તા છે એ જણાવ્યું. એ કર્તૃત્વ સ્વાભાવિક છે કે ઉપાધિનિમિત્તક છે એ આ અધિકરણમાં ચિન્તન કરાય છે. પ્રકારાન્તરે કહીએ તો બુદ્ધિ કર્તા છે એ સાંખ્યમતનો નિરાસ કરી બુદ્ધિથી અતિરિક્ત જીવાત્મા કર્તા છે એ શાસ્ત્રાર્થવત્વાદિ હેતુવડે ઉપર જણાવ્યું એટલે એ કર્તૃત્વ તે સત્ય જ છે, સ્વાભાવિક છે એ મીમાંસક મત આગળ આવી રહે છે એના નિરાસ માટે આ અધિકરણનું ચિન્તન છે. એ કર્તૃત્વ સ્વાભાવિક છે કે ઉપાધિ પ્રયુક્ત છે અને વસ્તુતઃ નથી એ ચિન્તનનો વિષય છે.

આ સંશય થતાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે એ કર્તૃત્વ સ્વાભાવિક છે. જે હેતુઓ જીવને કર્તા સિદ્ધ કરવામાં આપવામાં આવ્યા છે તે જ હેતુઓ એ કર્તૃત્વ સ્વાભાવિક છે એમ જણાવે છે. કારણ કે એ સ્વાભાવિક નથી એમ અપવાદ કરવામાં કોઇ ઇતર હેતુ જણાતો નથી. યદ્યપિ આત્મા અસંગ છે ઇત્યાદિ શ્રુતિ કહે છે, પણ હું કર્તા છું એ પ્રકારનો અનુભવ સર્વ જનને છે. શ્રુતિ પણ વિવિધ પ્રકારે જીવને કર્તા કહે છે. તેથી અનુભવથી દૃઢીભૂત થયેલી એ કર્તૃત્વશ્રુતિ આત્મા અસંગ છે એ શ્રુતિનો બાધ કરશે.

આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ અધિકરણમાં એ સિદ્ધાન્ત કરવામાં આવ્યો

છે કે જીવાત્મા યદ્યપિ કર્તા છે પણ એ કર્તૃત્વ સ્વાભાવિક નથી. કારણ કે જેમ અગ્નિમાં ઉષ્ણતા સ્વાભાવિક છે તો અગ્નિ ઉષ્ણતાથી મુક્ત થઈ શકતો નથી તેમ આત્મામાં કર્તૃત્વ જો સ્વાભાવિક હોય તો એનો કર્તૃત્વથી મોક્ષ કદાપિ થાય નહિ. અને કર્તૃત્વથી અનિર્મુક્ત જીવના પુરુષાર્થની સિદ્ધિ થાય નહિ. કેમકે કર્તૃત્વ જાતે જ દુઃખરૂપ છે. આની સામે એવું કહેવામાં આવે છે કે યદ્યપિ કર્તૃત્વ શક્તિ જીવાત્મામાં રહે તોપણ કર્તૃત્વનાં કાર્યને દૂર કરી દેવામાં આવે તો દુઃખોત્પત્તિ નહિ થવાથી પુરુષાર્થની સિદ્ધિ થઇ શકે. અને એ કાર્યને દૂર કરવાનું એને ઉત્પન્ન કરનાર નિમિત્તોને દૂર કરવાથી થઈ શકે તેમ છે. અગ્નિમાં દાહ શક્તિ રહેલી હોય છે છતાં કાષ્ઠનો વિયોગ કરવામાં આવે તો દહનરૂપ કાર્ય થતું નથી, તેમ અહિં પણ થઇ શકે. આ પ્રકારે કહેવું અયોગ્ય છે. કારણ કે નિમિત્તો પણ શક્તિરૂપ સંબંધવડે સંબદ્ધ છે તેથી કાર્યનો પરિહાર થઇ શકે તોપણ અત્યંત પરિહાર ન જ થઈ શકે, અને તે વિના મોક્ષ નથી. એવું માનવામાં આવે કે જેમ મનુષ્ય કર્મવડે દેવત્વને પામે છે તેમ મોક્ષસાધનોનું કર્તા જીવ અનુષ્ઠાન કરે તો એ સાધનાનુષ્ઠાનના બલે એ કર્તા છતાં અકર્તૃત્વરૂપ મોક્ષને પામે, કારણ કે શાસ્ત્ર એમ કહે છે, તો એ માનવું પણ યોગ્ય નથી. કેમકે જે સાધનવડે સિદ્ધ થાય છે તે દેવત્વની માફક અનિત્ય જ હોય છે. તેથી અકર્તૃત્વરૂપ મોક્ષ સાધનવડે સિદ્ધ થતો હોય તો એ પણ અનિત્ય જ ઠરશે.

વળી શ્રુતિમાં તો એવું કહ્યું છે કે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત આત્માના પ્રતિપાદનથી મોક્ષની સિદ્ધિ થાય છે. આ કથન એકવાર કરવામાં આવ્યું નથી પણ એનો તો વારંવાર અભ્યાસ કરેલો છે. અભ્યસ્ત શ્રુતિઓ સ્તુતિરૂપ એટલે અર્થવાદ રૂપ લઈ શકાતી નથી. તેથી એ શ્રુતિને સત્યાર્થ બોધક શ્રુતિ જ લેવી ઘટે છે. હું કર્તા છું એ અનુભવસાથે એ શ્રુતિને વિરોધ નથી, કારણ કે કર્તૃત્વ સત્ય હોય કે મિથ્યા હોય, સ્વાભાવિક હોય કે ઔપાધિક હોય તોપણ હું કર્તા છું એવો અનુભવ સંસારી આત્માને થઇ શકે છે. તેથી આ અબાધિત શ્રુતિ છે. અને એ શ્રુતિનું પ્રતિપાદન તે કર્તૃત્વ સ્વાભાવિક, લેવાથી સત્ય ઠરતું નથી તેથી જીવનું કર્તૃત્વ સ્વાભાવિક નથી પણ ઔપાધિક છે અને આત્મા અસંગ છે એ શ્રુતિ જ સત્યાર્થને જણાવનારી તથા અબાધ્ય છે, આમ હોવાથી જ **ध्यायतीव लेलायतीव** જાણે ધ્યાન કરે છે, ચલન કરે છે ઇત્યાદિ શ્રુતિમાં **इव** (જાણે) પદ મુકવામાં આવ્યું છે. **आत्मेन्द्रिय मनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः**-ઇન્દ્રિય તથા મનથી સંયુક્ત આત્મા ભોક્તા છે એમ વિદ્વાન્ પુરુષો કહે છે-એ શ્રુતિ, ઇન્દ્રિયાદિ ઉપાધિવડે સંયુક્ત આત્માને ભોક્તૃત્વરૂપ વિશેષ દશાની પ્રાપ્તિ કહે છે અને કેવલ-ઉપાધિયુક્ત-આત્માને ભોક્તા સ્વીકારતી નથી. વળી તત્ત્વવિદ્ પુરુષો છે તેમનો અનુભવ પણ કર્તૃત્વનો બાધ કરે છે. એ તત્ત્વવિદ્ના અનુભવમાં પરબ્રહ્મથી અતિરિક્ત જીવ નામનો કોઇ કર્તા કે ભોક્તા નથી. શ્રુતિ પણ કહે છે કે **नान्योऽतोऽस्ति द्रष्टा**-આ પરબ્રહ્મથી અતિરિક્ત કોઇ દ્રષ્ટા નથી.

અહિં પૂર્વપક્ષી એવું કહેશે કે પરબ્રહ્મથી અતિરિક્ત કર્તા વા ભોક્તા જો જીવ નથી એમ કહેવામાં આવે છે, પરબ્રહ્મથી ભિન્ન બુદ્ધિ આદિથી અતિરિક્ત કોઈ કર્તૃત્વ ભોક્તૃત્વવાળો જીવ નથી એમ કહેવામાં આવે છે તો પરમાત્મા પોતે જ સંસારી, કર્તા તથા ભોક્તા

છે એ પ્રાપ્ત થશે. આમ કહેવામાં આવે તો એ યોગ્ય નથી. શ્રુતિ પરમાત્માને સંસારી ઠેરવનારી નથી. કારણ કે એ જ્ઞાન પ્રથમ તો મિથ્યાજ્ઞાન છે અને વળી એનાથી કોઈ પુરુષાર્થની સિદ્ધિ નથી. તેથી ઉપર પ્રમાણે શ્રુતિ પ્રતિપાદન કરી એવું જણાવે છે કે કર્તૃત્વ અને ભોક્તૃત્વ એ અવિદ્યાથી ઉત્પન્ન થાય છે અને એ વાસ્તવિક કે સ્વાભાવિક જીવમાં પણ નથી. આમ હોવાથી જ ઇતર શ્રુતિ સ્પષ્ટપણે કહે છે કે **यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति.** દ્વૈત વસ્તુતઃ છે જ નહિ, પણ જ્યારે દ્વૈતના જેવું ભાન થાય છે ત્યારે એક બીજાને જાણે છે, આ પ્રમાણે અવિદ્યાવસ્થારૂપ દ્વૈતદશામાં કર્તૃત્વ ભોક્તૃત્વ જણાવી વિદ્યાદશામાં એનો નિષેધ કરતાં શ્રુતિ કહે છે કે **यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत् केन कं पश्येत्**–જે વિદ્યાદશામાં આ જ્ઞાનીને સર્વ આત્મા જ થઈ રહે છે તેમાં કોણ કોને જાણે ?

વળી જેમ આકાશમાં ઉડતા શ્યેનને શ્રમ થાય છે તેમ સ્વપ્ન અને જાગરિત દશામાં બુદ્ધિરૂપ ઉપાધિના સંસર્ગને લીધે જીવાત્માને શ્રમ થાય છે એમ કહીને, સુષુપ્તિદશામાં કે જ્યારે પ્રાજ્ઞાત્માસાથે જીવ સંબદ્ધ થઈ રહે છે ત્યારે એ શ્રમ થતો નથી એમ શ્રુતિ કહે છે અર્થાત્ બુદ્ધિરૂપ ઉપાધિનો જીવાત્માને સ્વપ્ન તથા જાગરિતમાં સંસર્ગ રહે છે ત્યારે કર્તૃત્વાદિરૂપ શ્રમ થાય છે અને સુષુપ્તિમાં એ સંસર્ગ રહેતો નથી ત્યારે એ શ્રમ પણ હોતો નથી અને શ્રુતિ કહે છે. આમ હોવાથી જ **तद्वा अस्यै तदा प्तकाममात्मकाम मम कामं रूपं शोकान्तरम्**–આ આત્માનું એ આપ્તકામ, આત્મકામ તથા અકામ એવું શોક એટલે દુઃખથી અસંસૃષ્ટ સ્વરૂપ છે–એમ આરંભી **एषास्य परमा गतिरेषास्य परमा संपदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्दः**–આ જ એ જીવાત્માની પરમગતિ છે, એ જ પરમ સંપત્તિ છે, એ જ પરમ લોક છે અને એ જ પરમાનંદ છે–એમ ઉપસંહાર કરવામાં આવ્યો છે.

આ અર્થ શ્રી સૂત્રકારે આ **यथा च तक्षोभयथा** એ સૂત્રમાં કહ્યો છે, આ સૂત્રમાં **तु** ના અર્થમાં **च** વાપરેલો છે. આ સૂત્રમાં એ કહ્યું કે જેમ અગ્નિમાં ઉષ્ણતા સ્વાભાવિક છે તેમ જીવાત્મામાં કર્તૃત્વ સ્વાભાવિક છે એમ નહિ માનવું; પણ લોકમાં જેમ વાંસલો, ફરસી આદિ કરણોને હાથમાં લઇ સુથાર વ્યાપારવાળો થાય છે ત્યારે તે કર્તા તથા દુઃખી થાય છે અને એ જ સુથાર જ્યારે પાછો સ્વગૃહે જાય છે તથા હથિઆરોને મુકી દે છે ત્યારે સ્વસ્થ, નિવૃત્તિવાળો તથા નિર્વ્યાપાર થઇ સુખી, સ્થિત થાય છે તે જ પ્રમાણે અવિદ્યાથી પ્રતીત થતા દ્વૈતના સંસર્ગવાળો થયેલો જીવાત્મા સ્વપ્ન તથા જાગરિત દશામાં કર્તા તથા દુઃખી થઈ રહે છે અને જ્યારે એ શ્રમને દૂર કરવા સ્વસ્વરૂપરૂપ પરબ્રહ્મમાં એ જીવ સુષુપ્તિમાં પ્રવેશે છે ત્યારે કાર્યકરણના સંઘાતવિનાનો એ જીવ સ્વભાવસિદ્ધ અકર્તૃત્વવાળો તથા સુખી સ્થિત થાય છે. આ જ પ્રમાણે મોક્ષ દશામાં પણ વિદ્યારૂપ પ્રદીપવડે અવિદ્યારૂપ અંધકારને નાશ કરી આત્મા કેવલ નિવૃત્ત થઇ સુખી સ્થિત થાય છે.

આ સૂત્રમાં તક્ષા ( સુથાર )નો દૃષ્ટાન્ત આપ્યો છે તે આટલા અંશમાં જ છે કે જેમ વ્હેરવું, છોલવું ઇત્યાદિ વ્યાપારોમાં વાંસલો આદિ હથીયારના સંબંધથી જ સુથાર કર્તા થઇ રહે છે, અને પોતાના શરીરરૂપે-તો અકર્તા છે, તેમ આ આત્મા પણ મન આદિ કરણોના ઉપાધિના સંબંધથી જ સર્વ વ્યાપારોમાં કર્તા થઇ રહે છે અને સ્વસ્વ-

રૂપે તો અકર્તા જ છે. સુથારને જેમ હસ્તપાદાદિ અવયવો હોય છે કે જેનાવડે એ વાંસલો આદિ હથીઆરોનું ગ્રહણ કરે છે કે એને મુકી દે છે તે પ્રમાણે આત્માના કોઈ અવયવો નથી કે જેનાવડે એ મન આદિ કરણોનું ગ્રહણ વા ન્યાસ કરી શકે. તેથી આ તક્ષાનો દૃષ્ટાન્ત ઉપરના અંશમાં જ લેવાય તેમ છે.

પૂર્વપક્ષીએ જે કહ્યું હતું કે શાસ્ત્રનું અર્થવ તત્ત્વ આદિ જે હેતુઓ આત્માનું કર્તૃત્વ કહે છે તે જ આત્માનું કર્તૃત્વ સ્વાભાવિક છે અને ઉપાધિકૃત નથી એ પણ સૂચવે છે, તે સાચું નથી. કારણ કે જે યજ્ઞયાગાદિ વિધિને પ્રતિપાદન કરનાર વિધિશાસ્ત્ર છે તે યથાપ્રાપ્ત કર્તૃત્વનો અનુવાદ કદી કર્તવ્યવિશેષનો ઉપદેશ કરે છે અને આત્માના કર્તૃત્વના પ્રતિપાદનમાં તાત્પર્યવાળું નથી. જે કર્તૃત્વનો અનુવાદ કરવામાં આવે છે તે સ્વાભાવિક નથી જ કેમકે સ્વરૂપ પ્રતિપાદન કરનાર શ્રુતિ એ આત્માને બ્રહ્મરૂપ, અકર્તૃ અભોક્તૃ જે બ્રહ્મ તત્ત્વ તે રૂપ ઉપદેશ કરે છે. તેથી અવિદ્યાકૃત જે કર્તૃત્વ તેનો અનુવાદ કરી વિધિશાસ્ત્ર પ્રવર્તેલું છે. **कर्ता विज्ञानात्मा पुरुषः**-સંસારી વિજ્ઞાનાત્મા કર્તા છે-એ આદિ પ્રકારનાં વચનો પણ અનુવાદાત્મક અર્થવાદરૂપ હોવાથી યથાપ્રાપ્ત અવિદ્યાકૃત કર્તૃત્વનો અનુવાદ કરે છે. આ સમાધાનથી વિહાર તથા ઉપાદાનરૂપ બે હેતુઓ પૂર્વે આપેલા તેનો પણ પરિહાર થઈ જાય છે, કેમકે તે પણ અનુવાદમાત્રરૂપ છે.

અહિં એવી શંકા થશે કે સન્ધ્ય સ્થાનમાં (સ્વપ્ન દશામાં) જ્યારે કરણો પ્રસુપ્ત થઇ ગયાં હોય છે ત્યારે જીવાત્મા યથેષ્ટપણે શરીરમાં મ્હાલે છે એ શ્રુતિમાં કરણવિરહિત જીવાત્માનો વિહાર કહ્યો છે અને તેથી તે કેવલ આત્માનું કર્તૃત્વ જણાવે છે. આ જ પ્રમાણે **तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय**-એ શ્રુતિમાં **विज्ञानेन** એ તૃતીયાંત છે અને **विज्ञानम्** એ દ્વિતીયાન્ત છે. તૃતીય વિભક્તિ કરણ બતાવે છે અને દ્વિતીયા કર્મ બતાવે છે. તેથી અહિં કરણોનો નિર્દેશ કર્મવિભક્તિ તથા કરણવિભક્તિમાં કર્યો છે અને એથી અતિરિક્ત જે જીવાત્મા તે આદાનક્રિયાનો કર્તા કહ્યો છે. હવે જો કેવલાત્મા એ આદાનક્રિયાનો કર્તા નહિ હોય અને કરણવિશિષ્ટઆત્મામાં એ કર્તૃત્વ હોય તો એ કર્તારૂપ આત્માની અંતર કરણ પણ આવી જશે અને તેથી તે કર્તારૂપ થતાં તેનો કરણ તથા કર્મ દર્શાવનાર વિભક્તિવડે નિર્દેશ કેવી રીતે કરાય? તેથી આ શ્રુતિવડે આત્માનું સ્વાભાવિક કર્તૃત્વ જણાય છે.

આ શંકા પ્રાપ્ત થતાં તેનું ઉત્તર આ પ્રમાણેઃ સ્વપ્નદશામાં જે ઈન્દ્રિયો પ્રસુપ્ત થઈ જાય છે અને આત્મા વિહરે છે એમ કહ્યું તે પરથી કેવલ આત્માનો એ વિહાર છે એમ અર્થ નીકળતો નથી. કારણ કે સ્વપ્ન દશામાં બાહ્ય કરણો પ્રસુપ્ત થઇ જાય છે પણ આંતર ઈન્દ્રિય પ્રસુપ્ત થતી નથી. શ્રુતિ પોતે જ જણાવે છે કે **सधीः स्वप्नो भूत्वेमं लोकमतिक्रामति**-આત્મા બુદ્ધિસહિત જ રહી ઇત્યાદિ તેથી સ્વપ્નમાં બુદ્ધિનો સંબંધ છુટતો નથી અને જીવાત્મા કેવળ થતો નથી. સ્મૃતિ પણ જણાવે છે કે **इन्द्रियाणामुपरमे मनोऽनुपरतं यदि। सेवते विषयानेव तद्विद्यात् स्वप्नदर्शनम्॥** બાહ્ય ઇન્દ્રિયોનો ઉપરમ થાય છે અને મન ઉપરામ ન પામી જે દશામાં વિષયોનું સેવન થાય છે તે દશા તે સ્વપ્નદશા જાણવી. શ્રુતિ કહે છે કે **कामाद्यश्च मनसो वृत्तयः**-કામાદિ મનની વૃત્તિઓ છે અને એ સ્વપ્નમાં સ્પષ્ટ દેખાય છે. તેથી મનબુદ્ધિસહિત જ સ્વપ્નમાં જી-

વાત્મા વિહાર કરે છે. અને કેવલ આત્માનો વિહાર નથી. આ સાથે એ વિહાર કેવલ આત્માનો છે એમ તકરાર ખાતર સ્વીકારીએ તોપણ એ વિહાર વાસનામય વિહાર જ છે અને વાસ્તવિક નથી. આમ હોવાથી જે **उतेव स्त्रीभिः सह मोदमानो, जक्षदुतेवाऽपि भयानि पश्यन्**-જાણે સ્ત્રીસાથે રમણ કરે છે, જાણે ભોગ ભોગવે છે, જાણે ભય જુએ છે ઇત્યાદિ સર્વત્ર સ્વપ્ન વ્યાપારનું વર્ણન કરતાં શ્રુતિ "**इव**"-જાણે-એવા પદ સાથે વિહારનું પ્રતિપાદન કરે છે. લૈકિક પુરુષો પણ હું જાણે પર્વતના શિખરપર ચઢ્યો, વનરાજિ જાણે મેં જોઈ ઇત્યાદિ પ્રકારે જ સ્વપ્નના અનુભવનું વર્ણન કરે છે. તેથી કેવલ આત્માનો એ વિહાર લઈએ તોપણ એ વિહાર પારમાર્થિક નથી, મિથ્યા છે તેથી એનું કર્તૃત્વ પણ મિથ્યા જ ઠરે છે. ખરૂં જોતાં તો એ વિહાર કેવળ આત્માનો છે જ નહિ એ ઉપર કહી ગયા છીએ. તેથી આ શંકાને અવકાશ રહેતો નથી. (અપૂર્ણ.)

# केटलाक अधिक उत्तम मार्गो.

**આનંદમય પ્રદેશમાં નિવાસ કરો.** તમારી આસપાસ કોઈ જૂદી જ જાતનું વાતાવરણ રચાયું હોય અને તેથી તેવા આનંદમય પ્રદેશને તો માત્ર તમારી કલ્પનામાં જ તમે પ્રકટાવી શકો એમ હોય તો તેમ કરીને પણ એ જ પ્રદેશમાં રહેો. તમારી કલ્પનામાં પ્રકટાવેલો એ પ્રદેશ તમારે માટે સત્ય પ્રદેશરૂપ જ છે એમ જાણજો. અને તેટલો સત્યરૂપ, જાણીને પછી તેમાં ઠરી બેસો. સુખી થવાનો જ નિશ્ચય રાખો,-ગમે તે આવી મળે વા ગમે તેવી સ્થિતિમાં તમે મૂકાઓ તો પણ સુખનો જ અનુભવ કરવાનો નિશ્ચય રાખો. સુખવિના બીજા કશાનું ભાન ન રાખવું એ ભાવને વૃત્તિમાં નિરંતર આરૂઢ રાખો. પ્રત્યેક વસ્તુને આનંદરૂપ જાણો. સર્વ પ્રસંગમાં આનંદસંહિત ભળો, અને સર્વ કાંઈ તમને આનંદ જ પ્રકટાવશે એ પ્રકારે ધારણા રાખો.

આ પ્રકારના આનંદમય પ્રદેશને તમારી કલ્પનાસૃષ્ટિમાં રચવાથી, પ્રસન્નતાના સ્વભાવને તમારામાં પ્રકટાવવાના કારણનો તમે વિકાસ કરો છો, અને આનંદપૂર્વક પ્રત્યેક પ્રસંગમાં ભળવાથી, તમે ક્રમે ક્રમે એવા પ્રસંગો, સ્થિતિ વા વસ્તુઓને મેળવશો કે જે આનંદ પ્રકટાવનાર થઈ પડે.

સજાતીય સજાતીયને આકર્ષે છે. અધિક પ્રસન્નતા અધિકતર પ્રસન્નતાને પ્રકટાવે છે. તેમ અત્યંત સુખમય અવસ્થાનો અનુભવ કરનાર અંતઃકરણ પરમ આનંદમય પ્રસંગોનો જ અનુભવ કર્યા કરે છે, અને જે પ્રસંગ તેને પ્રાપ્ત થાય છે તેમાંથી તે પરમ આનંદને જ ગ્રહણ કરે છે.

તેમાં જ્યારે અપવાદરૂપ પ્રસંગ બને, ત્યારે તેના પ્રતિ અલક્ષ કરીને તમારી ચિત્તવૃત્તિથી તેને દૂર કરી નાંખજો, કેમકે તેના પ્રતિ લક્ષ આપવાની તમારે અગત્ય નથી. તમારે માત્ર સુખમય પ્રસંગોમાં જ ભળવા-ઓતપ્રોત-થવા ઇચ્છા છે, તેથી તે શિવાયના બીજા પ્રસંગોમાં તમારે ઓતપ્રોત થવાની કશી જ જરૂર નથી અને તેવા પ્રસંગોમાં જે-

ટલા અંશમાં તમારે ભળવું પડે તેટલા અંશમાં પણ તે પ્રસંગમાં જે કંઇ હિતરૂપ હોય તેનાજ ચિંતનમાં વૃત્તિ રાખવાથી તમારા આંતર આનંદની ન્યૂનતા થવાનો પ્રસંગ નહિ આવે.

એ એક સાચી જ વાર્તા છે કે જે જે અપ્રસન્નતાજનક પ્રસંગો હોય તેમાં વૃત્તિથી બને તેટલા ઓછા ભળવાથી જીવનમાં ઓછી અપ્રસન્નતા પ્રકટે છે. બહારથી સર્વ પ્રસંગોમાં ભળવા છતાં અંતરથી તેનો સ્પર્શ ન કરવાથી એ અંતર એ પ્રસંગના રંગથી રંગાતું નથી.

પ્રતિકૂલનું જ ચિંતન અને શોધ કરનાર મનુષ્યને ડગલે અને પગલે પ્રતિકૂલતાનું જ ભાન થાય છે. જે મનુષ્ય પ્રતિકૂલતાને જ ઘણા સ્થળે હોવાનું ધારે છે, તેને સર્વ સ્થળેથી તે જ જડી આવે છે. એથી ઉલટું જે મનુષ્ય જ્યાં ત્યાંથી આનંદ અને સુખની જ આશા રાખ્યા કરે છે, તેને તે વિના બીજું ભાગ્યે જ જડી આવે છે. મનુષ્ય જેનું અધિક ચિંતન કરે છે તેને જ તે પોતાના પ્રતિ આકર્ષે છે.

પ્રસન્નતાજેવું બીજું એક પણ ઉત્તમ ઔષધ નથી. તેમાં પણ મુખ્યત્વે કરીને પચન ક્રિયામાં અને અભિસરણ ( circulation ) માં તેના જેવું બીજું એક પણ ઔષધ નથી. તમારા અંતઃકરણને આનંદથી અખંડ પરિપૂર્ણ અને પ્રફુલ્લ રાખો, અને તમારા શરીરમાં રુધિરાદિનું અભિસરણ--ગતિ--શરીરની પ્રત્યેક શિરા વગેરેમાં બહુ ઉત્તમ પ્રકારે થશે.

પૂર્ણ આરોગ્યનું, શરીરમાં બલવાળું અને જોઇએ તેટલા પ્રમાણવાળું અભિસરણ, એ એક મુખ્ય લક્ષણ છે. અને તે આવી સુગમ રીતે મળતું હોવાથી પ્રત્યેક મનુષ્ય પૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરી શકે એમ છે.

આરોગ્યનું બીજું મુખ્ય લક્ષણ ઉત્તમ પ્રકારની પચનશક્તિ છે. અને એ સ્મરણમાં રાખવું સારૂં છે કે જ્યાં સુધી તમે પૂર્ણ પ્રકાશ-પ્રસન્નતા-અને સુખનું ભાન કરો છો, ત્યાં સુધી તમે લગભગ બધું જ પચાવી શકો છો.

આનંદનું મોટામાં મોટું મહત્ત્વ અથવા મૂલ્ય, તેની મનઉપર થતી અસરને લીધે છે. જેમ સૂર્યપ્રકાશ પુષ્પને વિકસાવે છે એ જ પ્રમાણે મનની વિવિધ શક્તિઓ તથા બુદ્ધિ આદિનો તેવી જ રીતે વિકાસ પમાડવાનું આનંદમાં સામર્થ્ય રહેલું છે.

એ એક જાણીતી વાર્તા છે કે જે અંતઃકરણ અત્યંત ઉચ્ચ આનંદથી પરિપૂર્ણ હોય છે તે અંતઃકરણ અત્યંત તેજસ્વી હોય છે. જ્યારે તમે મનની અત્યંત ઉચ્ચ અથવા પ્રકાશિત કક્ષામાં હો છો ત્યારે સર્વોત્તમ વિચારો તમારામાં પ્રકટે છે. તેથી જેમણે સુધરવું છે અને ઉચ્ચ પ્રકારના માનસ સામર્થ્યને પ્રાપ્ત કરવું છે તેમણે પ્રસન્નતાને ધારણ કરવી એ અત્યંત અગત્યનું છે.

દબાયેલું અંતઃકરણ હમેશાં દુર્બલ તેમ ઝાંખું હોય છે. અને કશાને વિસ્પષ્ટ રીતે જોઈ શકતું નથી. જ્યારે પ્રસન્ન અંતઃકરણ કંઈ પણ જ્ઞાનને અત્યંત ત્વરાથી ગ્રહણ કરે છે, અધિક સરળતાથી સ્મરણમાં રાખી શકે છે, અને અધિક પૂર્ણપણે સમજી શકે છે.

આ ઉપરથી એમ સમજી બેસવાનું નથી કે સૂક્ષ્મ બુદ્ધિને પ્રકટાવવાને માટે પ્રસન્નતા એ એક જ સાધન છે. બીજા માનસ ગુણો તથા માનસ સામર્થ્યોની તેમાં અગત્ય છે. તેમ છતાં મનની પ્રસન્નતાવિના તેમાં રહેલું બીજું સામર્થ્ય તેમ તેના ગુણો બહાર

યથાવત્ પ્રકાશમાં આવી શકતા નથી. તેથી મનની પ્રસન્નતા એમાં પણ કાંઈ ઓછી અગત્યની નથી.

જો કે ઉખર ભૂમિમાંથી પાક ઉપજાવવાને ગમે તેવો બલવાન્ તાપ પણ નિષ્ફળ જાય છે, તેમ છતાં અત્યંત ફલદ્રુપ જમીનઉપર જો તે પ્રકાશ નથી પડતો તો તે પણ તેવી જ રીતે પાક પ્રકટાવ્યા વિનાની પડી રહે છે.

જગતમાં એવાં હજારો ફલદ્રુપ અંતઃકરણો છે કે જે લગભગ સંપૂર્ણ અંશે પાક ઉપજાવવાને સમર્થ છે, તેમ છતાં તેમાં માનસ પ્રકાશ-પ્રસન્નતા-ન હોવાથી કેવલ ઉકરડાની અવસ્થા ભોગવતાં હોય છે. જો તેઓ વાસ્તવ તથા ઉત્તમ મનની પ્રભાને કેળવે. તો તેમની મનોભૂમિ આશ્ચર્યજનક વિચારાદિનો પાક તત્કાળ પ્રકટાવવા માંડે.

આમ્રવૃક્ષને કેરી જેમ શોભારૂપ છે તેવી રીતે તેજસ્વી ભાવનાઓ અથવા લક્ષ્યો એ મહાન્ અને વિજયી જીવનને શોભારૂપ છે. પ્રત્યેક મનુષ્ય પોતાની માનસિક શક્તિનો વિકાસ કરીને તથા મનની પ્રભારૂપ જે પ્રસન્નતા તેને કેળવીને તેજસ્વી ભાવનાઓ અથવા લક્ષ્યો પ્રકટાવી શકે છે.

પ્રસન્નતા શરીરને ઉત્તમ પ્રકારની સ્થિતિમાં રાખે છે અને મનના ગર્ભ ભાગમાં જે કંઇ સર્વોત્તમ છે, તેને બહાર લાવે છે.

આપણામાં પ્રસન્નતા પ્રકટાવવાને માટે આપણે જાણવું જોઇએ કે પ્રસન્નતા એ અંતરાત્મામાંથી પ્રકટે છે, અને કેવળ આસપાસના સંજોગો અથવા સ્થિતિઓઉપર જ તેનો આધાર રહેલો નથી. કેમકે ખરૂં જોતાં તેવા સંજોગો અથવા સ્થિતિઓ પ્રસન્નતા પ્રકટાવવામાં મૂલ કારણરૂપ નથી. તેથી પ્રથમ કલ્પનામાં આનંદને પ્રકટાવવો એ સઉથી અગત્યનું છે. તમે ધારી શકો અથવા તમારી કલ્પનામાં આવી શકે એવી જીવનની સર્વોત્તમ અવસ્થાનું એક ચિત્ર તમારા મનમાં રચો, અને સર્વ સમયે મનઉપર આનંદના જ બલવાન્ અને બલવાન્ સંસ્કાર પાડ્યા કરો. આનંદનો જ અનુભવ કરો, આનંદનું જ ચિંતન કરો. જ્યાં સુધી તમારા પોતાના અંતરમાં જ સ્વાભાવિક આનંદની ઊર્મિ ઉઠે નહિ ત્યાં સુધી આનંદનું તમારા અંતરમાં ભાન રાખ્યા કરો, આનંદનું જ ચિંતન કરો તથા શરીર અને મનની પ્રત્યેક ક્રિયા એવા પ્રકારની કરો કે જે આનંદની લહરિઓ ઉપજાવ્યા કરે. જ્યારે એ પ્રકારની સિદ્ધિ થશે ત્યારે પ્રસન્નતા અને અંતરનો પ્રકાશ એ તમારા એક વિભાગરૂપે જ થઈ રહેશે.

* * * *

**માત્ર વર્તમાન સમયમાં જ રહ્યા કરો,** અને એ અખંડિત તથા સમર્થ એવા વર્તમાન સમયને બને તેટલો પૂર્ણ કરવાનો પ્રયત્ન કરો.

જે કંઈ આપણે વર્તમાન સમયમાં કરીએ છીએ તે જ ખરેખરા ઉપયોગનું છે, કેમકે જે ભૂતકાલ છે તે તો વ્યતીત થઈ જ ગયો છે અને ભવિષ્ય કાલ એવો નથી કે જેના ઉપર આપણે હાલ કંઇ પણ ક્રિયા કરી શકીએ.

જે કંઇ હાલ તમને હસ્તગત છે, તેમાં જ તમારા સમયને, બુદ્ધિને અને સામર્થ્યને રોકો. તેમ કરવાથી તમે જે કરવા ધારતા હશો તે કરી શકશો. એમ કરવાથી તમારે અમુક કરવાની ધારણા છે એવા વિચારમાં તમારો સમય તમે ગાળવાના નહિ, પણ હાલ જે કંઈ તમે કરી શકો એમ છે તેમાં જ તમારા સમગ્ર બળનો ઉપયોગ કરવાના. એનો પરિણામ સર્વોત્તમ જ આવવાનો.

જે મનુષ્ય વર્તમાન સમયનો સદુપયોગ કરી પોતાનું કાર્ય કરે છે, તેને ભવિષ્યમાટે કદી ચિંતા થતી નથી, તેમ ભવિષ્યમાં તેને અધિક ચિંતાનો પ્રસંગ આવતો નથી કેમકે એવા મનુષ્યને યોગ્ય બદલો આપવાને માટે ભવિષ્યકાળપાસે ઉત્તમ પારિતોષિક છે.

ચિંતામાં લગભગ નેવું ટકા ચિંતા ભવિષ્યકાળની હોય છે. જો આપણે વર્તમાન સમયમાં જ પૂર્ણ રીતે રહેવાની કળા જાણીએ તો મોટે ભાગે તે ચિંતાઓ નિવૃત્ત થઈ જવાની.

જે કંઈ પ્રસંગો ભવિષ્યમાં આવવાના હોય તેનું ચિંતાગ્રસ્ત ચિત્તથી ચિંતન કરવાને બદલે આપણે આપણી સત્તા અને સામર્થ્યની વૃદ્ધિ કરવા ઉપર લક્ષ આપવાની જરૂર છે, જેથી કરીને ભવિષ્યમાં ગમે તે પ્રકારનો પ્રસંગ આવે તોપણ તેનો જય કરવાને આપણે સમર્થ થઇ રહીએ.

ભૂતકાલનો વિચાર કરી તે ઉપરથી વર્તમાન કાલનો નિર્ણય કરવો એ કંઈ બલવાન્ સિદ્ધાંત કે વિચાર નથી. કેમકે જો આપણે આપણો વિકાસ કરતા જ રહીએ છીએ તો પૂર્વના કરતાં વર્તમાન સમય ઘણા અંશે અને કેટલીક વખત સર્વાંશે જૂદી જ જાતનો થઇ રહેલો હોય છે, અને તેથી પૂર્વે જે કંઈ કઠિન કે અસંભવિત જણાયું હોય છે તે હાલ સરલ અને સંભવિત થઇ પડે છે.

પૂર્વે અમુક કાર્ય કરતી વખતે આમ કર્યું હતું માટે હાલ પણ એમ જ કરવું, તેમ અમુક કાર્ય કરતાં આવો પરિણામ આવ્યો હતો માટે હાલ પણ એમ જ આવશે એ અજ્ઞાનનું બંધન છે. અને તેથી વર્તમાન સમયમાં પ્રકટનાર ઉત્તમ ફળને પણ તે ઘણી વખત અટકાવી દે છે.

વર્તમાન સમયમાં આપણી અનુકૂલતા તથા સ્થિતિ આદિનો વિચાર કરીને વર્તમાન સમયસાથે કામ પાડવું. પૂર્વે અમુક કે આમ કર્યું હતું માટે તેમ જ કરવું એવો આગ્રહ રાખવાની કંઈ જરૂર નથી. વર્તમાન સમયમાં શું અગત્યનું છે અને વર્તમાન સમયની સ્થિતિમાં તે કેવી રીતે થઈ શકે તેનો વિચાર કરતાં જેમ સ્ફુરે તેમ કરો. વર્તમાન સમયમાં શું કર્તવ્ય છે તેનું નિરાકરણ કરવાને માટે તમને હાલ પૂરેપૂરું જ્ઞાન છે. અને તે જ્ઞાનનો જો આપણે પૂર્ણપણે ઉપયોગ કરીએ તો હાલના સમયમાં થઈ શકે એવું સારામાં સારૂં કાર્ય કરી શકીએ.

જે મનુષ્ય વર્તમાનમાં જ રહે છે તે મનુષ્ય દીર્ઘજીવન, સુખી જીવન અને અધિક ઉપયોગી જીવન ગાળે છે. અને આ કેવળ સ્વાભાવિક છે, કેમકે તે મનુષ્ય ભૂત કે ભવિષ્યના ચિંતનમાં પોતાના બળનો ક્ષય કરવાનો નહિ પરંતુ જે તે હાલ જ કરવાનો હશે તેમાં જ તે પોતાનું સમગ્ર જીવન એકાગ્ર કરવાનો. તેનો આજનો દિવસ તેને સર્વો-

ત્તમ દિવસરૂપે થવાનો કેમકે તે પોતાના આજના જીવનમાં જ પોતાનામાં જે કંઈ સર્વોત્તમ છે તેનો ઉપયોગ કરવાનો અને જે મનુષ્ય આજે સર્વોત્તમ થઈને સર્વોત્તમ કાર્ય કરે છે; તે આવતી કાલે એથી પણ અધિક ઉત્તમ થવાનો અને કાર્ય કરવાનો.

* * * * *

**કદાપિ ફરિઆદ* કે ટીકા કરતા નહિ તેમ જ કશાનો તિરસ્કાર કરતા નહિ,** પરતુ સર્વેની સાથે મનના અનુકૂળ ભાવથી હળીમળીને ચાલજો. જેની તેની ટીકા કરનાર મનુષ્યનું અંતઃકરણ પોતાનો જ વિનાશ કરનારૂં હોય છે. અને કાળે કરીને તે એટલું તો દુર્બલ પડી જાય છે કે પછી તે ટીકા કરવાને પણ સમર્થ રહેતું નથી.

પ્રત્યેક વસ્તુના સંબંધમાં કંઇને કંઈ ફરીયાદ કરવી એ પ્રત્યેક વસ્તુની હલકી બાજુનું ચિંતન કરવા સરખું છે, અને તે પ્રમાણે કરીને મનઉપર હલકાપણાની જ છાપ પાડવા તુલ્ય છે. આ પ્રકારની ક્રિયા વિચારની પ્રણાલિકાને સમગ્ર અંશે હલકા પ્રકારની કરી મૂકવાની, અને તેના પરિણામમાં મનુષ્યની સર્વ અંશથી અવનતિનો જ આરંભ થવાનો.

કોઈ પણ બાબતની ફરીઆદ કરવાનું એકદમ બંધ કરી દો. ફરીઆદ કર કર કરવાથી જે કંઈ અયોગ વા પ્રતિકૂલ છે તે કદાપિ યોગ્ય કે અનુકૂલ થતું નથી, અને થવાનું પણ નથી. ફરીઆદો કર્યા કરવાથી કદાચ કંઈક ફળ પ્રાપ્ત થતું જણાય, તો તે એકાદ બાબતમાં અલ્પ સમયને માટે જ કંઈક લાભ પ્રાપ્ત થતો દેખાય, પરંતુ બીજી અનેક બાબતોમાં કાયમને માટે હાનિ જ થતી જાય છે. અને તે ઉપરાંત વધારામાં તમારા અંતઃકરણને જે હાનિ થાય છે તે તો જૂદી જ.

સત્ય વાર્તા એ છે કે જેમ જેમ તમે અધિક ફરીઆદો કર્યા કરો છો તેમ તેમ તમારા સંબંધની દરેક બાબત વધારે બગડતી જાય છે. અને આજે જે કંઈ આવી મળે તેના ઉપર જેમ વધારે ટીકા કરો છો તેમ આવતી કાલે આવી મળનાર વસ્તુઓ આજના કરતાં પણ વધારે ખરાબ આવી મળવાની.

જેને તેને માટે ફરીઆદ કર્યા કરવાના સ્વભાવવાળું મન સામાન્ય અને ક્ષુદ્રને જ પોતાના પ્રતિ આકર્ષ્યા કરતું હોય છે, જ્યારે જેની તેની ટીકા કરવાનો તથા જેમાં તેમાં ચાંદું જોવાનો અભ્યાસ મનની સાક્ષાત્ અવનતિ કરે છે.

આ સંબંધમાં એ એક વાર્તા લક્ષમાં રાખવી કે ટીકા કરવાની વૃત્તિ અને હંસવૃત્તિ અર્થાત્ સદસદ્વિવેક--ખરાખોટાનો નિર્ણય કરવાની વૃત્તિ એ બેમાં અત્યંત ભેદ છે.

જ્યારે કોઈ પણ વસ્તુ યોગ્ય ન જણાય તો જરૂર પડયે તેવું કહેવામાં ખાસ વિરોધ નથી, પરંતુ મનની મલિનતાપૂર્વક અથવા મનના દ્વેષપૂર્વક તેને તે પ્રકારે કહેવું જોઇએ નહિ. જે સત્ય છે તેને દૃઢતાપૂર્વક કથન કરવું પરંતુ તે અત્યંત શાંતિથી, નમ્રતાથી અને તેના પ્રતિ તિરસ્કાર કે અભાવનું લેશ પણ ભાન કરાવ્યા વિના કથન કરવું.

કાળા અને ધોળાનો વિવેક કરી બતાવો, તેનો ભેદ દર્શાવો અને જે કંઇ સત્ય છે તેનું કથન કરો, પરંતુ તેમ કરતાં તમારે તમારામાં કશો ફેરફાર કરવાની અગત્ય નથી.

જે કંઈ આપણે પ્રતિપાદન કરીએ છીએ તે અગત્યનું હોય છે એ ખરી વાત છે,

પરંતુ જે શૈલિથી આપણે કોઇ પણ વસ્તુનું પ્રતિપાદન કરીએ છીએ તેમાં તે શૈલિ અધિક અગત્યનો ભાગ ભજવે છે, તેથી તે શૈલિ કેવા પ્રકારની છે એ જોવું વધારે અગત્યનું છે. કોઇ સત્યને પણ એવા રૂપમાં કથન કરી શકાય કે જે અન્યની લાગણી દુઃખવે, ગ્લાનિ ઉપજાવે, અને હાનિ પ્રકટાવે. આ પ્રકારના કથનને યોગ્ય પ્રકારનું કથન કહી શકાશે નહિ. તે અયોગ્ય પ્રણાલિકામાં વહેતું સત્ય છે—ઉન્માર્ગગામી સત્ય છે, અને તેથી અપ્રિય પરિણામ પ્રકટાવે તેવું છે.

મિત્રભાવ અથવા એવા જ કોઈ સદ્ભાવથી કોઇ વસ્તુની માગણી કરવી, અથવા આપણી અગત્યનું કથન કરવું એ કંઈ ફરીઆદ નથી, પરંતુ જ્યારે તમે કોઈ બાબતનો કકળાટ કરી મૂકો છો અથવા રડગાણાં ગા ગા કરો છો તો તેવી ફરીઆદ, જેના જેના સંબંધમાં તમે આવો છો તેનામાં તમારે માટે અયોગ્ય અને અપ્રિય છાપ પાડે છે, અને તેમ થવાથી તમને પોતાને જ હાનિ થાય છે.

કોઇની ટીકા કરવી કે કોઈ બાબતની ફરીઆદ કરવી તેના કરતાં વિશ્વાસ, શ્રદ્ધા આદિનું લોકોને દિગ્દર્શન કરાવવું, અને લોકમાં આપણો વિશ્વાસ છે એ ભાવ પ્રદર્શિત કરવો એ વધારે સારૂં છે, કેમકે મનુષ્યોમાં જ્યારે આપણી શ્રદ્ધા પ્રકટે છે ત્યારે આપણે એવા મનુષ્યોનું આકર્ષણ કરી શકીએ છીએ કે જેઓ આપણા હૃદયને ઓળખી તેને જ અનુસરનારા હોય છે, અને જેવી રીતે આપણે ઇચ્છીએ તેવી રીતે તેઓ આપણું કાર્ય કરવાને માટે તત્પર હોય છે, તથા તે પ્રકારે અત્યંત કુશલતાથી કરી શકે છે.

સર્વ કાંઈ ખરાબ છે, 'ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોય જ,' એવા પ્રકારની જ્યારે ત્યારે ફરીઆદો કરવા કરતાં સર્વ કંઈ શુભ જ છે, અને તે હિતને અર્થે જ આવે છે, તથા પૂર્વે પણ એવું જ બન્યું છે એવા પ્રકારની દૃઢ અને સબલ શ્રદ્ધાને સેવવી એ એનાથી અત્યંત યોગ્ય છે. આમ કરવાથી આ વિશ્વમાં વ્યાપી રહેલા શુભને પ્રકટાવનાર જે જે કારણો વા નિયમો છે તેની સાથે આપણે એકતાપૂર્વક ભળી શકીએ છીએ.

આ કંઈ ગાંડા મગજની કલ્પના નથી તેમ આ માર્ગે જનારને તેના પરિણામી ફળનો લાભ લેવા માટે કંઇ લાંબો કાળ ગાળવો પડે તેમ પણ નથી. ફરીઆદ, ટીકા અને અશ્રદ્ધા કરવાના સ્વભાવને સ્થાને જે કાળે આપણે શ્રદ્ધાને સ્થાપીએ છીએ તે જ સમયથી વાતાવરણ બદલાવા માંડે છે, વસ્તુસ્થિતિમાં ફેરફાર થવા લાગે છે અને આપણા જગતમાં અધિક ઉત્તમ થવાના પ્રસંગો જ રચાવા માંડે છે, તથા આપણું જગત્ અનંત પ્રમાણમાં સર્વ રીતે સુધરવા માંડે છે.

* * * *

**પ્રત્યેક પ્રાપ્ત પ્રસંગનો સર્વોત્તમ ઉપયોગ કરો,** અને ઉત્તમ તકોવિના તમારા માર્ગમાં બીજું કંઈ નહિ આવે.

જે કોઈ મનુષ્ય સર્વ કાંઇ સર્વોત્તમ પ્રકારે કરે છે, તે સર્વમાંથી સર્વોત્તમને જ પોતાના પ્રતિ આકર્ષે છે. અને તેને સર્વોત્તમ આવી મળવાના અનેક પ્રસંગો ઉભા થાય છે.

કેટલાક પ્રસંગો એવા હોય છે કે જે ઉપરથી નકામા જેવા જ જણાય છે અને એવા પ્રસંગો વટાવતાં મનુષ્યોનો મોટો ભાગ એમ જ માને છે કે તે પોતાનો આટલો

સમય નકામો ગાળે છે. પરંતુ ગમે તેવો ક્ષુદ્રસરખો દેખાતો પ્રસંગ આવી મળે તોપણ જ્યારે તે મનુષ્ય એ પ્રસંગમાં આવી રહ્યો હોય તે વખતે જો તે પ્રસંગનો સર્વોત્તમ ઉપયોગ કરે છે તો તેમાંથી તે એવું સર્વોત્તમ જ કાંઇક મેળવે છે. વધારામાં તે સમયે જે અનુભવ થાય છે તે અત્યંત મૂલ્યવાન્ હોય છે. કેમકે સામાન્ય સરખા દેખાતા તે પ્રસંગનું સારા પ્રસંગમાં રૂપાંતર કરવાનો જ્યારે આપણે પ્રયત્ન કરીએ છીએ, ત્યારે આપણે સઘળી વતુઓને આપણા હિતનામાર્ગપ્રતિ વાળીએ છીએ.

પ્રત્યેક પ્રાપ્ત પ્રસંગનો જે મનુષ્ય સર્વોત્તમ ઉપયોગ કરે છે, તે મનુષ્ય પોતાના મનનો અત્યંત વિકાસ કરી શકે છે, અને પોતાના ચારિત્ર્યને બલવાન્ કરી મૂકે છે.

આવા મનુષ્યને પ્રત્યેક પ્રસંગ એક સુંદર તક ( Occasion ) રૂપ થઈ પડવાનો અને મનુષ્યને અનેક પ્રકારની તક પ્રાપ્ત કરી આપવામાં એ પ્રસંગ અત્યંત સહાય અર્પનાર થઇ પડવાનો. પરંતુ ટીપે ટીપે સરોવર ભરાય છે. તેમ નાની નાની તક મળતાં ધીમે ધીમે મોટી તક મળવાનો પણ પ્રસંગ આવે છે. અને તેમ થતાં આગળ વૃદ્ધિ, વિકાસ અને અખંડ ઉન્નતિ પ્રાપ્ત થયા કરે છે. યોગ્યના પ્રતિ યોગ્ય વસ્તુ આકર્ષાઈ આવે જ.

તમારા જીવનમાં કંઇક પણ ઉમેરો કરવાનું સામર્થ્ય પ્રત્યેક પ્રસંગમાં રહેલું છે, અને એ પ્રસંગ જે કંઈ તમને આપે છે તેનો જો તમે સર્વોત્તમ રીતે ઉપયોગ કરો છો તો તે તમારા જીવનમાં કંઇ પણ ઉપયોગી ઉમેરો–વૃદ્ધિ—કરે છે. આ પ્રકારની ક્રિયા તમારા જીવનબલની વૃદ્ધિ કરે છે. અને તેમ થતાં પૂર્વકરતાં વધારે ઉત્તમ પ્રસંગો અને અધિક મહાન્ તક તમને આવી મળે છે

તમારા જીવનમાર્ગમાં જે કંઇ પ્રસંગ આવે તેનો સર્વોત્તમ ઉપયોગ કરો, અને તેના પરિણામમાં વધારે ઉત્તમ વસ્તુઓ તમને અવશ્ય આવી મળશે. આ એક સિદ્ધ નિયમ છે. અને જે કોઈ એ નિયમને અનુસરે છે તેનું ભાવિ અધિક ઉદય પ્રાપ્ત કરે છે.

* * * *

**૬ શામાં વિરોધ ધરશો નહિ, કોઇને દ્રોહ કરશો નહિ.** વિચાર વાણી કે વર્તન કશાથી વિરોધ દર્શાવશો નહિ, પરંતુ અયોગ્યપ્રતિ સંમુખ થયા વિનાની, પણ શુભપ્રતિ ખાસ અધિક વલણવાળી સ્થિતિમાં રહો.

તમે તેના સંમુખ થાઓ છો તેને તમારૂં બળ આપો છો, અને એ રીતે જેનો વિનાશ કરવા ઇચ્છો છો તેને જ જીવન આપો છો. અશુભની સામા થવું એ અશુભની સત્તાને વધારવા સરખું છે. અને તેની જ સાથે શુભના સામર્થ્ય તથા જીવનને હરી લેવા સરખું છે.

વિરોધ દર્શાવનાર મન પોતાનામાં જ કટુતા પ્રકટાવે છે. અને તેથી તે મન પેલી અપ્રિય વસ્તુ જેવું અને પ્રસંગે તેથી પણ વધારે અરુચિકર થઈ પડે છે.

વિરોધ દર્શાવવાના અભ્યાસવાળું જીવન ગાળવાથી સમગ્ર શરીર અને મનમાં વિઘાતક ક્રિયાનો જ વ્યાપાર ચાલ્યા કરે છે. અને તેની જ સાથે બળનો પણ અખંડ ક્ષય થયા કરે છે. તેથી ગમે તેવો યોગ્ય વિરોધ હોય–વિરોધ પ્રકટાવવાનાં ગમે તેટલાં બળવાન્ કારણો હોય તોપણ આપણે તેને ધારણ કરવાની કશી જ અગત્ય નથી.

કેટલાક મનુષ્યોને અમુક બાબતોમાં, અમુક વિચારોમાં વિરોધ જ બતાવવાનો અભ્યાસ પડી ગયો હોય છે, તેમના અંતરથી જ તેમને તેમાં દઢ વિરોધ બંધાયો હોય છે. એ કંઇ સકારણ હોતો નથી. કેટલીક વખત તો પરાપૂર્વેથી ઉતરી આવેલો તે વિરોધ હોય છે. ગમે તે કારણથી પણ તે હોય છે ખરો, અને જળોની પેઠે તે મનુષ્યનું જીવનરક્ત પીધા કરતો હોય છે.

મનના સામર્થ્યને દુર્બળ કરીને આ ટેવ અનેક પ્રકારની હાનિ ઉપજાવે છે, અને તેથી પ્રત્યેકના જીવનનો તે ક્ષય કરે છે.

કોઈ પણ ધર્મ, મંતવ્ય, સિદ્ધાંત, સંસ્થા, મંડળ અથવા વ્યક્તિપ્રતિ વિરોધ ધરવાનું કશું જ પ્રયોજન નથી. એમ કરવાથી આપણને પોતાને જ હાનિ થાય છે, અને કોઇને પણ તેથી સહાય મળતી નથી.

સમગ્ર વિશ્વની સાથે મિત્રભાવથી જ વર્તો, અને વિશ્વનાપ્રાણીમાત્રપ્રતિ દયા વધાવો. અશુભ જ્યાં હોય ત્યાં જ તેને મરવા દો, અને શુભને જાગ્રત્ કરવાને-વધારવાને માટે જ તમે તો આગળને આગળ વધ્યા કરો. જ્યારે આપણે સઘળો સમય અને આપણું સઘળું ધ્યાન ઉચ્ચ શુભની પ્રાપ્તિમાં વાળીશું ત્યારે જ અશુભ વિલાઈ જશે.

પ્રજાની જો તમારે સેવા કરવી હોય તો મિથ્યા વાદ વિવાદમાં ઉતરશો નહિ. પણ જેનો તમે સર્વોત્તમરૂપે જાણતા હો તેનાથી તમારૂં જીવન ઓતપ્રોત કરી મૂકો—એ રૂપે રહો—તમારા એ સિદ્ધાંતના તમે જ્વલંત દષ્ટાન્તરૂપ બનો. અને તેમ થતાં પ્રજાનું તમે અધિક હિત કરશો.

---

## ब्रह्मदर्शन.

પદ. ( શીપ નામું, શીપ નામું, એ લય. )

બ્રહ્મ ભાળું, બ્રહ્મ ભાળું;
સુખમય, ચિતિમય, વિભુમય, શુભમય, સન્મય,
સકલ અકલમય, દ્યુતિમય;—
આરંભે કરી ઉર પ્રતીતિ,
વિસ્તૃતતા ક્રમથી વાધી અતિ,
જેનો પરિણામે આદિ ઇતિ,—
લહી ન શકતાં, થઇ રહું તન્મય;—

# उपनिषदू आख्यानमाला.

( द्वितीयगाथा. )

## ईश्वरमहिमा अथवा उमाहैमवती.

વસ્તુસત્ય અથવા પરમાર્થ દેશકાલના પ્રતિબંધોથી પર છે. તે ગમે તે દેશમાં અને કાલમાં અધિકારની સિદ્ધિ થતાં અભિવ્યક્ત થાય છે. આ અધિકાર ન હોય તો નિત્ય પ્રાપ્ત છતાં આ પરમતત્ત્વ ઢંકાયેલું રહે છે, અને પ્રાણીઓ તેને બહાર અને અંદર શોધે છે. ગમે તે આલંબન લઇ તેને પરમતત્ત્વ માની લે છે. વધારે વિવેક પ્રાપ્ત થતાં તે આલંબનને ત્યજે છે અને ઇતર આલંબનને વળગે છે. આ પ્રમાણે ભૌતિક ધાતુની મૂર્તિથી માંડી આ સમગ્ર બ્રહ્માંડમયી મૂર્તિનાં આલંબનો સામાન્ય દેવથી માંડી વિરાટ્મા અથવા વિષ્ણુપર્યંત—એક પરમતત્ત્વની શોધમાં સ્વીકારાય છે અને ત્યજાય છે.

બુદ્ધિની સૂક્ષ્મતા પ્રકટ થયા પછી મૂર્ત દ્રવ્યો અને તેનાં પરિણામોને આલંબનરૂપે ત્યજી અધિકારી મનુષ્ય અમૂર્ત દ્રવ્યો અને તેના પરિણામભૂત લિંગ શરીરોને આલંબનરૂપે સ્વીકારે છે. ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ આદિ અમૂર્ત દ્રવ્યો પરમ તત્ત્વની શોધના લક્ષ્યરૂપે ઉભા થઈ સમષ્ટિના પ્રાણાત્મા અથવા હિરણ્યગર્ભને પરમ તત્ત્વરૂપે ગ્રહણ કરવા અધિકારી પ્રાણી પ્રયત્ન કરે છે.

બુદ્ધિની સૂક્ષ્મતા અને સ્વચ્છતા આટલા મોટા આલંબનથી પણ પર જવા પ્રયત્ન કરે છે. અવ્યક્ત પ્રકૃતિના સામ્યનો ભંગ થતાં ઉત્પન્ન થયેલું આ બુદ્ધિરૂપ દ્રવ્ય અદ્ભુત સામર્થ્યને ધારણ કરી રહેલું છે. તે અત્યાર સુધી પોતાથી નીચેનાં જન્ય દ્રવ્યોને શોધી થાકી પોતાના જનક દ્રવ્યને પણ શોધવા તત્પર થાય છે. પોતે જનક અને જનની ઉભયને શોધે છે. જનકરૂપ ચેતન અને જનનીરૂપ પ્રકૃતિ એ ઉભયની શક્તિઓ આ બુદ્ધિરૂપ અપત્યમાં અદ્ભુત પ્રકાશે છે. આથી પોતે માતાના અંશરૂપે દશ્ય બને છે. અને પિતાના અંશરૂપે દૃશિ થાય છે. દગ્ અને દશ્યના સયોગિ કાર્યરૂપ આ બુદ્ધિ દ્રવ્ય પોતાથી પરાક્ અથવા બાહ્યમૂર્ત અને અમૂર્ત જગતને તેમ પોતાથી પ્રત્યક્ અથવા ભીતર રહેલા અવ્યાકૃત માયાના અને તેના ઉપર અધિષ્ઠાતૃત્વ ધરાવનાર ચેતનના સ્વરૂપને અનુભવી શકે છે. પોતાનાં જનક જનનીના ભેદાંશોને સારી રીતે ઓળખ્યા પછી અર્થાત્ વિવેકખ્યાતિ ઉત્પન્ન થયા પછી બુદ્ધિનું ઉદય થવું સફલ થાય છે. વિશિષ્ટ તત્ત્વોના ભેદોને સવિશેષ ઓળખ્યા પછી અને સર્વ ભેદોના કારણરૂપે અવ્યાકૃત અથવા બીજભૂત પ્રકૃતિ દ્રવ્યને અને તેના અધિષ્ઠાનરૂપે રહેલા ઇશ્વરચેતનનો સાક્ષાત્કાર કર્યા પછી બુદ્ધિની ચેષ્ટા શમે છે; અને નિર્વિશેષ બ્રહ્મતત્ત્વ સાક્ષીરૂપે સ્વયં પ્રકાશે છે અર્થાત્ ચિત્તશમનને—બુદ્ધિવિલાપનને—પરમતત્ત્વ અનુભવે છે. બુદ્ધિજન્ય અનુભવ અને આ સાક્ષી આત્માનો સ્વયંપ્રભ અનુભવ જૂદા પ્રકારનો છે. પ્રથમ અનુભવ ભેદપ્રજ્ઞા અથવા વિવેકખ્યાતિરૂપ છે; બીજો અનુભવ અભેદસાક્ષાત્કારરૂપ

અથવા તત્ત્વજ્ઞાનરૂપ છે. ઇંદ્રિય વિજ્ઞાનથી માંડી વિવેકખ્યાતિપર્યંતનો અનુભવ પરમતત્ત્વને સ્પર્શ કરતો નથી પણ પરમતત્ત્વના કોઇ કોઈ અંશને સ્પર્શ કરે છે કારણ કે તે ભેદગ્રાહી છે; પણ બુદ્ધિના પ્રકાશક સાક્ષી આત્માનો અનુભવ નિર્વિકલ્પ અથવા પૂર્ણ છે કેમકે તે સર્વના અંતર્યામીને અભેદભાવથી ગ્રહે છે. પરમાત્માના અથવા પરમેશ્વરના સ્વરૂપને જાણવાના આ બે પ્રકારને ઉપાસના અને જ્ઞાન-યોગ અને સાંખ્ય-એમ શ્રુતિ અને સ્મૃતિની પરિભાષામાં વર્ણવવામાં આવે છે, અને તે પ્રકાર ઉપરથી પરબ્રહ્મ ઉપાસ્ય અને જ્ઞેય એમ બે સંજ્ઞાથી વ્યવહરાય છે.

આ અનુભવના પ્રકારના રહસ્યને દેવો પણ વિસરે છે. અને દિવ્ય બુદ્ધિના પ્રકાશથી પ્રકાશિત થતા ઉપાસ્ય પરમાત્માને સત્ય પ્રભુ માની તેમાં અહંબુદ્ધિ સેવે છે. પરિણામ એવો આવે છે કે સાક્ષીપ્રકાશને ભૂલી બુદ્ધિપ્રકાશને આત્મા માની જ્ઞાન, ધર્મ, વૈરાગ્ય અને ઐશ્વર્યો પોતાનાં છે એવો દૃઢ પ્રત્યય અથવા મિથ્યાજ્ઞાન સેવે છે. સર્વના અંતર્યામી અને સર્વના આલંબનભૂત પરમચેતનના પ્રકાશનો અસ્વીકાર, અને પોતાના મર્યાદાવાળા બુદ્ધિપ્રકાશમાં આત્માભિમાનનો સ્વીકાર એને અવિદ્યાગ્રંથિ કહે છે.

આવી અવિદ્યાગ્રંથિથી ગુંચાયેલા અગ્નિ, વાયુ અને ઇન્દ્ર એક પ્રસંગે હિમાલયના કૈલાસ શિખરઉપર પોતપોતાના માની લીધેલા ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્યને કોઈથી પણ દબાય અથવા હણાય નહિ તેવાં માની ઇતર દેવોઆગળ ગર્વસહિત વિહાર કરતા હતા. આ ગર્વ અને તેના કારણરૂપે રહેલી અવિદ્યાગ્રંથિને અખંડ પ્રકાશ આપનાર અંતર્યામી મહેશ્વરે એક દિવ્ય યક્ષનું રૂપ ધારણ કર્યું. પ્રથમ અનુભવમાં નહિ આવેલું આ વિલક્ષણ રૂપ જોઈ દેવો આશ્ચર્ય પામી પરસ્પર પૂછવા લાગ્યા, બુદ્ધિનો વૈભવ ચાલ્યો ત્યાં સુધી તે સ્વરૂપને કયા વર્ગમાં મૂકવું તેની ગડમથલ કરી સર્વ થાક્યા. દેવોએ આખરે અગ્નિદેવને પૂછ્યું, ભગવન્! આ ભૂલોકમાં આપનાથી ચઢીઆતો કોઇ દેવ નથી માટે આપ પાસે જઈ આ દિવ્ય સ્વરૂપને પૂછો. અગ્નિદેવે પોતાની સર્વદાહક શક્તિના ગર્વસહિત તે સ્વરૂપને પૂછ્યું કે આપ કોણ છો? સામો પ્રતિશબ્દ થયો "આપ કોણ છો"? "હું સર્વદાહક અગ્નિ છું"—એ ઉત્તર મળતાં તે દિવ્યસ્વરૂપે ઉચ્ચાર કર્યો કે-આ તૃણને બાળો. અગ્નિદેવ ઘણો પ્રયત્ન કરી થાકયા, પણ તૃણ બળ્યું નહિ એટલે લજવાઇ પાછા ગયા. તે પછી વાયુદેવ અંતરિક્ષના અધિપતિ, સર્વના ગતિ આપનાર, તૃણને ખસેડી શકયા નહિ. હવે સર્વ દેવોના રાજા ઇન્દ્રનો વારો આવ્યો. ઇન્દ્ર તે દિવ્યસ્વરૂપની પાસે ગયા કે તરત તે સ્વરૂપ અદૃષ્ટ થયું; અને ત્યાર પછી ઈન્દ્ર ચકિત થઈ અંતર્મુખ થયા. અને ચિત્તના પ્રકાશક સાક્ષી આત્માપ્રતિ લક્ષ્ય જવાની સાથે જ આકાશમાં હિમાચલ પુત્રી-પરમેશ્વરનાં ધર્મપત્ની—વિદ્યા દેવી અપૂર્વ સૌન્દર્યથી વિકાસ પામતાં પ્રકટ થયાં. તેમને નમન કરી ઇન્દ્રે પૂછ્યું-" ભગવતિ! હમણાં લોપ પામ્યું તે સ્વરૂપ કોનું હતું." ઈશ્વરીએ ઉત્તર દીધું કે " તે તમો સર્વના અંતર્યામી પરબ્રહ્મનું સ્વરૂપ હતું અને તેને તમો પોતપોતાના અભિમાનને વશ વર્તી ઓળખી શકયા નહિ. તમે તમારી પોતપોતાની બુદ્ધિના પ્રકાશને આત્મા માન્યો, અને તે બુદ્ધિ અને તેથી નીચેનાં તત્ત્વોના સંમાશ્રયથી ઉત્પન્ન થયેલાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યને તમે તમારાં માની સ્વરૂપના મહિમાથી ભ્રષ્ટ થયા, અને તમારા સાચા અંતર્યામી આત્માને વિસર્યા. તમો જગતના વ્યવસ્થાપક

દેવો પણ અવિદ્યાગ્રંથિમાં ગુંચાયાથી આ પ્રકારનો પરિણામ પ્રકટયો તો ઇતર જીવો જેઓ અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્યથી હણાયલા છે તેઓ જન્મ મરણાદિ સંસાર-પ્રવાહમાં અથડાય એમાં શું આશ્ચર્ય? પરમેશ્વરના સાચા સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા તથા પ્રાણીઓએ તમે જે પ્રકારનું પદ પ્રાપ્ત કર્યું છે તે પ્રકારનું બુદ્ધિગૌરવ પ્રાપ્ત કરવા ઉપાસનાનો અવશ્ય આશ્રય કરવો પડે છે કેમકે તમને પણ ઉપાસનાના અત્યબ્ધિએ કેવલ અંતર્મુખ અવસ્થા જાગ્રત્ થતાં હું જે વિદ્યા દેવી તેના ઉપદેશથી સ્વરૂપપ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ. આ ઉપાસના જીવો અધિદૈવરૂપે અધ્યાત્મરૂપે, અથવા અધિભૂતરૂપે કરે એવો પરમેશ્વરનો આદેશ છે. વિદ્યુદાદિ ઉપાધિયુક્ત પ્રભુનું ચિંતન અથવા મન આદિ ઉપાધિયુક્ત ઈશ્વરનું ચિંતન, અથવા મૂર્ત અને અમૂર્ત દ્રવ્યોમાં ઈશ્વરનું ચિંતન શમદમાદિ સાધન-સહિત કરવામાં આવે તેઓને મારા અનુગ્રહથી આચાર્યપ્રાપ્તિ નામની સંપત્તિ મળે છે. અને તેના શબ્દથી અથવા ઈંગિતમાત્રથી સર્વાન્તર્યામીમાં પોતાના આત્માનો અભેદ સાક્ષાત્કાર થતાં પ્રાણીઓ તમારી પેઠે અંતે બ્રહ્મપ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે."

ઉમા દેવી આટલા તત્વાર્થનો પ્રકાશ કરી લોપ પામ્યાં.

પ્રિય જિજ્ઞાસુ! તારા મર્યાદાવાળા "અહં" ના ખદ્યોતજેવા પ્રકાશને બાજુએ રાખી તારા અંતર્યામીના (સ્વયંભૂ સાક્ષીના) સૂર્ય જેવા પ્રકાશને "અહં"-શબ્દવડે ગ્રહણ કરી આ વિશ્વના સઘળા દિવ્ય અદિવ્ય વ્યતિકરો તે પરમેશ્વરના મહિમારૂપ છે એમ અનુભવી સદા સર્વદા બ્રહ્મપ્રતિષ્ઠા પ્રાપ્ત કર. સામવેદના તલવકાર શાખાના ઋષિનું આ આર્ષ દર્શન તારી મતિને સ્વરૂપશોધમાં સહાયક થાઓ.

—ॐ तद्वनमिति उपासितव्यम्—

(કેનોપનિષદ્‌માંથી આ ગાથા લીધી છે.)

---

## દમ, દાન, અને દયા અથવા પ્રજાપતિના ત્રણ પુત્રોને પ્રાપ્ત થયેલું રહસ્ય.

### (તૃતીય ગાથા.)

અધિકારની પ્રાપ્તિ થતાં આપણે આપણી આત્મપરીક્ષા કરવા સમર્થ થઇએ છીએ, અને એવા આત્મનિરીક્ષણવિના દોષનિવૃત્તિ અને ગુણપ્રાપ્તિ થતી નથી. આ અધ્યાત્મ-નિરીક્ષણ પ્રાપ્ત કરવા સારૂં જ બ્રહ્મચર્ય અને સ્વાધ્યાયસેવન સર્વોત્તમ સાધન મનાયાં છે, આ બે સાધન સિદ્ધ થતાં આપણા ચિત્તના ગુણકર્મજન્યદોષનું પ્રત્યક્ષ ઉપદેશવિના પણ ભાન જાગ્રત્ થાય છે.

અધ્યાત્મ દોષોનાં ઘણાં વર્ગીકરણ થયાં છે, પણ તે સર્વનો કામ, લોભ અને ક્રોધ એ ત્રણ મહા દોષોમાં સમાસ થાય છે. અપ્રાપ્ત પ્રાણી પદાર્થની ઇચ્છા; પ્રાપ્ત થયા પછી તેનું રક્ષણ કરવાનો મોહ, અને તેમાં વિઘ્ન નાંખનાર પ્રાણીપદાર્થપ્રતિ દ્વેષ—એ કામ, લોભ અને ક્રોધનું ટુંકામાં સ્વરૂપ છે. આ ત્રણ દોષના નિવારક ગુણો પણ ત્રણ છે: વિષયોપ્રતિની રાગવાળી વૃત્તિ અથવા કામનું શમન આપણી ઇન્દ્રિયોના દમનથી

સિદ્ધ થાય છે, પ્રાપ્ત સામગ્રીને રક્ષણ કરી વળગી રહેવાના મનના લોભરૂપ આવેશને પારકા કલ્યાણમાં પ્રાપ્ત સામગ્રીનો ત્યાગ અથવા દાન દબાવે છે. તેવી રીતે ઇતર પ્રાણીઓપ્રતિની અનુકંપા અને સર્વાંશ અહિંસાવૃત્તિ અથવા દયાવડે દ્વેષથી ઉત્પન્ન થનારી ક્રોધરૂપ આવેશવાળી વૃત્તિ શમે છે. આ પ્રમાણે-કામ, લોભ અને ક્રોધના નિવારક ઉપાયો દમ, દાન અને દયા છે.

આ ત્રણ દોષો અને તેના નિવારક ત્રણ ગુણો આપણા સર્વને ન્યૂનાધિક અંશે પ્રાપ્ત હોય છે, પરંતુ પ્રાણીઓમાં તેમનું ન્યૂનાધિપણું હોવાથી પ્રજાપતિની પ્રજા અથવા પુત્રો ત્રણ વર્ગમાં વહેંચાય છે. કેટલીક પ્રજા દૈવી ગણાય છે, કેટલીક આસુરી ગણાય છે, અને કેટલીક માનુષી ગણાય છે, આ ત્રણ પ્રજાના આદિ પુરુષો અથવા આદિ દેવ, અસુર અને મનુષ્યે બ્રહ્મચર્ય અને સ્વાધ્યાયનું સેવન કર્યા પછી પોતાના પિતા પ્રજાપતિ જેઓ ગુરુસ્થાને હતા તેમને પૂછ્યું ભગવન્! અમારે હવે જાણવા યોગ્ય શું છે! ભગવાન્ પ્રજાપતિએ પ્રત્યેકને એકાક્ષરી બોધ આપ્યો અને તે એકાક્ષર મંત્ર द હતો. દેવને ભગવાને પૂછ્યું, આ એકાક્ષર મંત્રનું રહસ્ય તમે શું સમજ્યા ? સંસ્કાર પામેલા દેવે કહ્યું કે હું સમજ્યો કે મારે **દમન** કરવું. ભગવાને ઉત્તર આપ્યું કે તમે બરાબર સમજ્યા છો. તે પ્રમાણે મનુષ્યે એકાક્ષર द મંત્રનો ભાવ દાનના અર્થમાં અને અસુરે દયાના અર્થમાં ગ્રહણ કર્યો, અને તે તે તે અધિકારીસંબંધમાં યોગ્ય જ હતો એમ ભગવાને કહ્યું. પ્રજાપતિએ છેવટે ઉપદેશ કર્યો કે दृदृदृ-એ પ્રમાણે આકાશમાં મેઘનું જે ગર્જન થાય છે તે રહસ્યવાચક છે અને દૈવી વાણીરૂપ છેઃ તે દૈવી વાણી દમ, દાન અને દયાનો આઘોષ કરે છે.

પ્રિય વાચક ! આ લઘુ પણ ગંભીર તાત્પર્યને ધારણ કરનારી શ્રૌત આખ્યાયિકા તમારા હૃદયપટઉપર ચિતરી રાખવા યોગ્ય છે. દમ, દાન અને દયાવડે કામ, લોભ અને ક્રોધનું શમન કરી પ્રજાપતિના સર્વોત્તમ પુત્રરૂપ થવા તમારા મનને સર્વદા વેગ આપો

**तदेतत्त्रयं शिक्षेदमं दानं दयामिति**

(આ ગાથાનું બીજ બૃહદારણ્યના સાતમા અધ્યાયમાં છે.)

---

# શ્રી યોગસાર.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૪૮ થી.)

એ તન્માત્રા તે પાંચ છેઃ શબ્દ તન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા અને ગંધતન્માત્રા. ત્યાં શબ્દમાત્ર ધર્મ ઉદ્ભૂત જેમાં થયો છે તથા સુખ, દુઃખ અને મોહ અથવા શાન્ત, ઘોર અને મૂઢ એ ધર્મો જેમાં અભિવ્યક્ત થયા નથી તેવા અણુઓ તે શબ્દતન્માત્રાના અણુઓ છે. આ જ રીતે સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ ધર્મો જ જેમાં ઉદ્ભૂત થયા છે અને શાન્તાદિ ત્રણ ધર્મોમાંથી કોઈનો ઉદ્ભવ થયો નથી તેવા અણુઓ જ તે અનુક્રમે સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા અને ગંધતન્માત્રાના અણુઓ છે. આ પાંચ તન્માત્રા યદ્યપિ તામસ અહંકારમાંથી ઉત્પન્ન થાય છે પણ એ પાંચેમાં ક્રમ આ છેઃ શબ્દતન્માત્રા પ્રથમ થાય છે, એ શબ્દતન્માત્રામાં સ્પર્શતન્માત્રા થાય છે અને તેથી એ સ્પર્શતન્માત્રામાં શબ્દ અને સ્પર્શ એ બે ધર્મો હોય છે. સ્પર્શતન્માત્રામાંથી

રૂપતન્માત્રા થાય છે કે જેમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ધર્મો હોય છે. એ જ પ્રમાણે અનુક્રમે ચાર ધર્મવાળી રસતન્માત્રા અને પાંચ ધર્મવાળી ગંધતન્માત્રા થાય છે. આ અણુઓને તન્માત્રા સંજ્ઞા આપવામાં આવે છે તેનો અર્થ માત્ર એટલો જ છે કે એમાં શબ્દાદિ ધર્મોનો ઉદય થયો છે અને શાન્તાદિનો ઉદય થયો નથી. શબ્દતન્માત્રા આદિ સંજ્ઞાથી એવા ભ્રમમાં પડવાનું નથી કે એ કેવળ શબ્દરૂપ, કેવલ સ્પર્શરૂપ આદિ હશે. કેમકે આપણે જોતા આવીએ છીએ તેમ આ નામ સ્થૂલતાને પામેલા અહંકારના અણુનાં નામ છે અને શબ્દાદિ ગુણોનાં નામો નથી. આ તન્માત્રામાં વળી એક વિશેષતા આ છે કે શબ્દતન્માત્રાના જે અણુઓ છે તેમાં શબ્દરૂપ ગુણ માત્ર અભિવ્યક્ત થયેલો છે ત્યારે સ્પર્શતન્માત્રાના અણુઓમાં શબ્દ અને સ્પર્શ એ બે ગુણો, રૂપતન્માત્રાના અણુઓમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો; રસતન્માત્રામાં એ ત્રણસહિત રસ અર્થાત્ ચાર ગુણો અને ગંધતન્માત્રામાં એ ચાર અને ગંધ મળીને પાંચ ગુણો અભિવ્યક્ત થયા છે. આ તન્માત્રાના અણુઓમાં, શાન્ત, ઘોર અને મૂઢ એ ધર્મો જે વિશેષ આ શાસ્ત્રમાં કહેવાય છે. તેની અભિવ્યક્તિ નહિ હોવાથી એ અણુઓ તે અવિશેષ વર્ગમાં દાખલ થાય છે. શ્રી વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે **तन्मात्राण्यविशेषाणि अविशेषास्ततो हि ते । न शान्ता नापि घोरास्ते न मूढाश्चाविशेषिणः ॥** શબ્દાદિ તન્માત્રા તે વિશેષરહિત છે અને તેથી તે અવિશેષ કહેવાય છે; એ અવિશેષ કહેવાય છે કેમકે શાન્ત, ઘોર અને મૂઢ એ વિશેષથી રહિત છે.

આ પ્રકારે ત્રિવિધ અહંકારના અણુઓ આ ૧૬ તત્ત્વોને ઉત્પન્ન કરે છે અર્થાત્ પોતે સ્થૂલ થતાં આ ૧૬ તત્ત્વોરૂપ થઈ રહે છે. એ ૧૬ તત્ત્વોમાં જે આ તન્માત્રાના અણુઓ છે તેમાંથી કેટલાક તો એ સ્થિતિમાં જ રહે છે પણ ઇતર જેનો વેગ આગળ વધવાનો છે, અધિક સ્થૂલ થવાનો છે તે આ સ્થિતિમાં જ નહિ રહેતાં વિશેષ સ્થૂલ થાય છે અર્થાત્ આકાશાદિ પંચ ભૂતરૂપે પરિણત થઈ રહે છે. તે આ પ્રમાણે.—શબ્દતન્માત્રાના અણુઓ સ્થૂલ થતાં તેમાંથી આકાશના અણુઓ થાય છે; એ આકાશના અણુઓનું ઉપાદાન કારણ આ શબ્દતન્માત્રાના અણુઓ છે. આ જ પ્રમાણે સ્પર્શતન્માત્રાના અણુઓ સ્થૂલ થતાં વાયુના અણુઓ ઉદ્ભવે છે. પણ એમાં વિશેષ એ છે કે એ સ્પર્શ તન્માત્રાના અણુઓ નિરાધાર રહી વાયુના અણુઓને ઉત્પન્ન કરતા નથી પણ આકાશના અણુઓરૂપ આધારમાં રહી વાયુના અણુઓને ઉત્પન્ન કરે છે. તેથી વાયુના અણુઓનું સ્પર્શતન્માત્રાના અણુઓ ઉપાદાન કારણ છે અને આકાશના અણુઓ એ આધાર કારણ છે. આ જ પ્રમાણે વાયુના અણુરૂપ આધારમાં રહી રૂપતન્માત્રાના અણુઓમાંથી તેજસ્‌ના અણુઓ, તેજસ્‌ના અણુઓરૂપ આધારમાં રહી રસતન્માત્રાના અણુમાંથી જલના અણુઓ અને જલના અણુઓરૂપ આધારમાં રહી ગંધતન્માત્રાના અણુમાંથી પૃથ્વીના અણુઓ ઉત્પન્ન થાય છે. અહિં સર્વત્ર તે તે તન્માત્રા તે તે ભૂતના અણુના ઉપાદાન કારણરૂપ છે અને એ ભૂતોના અણુઓમાં આકાશ નામના ભૂતના અણુઓ વાયુના અણુઓનું, વાયુના અણુઓ તેજસ્‌ના અણુઓનું, તેજસ્‌ના અણુઓ જલના અણુઓનું અને જલના અણુઓ પૃથ્વીના અણુઓનું આધાર કારણ છે. આમ હોવાથી જ શ્રુતિમાં **आकाशाद् वायुः, वायोरग्निः** ઇત્યાદિ પ્રકારે આકાશાદિ પાંચ ભૂતોના અણુઓમાં ઉત્તર ઉત્તર ભૂતની પૂર્વ

પૂર્વે ભૂતના અણુઓમાંથી ઉત્પત્તિ કહી છે અને અત્ર તે તે તન્માત્રામાંથી ઉત્પત્તિ કહી છે તે એમાં વિરોધ નથી, કેમકે એક સ્થલે આધાર કારણનું કથન છે, અને બીજે સ્થલે ઉપાદાન કારણનું કથન છે. આકાશાદિ પાંચ ભૂતોના અણુઓની આ રીતે તન્માત્રામાંથી ઉત્પત્તિ થાય છે અને તેથી એમની આસપાસ તન્માત્રાના અણુઓનું ઉપર જણાવી ગયા તેમ વાતાવરણ રહે છે. આકાશાદિ ભૂતના અણુઓમાં આકાશના અણુઓમાં શબ્દરૂપ ધર્મની અભિવ્યક્તિ થાય છે, વાયુના અણુઓમાં શબ્દ અને સ્પર્શ એ બે ધર્મની, તેજસના અણુઓમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ધર્મની, જલના અણુઓમાં શબ્દ, સ્પર્શ રૂપ અને રસ એ ચારની અને પૃથ્વીના અણુઓમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ધર્મોની અભિવ્યક્તિ થાય છે. આ સાથે આ પાંચ ભૂતના અણુઓમાં શાન્ત, ઘોર અને મૂઢ અથવા સુખ, દુઃખ અને મોહ એ વિશેષોની અભિવ્યક્તિ થાય છે. આ કારણથી આ ભૂત અણુઓ વિશેષ કહેવાય છે અને આ જ હેતુ એ અણુઓને એના ઉપાદાન કારણરૂપ તન્માત્રાથી પૃથક્ કરનાર છે, આ પાંચ ભૂતના અણુઓ પણ અણુરૂપ જ છે તેથી ઇન્દ્રિયગમ્ય નથી એ સ્મરણમાં રાખવું ઉચિત છે.

આ સંબંધમાં આગળ વિચાર કરતા પૂર્વે અત્યાર સુધીના વિચારથી જે મુખ્ય સિદ્ધાન્ત પ્રતિપાદન થયા છે તે પ્રતિ લક્ષ કરીએ તો પ્રથમ સત્ત્વ, રજસ્ અને તમો ગુણરૂપ પ્રકૃતિ દ્રવ્યની સામ્યાવસ્થાથી માંડી આપણે પૃથ્વીઆદિ પાંચ ભૂતના અણુસુધી આવ્યા. તેમાં એ સામ્યાવસ્થા તથા વૈષમ્યવાળી અવસ્થા એ આ ત્રિવિધ દ્રવ્યરૂપ પ્રકૃતિની અવસ્થાવિશેષ માત્ર છે એ આપણે જોયું. એ જ દ્રવ્યો વિવિધ પ્રકારે સ્થૂલતાને પામતાં પૃથ્વીઆદિ પાંચ ભૂતો સુધીની વિવિધ અવસ્થા ધરે છે છતાં એ ત્રિવિધ દ્રવ્યરૂપ પ્રકૃતિ તો એક જ છે. આ જ અર્થ શ્રી પતંજલિ ભગવાને પોતાના ૨૧૯ મા સૂત્રથી કહ્યો છે. ત્યાં કહ્યું છે કે **विशेषाविशेषलिङ्गमात्रालिङ्गानि गुणपर्वाणि ॥ २-१९ ॥** વિશેષ, અવિશેષ, લિંગમાત્ર અને અલિંગ એ ચાર સત્વાદિ ગુણોની અવસ્થાવિશેષ છે, વિશેષ એટલે જે દશામાં સુખ, દુઃખ અને મોહ અથવા શાન્ત, ઘોર અને મૂઢ એ ધર્મોની અભિવ્યક્તિ થાય છે તે, અવિશેષ એટલે જેમાં એ અભિવ્યક્તિ થતી નથી તે, લિંગમાત્ર એટલે મહત્ તત્ત્વ અને અલિંગ એટલે સામ્યાવસ્થા. આ સૂત્રમાં પર્વ શબ્દ વાપર્યો છે તેનો અર્થ અવસ્થા છે. આ સૂત્રથી શ્રીસૂત્રકારે એ અર્થ પ્રતિપાદન કર્યો છે કે વિશેષાદિ ચાર આ ત્રણ સત્ત્વાદિ ગુણોની અવસ્થાવિશેષ માત્ર છે અને ધર્મોનો અભેદ છે તેથી એ ભિન્ન દ્રવ્યો નથી, પ્રકૃતિ એ એક દ્રવ્ય અને આ ચાર દશાના અણુઓ તે ઇતર દ્રવ્ય તેમ નથી, પણ પ્રકૃતિરૂપ સત્ત્વાદિ ગુણો જ સ્થૂલ સૂક્ષ્મ દશામાં રહેવાથી આ નામો તથા રૂપોવાળાં દેખાય છે, ઉપરના પ્રતિપાદનથી એ સ્પષ્ટ થયું છે કે વિશેષમાં એકાદશ ઇંદ્રિયો અને પૃથ્વીઆદિ પાંચ ભૂત એ ૧૬ તત્ત્વો આવે છે, અવિશેષમાં પાંચ તન્માત્રા તથા ત્રિવિધ અહંકારરૂપ ૬ તત્ત્વો આવે છે, લિંગમાત્રમાં મહત્ તત્ત્વરૂપ એક તત્ત્વ અને અલિંગમાં સામ્યાવસ્થાવાળી પ્રકૃતિ આવે છે. આ ૨૪ તત્ત્વોમાં અતિશય સૂક્ષ્મતાવાળું તત્ત્વ તે સામ્યાવસ્થાવાળી પ્રકૃતિ છે, એનાથી સ્થૂલ તે મહત્ તત્ત્વ છે, તેનાથી સ્થૂલ તે અહંકાર તત્ત્વ છે, તેનાથી સ્થૂલ તે તન્માત્રા છે અને તેનાથી સ્થૂલ તે પંચભૂત છે. એકાદશ ઇન્દ્રિયો યદ્યપિ અહંકારથી સ્થૂલ છે છતાં પંચભૂતથી સૂક્ષ્મ છે. આ

પ્રમાણે સ્થૂલતા લેવાનું કારણ એ છે કે એ બધાંની ઇન્દ્રિયગ્રાહ્યતા જૂદા પ્રકારની છે. જે જે સૂક્ષ્મ છે તે તેનાથી સ્થૂલકરતાં ન્યૂન પ્રમાણમાં ઇન્દ્રિયગ્રાહ્ય છે. ઉદાહરણથી સ્પષ્ટ કરીએ તો પંચ ભૂતનું પ્રત્યક્ષ થતાં તેટલા સંયમબળવાળા અંતઃકરણથી તન્માત્રાનું પ્રત્યક્ષ થતું નથી. તન્માત્રાનું પ્રત્યક્ષ થવા માટે વિશેષ સંયમબલની અપેક્ષા રહે છે. વળી મનુષ્યથી ચઢતી પંક્તિના, અધિક સામર્થ્યવાળા દેવાદિમાં જોઇએ છીએ તો કેટલાક દેવો એવા છે કે જેમને પાંચ*ભૂતનું પ્રત્યક્ષ હોય છે છતાં તેથી અધિક સૂક્ષ્મરૂપે ગણાવેલાં તત્ત્વોનું તેમને પ્રત્યક્ષ નથી. ઇતર કેટલાક અધિક સામર્થ્યવાળા દેવવર્ગને એ પાંચભૂત તથા પાંચ તન્માત્રા ઉભયનું પ્રત્યક્ષ હોય છે. અને એમ ચઢતાં ચઢતાં મહત્ તત્ત્વ સુધીનું અને પરિણામે પ્રકૃતિનો સાક્ષાત્કારવાળા દેવવર્ગ તથા ઇશવર્ગ છે. સંયમ કરનાર સંયમીઓને પણ ચઢતાં ચઢતાં ઉત્તરોત્તર તત્ત્વોને પ્રત્યક્ષ કરવાનું બલ આવે છે અને તેમાં જેમને ઉપરના તત્ત્વનું પ્રત્યક્ષ થાય છે તેમને તેનાં કાર્યરૂપે ગણાવેલાં સર્વ તત્ત્વોનું પ્રત્યક્ષ થાય છે, તેથી આ તત્ત્વોમાં ઇન્દ્રિયગ્રાહ્યતા ભિન્ન ભિન્ન છે, આમ હોવાથી જ એને તત્ત્વ સંજ્ઞા આપી છે. જે બે પદાર્થોની ઇન્દ્રિયગ્રાહ્યતા સમાન છે તે એને ભિન્ન તત્ત્વો ગણવામાં આવતાં નથી; જ્યારે ઇન્દ્રિયગ્રાહ્યતામાં ભેદ હોય છે ત્યારે જ તેને ભિન્ન તત્ત્વ મનાય છે, જે ભિન્ન તત્ત્વનું ઉપાદાન કારણ છે, જેમાંથી ભિન્ન ઉત્પન્ન થાય છે, જે પરિણામ પામતાં ભિન્ન તત્ત્વરૂપે થઈ રહે છે તેનું શાસ્ત્રીય નામ યોગશાસ્ત્રમાં પ્રકૃતિ અપાય છે. આ નિયમથી જોતાં સામ્યાવસ્થાવાળા સત્ત્વાદિ ગુણો સર્વના પ્રકૃતિરૂપ છે અને તેથી એને મૂલ પ્રકૃતિ કહેવામાં આવે છે. મહત્તત્ત્વ અથવા લિંગમાત્ર પર્વ અહંકારરૂપ પોતાથી તત્ત્વનાં કારણરૂપ છે. તેથી એ પ્રકૃતિ છે અને સામ્યાવસ્થાવાળી પ્રકૃતિના વિકારરૂપ છે તેથી એ વિકૃતિ પણ છે. આ જ પ્રમાણે પાંચ તનમાત્રા પણ પ્રકૃતિ તથા વિકૃતિ ઉભયરૂપ છે. તેથી આ આઠ પ્રકૃતિતત્ત્વો આ શાસ્ત્ર સ્વીકારે છે અને તેમાં મૂળ પ્રકૃતિ સદા સર્વદા પ્રકૃતિરૂપ જ છે અને અજા હોવાથી કોઇના વિકારરૂપ નથી તથા બીજી સાત પ્રકૃતિ છે છતાં વિકારરૂપ પણ છે. આ આઠ પ્રકૃતિના વાતાવરણ સર્વ એનાં કાર્યરૂપ દ્રવ્યોને હોય છે. આ આઠની અપેક્ષાથી એકાદશ ઇન્દ્રિય તથા પાંચ મહાભૂતના અણુઓ એ વિકૃતિ રૂપ જ છે અર્થાત્ પ્રકૃતિરૂપ નથી, અને તેથી એ ૧૬ ને કેવલ વિકૃતિ અથવા વિકાર ગણવામાં આવે છે. આ જ અર્થ શ્રી સાંખ્યકારિકામાં જણાવતાં કહ્યું છે કે—

**मूलप्रकृति रविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयःसप्त ।**
**षोडशकस्तु विकारो न प्रकृति नं विकृतिः पुरुषः ॥**

મૂલ પ્રકૃતિ તે કોઇના વિકૃતિરૂપ નથી અર્થાત્ સદા સર્વદા પ્રકૃતિરૂપ જ છે, મહત્‌તત્ત્વથી આરંભી સાત તત્ત્વો તે પ્રકૃતિ તથા વિકૃતિ ઉભયરૂપ છે અને બીજાં ૧૬ તત્ત્વો તે કેવલ વિકૃતિરૂપ છે તથા પુરુષ તે કોઇની વિકૃતિ તથા કોઇની પ્રકૃતિ નથી અર્થાત્ અપ્રકૃતિ અને અવિકૃતિરૂપ તત્ત્વ છે.

અહિં છેલ્લાં ૧૬ તત્ત્વોને કેવલ વિકારરૂપ કહ્યાં છે તેથી યોગશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાન્ત જે **चलंच गुणवृत्तम्**-સત્ત્વાદિ ગુણોનો સ્વભાવ જ એવો છે કે તે નિરંતર ગતિવાળાં રહે છે. નિરંતર ક્રિયામાં વ્યાપૃત જ રહે છે અને એક રૂપમાં સ્થિર રહેતાં નથી, તેની સાથે

વિરોધ નથી. કારણુ કે આ ૧૬ તત્ત્વો પણુ નિરંતર કાર્ય કરનાર હોય છે, એ પણુ નિરંતર પરિણામને પામનાર હોય છે, એ પણુ નિરંતર ગતિવાળાં હોય છે. આ યોગશાસ્ત્ર તથા સાંખ્યશાસ્ત્ર મુખ્યત્વે કરીને આ આઠ પ્રકૃતિના વિકારનેજ પ્રતિપાદન કરવા આદર ધરે છે અને એથી આગળ પ્રતિપાદન કરવા પ્રવૃત્ત થતાં નથી તેનું કારણુ એ છે કે આટલે સુધીનું જે જ્ઞાન તે લૌકિક પ્રમાણોથી થઇ શકે તેવું નથી. ગમે તેવું સૂક્ષ્મ દર્શક યંત્ર આપણે કરીએ તો તેથી પણુ ભૌતિક અણુએથી આગળ આપણુને એ લૌકિક ઉપાયથી પ્રત્યક્ષ થઇ શકે તેમ નથી. જે આઠ પ્રકૃતિરૂપ તત્ત્વો છે તેનું પ્રત્યક્ષ માત્ર યોગબલથી જ થાય છે અને એ માટે ઇતર સાધન નથી. આમ હોવાથી જ એ આઠનું વિસ્તારથી પ્રતિપાદન આ શાસ્ત્રો કરે છે. પંચ ભૂતના અણુઓથી આરંભી જે જે વિકારો થાય છે તેનું જ્ઞાન લૌકિક પ્રમાણોથી થઈ શકે તેમ છે. હાલ પણુ આપણે એ જ સ્થિતિ જોઇએ છીએ. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રોમાં મોટી મોટી શોધો થતી જાય છે છતાં તે સર્વ આવી અહિંજ અટકે છે અને સૂક્ષ્મ શરીરનું જ્ઞાન તથા આ આઠ પ્રકૃતિનું જ્ઞાન એથી થયું નથી. આથી એનું પ્રતિપાદન વિસ્તારથી એ શાસ્ત્રોને કરવાનું રહેતું નથી, માટે એ શાસ્ત્રો કરતાં નથી. પણુ તેટલા ઉપરથી એના પરિણામો નથી થતા અથવા એ સ્થિરરૂપમાં રહે છે એવું સમજવાનું નથી. વળી આ કેવળ વિકારરૂપ તત્ત્વોના જે પરિણામો થાય છે તે પરિણામરૂપ વિકાર પણુ એના જેટલાજ સ્થૂલ હોય છે. એ બેની સ્થૂલતામાં ફેર શાસ્ત્ર સ્વીકારતું નથી તેથી એ ૧૬ તત્ત્વોને પ્રકૃતિરૂપ માનતું નથી. પ્રકૃતિત્વની મર્યાદા પાંચ તન્માત્રામાં જ આવી રહે છે. આ કેવલ વિકારરૂપ તત્ત્વો ઉપાદાન કારણુ થઇ શકે છે અર્થાત્ પરિણામને પામે છે પણુ તે પરિણામ તે તત્ત્વાન્તર પરિણામ નથી (પોતાથી ભિન્ન તત્ત્વરૂપે પરિણામ થતો નથી ) પણુ માત્ર ધર્મનો જ પરિણામ છે. આ ધર્મના પરિણામનો વિસ્તાર કરી શાસ્ત્રકારો ધર્મ પરિણામ, લક્ષણુપરિણામ અને અવસ્થાપરિણામ એમ ત્રિવિધ પરિણામોનું પ્રતિપાદન કરે છે. આ ત્રિવિધ પરિણામ આ ૧૬ વિકારોના જ થાય છે એમ નથી પણુ આઠ પ્રકૃતિ તથા આ ૧૬ વિકારો એ સર્વના થાય છે છતાં જે આઠ પ્રકૃતિઓ છે તેના તત્ત્વાન્તર પરિણામ અને આ ધર્માદિ ત્રિવિધ પરિણામ એમ બે પરિણામો થાય છે અને આ ૧૬ વિકારોના તો આ ધર્માદિ પરિણામ માત્ર થાય છે અર્થાત્ અષ્ટ પ્રકૃતિનો ખાસ પરિણામ તે તત્ત્વાન્તર પરિણામ છે અને આ ૧૬ વિકારોનો ખાસ પરિણામ તે ધર્માદિ પરિણામ છે. આમ સર્વ પદાર્થો આ બંને પ્રકારના અથવા આ બેમાંથી એક પ્રકારના પરિણામને નીરંતર પામતા હોવાથીજ આ શાસ્ત્ર **चलं च गुणवृतम्** એ ઉપર જણાવેલો સિદ્ધાન્ત સ્થાપે છે. આ શાસ્ત્રપ્રમાણે પુરુષરૂપ તત્ત્વ જ માત્ર અપરિણામી છે અને ઇતર સર્વ પરિણામ પામનાર છે અને તેમાં પણુ આ ધર્માદિ પરિણામ સર્વે પ્રકૃતિ તથા પ્રાકૃત પદાર્થના થાય છે.

( અપૂર્ણુ )

# ॥ શ્રી નૃસિંહસિદ્ધાંતચંદ્રોદય ॥

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃ૪ ૪૦ થી. )

શરીરાદિ સંઘાતપ્રતિ સ્વાભાવિક આત્માભિમાનવાળાં મનુષ્યોને કષ્ટવ્રતનો ઉપદેશ કરવા કરતાં તે સંઘાત, વિશુદ્ધ થવાથી પરમાત્માના વાસ્તવ પ્રકાશનું દ્વાર છે અને તેથી ઈશ્વરના મંદિર સમાન છે. આ ભાવ આચાર્યશ્રી વારંવાર પ્રબોધતા હતા. અને સત્ય પ્રવૃત્તિ ધર્મના રહસ્ય રૂપે જણાવતા કે પ્રત્યેક શરીર, મન અને વાણીની પ્રવૃત્તિ કરતાં આપણે શ્રી અંતર્યામી પ્રભુના સંકેતનો નિર્વાહ કરનાર નિમિત્ત છીએ, અને તેથી તે સંકેતના અવિરોધીપણે વર્તી આપણે કૃતકૃત્ય થવાનું છે એ ભાવના સદા ઉદિત રાખવી જોઇએ. પ્રવૃત્તિ ધર્મનું આ રહસ્ય જે સ્વાભાવિક દેહાભિમાનને પલટાવે છે તે નીચેનાં **વી**રવીજયનાં વાક્યોમાં સૂત્રરૂપે આચાર્યશ્રીએ પ્રકટ કર્યું છેઃ—

જગ દુઃખરૂપ સમૂલ, પણ તુજ સત્તાવાસથી;
ભાસે છે સુખમૂલ, નિકળ્યો છું હું અવાસથી.
ભટકી થાક્યો ઇશ, તો પણ તુજ બલથી ધસું;
કહું નમાવી શીશ, દેજે એ સુખમાં વસું.
નવ ભય મુજને ખાસ, છો રક્ષક સર્વાધિપતિ;
નથી વિષયની આશ, ધાર્યું કરવા દ્દઢ મતિ.
પ્રેરક રહી ઉરમાંહ્ય, સાચે પંથે પેરજે;
યાચું અવર ન કાંય, નિશદિન મુજપ્રતિ હેરજે.

( **શ્રીત્રિભુવનવિજયીખડ્ગ.** )

સારાંશ સર્વભૂત પ્રાણીઓ પોતાની સ્વસંરક્ષણ વાસનાને અજ્ઞાનવશ થઈ સેવે છે તેના કરતાં પોતાના સત્વને ગૌણ કહી પોતાના પ્રેરક અંતર્યામી મુખ્યાત્મામાં વિશ્રામ પામી તેના પ્રેરણબલને વશ વર્તી નિર્ભ્રાંતપણે શરીરાદિ વ્યાપાર સેવવા એ સ્વાભાવિક અભિનિવેશ અથવા ભયને જીતવાનું ઉત્તમ સાધન છે. આ " સંવિત્સંવાદ " અથવા અંતર્યામીના પ્રેરણાનુસાર થતા ધર્માચરણવડે પ્રાપ્ત થતાં દ્રવ્યાદિ સાધનો, અને તે દ્વારા સિદ્ધ થતાં વિષયસુખો ધર્માર્થકામ—એ ત્રિવર્ગની પરસ્પર અબાધિત સિદ્ધિ કરાવે છે. જે ધર્મસંસ્થામાં "સંવિત્સંવાદ" નથી, જેમાં વિશ્વવ્યવસ્થાપક અંતર્યામી ઈશ્વરની પ્રેરણસત્તામાં વિશ્વાસ નથી, તેમાં અર્થ અને કામ ધર્મનું ઉલ્લંઘન કરે છે.

વિદ્યારૂપ દૈવી વિત્ત અને ધનાદિ માનુષી વિત્ત આપણી કર્મનિષ્ઠાનાં સાધન છે. તેવડે પિતૃલોક અને દેવલોકની સિદ્ધિ છે એમ ગયા પ્રકરણમાં શ્રૌત સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે. તે સાધનને

પ્રાપ્ત કરવાનો જીવોનો સ્વાભાવિક આવેશ હોય છે. તે આવેશ પણ જીવનસહભાવી વાસનાનો પરિણામછે. જેમ દેહાભિમાનની સ્વાભાવિકવાસના છે તેમ પોતાનાં જ્ઞાન કર્મ અનેઉપાધિને પોતાના જેવા અન્યાશ્રયમાં પ્રસારવાં એ આત્મપ્રસારણવૃત્તિ ( Self-propagation ) પણ નૈસર્ગિક છે. આ આત્મસંરક્ષણ અને આત્મપ્રસારણ નામની ઉભય વાસનાઓઉપર આપણી સઘળી માનુષી શુભાશુભ વાસનાનો આધાર છે. એ બેનું સંસારી દશામાં અસ્તિત્વ એક નહિ તો બીજા રૂપમાં હોય જ છે. અને આથી તેના બલની અવગણના કરનારા મનુષ્યો જેમ જેમ દુઃખને આવવાનાં દ્વાર શોધી શોધીને બંધ કરે છે તેમ તેમ તે દુઃખ નવાં નવાં દ્વાર કરીને આવી મળે છે " ( ત્રિ. વિ. ખણ્ડ ) એમ ઇષ્ટશ્રી પ્રબોધે છે. આ નૈસર્ગિક વાસનાને આપણા શાસ્ત્રમાં કામ શબ્દવડે જણાવાયેલી છે, અને અર્થશબ્દવડે તે વાસનાને તૃપ્ત કરાવનાર સાધનનું સૂચન થાય છે.

જીવોની અવિદ્યા જ સંસારદશાનું બીજ છે તે જ્યાંસુધી દગ્ધ થયું નથી ત્યાંસુધી તેના પરિણામરૂપ આ વિષયોપ્રતિનો મોહ નિવૃત્ત થતો નથી તે મોહ અથવા કામ જીવની સૂક્ષ્મ ઉપાધિના પ્રત્યેકઅણુમાં વ્યાપ્ત થઇ ગયેલો હોય છે, અને જીવની જ્ઞાન અને ક્રિયા શક્તિને બાહ્ય પ્રદેશમાં ખેંચનાર મુખ્ય કારણ પુર્યષ્ટકની આ કામ નામની પુરી છે. આ સ્વાભાવિક આવેશના બીજરૂપ ઇચ્છા અથવા કામ શક્તિનું લક્ષણ શાસ્ત્રકારો આ પ્રમાણે આપે છેઃ—

**श्रोत्रत्वक्चक्षु जिव्हा घ्राणानामात्म संयुक्तेन मनसाधिष्ठितानां स्वेषु स्वेषु विषयेषु आनुकूल्यतः प्रवृत्तिः कामः ॥** ( **कामशास्त्र॰** )

ચક્ષુ શ્રોત્ર ત્વક્ જીહ્વા અને ઘ્રાણ નામની પાંચ ઇન્દ્રિયોની આત્મસંયુક્ત મનવડે પ્રેરાયલી પોતપોતાના રૂપાદિ વિષયોપ્રતિ અનુકૂલપણાથી પ્રવૃત્તિ થવી એનું નામ કામ છે.

ઇન્દ્રિયોની પોતપોતાના વિષયોમાં અનુકૂલપણાથી વહેવાની પ્રવૃત્તિ જીવોના ગુણકર્માનુસાર થાય છે, અર્થાત્ જે જે શરીરાદિ ઉપાધિમાં જીવનું અવતરણ થયું છે તે ઉપાધિમાં ભોગને સિદ્ધ કરાવે તેવી રાગાદિ વાસનાથી ઇન્દ્રિયો બાહ્યપ્રવણ થાય છે. તેના આ બાહ્યપ્રવણ સ્વાભાવિક વેગને નિયત મર્યાદામાં શાસ્ત્રસંસ્કારથી સ્થાપવો એ પુરુષાર્થ છે. તેના સ્વાભાવિક વેગને વશ થઈ પ્રવૃત્ત થવું એ પશુભાવ છે. આથી જે કામનાઓ શરીરાદિ ઉપાધિની વિધૃતિ કરી શકે, અને જે શાસ્ત્રમર્યાદામાં ચરિતાર્થ થાય તે કામનાઓ ધર્મ અને અર્થનાં પરિણામી ફ્લો છે. આથી વાત્સાયન કહે છે કેઃ—

**शरीरस्थिति हेतुत्वादाहार सधर्माणो हि कामाः ॥**

અર્થાત્ શરીરનું ધારણ થવામાં નિમિત્તરૂપ હોવાથી આહારની પેઠે સમાન ધર્મવાળા ધર્મ અને અર્થના ફ્લરૂપ કામ છે.

આથી જે જે કામ શરીરાદિ સંઘાતના નિર્વાહક ન હોય પરંતુ વિશ્લેષક હોય અને જે ધર્મ અને અર્થનો ઉચ્છેદ કરે તેવા હોય તે વસ્તુતઃ પુરુષાર્થ નથી, પરંતુ પશુભાવ છે. તે ઉપાયનો વિવેક પ્રત્યેક વ્યવહારમાં હોય છે અને તે વિવેક વિનાનો પ્રયત્ન એક જાતનો ઉન્માદ ગણાય છે. આથી અવિવેકથી સધાયેલા વ્યવહારથી વિપરીત પરિણામ આવે તેટલાથી તે વ્યવહાર અનર્થરૂપ છે એવું અસદ્ અનુમાન કરવાનું નથી. આ જ કારણથી પ્રત્યેક વ્યવહારમાં ઇષ્ટાર્થ સિદ્ધ કરવામાં ઇચ્છાના સ્વરૂપના ગુણદોષનો વિચાર અવશ્ય

કરવો જ જોઇએ, સર્વે આરંભો દોષથી વીંટળાયેલા છે તેથી આરંભમાંથી લોક કંઈ મુક્ત થતા નથી; રેલવે થવાથી પ્રસંગે અકસ્માત્ થવાથી ઘણી હાનિ થાય છે તેથી રેલવેમાં મુસાફરી કરવાનું કોઈ અનિષ્ટ ગણતું નથી; મૃગાદિ પ્રાણીઓ ખેતરમાં વાવેલા યવને ચરી જાય તેટલા ભયથી વાવેતર કરવાનું કોઇ કુશલ ખેડુત મૂકી દેતો નથી-સારાંશ ગુણદોષનો વિવેક અવશ્ય કરવાનો જ છે, અને તેમાં જ પુરુષાર્થ છે. નહિ તો પશુઓને પણ આહાર અને કામ હોય છે, પણ તે કંઈ પુરુષાર્થ નથી.

જીવોના સ્વાભાવિક કામને ધર્મમર્યાદામાં લાવી શાસ્ત્રવિહિત પ્રવૃત્તિથી પ્રાપ્ત થયેલાં સ્ત્રીવિત્તાદિ સાધનરૂપ અર્થવડે ભોગ સિદ્ધિ કરવામાં ઇન્દ્રિયો અને મનને મોટી કેળવણી આપવી પડે છે. અર્થસિદ્ધિમાં ઇન્દ્રિયજય પ્રધાન નિમિત્ત છે; તે વિના ચંચલ લક્ષ્મી ઝાંખી પણ કરાવતી નથી. ચાણક્ય પોતાના અર્થ શાસ્ત્રના આરંભમાં જ કહે છે કે— **कृत्स्नं हि शास्त्रमिन्द्रियजयः ।** આ સઘળું શાસ્ત્ર ઇન્દ્રિયજયનો વિસ્તાર છે. અને તે ઇન્દ્રિયજય કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષના ત્યાગવડે અને વિદ્યા અને વિનયના બલથી સિદ્ધ થાય છે.

આ પ્રમાણે ધર્મથી અવિરુદ્ધ કામ વિદ્યા અને વિનયથી સુશોભિત થયેલો, અને ન્યાયવડે પ્રાપ્ત થતા અર્થથી સિદ્ધ થતો અવિદ્યા મર્યાદામાં રહેલા જીવોનો પુરુષાર્થ મનાયો છે, અને તેના વેગને વિરાગના જન્મપૂર્વે પારખી વિવેકબલથી વિહિતભોગદ્વારા ખપાવવાનો છે. પ્રવૃત્તિધર્મનું આ લક્ષ્યસ્થાન **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના પ્રત્યેક ગ્રંથમાં આગળ તરતું રાખવામાં આવ્યું છે. **શ્રી સિદ્ધાન્તસિંધુ**માં ભૂતધુફની આખ્યાયિકા જુઓ, **શ્રી ત્રિભુવન** વિજયી ખડ્ગમાં **વીરવિજયચંદ્ર**ની પ્રવૃત્તિની દિશા જુઓ, **પંચવરદવૃત્તાન્ત**ની ભૂમિકા જુઓ, અને **શ્રીભામિનીભૂષણ**ની ઉત્થાનિકા જુઓ. સર્વત્ર વાચકને જણાયા વિના નહિ રહે કે અવિવેકવડે થતા ત્યાગને નિંદ્ય ગણ્યો છે, અને જીવોના મોટા સમુદાયને શુદ્ધ પ્રવૃત્તિધર્મથી સધાતા કામ અને અર્થના અધિકારી ગણ્યા છે, અને વિહિતભોગને વિરાગના હેતુરૂપે અને નિવૃત્તિધર્મના દ્વારસ્થાને સ્થાપ્યો છે. આચાર્યશ્રીનાં આ સંબંધનાં સૂત્રવાક્યો પ્રત્યેક શ્રેયઃસાધકે મનન કરવા યોગ્ય છે—

" મારો ત્યાગ રાગથી છે, પણ તે રાગ પરિપૂર્ણ થવો ઈશ્વરને સ્વાધીન હોય એમ ભાસે છે. રાગનો ત્યાગ થયા વિના ક્લેશનો ત્યાગ થતો નથી. જે પદાર્થમાં દૃઢ સુખબુદ્ધિથી ચિતનું જોડાવું થાય છે, તે પદાર્થ મળ્યા વિના તથા તેમાં પાછી દુઃખબુદ્ધિ દૃઢ થયા વિના ચિત્ત તેનાથી પાછું હઠતું નથી. " ( **શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ** )

" જો તું યથાક્રમે આશાનો પરિત્યાગ કરવા પ્રયત્ન કરશે તો સુગમતાથી થશે, અને કદાચિત્ દુરાગ્રહથી નિયમિત ક્રમને ઉલ્લંઘન કરીને વાસ્તવ ફલની ઇચ્છા ધારી આશારહિત થવા પ્રયત્ન કરીશ તો તે વ્યર્થ જઈ અન્ય અનર્થને જ પ્રાપ્ત થઈશ, કારણ કે સમર્થ પુરુષો પણ અનિયમથી અર્થની હાનિને સહન કરતા આવ્યા છે. " ( **શ્રી સિદ્ધાન્તસિન્ધુ.** )

( અપૂર્ણ. )

---

# आंदोलन संबंधी केटलुंक.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૭૨ થી. )

શરીર તથા મનના આરોગ્યના ક્ષેત્રમાં, આંદોલનનો નિયમ અત્યંત આશ્ચર્યકારક કાર્ય કરે છે. અને તેનું જ્ઞાન થવું એ તે વિષયમાં મોટામાં મોટા રહસ્યનું જ્ઞાન થવા સરખું છે. આરોગ્યપ્રાપ્તિમાં ગમે તો અજ્ઞાનથી પણ એ નિયમ લાગુ પડી જાય છે તો પરિણામ એ આવે છે કે, બીજા બધા કરતાં તેનાથી મનુષ્યના સમગ્ર શરીરને અધિક લાભ થાય છે.

યથાર્થ વાર્તા એ છે કે શરીરમાં રહેલા એક આરોગ્યમય પરમાણુને દુર્બલ, ચીમળાઈ ગયેલા કે કહોઇ ગયેલા પરમાણુરૂપે બનાવવું હોય તો, તે બહુ સરળપણે બનાવી શકાય છે. પેલા રોગ્યમય પરમાણુનાં આંદોલનને સામાન્ય ( normal ) સ્થિતિમાંથી અસામાન્ય સ્થિતિમાં બદલી નાંખવાથી તત્કાલ ઉપર કહ્યો તેવો ફેરફાર થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો એ પરમાણુનાં આંદોલનો અયોગ્ય પ્રકારે પ્રવર્તે એવું જો કાંઈ તમે કરો તો તે પરમાણુ નિરામય રહેતું અટકી જવાનું, અને મનની પ્રતિકૂલ અને વિરોધી ભાવવાળી સ્થિતિથી એ પરમાણુને જો તમે ભરી દો છો, અર્થાત્ તેના પ્રતિ એવાં પ્રકારનાં આંદોલનો પ્રસારો છો તો એ પરમાણુનાં આંદોલનો અવશ્ય હલકા પ્રકારનાં થાય છે, અથવા અયોગ્ય પ્રકારે પ્રવર્તતાં થાય છે.

એ જ રીતે પૌષ્ટિક અન્નને તેની પચન ક્રિયામાં તે ન પચી શકે અથવા પોષણ ન આપી શકે એવા પ્રકારનું અને વિષમય પણ તમે કરી શકો છો. કોઈ પણ પ્રકારનું અન્ન લો, તથા તેનાં આંદોલનોમાં અમુક પ્રકારનો ફેરફાર કરો અને તે વિષમય બની જશે. અમુકની નજર લાગવી વગેરે જે કહેવાય છે તે બીજું કાંઈ જ નથી પણ તેના મનની અમુક પ્રકારની હલકી સ્થિતિ થયેલી હોય તે વખતે અમુક પદાર્થઉપર તેની અમુક ભાવયુક્ત દૃષ્ટિ પડવાથી તે પદાર્થનાં આંદોલનોમાં ફેરફાર થવો એ જ છે. પરંતુ એથી ઉલટું પણ એટલું જ સત્ય છે. વિષમય તત્ત્વોનાં આંદોલનો પણ તમે એવી રીતે બદલી શકો કે જેથી કરીને તે વિષરૂપ ન રહે. મીરાંએ કરેલા વિષપાનનો દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. મનના સામર્થ્યનો વિકાસ કરવાથી આ થઇ શકે છે, અને એ અક્ષરશઃ સત્ય છે કે બલવાન્ અંતઃકરણવાળા મનુષ્યો તથા અધ્યાત્મબલનો ઉપયોગ કરવામાં અત્યંત કુશલ મનુષ્યો લેશ પણ હાનિવિના કોઇ પણ પ્રકારના વિષને ગ્રહણ કરી શકે છે. અને તેવા મનુષ્યો વ્યાધિમય અથવા દુર્બલ કે વિકારી પરમાણુઓને તેના આંદોલનમાં ધાર્યા પ્રમાણે ફેરફાર કરીને, નિરામય કરી તેમની સ્વાભાવિક આરોગ્યમય સ્થિતિમાં મૂકી શકે છે. એથી અધિક, એ જ નિયમવડે, શરીરનાં શુષ્ક, જીર્ણ અને કઠિન સરખાં—રક્ષ—પરમાણુઓને પણ યૌવનમય બનાવી શકે છે. શરીરનાં સર્વ પ્રકારનાં આંદોલનો, જે મન જાગ્રત્ આત્માના ઉચ્ચ બલની યુક્ત થયું હોય છે, તે મન સર્વ રીતે બદલી શકે છે.

અર્વાચીન વિજ્ઞાન આજ જણાવે છે કે શરીરની શિરાઓ કઠિન થઈ જવાને લીધે

વૃદ્ધાવસ્થા આવે છે, પરંતુ એ શુષ્કતા અથવા કઠિનતા સ્થૂલ શરીરના આંદોલનોમાં કંઈ અયોગ્ય ફેરફાર થવાથી જ થાય છે, તેથી તેવાં આંદોલનોનું નિયમન કરીને-અટકાવીને અને તેને સ્થાને યોગ્ય પ્રકારનાં આંદોલનો પ્રવર્તાવીને એ શુષ્ક થવાની ક્રિયાને આપણે પૂર્ણ રીતે અટકાવી શકીએ એમ છે આ સ્થાને યુવાવસ્થાને સ્થિર રાખવાની કળાનું રહસ્ય સ્પષ્ટ થાય છે, અને એ રહસ્યનો ઉપયોગ કરી કોઈ પણ મનુષ્ય ધારેલો લાભ મેળવી શકવા સ્વતંત્ર છે.

માનસ કાર્યના ક્ષેત્રમાં, શરીર તેમ જ મન બંનેઉપર આંદોલનનો નિયમ આશ્ચર્યકારક અસર પ્રકટાવે છે. અમુક વ્યાધિના ભયને તમે ધારણ કરો, અને એ રીતે એ વ્યાધિ તમારામાં પ્રકટાવનારાં આંદોલનોને ગતિમાં મૂકો છો. મૃત્યુનો ભય ધરો, અથવા મરણ આવશે, મરણ આવશે, એમ વારંવાર ચિંતવ્યા કરો, અને તેમ કરવાથી તમે એવાં આંદોલનો તે ક્રિયામાં સ્થાપો છો કે ધીમેથી અને અવશ્ય કરીને તે તમારા જીવનબલને ક્ષીણ કરે છે અને તે પણ એટલે સુધી કે શરીર ટકવું અશક્ય થઈ પડે છે.

મનની ગમે તે પ્રકારની સ્થિતિ રાખો, પરંતુ તેમાં કોઈ પણ પ્રકારનાં આંદોલનો તો પ્રવર્તવાનાં જ. અને તે આંદોલનો શરીરના સૂક્ષ્મ પરમાણુમાં પ્રવેશવાનાં, અને એ આંદોલનદ્વારા જેટલું બળ પ્રવર્ત્યું હોય તેના પ્રમાણમાં આપણા શરીરઉપર કંઇ પણ અસર પ્રકટાવવાનાં જ. શરીરના અમુક ભાગોમાં બીજા ભાગોકરતાં વધારે પણ અસર થાય, કેમકે બે પરમાણુઓ અથવા પરમાણુના અધિક સમૂહો એક કાળે અને એક જ પ્રકારની સ્થિતિમાં રહેલા છતાં પણ એક સરખી અસરને ગ્રહણ કરતા નથી.

શરીરમાં કોઈ પણ પદાર્થને ગ્રહણ કરવાથી અને તેમાં પણ મુખ્યત્વે કરીને જેના આપણે નિત્યના અભ્યાસી નથી, તેવા પદાર્થને ગ્રહણ કરવાથી આંદોલનોમાં ફેરફાર કરી શકાય છે, પરંતુ સાધારણ રીતે આ ફેરફારો સહજસરખા હોય છે અને જેની લાંબી અસર ન રહે એવા તથા અલ્પકાળમાં જ પોતાની વિક્રિયાને શમાવી દે એવા હોય છે.

આપણા પોતાના શરીરમાં, આપણી પોતાની જ અંતર્ગત ક્રિયાથી ઉત્પન્ન થનારાં આંદોલનો, આપણા અંતરના અત્યંત ઉંડાણમાં થતી લાગણીઓને લીધે થયાં હોય છે, અને આ જ કારણને લીધે આપણી શારીરિક તેમ જ માનસિક સ્થિતિ, જેવા પ્રકારની આપણને લાગણીઓ થતી રહે છે તેને અનુરૂપ જ હોય છે. અથવા એ લાગણીઓના પરિણામરૂપ જ આપણી શરીરની અને મનની સ્થિતિઓ હોય છે. તેથી આપણામાં ઉઠતા મનોભાવો અથવા લાગણીઓઉપર અંકુશ મેળવવાનું કાર્ય અત્યંત અગત્યનું છે—જો આપણે અયોગ્ય પ્રકારનાં આંદોલનો પ્રવર્તતાં અટકાવતાં હોય અને જીવનની જરૂરીઆતો, આરોગ્ય તથા પ્રગતિને અનુકૂલ આંદોલનો પ્રકટાવવાં હોય તો.

પરંતુ આ સિવાય, આ વિષયના ચિંતનમાં મનોભાવો અથવા લાગણીના સ્વરૂપનું જ્ઞાન થવું એ અત્યંત અગત્યનું છે. કેમકે આપણે કોઈ પણ આંદોલનને બદલીએ તે પૂર્વે તે આંદોલનનું આપણને ભાન થવું જોઇએ. જેમ જેમ આપણી લાગણીઓ ઉંડી થતી જાય, અને તે એટલે સુધી કે જાગ્રત્ મનના કાર્યને, આંદોલન પ્રકટાવનાર વાસ્તવ આંતર

સામર્થ્યની સાથે પૂર્ણ સંબંધમાં મૂકી શકાય, તો આપણે આંદોલનના નિયમને ઇચ્છીએ તેવા કોઈ પણ રૂપમાં અથવા કોઈ પણ રીતથી કામે લગાડી શકીએ.

આ ગંભીર વિષયમાં ત્રણ અગત્યની બાબતો નિરંતર લક્ષમાં રાખવી જોઇએ. પ્રથમ એ છે કે આ પ્રતીત થતા વિશ્વમાં વર્તમાનમાં પ્રત્યેક આશય, અવસ્થા, બળ, સ્થિતિઓ વગેરે અમુક પ્રકારની હોવામાં, હાલમાં એ પ્રકારે પ્રવર્તેલાં આંદોલનો જ કારણરૂપ છે, તેથી તેની અંતરના ભાગમાં રહેલાં આંદોલનો જ્યાં સુધી બદલાતાં નથી ત્યાં સુધી કોઈ પણ વસ્તુ કે સ્થિતિમાં કશો ફેરફાર થતો નથી.

બીજું એ કે પ્રત્યેક મનુષ્યના મનમાં, પોતાની શારીર પ્રકૃતિનાં કોઈ પણ આંદોલનો બદલવાનું સામર્થ્ય રહેલું છે. તેમ જ તેના શરીરમાં કોઇ પણ રૂપમાં કે કોઇ પણ રીતથી પ્રવેશતા પદાર્થાદિનાં આંદોલનો બદલવાનું સામર્થ્ય પણ મનુષ્યમાં રહેલું છે. શ્રોત્રેન્દ્રિય નેત્રેન્દ્રિય કે કોઇ પણ ઇન્દ્રિયદ્વારા જે આંદોલનો તેનામાં પ્રવેશે તેમાં પણ મનુષ્યનું મન ધાર્યો ફેરફાર કરવા સમર્થ છે. તે જ પ્રમાણે શરીરમાં લેવામાં આવતા સૂક્ષ્મ તત્ત્વરૂપ વા સ્થૂલ પદાર્થનાં આંદોલનો પણ એ જ રીતે બદલી શકાય છે. તેથી મનુષ્યનું અંતઃકરણ એમ નિશ્ચય કરી શકે કે શરીરમાં જે કંઈ લેવામાં આવે તે કંઇ હાનિ પ્રકટાવી શકે એમ નથી, પરંતુ તે સઘળું લાભ પણ પ્રકટાવી શકે એમ છે.

ત્રીજું એ છે કે મનુષ્યમાં પ્રવર્તતાં કોઈ પણ આંદોલનોનું રૂપાંતર કરવા માટે કે ન્યૂનાધિ કરવાને માટે તેનું મન ઉંડી લાગણી પ્રકટાવીને કાર્ય કરતું હોવું જોઇએ. તેમ જ આંદોલનોના નિયમનું આપણી ઇચ્છાનુસાર નિયમન કરવાને માટે આંદોલનના મૂળ સામર્થ્યનું ભાન કરવાની અગત્ય છે.

આ મૂળ સામર્થ્ય કયું છે તે જાણવાનું ક્યારે બને છે કે જ્યારે આપણે આંદોલનના પોતાના સ્વભાવનું સ્વરૂપ સમજી શકીએ છીએ. પરંતુ એ અત્ર કહી શકાય કે જેવી રીતે શરીરને મન છે તેવી રીતે આંદોલનનો આવિષ્કાર થવામાં આ મૂળ સામર્થ્ય અગત્યનું છે. બીજી રીતે કહીએ તો આ મૂળ સામર્થ્ય જ પ્રત્યેક પ્રકારનાં આંદોલનની ક્રિયા ગતિ અને ફળ પ્રકટાવનાર છે તેથી એ સામર્થ્યનું સ્વરૂપ સમજવાની અત્યન્ત અગત્ય છે.

આંદોલનના નિયમને યથેચ્છ પ્રવર્તાવવાનું મનુષ્યને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે આંદોલનનું કોઈ નવીન રૂપ પ્રકટાવવું હોય તો તે પ્રકટાવી શકે છે. આ સ્થલે મનુષ્ય કેવી ઉચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે એમ છે તે આપણને સ્પષ્ટ થાય છે. જીવનમાં સામર્થ્ય, જ્ઞાન, સિદ્ધિ વગેરે મેળવતા પૂર્વે આપણે આપણને પોતાને ઉચ્ચ આંદોલનની કક્ષામાં સ્થાપી દેવા જોઇએ. અને કોઈ પણ વખતે શરીર, મન તથા આત્માનાં ઉચ્ચ આંદોલનો પ્રકટાવવાનું સામર્થ્ય ત્યારે આપણે મેળવીએ છીએ ત્યારે કોઈ પણ વખતે આપણે આગળ વૃદ્ધિ પામવાને સમર્થ થઈ રહીએ છીએ. અને તેની જ સાથે આપણા પોતાનામાં કે આપણા આસપાસના સંજોગોમાં અથવા આપણી પોતાની સમગ્ર સૃષ્ટિમાં જે કંઇ ન ઇચ્છવા યોગ્ય સ્થિતિ હોય તેનો પણ આપણે સમૂલ ત્યાગ કરી શકીએ એમ છે. તેથી જ્યારે આપણને આંદોલનના નિયમનું જ્ઞાન થાય છે, ત્યારે આપણને પ્રમુદતા પ્રકટે છે, અને એ જ્ઞાન કેવલ સામર્થ્યરૂપ છે. ( અપૂર્ણ. )

# उपदिष्ट दिवसे इष्टप्रति अभ्यर्थना.*

પદ.-મેવાડો.

ત્રાતા ઉરે આવી રે, સેવા ગ્રહો બાલની રે,
દેવા પ્રભુ દર્શનનો શુભ લ્હાવ;
વૃતિઓ આ ચિંતે રે, નિશદિન નાથને રે,
પ્રકટો વહાલા સાચો જાણી મુજ ભાવ; ત્રાતા૦

ભીતરની ભક્તિરે, સાચી પ્રભો ! જાણતા રે,
તેથી કરૂં હૃન્મંદિરીએ પૂજન,
ઉપચારો અર્પુંરે, અંતરના તાતજી રે,
થાજો તેથી દીનને સદ્ય પ્રસન્ન; ત્રાતા૦

વિધિહીન સેવા રે, તો એ પણ દાસની રે,—
જાણી પ્રભો ! પૂર્ણ કરી લો આપ,
અબળ ક્યાં જાએરે, સમર્થને ત્યાગીને રે,
દોષ દહી અંકે ગ્રહો મમ બાપ; ત્રાતા૦

સુ કર્મો અધુરાંરે, હશે ગત જન્મનાં રે,
પૂર્ણ પદે પહોંચી થઇ ના શાંત,
હૃદયના એ ડંખે રે, ગુરો ! પીડા પામતીરે,
ક્યારે હાવે કરી લેશો નિર્ભ્રાંત; ત્રાતા૦

વિજ્ઞપ્તિ સ્વીકારીરે, શુભ દિને આવજો રે,
વસજો વહાલા ! રંકના હૃદયામાંહ્ય,
પ્રેમે પ્રભો ! અર્પુંરે, પ્રણતિ પદપદ્મમાં રે,
સ્થાપો શિરે શુભ કર (જેથી) દુઃખ દહાય; ત્રાતા૦

---

* એક શ્રેયસ્સાધકસ્ત્રીવિરચિત.

સામર્થ્યની સાથે પૂર્ણ સંબંધમાં મૂકી શકાય, તો આપણે આંદોલનના નિયમને ઇચ્છીએ તેવા કોઈ પણ રૂપમાં અથવા કોઈ પણ રીતથી કામે લગાડી શકીએ.

આ ગંભીર વિષયમાં ત્રણ અગત્યની બાબતો નિરંતર લક્ષમાં રાખવી જોઇએ. પ્રથમ એ છે કે આ પ્રતીત થતા વિશ્વમાં વર્તમાનમાં પ્રત્યેક આશય, અવસ્થા, બળ, સ્થિતિઓ વગેરે અમુક પ્રકારની હોવામાં, હાલમાં એ પ્રકારે પ્રવર્તેલાં આંદોલનો જ કારણરૂપ છે, તેથી તેની અંતરના ભાગમાં રહેલાં આંદોલનો જ્યાં સુધી બદલાતાં નથી ત્યાં સુધી કોઈ પણ વસ્તુ કે સ્થિતિમાં કશો ફેરફાર થતો નથી.

બીજું એ કે પ્રત્યેક મનુષ્યના મનમાં, પોતાની શારીર પ્રકૃતિનાં કોઈ પણ આંદોલનો બદલવાનું સામર્થ્ય રહેલું છે. તેમ જ તેના શરીરમાં કોઇ પણ રૂપમાં કે કોઇ પણ રીતથી પ્રવેશતા પદાર્થાદિનાં આંદોલનો બદલવાનું સામર્થ્ય પણ મનુષ્યમાં રહેલું છે. શ્રોત્રેન્દ્રિય નેત્રેન્દ્રિય કે કોઇ પણ ઇન્દ્રિયદ્વારા જે આંદોલનો તેનામાં પ્રવેશે તેમાં પણ મનુષ્યનું મન ધાર્યો ફેરફાર કરવા સમર્થ છે. તે જ પ્રમાણે શરીરમાં લેવામાં આવતા સૂક્ષ્મ તત્ત્વરૂપ વા સ્થૂલ પદાર્થનાં આંદોલનો પણ એ જ રીતે બદલી શકાય છે. તેથી મનુષ્યનું અંતઃકરણ એમ નિશ્ચય કરી શકે કે શરીરમાં જે કંઈ લેવામાં આવે તે કંઇ હાનિ પ્રકટાવી શકે એમ નથી, પરંતુ તે સઘળું લાભ પણ પ્રકટાવી શકે એમ છે.

ત્રીજું એ છે કે મનુષ્યમાં પ્રવર્તતાં કોઈ પણ આંદોલનોનું રૂપાંતર કરવા માટે કે ન્યૂનાધિ કરવાને માટે તેનું મન ઉંડી લાગણી પ્રકટાવીને કાર્ય કરતું હોવું જોઇએ. તેમ જ આંદોલનોના નિયમનું આપણી ઇચ્છાનુસાર નિયમન કરવાને માટે આંદોલનના મૂળ સામર્થ્યનું ભાન કરવાની અગત્ય છે.

આ મૂળ સામર્થ્ય કયું છે તે જાણવાનું કયારે બને છે કે જ્યારે આપણે આંદોલન-ના પોતાના સ્વભાવનું સ્વરૂપ સમજી શકીએ છીએ. પરંતુ એ અત્ર કહી શકાય કે જેવી રીતે શરીરને મન છે તેવી રીતે આંદોલનનો આવિષ્કાર થવામાં આ મૂળ સામર્થ્ય અગત્યનું છે. બીજી રીતે કહીએ તો આ મૂળ સામર્થ્ય જ પ્રત્યેક પ્રકારનાં આંદોલનની ક્રિયા ગતિ અને ફળ પ્રકટાવનાર છે તેથી એ સામર્થ્યનું સ્વરૂપ સમજવાની અત્યન્ત અગત્ય છે.

આંદોલનના નિયમને યથેચ્છ પ્રવર્તાવવાનું મનુષ્યને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે આંદોલનનું કોઈ નવીન રૂપ પ્રકટાવવું હોય તો તે પ્રકટાવી શકે છે. આ સ્થલે મનુષ્ય કેવી ઉચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે એમ છે તે આપણને સ્પષ્ટ થાય છે. જીવનમાં સામર્થ્ય, જ્ઞાન, સિદ્ધિ વગેરે મેળવતા પૂર્વે આપણે આપણને પોતાને ઉચ્ચ આંદોલનની કક્ષામાં સ્થાપી દેવા જોઇએ. અને કોઈ પણ વખતે શરીર, મન તથા આત્માનાં ઉચ્ચ આંદોલનો પ્રકટાવવાનું સામર્થ્ય ત્યારે આપણે મેળવીએ છીએ ત્યારે કોઈ પણ વખતે આપણે આગળ વૃદ્ધિ પામવાને સમર્થ થઈ રહીએ છીએ. અને તેની જ સાથે આપણા પોતાનામાં કે આપણા આસપાસના સંજોગોમાં અથવા આપણી પોતાની સમગ્ર સૃષ્ટિમાં જે કંઇ ન ઇચ્છવા યોગ્ય સ્થિતિ હોય તેનો પણ આપણે સમૂલ ત્યાગ કરી શકીએ એમ છે. તેથી જ્યારે આપણને આંદોલનના નિયમનું જ્ઞાન થાય છે, ત્યારે આપણને પ્રબુદ્ધતા પ્રકટે છે, અને એ જ્ઞાન કેવલ સામર્થ્યરૂપ છે. (અપૂર્ણ.)

# ઉપદિષ્ટ દિવસે ઇષ્ટપ્રતિ અભ્યર્થના.*

પદ.-મેવાડો.

ત્રાતા ઉરે આવી રે, સેવા ગ્રહો બાલની રે,
દેવા પ્રભુ દર્શનનો શુભ લ્હાવ;
વૃતિઓ આ ચિંતે રે, નિશદિન નાથને રે,
પ્રકટો વહાલા સાચો જાણી મુજ ભાવ; ત્રાતા૦

ભીતરની ભક્તિરે, સાચી પ્રભો ! જાણતા રે,
તેથી કરૂં હૃન્મંદિરીએ પૂજન,
ઉપચારો અર્પુરે, અંતરના તાતજી રે,
થાજો તેથી દીનને સદ્ય પ્રસન્ન, ત્રાતા૦

વિધિહીન સેવા રે, તો એ પણ દાસની રે,—
જાણી પ્રભો ! પૂર્ણ કરી લો આપ,
અબળ ક્યાં જાએરે, સમર્થને ત્યાગીને રે,
દોષ દહી અંકે ગ્રહો મમ બાપ; ત્રાતા૦

સુ કર્મો અધુરાંરે, હશે ગત જન્મનાં રે,
પૂર્ણ પદે પહોંચી થઇ ના શાંત,
હૃદયના એ ડંખે રે, ગુરો ! પીડા પામતીરે,
ક્યારે હાવે કરી લેશો નિર્ભ્રાંત; ત્રાતા૦

વિજ્ઞપ્તિ સ્વીકારીરે, શુભ દિને આવજો રે,
વસજો વહાલા ! રંકના હૃદયામાંહ્ય,
પ્રેમે પ્રભો ! અર્પુ રે, પ્રણતિ પદપદ્મમાં રે,
સ્થાપો શિરે શુભ કર (જેથી) દુઃખ દહાય; ત્રાતા૦

---

* એક શ્રેયસ્સાધકશ્રીવિરચિત.

વિદ્યાર્થી અને ગુરુ.

નિર્દોષતાની મૂર્તિરૂપ એક નાનો બાલક વિદ્યાર્થી એક વખત ગામમાં જઈ આવીને પોતાના ગુરુને કહેવા લાગ્યો કે ગુરુજી ! ઘણાં વર્ષોથી જે બંધાયા કરતો હતો અને જે ઘણો જ મોટો છે એવો મહારાજાનો મહેલ આજે તૈયાર થઇ ગયો છે, અને તેને જોવાને હજારો માણસો આવ્યાં છે. તેમાં સુંદર બગીચા છે, ફુવારા છે, અને મહેલમાં કંઈ કંઈ વસ્તુઓ છે. એના જેવો બીજો એક પણ મહેલ મેં જોયો નથી. જાણે જોયા જ કરીએ એમ થાય છે. હું ઘણી વાર જોઇ આવ્યો છું તોપણ હજી મને જોવાનું મન થાય છે ગુરુજી ! આપ તે જોવાને આવશો ?

તે મહાત્મા બોલ્યા, "બાલક ! એ મહેલની અંદર જ રહેલી કોઇ વસ્તુવડે હડસેલાઈને તે પાણીઉપર તરી શકે એમ છે ?"

બાલકે કહ્યું, "ના ગુરુજી !"

મહાત્માએ પૂછ્યું, "ત્યારે મહેલની અંદર જ રહેલી કોઇ સત્તાવડે એ અદ્દર ઉંચો થઇને વાયુમાં આમ તેમ ફરી શકે એમ છે ?"

બાલકે કહ્યું, "ના ગુરુજી !"

મહાત્માએ પૂછ્યું, ત્યારે બાલક ! જમીનઉપર એ મહેલ હરીફરી શકે છે ખરો ? અથવા એ રાજાને બેસવાનો જે હાથી છે તે જેવી ગર્જના કરે છે તેની પેઠે એ મહેલ કરે છે ? અથવા પેલા પોપટની પેઠે એ મીઠા રાગ કાઢીને ગાય છે ? એ બધું મહેલની અંદર જ રહેલી કોઇ સત્તા કરે છે ખરૂં ?

બાલકે કહ્યું, "ના ગુરુજી !"

મહાત્માએ પૂછ્યું, ત્યારે તેની જ અંદર રહેલી કોઇ સત્તાવડે તે વાત કરી શકે કે વિચારી શકે કે પૂર્વના પ્રસંગોની કથા કહી શકે છે ખરો ?"

બાલકે કહ્યું, "ના ગુરુજી !"

મહાત્માએ કહ્યું, "તો પ્રિય બાલક ! એ મહેલ જે ડહાપણ ભરેલા વિચારો અને સારી ક્રિયાઓને પોતાની મેળે જ કરી શકે છે એવા આ ઝુંપડા જેવો ( શરીર જેવો ) નથી અને એ ઝુંપડું પણ બુદ્ધિમાનોએ એટલા જ માટે યોગ્ય ગણ્યું છે કે તેમાં પરમાત્મા પોતાની અગમ્ય સત્તાસહિત આવીને રહે છે. બાલક ! અગમ્ય સત્તાના અધિપતિ આ શરીરમાં રહીને ઇચ્છાનુસાર સ્વતંત્ર વ્યાપાર કરે છે એટલા જ માટે એ ઝુંપડાને ઉત્તમ ગણ્યું છે. બાકી તો એ પણ મિથ્યા છે, તો પછી રાજાનો મહાલય તો શું ?"




॥ ॐ श्रीं ॥

# श्रीसद्गुरुथी वियोग पामेला साधकना विरहोद्गार.

પદ. હોરી.

ગુરુ નહિ સમીપ અમારી, વહે વારિ, ગુરુ૦
ફાગદિનો અતિ સુંદર આવ્યા, જનમનરંજનકારી;
ગુરુ નહિ એ સમય સમીપે, છોડી ગયા ક્યાં પધારી,
અનાથ અમોને વિસારી; ગુરુ૦
નિજ પ્રિયતમસંગ રંગથી રમતા, અંગ ઉમંગને ધારી,
અન્ય જનોને નિત્ય નિહાળી, રહે મન કઇ પેરે વારી;
અંતર્યામીરૂપ વિચારી; ગુરુ૦
દૂર થયા સ્થિત પ્રાણ અમારા, પ્રીત અત્યંત વધારી,
પ્રીત ત્યાં એક ક્ષણ દૂર રહેવું, કોણ કહે રીત સારી,
કરે કેમ દુખ ન ભારી; ગુરુ૦
સ્થાન સકળ આ શૂન્યમય ભાસે, જોતાં દૃષ્ટિ પ્રસારી,
વૃત્તિ ન કોઈ સ્થળે સુખ પામે, બળ બળ થાય બિચારી,
ગુરુ ગુરુ નામ ઉચ્ચારી; ગુરુ૦
વસ્તુવિચાર થઇ શૂન્ય બેઠો, શોક શકે ન નિવારી,
નિજપતિ દૂર ગયા એમ જાણી, દેવ રહ્યા સૌ હારી;
અસુર થયા શસ્ત્રધારી, ગુરુ૦
હે પ્રિયતમ પ્રભુ ! શે દૂર વિચર્યા મારીને પ્રેમકટારી,
વલવલતાં આ ભવજળમાં હવે, કોણ દે પાર ઉતારી;
ગ્રહીને બાંહ્ય અમારી, ગુરુ૦

---

# જે થાય છે તે સારાને માટે.

પરમાર્થમાર્ગમાં પ્રવેશેલા ઘણા મનુષ્યોને, વ્યવહારમાં જે કાંઇ બને છે, પછી તે સારૂં હોય કે ખોટું હોય, તોપણ એવું કહેવાની અને માનવાની ટેવ પાડી હોય છે કે આ જગતમાં જે થાય છે, તે સારાને જ માટે થાય છે, માટે જે કાંઈ બને છે, તેને માટે હર્ષ શોક કરવો મિથ્યા છે. આવા મનુષ્યોના જીવનમાં ગમે તેવો દુઃખદ પ્રસંગ બને છે તોપણ તે સારાને જ માટે બન્યો છે, એમ માનીને તેઓ સમાધાનને સેવે છે, અને વૃત્તિની વિકળતાને શમાવે છે. આ પ્રકારનું માનવું જો કે ક્લેશને અટકાવનાર હોવાથી એક પક્ષે લાભકારક છે, તોપણ તેનો પરિણામ બહુ ઇચ્છવા યોગ્ય આવતો નથી.

જે થાય છે, તે સારાને જ માટે થાય છે, એવા નિશ્ચયને સેવવાથી જે કંઈ મળે તેમાં સંતોષ માનવાની મનને ટેવ પડી જાય છે; અને આવી ટેવ પડવાથી પછી વધારે સુખદ અને વધારે ઉચી સ્થિતિઓને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાનું મન થતું નથી; અર્થાત્ આ નિશ્ચય ઉન્નતિને અર્પનાર સઘળા પ્રકારના પુરુષાર્થને અટકાવનાર છે. વળી આવા નિશ્ચયથી મનુષ્ય પોતાના જીવનમાં જે કાંઈ બને છે, પછી તે ગમે તેવું નિકૃષ્ટ પ્રકારનું હોય તોપણ તેને સ્વીકારી લેતો થાય છે.

આમ છતાં, આ નિશ્ચયપ્રમાણે વર્તનારા ઘણા મનુષ્યો એવું માને છે કે આવો ભય રાખવાની આપણે કશી જરૂર નથી. કારણ કે જે થાય છે, તે સારાને જ માટે થાય છે, એવો જો આપણો નિશ્ચય હોય છે, તો તે આપણો નિશ્ચય દુઃખદ પ્રસંગોમાંથી પણ સુખદ પરિણામને પ્રકટાવવા પ્રવૃત્ત થાય છે, અર્થાત્ જે કંઈ બને છે, તેનો પરિણામ સારો જ આવે છે. આમાં કંઇક સત્ય રહેલું છે. તોપણ દુઃખદ પ્રસંગોને સુખરૂપ કરવાનો જ્યાં સુધી આપણે પ્રયત્ન કરતા નથી ત્યાં સુધી કેવળ શાંત નિશ્ચય જ તેમને સુખરૂપ કરવા સમર્થ થતો નથી. પ્રસંગોને સુખરૂપ કરવાને માટે આપણે પ્રયત્ન કરવાની જરૂર છે પણ 'જે થાય છે તે સારાને માટે થાય છે' એટલો નિશ્ચય કરીને બેશી રહેવાથી પ્રયત્ન સમાપ્ત થયેલો ગણાતો નથી.

જે ઉંચામાં ઉંચો ઉદ્દેશ આપણે ધાર્યો હોય તેને સિદ્ધ કરવા માટે જ્યાં સુધી આપણે આપણું સમગ્ર જીવન અર્પણ કરતા નથી ત્યાં સુધી આપણે આપણાથી બનતો સર્વોત્કૃષ્ટ પ્રયત્ન કરીએ છીએ, એમ ગણાતું નથી; અને જ્યાં સુધી આપણે આપણા ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવાની તીવ્ર ઇચ્છાથી તનમનથી પ્રયત્નમાં જોડાતા નથી; ત્યાં સુધી આપણા જીવનમાં જે કંઈ બને છે, તે આપણા સારાને માટે બનતું નથી.

સઘળું સારાને માટે જ થાય છે, એવો પ્રયત્નરહિત નિશ્ચય, બનનાર પ્રસગોને સુખદ કરવા અસમર્થ છે. વળી વર્તમાન કાળમાં બનતા પ્રસંગો સારાને માટે જ બને છે, એમ માનવાથી મનઉપર અંધકાર ફરી વળે છે, અને તેથી તે બનતા પ્રસંગોથી વધારે સારા પ્રસંગોને જોઈ શકતું નથી.

નિરંતર ઉંચે ચડતું મન, માનસિક સૃષ્ટિના ઉચ્ચ પ્રદેશોમાં, વધારે ઉચ્ચ વસ્તુઓ જુએ છે, અને આવું મન જ વર્તમાન કાળમાં જે બને છે તે સઉથી ઉત્તમ નથી, તે સમજી શકે છે. હાલ જે બને છે, તે પ્રસંગોને હાલ જ વધારે સારા કરી શકાય એમ છે.

વર્તમાન કાળના ઉદ્દેશો વર્તમાન કાળમાં જ સિદ્ધ થવા જોઇએ. કદાચ તેવું ન બને તોપણ તે ઉદ્દેશો નિરંતર સિદ્ધ થતા જવાના ક્રમમાં છે, એવું તો આપણને ભાન થવું જ જોઇએ; પરંતુ જે હાલ આપણને જોઇએ છીએ, તે હાલ જ મેળવવામાં આપણે નિષ્ફળ થવાથી, એવું સિદ્ધ થતું નથી કે હાલ તેની આપણને અપ્રાપ્તિ હોવી, એ આપણા લાભને માટે છે. તેથી માત્ર એટલું જ સિદ્ધ થાય છે કે આપણો તેને માટે અનધિકાર છે. આપણે તેને માટે જે યોગ્યતા મેળવવી જોઈએ, તે મેળવી નથી; આપણે પ્રમાદી અને આળસુ થયા છીએ; અને પ્રારબ્ધ અથવા આજુબાજુના સંજોગો આપણને જેમ ખેંચી ગયા તેમ આપણે ખેંચાયા છીએ.

ભૂતકાળમાં જો આપણે વધારે ડહાપણભરેલી રીતે વર્ત્યા હોત, અને ભૂતકાળમાં આપણી ઉન્નતિ સાધવાના જે જે પ્રસંગો આપણને મળ્યા હતા, તેનો જો આપણે સદુપયોગ કર્યો હોત, તો વર્તમાન કાળમાં જે ઉન્નતિને આપણે ઇચ્છીએ છીએ, તેની આપણે વાટ જોવી ન પડત.

જે સુખને હાલ આપણે ઇચ્છીએ છીએ, તે હાલ જ આપણને નથી મળતું, તેથી તે આપણા હિતને અર્થે છે, એવું ધારવું, એ ભૂલભરેલું છે. જે ઉન્નતિની આપણને અભિલાષા છે, તેને પ્રાપ્ત કરવાના પ્રસંગોની વાટ જોતા સંતોષથી બેશી રહેવું, એ લેશ પણ ઉચિત નથી. વર્તમાન કાળમાં આપણી ઉન્નતિ થવાના પ્રસંગો જો આપણને નથી પ્રાપ્ત થતા તો તેમાં, ભૂતકાળમાં આપણે કરેલી અયોગ્ય કૃતિનો જ દોષ છે.

પરંતુ હવે પશ્ચાત્તાપ કે શોકને કરવાની અગત્ય નથી, ભૂતકાળમાં થયેલી ભૂલોને માટે રડવાથી તો આપણે ઉલટા વર્તમાન કાળમાં જે બળવડે આપણે આપણી ઉન્નતિ સાધવાનો પ્રયત્ન કરવાના છીએ તેનો ક્ષય કરી નાંખીએ છીએ. જો વર્તમાન કાળમાં તમારે કંઇ સિદ્ધ કરવાનું હોય તો તે સિદ્ધ કરવામાં તમને જે જે પ્રતિબંધો નડતા હોય તે તમારા હિતને અર્થે છે, એવું ધારતા નહિ. તે પ્રતિબંધોનો નાશ થવો જ જોઈએ, એવી શ્રદ્ધાને તમારે પ્રકટાવવી જોઇએ. તેમનો નાશ થવામાં જ તમારૂં હિત છે, એ વિચારને જ તમારે તમારા અંતઃકરણમાં સ્થિર રાખવો જોઈએ. તેમનો નાશ કરવાનું તમારામાં સામર્થ્ય છે, એવું તમારે ધારવું જોઇએ.

આજુબાજુના પ્રતિકૂળ અથવા અનુકૂળ સંજોગો પોતાની મેળે ઉભા થતા નથી. કાં તો તમે પોતે તેમને ઉત્પન્ન કર્યા હોય છે, અથવા તો બીજાઓએ ઉત્પન્ન કરેલા તે સંજોગોને તમે સ્વીકારી લીધા હોય છે. પણ જેને તમે ઉત્પન્ન કર્યું છે, તેનો તમે નાશ કરવા અથવા તેને નવેસરથી બનાવવા સમર્થ છો. તે જ પ્રમાણે જેનો તમે સ્વીકાર કર્યો છે, તેનો તમે ત્યાગ પણ કરી શકો, તેમ છે જ. આમ હોવાથી તમને વર્તમાન કાળમાં પ્રાપ્ત થયેલી સ્થિતિનું ગમે તે કારણ હોય તોપણ તે સ્થિતિને તમારી ઇચ્છા અને આવશ્યકતાપ્રમાણે ફેરવવાને તમે સમર્થ છો. કોઈ આપણને પ્રાપ્ત થતી સ્થિતિઓને, સંજોગોને કે વસ્તુઓને પોતાનો સ્વતઃ ઉદ્દેશ સિદ્ધ કરવાનો હોતો, નથી. આપણો જે ઉદ્દેશ હોય છે, તેને પોષવો તથા તેને સિદ્ધ કરવો એ જ તેમનું કામ હોય છે. પરંતુ જ્યારે આપણે કોઈ ચોક્કસ ઉદ્દેશને સેવતા હોતા નથી ત્યારે આ સંજોગો ગમે તેવું અવ્યવસ્થ રૂપ ધારણ કરે છે, કારણ કે તેમના ઉપર આપણા કરતાં વધારે બળવાન્ મનુષ્યોએ પ્રકટાવેલા સંજોગોની અસર થાય

જે મનુષ્યને કોઇ ચોક્કસ ઉદ્દેશ હોતો નથી, તે ગમે તેવી ઢંગધડાવિનાની સ્થિતિમાં અટવાયા કરે છે. અને તે બાહ્ય વસ્તુઓને પોતાને વશ વર્તાવતો નથી તો તેને તે વસ્તુઓની સાથે ઘસડાવું પડે છે; અને જ્યાં સુધી કે કોઇ ચોક્કસ ઉદ્દેશને ધરીને પોતાની બળવાન્ ઇચ્છાના આકર્ષણથી સઘળી વસ્તુઓને પોતાના પ્રતિ આકર્ષી લાવતો નથી, ત્યાં સુધી તેનામાં બાહ્ય વસ્તુઓને પોતાને વશ વર્તાવવાનું સામર્થ્ય આવતું નથી.

સ્થિતિને, સંજોગોને, અને બાહ્ય વસ્તુઓને પોતાને વશ વર્તવવાની કળા આ છેઃ બાહ્ય વસ્તુઓઉપર કોઇ પણ પ્રકારનું સંકલ્પબળ ન વાપરવું પણ આપણા ઉદ્દેશના બળને એટલું બધું વધારી મૂકવું કે જેથી સઘળી વસ્તુઓ આપણા પ્રતિ આકર્ષાઇ આવે. અને આપણી ઇચ્છાનુસાર વર્તે. નિયમ એવો છે કે પ્રત્યેક સ્થિતિ, પોતાના અસ્તિત્વસમયે જેનું બળ સઉથી અધિક હોય છે તેને અનુસરે છે.

આથી જ્યારે તમે તમારા ઉદ્દેશને સઉથી અધિક બળવાન્ કરો છો ત્યારે જગતની સઘળી વસ્તુઓ તમને અનુકૂળ થઇ જાય છે. અને આમ કરવું બહુ સહેલું છે; કારણકે, જ્યારે તમે તનમનથી તમારા ઉદ્દેશમાં એકાગ્ર થાઓ છો ત્યારે તે અત્યંત બળવાન્ થાય છે.

આ રીતે વર્તનાર મનુષ્ય જે કામ પોતે હાથમાં લીધું હોય છે તેને પોતાના સઘળા તનમનથી સર્વોત્તમ પ્રકારે કરે છે; અને જ્યારે વર્તમાનકાળમાં મનુષ્ય પોતે જે પ્રયત્ન સેવતો હોય છે, તેને તનમનથી સેવે છે ત્યારે તેનો પરિણામ ઉત્તમ આવ્યા વિના રહેતો જ નથી.

જ્યાંસુધી મનુષ્ય પોતાની સર્વ શક્તિઓને સર્વોત્તમ રીતે પ્રયત્નમાં યોજતો નથી ત્યાં સુધી સર્વોત્તમ પરિણામ કદી પ્રકટતો નથી, અને જ્યાં સુધી તે પોતાના ઉદ્દેશને અત્યંત પ્રબળ કરતો નથી ત્યાં સુધી તે પોતાની સર્વ શક્તિઓને સર્વોત્તમ રીતે પ્રયત્નમાં યોજી શકતો નથી.

દુઃખમય સ્થિતિમાં જ્યારે તમને આવેલા જુઓ, ત્યારે ઢીલાઢસ થઇને કદી બેસતા નહિ. જે આમ થયું છે, તે સારાને માટે જ થયું છે, એમ માનીને પ્રયત્નનો ત્યાગ કરતા નહિ. બનનારને અથવા બનવા માંડેલાને બનવા દેશો નહિ. બનનાર પ્રસંગને સીધા માર્ગમાં વાળ્યા વિના પોતાની મેળે તે શુભ પરિણામને કદી પ્રકટાવતો નથી આપણે જાણીએ કે પરિણામે જે શુભ હશે તે જ બનશે પણ તેમ બનતું નથી. લગામ છોડીદીધેલા ઉન્મત્ત ઘોડાને જેમ સીધે માર્ગે જવાની આશા રાખવી, એ અયોગ્ય છે, તેમ આપણે પ્રયત્નરહિત રહીને પ્રસંગોને પોતાનો માર્ગ લેવા દેવો, એ અયોગ્ય છે.

અમુક પ્રસંગમાં શું કરવું, તે ન સુઝે ત્યારે, જેમ થનાર હોય તેમ થાઓ, અને જે થશે તે સારૂં જ થશે એવો નિશ્ચય કરીને હાથ પગ હેઠા નાંખી બેઠી રહેવું નહિ. તમે પોતે તે પ્રસંગની લગામ હાથમાં લઇને તેને તમારે ધારેલે માર્ગે ઉતારવાનો જ્યાં સુધી પ્રયત્ન નહિ કરો ત્યાં સુધી પોતાની મેળે તે સીધે સીધો નહિ ઉતરે, અને તમારૂં ધારેલું હિત તમને નહિ દેખાડે.

આવા પ્રસંગમાં પૂર્વના કરતાં વધારે દૃઢ નિશ્ચયવાળા થાઓ. તમારા ઉદ્દેશના સ્વરૂપને પૂર્વના કરતાં વધારે સ્પષ્ટ રચો, અને તેની સિદ્ધિની શ્રદ્ધા પૂર્વના કરતાં અધિક દૃઢ કરો તમે

પોતે તમારૂં પોતાનું સ્વરૂપ બદલો, અર્થાત્ તમે જેવા હો તેના કરતાં અધિક સારા થાઓ. તમારા સર્વોત્તમ અંશોને જેમ બને તેમ અધિક બહાર કાઢો; અને પ્રાપ્ત પ્રસંગોનો સર્વોત્તમ પરિણામ આણવાનો દૃઢ નિશ્ચય કરો. પરિણામ સર્વોત્તમ જ આવવાનો; કારણ કે તે સર્વોત્તમ આવે, એવો તમે પ્રયત્ન કર્યો છે.

જ્યારે તમને તમારૂં ધારેલું ન મળે ત્યારે તે ન મળવામાં મારૂં હિત જ રહેલું હતું, માટે તે મને ન મળ્યું, એવા વિચારને સેવીને મનને કદી પણ વાળશો નહિ. જે તમારે જોઇએ છે, તે મળવાનો તમને હક છે; અને જે સમયે તે તમારે જોઇએ છે, તે જ સમયે તમને તે મળવામાં તમારૂં સર્વોત્તમ હિત રહેલું છે. તમારી જોઇતી વસ્તુ જોઇએ તે સમયે તમને નહિ મળવાનું કારણ જેવા સર્વોત્તમ તમારાથી થઇ શકાય તથા જેવો સર્વોત્તમ પ્રયત્ન તમારાથી કરી શકાય, તેવા સર્વોત્તમ તમે થયા નથી, તથા તેવો સર્વોત્તમ પ્રયત્ન તમે કર્યો નથી. જેવા તમારે થવું જોઇએ, તેનાથી ન્યૂન જ્યાં સુધી તમે રહો છો ત્યાં સુધી, જેવું તમને મળવું જોઇએ, તેનાથી ન્યૂન તમને મળેછે; અને આ ન્યૂન તે કંઇ સારૂં નથી કારણ કે તેનાથી વધારે સારૂં તમે મેળવી શકત.

જે થનાર હતું તે થયું, અથવા જે થનાર હશે તે થશે, એ નિશ્ચય કેવળ ખોટો છે. મનુષ્યે પોતે જે થવાનું કારણ રચ્યું હતું તે જ થયું હતું. જે થવાનું તે કારણ રચે છે, તે જ થાય છે. કારણને મનુષ્યના પોતાના રચ્યાવિના કાર્ય કદી રચાતું જ નથી. અને કારણને બદલી નાંખવાનું મનુષ્યનામાં પોતાનામાં સામર્થ્ય છે, એટલું જ નહિ, પણ નવાં કારણો રચવાનું પણ તેનામાં સામર્થ્ય છે. ખરૂં છે કે જીવનના નિયમોને તેને અનુસરવું પડે છે; પણ આ નિયમોના સામર્થ્યનો અવધિ નથી; અને તેથી કરીને આ નિયમોના સ્વરૂપને જે સમજે છે, તથા તેમનો કેવી રીતે ઉપયોગ કરવો તેને જે જાણે છે, તેને સુખપ્રાપ્તિના સંભવોનો અવધિ નથી.

આયુષ્ નિર્માણ થયેલું છે જ નહિ. અમુક પ્રસંગ અમુક કાળે બનવાનું નિર્માણ કરાયું નથી. આયુષ્ જેટલું લંબાવવું હોય તેટલું લંબાવી શકાય છે. મૃત્યુનો જય કરી શકાય છે. પ્રત્યેક બનાવ, જેવો બને છે, તેના કરતાં જૂદા પ્રકારનો કરી શકાય છે. મનુષ્યને જે જે મળે છે તેના કરતાં અધિક તે મેળવી શકે એમ છે. જે જે દુઃખો તેના ઉપર આવી પડે છે, તે તે દુઃખોને તે પોતાના ઉપર ન આવી પડે એવું કરી શકે છે.

આપણા જીવનમાં બનતા સેંકડો પ્રસંગોમાંથી થોડા જ પ્રસંગો પોતાની મેળે સુખદ પરિણામને પ્રકટાવતા અનુભવમાં આવે છે; કારણ કે આપણે આપણા સર્વોત્તમ રૂપમાં કવચિત્ જ સ્થિત રહીએ છીએ. જેવા આપણે થઇ શકવાને સમર્થ છીએ તેવા જો આપણે થઈએ તો આપણા જીવનમાં બનતા લગભગ સઘળા જ પ્રસંગો સુખદ પરિણામને પ્રકટાવે; પણ તેવું નથી બનતું માટે ઉત્તમ માર્ગ એ છે કે આપણે આજથી જ આપણાથી બની શકે તેટલા સર્વોત્તમ થવું.

જ્યારે પ્રત્યેક મનુષ્ય પોતાના જીવનની દોરી પોતાના હાથમાં લેશે, અને પોતાનું જીવન એવી તો ઉત્તમ રીતે ચલાવશે કે વર્તમાન કાળમાં કરવામાં આવતાં પ્રત્યેક કામ સર્વોત્તમ

રીતે કરશો ત્યારે જે કાંઇ થવાનું, તે સારાને માટે જ થવાનું એટલું જ નહિ પણ પ્રતિદિન જે કાંઇ થવાનું તે પૂર્વના કરતાં વધારે અને વધારે સારૂં થવાનું.

આપણા જીવનમાં નિત્ય સારૂં અને સારૂં જ થતું રહે એવું કરવાની કળા એ છે કે આપણે આપણા અંતરમાં રહેલી અંતર્યામી ઇશ્વરની સર્વોત્તમ સત્તાને જાગ્રત્ કરવી અને આપણે તે સત્તાને સંપૂર્ણ રીતે અધીન થઈજઇને તેની પ્રેરણાપ્રમાણે વર્તવું. આમ કરવાથી આપણા જીવનમાં જે કાંઈબનશે તે સારાને માટે જ બનશે; સારાને અવશ્ય બનવું જ પડશે,અને નિષ્ફળતાનો કોઈ પ્રસંગ બનતો કદાચ ઉપરની જોતાં જણાશે તોપણ તે હવે પછી બનનાર વધારે સારા પ્રસંગના દ્વારરૂપ જ હશે. આમ છતાં જો દેખાતી નિષ્ફળતાથી આપણે આપણા અંતઃકરણને નિરાશાને વશ થવા દઇશું તો તે વધારે સારો પ્રસંગ નહિ બને; કારણ કે પ્રત્યેક નિરાશાભરેલી વૃત્તિ અંતર્યામી ઇશ્વરની સત્તામાંથી આપણા મનને ખેંચીને નીચેના ખાડામાં નાંખે છે; અને તેમ થતાં જે વધારેસારો પ્રસંગ અંતર્યામી ઇશ્વરની સત્તા પ્રકટાવનાર હોય છે, તેને માટે યોગ્યતાવાળું આપણું મન રહેતું નથી.

જ્યારે ઉપર વર્ણવેલા ઉચ્ચ માર્ગે આપણે પ્રયાણ કરતા થઇએ છીએ ત્યારે આપણે શરીરનાં સઘળાં સામર્થ્યો કોઈ ઉચ્ચ ઉદ્દેશની સિદ્ધિપ્રતિ ગતિ કરતાં થવાથી નિરાશાના પ્રસંગ ધીરે ધીરે આપણા જીવનમાંથી અદૃશ્ય થતા જાય છે; એમ છતાં ગાળે ગાળે કદાચ તેવા પ્રસંગ આવે તોપણ આપણે તો અંતઃકરણમાં એવા જ નિશ્ચયને સુદૃઢ રાખી રહેવો કે થોડા સમયમાં આ નિરાશામાંથી કોઇ અધિક સિદ્ધિને દર્શાવનાર પ્રસંગ પ્રાપ્ત થવાનો જ.

ઉપરના દેખાવો ગમે તેવા હોય તોપણ જો આ નિશ્ચયને આપણે સતત વળગી રહીએ છીએ તો વધારે સારો પ્રસંગ બનવાનોઃ પૂર્વોક્ત નિયમ કદી પણ નિષ્ફળ જતો નથી.

આ નિયમનાં સર્વોત્કૃષ્ટ ફળ સત્વર જણાય એટલા માટે આપણા જીવનમાં જે જે નિકૃષ્ટ પ્રકારનું હોય તેને આપણે પ્રયત્નપૂર્વક કાઢી નાંખવું જોઇએ. અભ્યુદયના વિરોધી જે જે મનોવિકારો હોય તે સર્વનો જય કરી આપણે વિશુદ્ધ જીવન ગાળના થવું.

મને ગગનગામી થવું, અર્થાત્ આત્માના ઉચ્ચ પ્રદેશમાં વિચરનારા થવું. આત્માના ઉચ્ચ પ્રદેશમાં નિવાસના સમયે મનને જે પ્રકાશનું ભાન થાય તે પ્રમાણે જ વ્યવહારમાં વર્તવું. પ્રકાશાનુસારી જીવન રાખવામાં સહજ પણ સ્ખલન થવા ન દેવું. અર્ધો પગ દુધમાં તથા અર્ધો પગ દહીંમાં, એવું દ્વિધા વર્તન ગમે તેવા પ્રસંગમાં પણ કદી પણ ન રાખવું. શું સિદ્ધ કરવું છે, તેનો સ્પષ્ટ ઉદ્દેશ પ્રથમ મનમાં રચો. આ ઉંચામાં ઉંચા ઉદ્દેશને સિદ્ધ કરવાપ્રતિ નિશાનને તાકો. આ ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવાની તીવ્ર ઇચ્છા કરો; એટલી બધી તીવ્ર ઇચ્છા કરો કે જેથી પ્રકટેલા મહાબળના પ્રવાહમાં તમારી ઇચ્છેલી વસ્તુ તણાઇ આવે. આમ થતાં જે પરિણામ આવશે તે સારાને માટે જ આવશે.

---

# વ્યાપારાદિમાં કેવી રીતે વિજય મેળવવો.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૭૭ થી. )

**૫ તમે વર્તમાન સમયમાં જે અવસ્થામાં હો તેમાં તમારી પોતાની અનિવાર્ય અગત્ય પડે એવા પ્રકારની તે કાર્યનિમિત્તની કુશલતા પ્રાપ્ત કરો.** તમે જે હો તો અમુક કાર્ય સર્વોત્તમ થાય એવી લોકમાન્યતા કરો. અને તેમ કરવાથી એ પ્રકારના કાર્યમાં તમારૂં અત્યંત મૂલ્ય થવાને લીધે તેવી જાતનું જ્યાં મોટામાં મોટું કાર્ય હશે ત્યાં તમને સ્થાપવામાં આવશે. અથવા એ કાર્ય તમને સોંપવામાં આવશે. એ જગાએ સ્થપાયા પછી જ્યાં પ્રસંગો અથવા તકના સમયો અત્યંત પ્રમાણમાં આવી મળે છે, જ્યાં બદલો પણ અધિક પ્રમાણમાં મળે છે તથા જ્યાં કાર્ય પણ અધિક અનુકૂલ પ્રકારનું છે એવા કોઈ વિશાળ અને વધારે અધિક મહત્તા તથા યોગ્યતાવાળા પ્રદેશમાં સ્થપાઓ છો.

એ એક સત્ય વાર્તા છે કે તમે જે સ્થળે હાલ છો તે સ્થળને યોગ્ય તમે થાઓ છો–તે સ્થળમાં તમારી અનિવાર્ય અગત્ય પડે એવું જ્યારે થઈ રહે છે કે તરત જ નવીન અને અધિક મહત્તાવાળી તક તમને આવી મળવાની. તેને બદલે તમે એવી રીતે કામ કરો કે એક જ દિવસમાં તમારી જગાએ બીજો કોઈ માણુસ આવે અને તે કાર્ય કરી શકે તો નક્કી માનજો કે તમારી કોઈને જરૂર કે ગરજ પડવાની નથી. અને તમને પ્રસંગો પણ બહુ થોડા અને તે પણ નિર્જીવસરખા મળવાના. આમ હોવાથી પ્રત્યેક મનુષ્ય ધારે છે તો જ તે પોતાને ઉચ્ચ સ્થિતિએ ચઢાવે છે અને તેમ કરવું એ સર્વ મનુષ્યને સુગમ છે.

**૬ તમારી દૃષ્ટિમાં ઉચ્ચ લક્ષ્ય રાખો.** તમારૂં મન કલ્પી શકે એવા ઉચ્ચ લક્ષ્યને ધારણ કરો, અને તેને સિદ્ધ કરવાનો વિચાર કરીને બેશી રહો નહિ, પરંતુ અવશ્ય સિદ્ધ કરવું અને તે થશે જ એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક રહો.

માત્ર ઉચ્ચ લક્ષ્યની લક્ષણા કર્યા કરવી એટલું જ બસ છે એમ નથી. જે લક્ષ્ય આપણે સિદ્ધ કરવું છે તેની આપણા મનઉપર એટલી તો ઉંડાણથી અસર થવી જોઇએ કે જે કંઈ આપણે વિચારીએ છીએ તે પ્રત્યેક વિચારને તેને લીધે જીવંત જાગ્રતિ મળે.

ઉચ્ચતર વસ્તુમાટે જ્યારે પ્રત્યેક વિચાર અનિવાર્ય ઇચ્છાસહ ઉઠે છે ત્યારે મનની પ્રત્યેક શક્તિઓ તે કાર્ય કરવાની કુશલતાના શિખરે પહોંચે છે. અને મનની સઘળી ક્રિયાઓ ઉચ્ચતર વસ્તુની પ્રાપ્તિ માટે જ કાર્ય કરે છે, તેથી ઉચ્ચતર વસ્તુ વા સ્થિતિનો સાક્ષાત્કાર જ થઈ રહે છે.

આપણી દૃષ્ટિમાં જેમ જેમ વધારે ઉચ્ચ લક્ષ્ય હોય છે તેમ તેમ આપણે જે વિચારો કરીએ છીએ તે પણ વધારે ઉચ્ચ જ થવાના, અને ઉચ્ચ વિચાર જ મનુષ્યને મહાન્ પુરપરૂપે બનાવે છે.

તમે તમારા ધારેલા લક્ષ્યની નિકટ અને નિકટતર નિત્ય જતા રહો છો અથવા તમારી નિકટ અને નિકટતર એ લક્ષ્યરૂપ વસ્તુને આકર્ષ્યા કરો છો એ પ્રકારની દૃઢ શ્રદ્ધા-

પૂર્વક રહેવાથી તમારી વૃદ્ધિ થશે એટલું જ નહિ પરંતુ એ શ્રદ્ધા તમારા પોતાનામાં, તમને અધિક અને અધિક વૃદ્ધિ પમાડે એવી આંતર સંપત્તિઓને પ્રકટાવશે.

એ એક સત્ય વાર્તા છે અને તે સ્મરણમાં રાખવી કે નાની વસ્તુઓ સિદ્ધ કરવા કરતાં મોટી વસ્તુઓ સિદ્ધ કરવામાં કંઇ વધારે પ્રયાસ અને વધારે સમયની જરૂર નથી. વધારે બળની જરૂર છે અને જે મહાન્ વસ્તુઓમાટે કાર્ય કરે છે તે, જેને માટે તેણે કાર્ય કર્યું હોય છે તે તેને અવશ્ય મળે છે.

**૭ વિજયનાં તત્ત્વોને સ્રજો.** અખંડિતપણે વિજય, પ્રગતિ તથા સતત અભ્યુદયના માનસ વાતવરણમાં રહીને તમારા મનમાં વિજય અર્પનાર સામર્થ્યો અથવા તત્ત્વોને રચો. આ પ્રકારે કરવાની અત્યંત અગત્ય છે, કારણ કે તમે વિજયને સિદ્ધ કરો તે પૂર્વે વિજયને અર્પનાર જે સામર્થ્યો છે તે પ્રથમ તમારા મનમાં જાગ્રત્ થવાં જોઇએ.

જ્યાં સુધી તમારૂં મન જ નિષ્ફલતામાં રમ્યા કરે છે ત્યાં સુધી તમને વિજયપ્રાપ્ત થવો સંભવિત નથી કેમકે મન જ કંઇ પણ કાર્ય કરે છે અને તે જ દુર્બલ હોય ત્યાં સુધી વિજયપ્રતિ તે વળતું નથી. મન એ કારણ છે, જો કાર્યરૂપે વિજયને પ્રકટાવવો હોય તો કારણમાં પ્રથમ જ વિજય સ્થપાયલો હોવો જોઇએ. તેથી મનુષ્યના બાહ્ય જીવનમાં વિજયની પ્રતીતિ થાય તે પૂર્વે વિજયને અર્પનાર સઘળાં તત્ત્વો મનમાં સ્રજવાં જોઇએ, અર્થાત્ મનનાં સઘળાં કાર્યો, વિજયપ્રદ કાર્યોરૂપે જ થવાં જોઇએ. તે કાર્યો એવાં હોવા જોઇએ કે જે પરંપરાએ, કુદરતી રીતે અને સાક્ષાત્પણે સુખસાધક જ થઇ પડે.

પ્રગતિના મનોમય વાતાવરણમાં રહેવાથી મનની સઘળી શક્તિઓ પ્રગતિ પામવા માંડે છે. વિકાસ, પ્રાપ્તવ્ય તથા સિદ્ધિનો આત્મા, મનની પ્રત્યેક ક્રિયાને સચેતન કરે એમ છે, અને તેમ થતાં સમગ્ર અંશથી મન અધિક મહાન્ વસ્તુપ્રતિ આગળ અને આગળ વધતું જશે. આ પ્રકારે થવાથી પ્રત્યેક રીતે મન અધિક કુશલ અને બલવાન્ થશે, અને એવું કુશલ મન જ વિજય પ્રાપ્ત કરે છે.

અખંડ વૃદ્ધિના માનસ વાતાવરણમાં રહેવાથી મનના પ્રદેશમાં એકત્રિત કરવાની ક્રિયા ચાલે છે. અર્થાત્ વિવિધ સામર્થ્યો વગેરે જે કંઈ આમ તેમ છૂટાં છવાયાં વિખરાઇ ગયાં હોય છે, તે બધાં એક કેન્દ્રમાં એકઠાં થવા માંડે છે. આ ક્રિયા મનનાં સઘળાં સામર્થ્યો તથા ગુણોની વૃદ્ધિ કરે છે. અને તેમ થવાથી વિજયને અર્પનારાં તત્ત્વો આપણામાં વધતાં જ જાય છે.

જે મન પોતે જ વિજયના અંશોથી ભરપૂર છે, તેને જ્યારે કોઈ સ્થૂલ કાર્યમાં યોજવામાં આવે ત્યારે તે વિજય પ્રકટાવે છે, કેમકે સજાતીય સજાતીયને સ્રજે છે. તેથી મનમાં વિજયના વિચારને સ્થાપવો, એ જેણે કંઈ પણ કર્તવ્ય સ્વીકાર્યું છે અને જે નિશ્ચયપૂર્વક વિજય પામી શકે એમ છે, તેને માટે અત્યંત અગત્યનું છે.

ઉપર કહી ગયા તે ઉપરાંત આત્મા તથા જીવનના સઘળા બળોસહિત સર્વોત્તમ મનુષ્યસાથે મૈત્રી બાંધો, સર્વોત્તમની જ પ્રતીક્ષા કર્યા કરો, અને સર્વોત્તમની જ ઇચ્છા કરો. કાંઇ પણ યોગ્ય વસ્તુ પ્રાપ્ત કરવાના ઉદ્દેશવાળા થાઓ, જ્યાં ત્યાં મૂલ્યવાન્ અથવા મહાનરૂપે જ સ્થિર રહો, અને હજી પણ અધિકાધિક યોગ્યતા મેળવવાને માટે તમારાથી તે તેટલો પ્રયત્ન કરો મનુષ્યમાં રહેલા ગુણઉપરથી જ મનુષ્યની કિંમત થાય છે.

અને જે મનુષ્ય ગુણાધાન તથા ગુણની વૃદ્ધિ કરી શકે છે તેના સમાન બીજી કોઈ શ્રેષ્ઠ વસ્તુ નથી.

તમારા મનને આકર્ષક તથા રમણીય કરો, તેમ જ તમારા શરીરના સ્થૂલ રૂપને પણ બને તેવી રીતે એ પ્રકારનું કરો. એની પણ અત્યંત અગત્ય છે. કેમકે સામાન્ય દેખાવ સામાનામાં સામાન્ય પ્રકારની જ લાગણી ઉપજાવે છે, અને જેને સામાન્યનું જ ભાન થાય છે તેને પાછા પડવાનો પ્રસંગ આવે છે.

કોઈનું અનુકરણ કરનાર ન થાઓ, પણ અપૂર્વતાને પ્રકટાવો. પૂર્વે થયું હોય તેના કરતાં વધારે ઉત્તમ પ્રકારનું કાર્ય કરવાનો પ્રયત્ન કરો. કોઇ પણ કાર્ય કરવામાં ઘણી ચવાઇ ગયેલી પદ્ધતિઓ કરતાં કંઇક વધારે ઉચ્ચ પદ્ધતિનો સ્વીકાર કરો. જે કંઇ કરો તેમાં એ રીતે જ કરવાનો લક્ષ રાખશો તો તે પ્રમાણે તમે કરી શકશો. મહત્તાને પ્રકટાવનાર અપૂર્વતા ( Originality.) છે, અને એવી અપૂર્વતાનો જ્યારે વ્યવહારમાં ઉપયોગ કરવામાં આવે છે ત્યારે તે હમેશાં વિજય જ અપાવે છે.

( અપૂર્ણ. )

# हास्यस्वरूप.

વિષયનું નામ વાંચતાં ઘણાને એમ લાગશે કે **હાસ્યનો** તે શો વિચાર કરવાનો હશે ? કેમકે તે સર્વના અનુભવનો વિષય છે. પરંતુ કારણ એટલું જ છે કે તે સર્વના અનુભવનો અને અતિપરિચયનો વિષય હોવાથી જ તેની મહત્તાનો ભાગ્યે જ કોઈ વિચાર કરતું હશે. **अति परिचयादवज्ञा** એ ન્યાયે તેના પ્રતિ સર્વ ઉપેક્ષા કરતા આવ્યા છે. અને તેથી જ તેનો વિચાર અપ્રસ્તુત નહિ ગણાય.

ક્રોધ, શોક અને ભયની પેઠે હર્ષનો પણ એક માનસ વિકાર છે અને તેની અભિવ્યક્તિ સ્થૂલ શરીરમાં મુખ્યત્વે મુખઉપર અને અનેપછીથી અન્ય અવયવોપર્યંત પણ સ્પષ્ટ પ્રતીત થાય છે, અને આ સ્થૂલ વિકારને **હાસ્ય** નામથી ઓળખાવવામાં આવે છે. આ હાસ્ય અત્યંત ઉત્કટ વેગથી અને દીર્ઘ સમયપર્યંત કરવામાં આવે છે ત્યારે તેને અટ્ટહાસ્ય કહેવામાં આવે છે.

હાસ્ય કેવળ વ્યકિતનિષ્ઠ હોઇને વ્યક્તિમાં જ મર્યાદિત થઇને અટકતું નથી પરંતુ સંસર્ગથી ચેપી રોગની પેઠે અન્યના ઉપર અસર કરે છે. એક કુટુંબમાં મનુષ્યો એકઠાં થયાં હોય ત્યાં કંઈ હસવાનો પ્રસંગ આવતાં એક જણ હસે એટલે હસવાનું કારણ જાણે કે ન જાણે, સમજે કે ન સમજે, તો પણ બધા ખડખડાટ હસવા મચી પડે છે. તેમ જ જાહેર સભામાં વ્યાખ્યાન કરતાં કોઈ રમુજી વાતનો પ્રસંગ આવતાં આખું સભાસ્થાન હર્ષની ગર્જનાથી ગાજી ઉઠે છે. આવું તેમાં કંઇક ચમત્કારિક આકર્ષણ રહેલું છે.

હાસ્ય એ હર્ષનો ઉભરો અને ઉછાળો છે અને તેનું ઉત્પત્તિસ્થાન મગજ છે. મગજમાંથી જન્મ પામી તે નખથી શિખપર્યંત સર્વ શરીરમાં રોમે રોમમાં વ્યાપી રહે છે. અને પ્રસન્નતા એ તેનું અંતિમ પરિણામ હોવાથી, સર્વશરીરવ્યાપી આત્માસાથે પરંપરાએ તેનો અભેદસંબંધ હોવાથી આત્માની પેઠે તેનો મહિમા જેટલો વર્ણાય તેટલો થોડો છે.

આમ હોવાથી પૂર્વ પુરુષોએ આ સંબંધી દીર્ઘ વિચાર કરેલા છે અને આપણા સાહિત્યમાં નવ રસનું વર્ણન છે તેમાં શૃંગારપછી બીજે નંબરે હાસ્યને પ્રશસ્ય સ્થાન આપેલું છે. ચિત્રવિચિત્ર શૃંગાર અથવા સ્વરૂપનું દર્શન હાસ્યને જન્મ આપે છે અને તેથી શૃંગારથી તેને દ્વિતીય પદ પ્રાપ્ત થયેલું છે. આ એક પ્રકારનો માનસ વિકાર હોવાથી તેનો પ્રાદુર્ભાવ થવાની સાથે અંતઃકરણમાંથી એક પ્રકારનો દ્રવ અથવા રસ વહેવા માંડે છે અને તેથી તેને **રસ** એ સંજ્ઞા આપવાનું સાહિત્યકારોએ યોગ્ય ગણ્યું છે.

આપણા સાહિત્યશાસ્ત્રમાં રસનું સ્વરૂપ આ પ્રમાણે છેઃ—

**विभावैरनुभावैश्च सात्विकैर्व्यभिचारिभिः**
**आनीयमानः स्वादुत्वं स्थायीभावो रसः स्मृतः**

શારીર ચેષ્ટાવડે ઉદ્દીપક સામગ્રીવડે સાત્વિક તેમ જ આગંતુક ભાવવડે જેનાથી આનંદ પ્રકટાવી શકાય તેવા સ્થાયી ભાવને **રસ** કહેવાય છે. આવા નવ રસમાં **હાસ્યને** પણ સ્થાન મળેલું છે. અને આદી નાટ્યપ્રણેતા શ્રી ભરતમુનિ આ રસના વિભાવતરીકે ઉલટાં આભૂષણો પહેરવાં, વિપરીત આચાર, નામ તથા વેષ ધારણ કરવો, અને વિચિત્ર અર્થવાળાં માર્મિક વચનનો ઉચ્ચાર કરવો એથી પ્રકટતા રસને **હાસ્ય** એવી સંજ્ઞા આપે છે. પોતાના અંગની વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરવાથી, ખોડખાંપણવાળી ઇન્દ્રિયો અથવા અવયવો હોય તો તેવડે અગર ન હોય તો તેવો મિથ્યા ડોળ કરીને અને તરેહવાર લુગડાં વીંટીને તેમ જ વિલક્ષણ સુર કાઢીને શબ્દોચ્ચાર કરતો વિદૂષક પ્રેક્ષકોને હાસ્ય પ્રકટાવે છે, એ કોઇને ભાગ્યે જ અજાણ્યું હશે. પારકાના દુઃખનું ભાન થવાને હૃદયની મૃદુતાવાળી અત્યંત અનુકૂળ સ્થિતિથી આવિર્ભાવ પામતી શારીરિક અવસ્થાઓ–ગાત્રસ્તંભન, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ, કંપ, કાન્તિ બદલાવ, અશ્રુપાત અને પ્રલય–એ રીતે ગણવામાં આવે છે અને આ પ્રત્યેક મુખ્ય **રસને** પોષે છે. આ **સાત્વિક** ભાવઉપરાંત નિર્વેદ, ગ્લાનિ, શંકા, ઈર્ષ્યા, શરમ, જડતા, ઉત્સુકતા, નિદ્રા, મરણ આદિ તેત્રીસ જાતના **વ્યભિચારી** ભાવ માનવામાં આવે છે. તે સર્વનું વર્ણન અત્ર અસ્થાને છે, પરંતુ એટલું જણાવવું બસ થશે કે આ ચતુર્વિધ સામગ્રીથી પરિપુષ્ટ થયેલો **હાસ્યરસ** પરનિષ્ઠ અને સ્વનિષ્ઠ હોઇને દ્રષ્ટાઓના ઉત્સવને રસાનંદમાં નિમગ્ન કરે છે. વળી આનો વર્ણ શુદ્ધ શ્વેત મનાય છે. આ પ્રત્યેક ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રિવિધ ભેદવાળો છે, એટલે ઉત્તમનાં સ્વનિષ્ઠ અને પરનિષ્ઠ સ્મિત અને હસિત, મધ્યમનાં સ્વનિષ્ઠ અને પરનિષ્ઠ વિહસિત અને ઉપહસિત; અને અધમનાં સ્વનિષ્ઠ અને પરનિષ્ઠ અપહસિત અને અતિહસિત–એમ ગણાય છે. તેનું સ્વરૂપલક્ષણ આ પ્રમાણે છેઃ-(૧) સહજ વિકાસ પામતા ગાલ, અવ્યક્ત દાંત અને નેત્રના ખુણામાંથી કોમલતાથી જોવું એ **સ્મિત**; વધારે વિકસિત ગાલ, સહજ દેખાતા દાંત, એ **હસિત**, ઉત્તમ પાત્રમાં હોય છે. (૨) મધ્યમમાં સમયોચિત ઉત્તમ સ્વર, સંકુચિત મુખ, મુખઉપર રાગ–રંગ એ **વિહસિત**; ફુલેલાં નાસાપુટ, વાંકી નજર, નમેલી ગરદન, સ્ફુટ ધ્વનિ એ **ઉપહસિત**; (૩) અધમમાં ઉદ્ધત અને અશ્રુથી કંપાયમાન મુખ અને મ્હોટો અવાજ એ **અપહસિત**; ઘણું ઉદ્ધત અને ઘણાં અશ્રુસહિત ભારે અવાજ, પાસે ઉભેલાને વળગી પડવું અને હાથ ઘસવા એ **અતિહસિત**. આ પ્રમાણે તેનાં મુખ્ય લક્ષણ છે અને અવાન્તર ભેદ પણ છે. આપણા પૂર્વપુરુષોની અદ્ભુત અવલોકનશક્તિએ મનોભાવના તથા તેને અનુસરતા સ્થૂલ શરીરના અવયવોના

વિકારોનું સૂક્ષ્મ પૃથક્કરણ અને વર્ગીકરણ કરી સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં રસિક જિજ્ઞાસુની મતિને વિચરવાને ઉત્તમ અવકાશ આપ્યો છે. આપણાં વર્તમાન નાટકોનાં પાત્રો તે પ્રેક્ષક વર્ગમાં યથાર્થ રીતે રસનિષ્પત્તિ કરાવી શકતાં નથી તેનું કારણ માત્ર આધુનિક નાટ્યકારો અને તેમનાં પાત્રોનું આ મહત્વના શાસ્ત્રીય વિષયમાં કાળી ચૌદશની રાત્રિજેવું ઘોર અજ્ઞાન છે. જ્યાં પર્યંત આ અજ્ઞાન તિમિરનો નાશ શાસ્ત્રીય અભ્યાસથી થાય નહિ ત્યાં પર્યંત નાટકોથી કોમલ મતિનાં બાળકોઉપર થતાં અનિષ્ટ પરિણામોથી નાટકો વિષે જનસમાજમાં પ્રચલિત થયેલી તિરસ્કારબુદ્ધિ શમવા સંભવ નથી, અને તેમ થયા વિના જનસમુદાયની નીતિ રીતિ, આચારવિચારની આદર્શરૂપ ઉચ્ચ ભૂમિકા રચી યથાર્થ મનુષ્યત્વ એટલું જ નહિ પણ દેવત્વ અર્પવાનો નાટકનો મહાન્ આશય સિદ્ધ થવાની આશા એ દુરાશા જ છે.

પ્રાચીન સાહિત્યસાગરમાં સહજ નિમજ્જનરૂપ આ વિષયાન્તર કરીને પ્રસ્તુત વિષયને અન્ય દૃષ્ટિબિંદુથી અવલોકીએ, અને આ વસ્તુ સર્વેની અધિક પરિચયની હોવાથી તેના સ્વરૂપને જાણવાને બુદ્ધિને બહુ શ્રમ પડે એવું નથી. આપણ સર્વેને એ અનુભવ છે કે બગાસુ ખાતાં અથવા છીંક ખાતાં કેટલાકને વિચિત્ર પ્રકારનો લાંબો મોટો અવાજ કાઢવાની ટેવ પડેલી હોય છે, જેથી સમીપે નાનું બાલક હોય તો ભય પામી ચીસ પાડી ઉઠે છે. તે જ પ્રમાણે હાસ્ય કરતા પણ અનેક પ્રકારના અવાજ કાઢવાની કેટલાકને ટેવ હોય છે, તેથી તેવા ભારે હસવાથી અન્યને આનંદને બદલે ભય પણ પ્રસંગે પ્રકટે છે. કથા પુરાણના અભ્યાસકને જાણવામાં હશે કે રાક્ષસોસાથેના યુદ્ધસમયે તેમના અટ્ટહાસ્યે કરીને પ્રતિપક્ષના સૈન્યને સ્તંભિત કરવામાં આવતું હતું, અને તેમાં અનેકનો સંહાર થઈ જતો. આ પ્રમાણે હાસ્યનો અદ્ભુત પ્રભાવ પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે.

કેટલાક વિચારકો હાસ્યને અનુકંપાના પ્રતીકારતરીકે સ્થાપે છે તેનું કારણ હાસ્ય કેટલેક પ્રસંગે તુચ્છતાનો ભાવ દર્શાવનાર હોય છે ત્યારે અનુકંપા અથવા દયાની લાગણી શમેલી હોય છે. દુઃખીના દુઃખથી અનુકમ્પાનો મનોભાવ ઉદય પામે છે અને તે ભાવ પ્રકટ્યા પછી તેને સાહાય્ય અર્પી ઉપયોગી થવું એ મહાન્ સદ્ગુણ છે અને સામાજિક સુખને અર્થે અત્યાવશ્યક ગણાય છે. બીજાના સુખ દુઃખમાં ભાગ લેવાથી સામાના સુખમાં ઉમેરો થાય છે અને દુઃખ વિસરાય છે. તેમ છતાં પોતાની આસપાસ વ્યાપી રહેલાં દુઃખ ટાળવાને અનુકમ્પાનો અખંડ વિચાર અંતઃકરણના વિકાસ અથવા પ્રફુલ્લતાને સાંધવાને બદલે તેને સંકોચ અથવા દબાણવાળું રાખે છે, અને એટલા પૂરતી તેના પ્રતીકારતરીકે હાસ્યની અગત્ય કેટલાક સ્વીકાર છે.

આ સંબંધમાં ડૉક્ટર ડબ્લ્યુ. મૅકડૉગલે (Dr. W. Mc Dougall) બ્રિટિશ ઍસોસિએશનઆગળ જણાવેલા વિચારો પણ વિચારવા જેવા છે. ઘણા ઘણા વિજ્ઞાનવિદોએ આ સંબંધમાં અનેક સંભાવનાઓ રજુ કરેલી છે, પણ તે સંતોષકારક જણાઈ નથી. સ્પેન્સરના વિચારપ્રમાણે હાસ્ય એ ઘણા વપરાશમાં આવતી ક્રિયાતંતુઓ (Motor nerves) માંથી વહી જતી જ્ઞાનતંતુઓની શક્તિવિશેષ છે, અર્થાત્ તેનાથી વાણીસ્થાન અને શ્વાસોચ્છવાસમાં ઉપયોગમાં આવતા સ્નાયુઓને વિલક્ષણ ગતિ આપવામાં આવે છે. પરંતુ આપણા મગજમાંથી જ્ઞાનતંતુગત શક્તિ છુટી પડ્યા શિવાય પણ એવા

ઘણા પ્રસંગો હોય છે કે જ્યારે આપણને હાસ્ય પ્રકટે છે. દષ્ટાંતતરિકે એક મનુષ્ય પોતાની પાઘડી માથાઉપર મૂકવાને બદલે પાઘડીઉપર પોતે બેસે; આવે વખતે આજુબાજુ જોનારાઓના મગજમાં શિલક રહેલી જ્ઞાનતંતુની શક્તિ છૂટી પડવાનું કાંઇ કારણ જણાતું નથી. છતાં તે ખડખડ હસી પડે છે ખરા. પરસ્પર સુસંબદ્ધ રીતે ગોઠવાયલા અને અત્યંત સૂક્ષ્મ રચનાવાળા ગતિના સંવાદી અને ક્રમવાર ચાલુ રહેતા પ્રવાહ એ જ હાસ્યરૂપે પરિણામને પામે છે, અને તેને ક્ષોભ પમાડનાર મૂલ ગતિ આપનાર મગજના અંતરના ભાગમાં રહેલી ઊર્મિ એવી બલવાન્ અને સ્પષ્ટ હોય છે કે તેનો નિગ્રહ કરવા અગર દબાવવા બુદ્ધિ અનેકવાર અસમર્થ નીવડે છે. કેટલીકવાર એવા વિચિત્ર પ્રસંગ આવતાં એકદમ એટલા બધા વેગથી એવું હસવું આવે છે કે પેટને બે હાથવડે ખુબ દાબી રાખતાં પણ તે શમતું નથી, પેટ તથા આંતરડાં દુખવા આવે છે, કંઠમાં તેનો અવરોધન થવાથી ખાંસી ચઢે છે, અને આખું શરીર તપી જાય છે; એટલું જ નહિ પણ પાછળથી કેટલાક દિવસ વીતી ગયા છતાં, સમીપે કોઇ ન હોય તોપણ, ઘરમાં એકલા બેઠા બેઠા પણ આ વાર્તાનું સ્મરણ થતાની સાથે તેવું જ ખડખડાટ હસવું આવે છે, એ ઘણાના અનુભવમાં આવ્યું હશે. આ પ્રકારની જ્ઞાનતંતુની પ્રતિક્રિયા એ જ સૂચવે છે કે ભય અને ક્રોધના વિકારોની પેઠે માનવ જાતિના બંધારણની સાથે જ આ પ્રકારનો માનસ અને શારીરક સંયુક્ત વિકાર જન્મ પામીને મગજમાં અમુક મધ્યબિંદુમાં વ્યવસ્થિત અને નિયંત્રિત થાય છે. આ કેવળ આગંતુક વિકાર નથી પરંતુ વ્યક્તિનું હિત કરવા અર્થે જ વિશ્વનિયંતાએ હેતુપુરઃસર સ્થાપેલો છે. મુખ્યશઃ હાસ્યના બે વિભાગ પાડી શકાય એમ છે—(૧) બાહ્ય પદાર્થ અથવા પ્રસંગનું દર્શન થતાં પ્રકટતું હાસ્ય; અને (૨) આવા નિમિત્તશિવાય સ્વતંત્ર રીતે પ્રકટતું હાસ્ય. આ હાસ્ય માનસ ક્રિયાના સ્વાભાવિક પ્રવાહમાં વિક્ષેપ કરે છે. તેથી કેટલીકવાર સુધી આગળ ચાલતા વિચારને અટકાવી રાખે છે. જ્યાં સુધી તેની ઉત્તેજક સામગ્રી વિલાય નહિ અથવા તેના કરતાં અધિક બળવાન્ અને વિરોધી પ્રસંગ પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી તે પૂર્વે ચાલતા વિચારોનું સૂત્ર પુનઃ સ્વાધીન થતું નથી, તેમ જ આવા ક્ષોભને શમાવનાર નવીન વિચારનો પ્રાદુર્ભાવ પણ બુદ્ધિમાં થઈ શકતો નથી. આ પ્રકારનાં બુદ્ધિદ્રવ્યમાં માનસ પરિણામ પ્રકટાવવાઉપરાંત સ્થૂલ શરીરમાં પણ તેના વિકારો અનુભવાય છે; મુખમંડલના વિવિધ સ્નાયુંઓ અને નેત્રો ચિત્રવિચિત્ર વિસ્તૃત અથવા સંકુચિત ગતિ, ક્રિયા અને સ્વરૂપ પ્રદર્શિત કરે છે, આંખો તથા ડાચાં ફટારેલાં રહે છે અથવા બીડાઇ જાય છે, અનેક જાતના વિલક્ષણ ધ્વનિ નીકળે છે, હાથ પગ પણ પછાડવામાં આવે છે, પેટનાં આંતરડાં સ્નાયુઓને સંકોચીને દાબી રાખવાં પડે છે તે એટલા સુધી કે દુર્બલ શરીરવાળાને પાછળથી કેટલીક વારસુધી દુખાવો પણ રહે છે; આમ થવાથી રક્તાભિસરણ અને શ્વાસપ્રશ્વાસની ગતિ ઘણી વધે છે, રક્તનું દબાણ વધે છે, પ્રસ્વેદ થઇ આવતાં શરીરનો ઘણો મળ બહાર નીકળી જાય છે, શરીરનાં અવયવોની દીપ્તિ વધતાં તેજસ્વિતા પ્રાપ્ત થાય છે અને હાસ્યના વેગવાળી પ્રતિક્રિયારૂપ વિકારી સ્થિતિ શમતાં ચિત્તની પ્રસાદવાળી એક પ્રકારની પ્રશાન્ત અવસ્થા પ્રાપ્ત થાય છે, અને શારીર તથા માનસ આરોગ્ય વૃદ્ધિ પામે છે. આ પ્રકારના ચિત્તપ્રસાદના મહિમાનું વર્ણન કરતાં શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનદ્વારા સકલ વિશ્વને જણાવે છે કે:—

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते
प्रसन्नचेतसो ह्याशु बुद्धिःपर्यवतिष्ठते।

ચિત્તનો પ્રસાદ પ્રાપ્ત થતાં દુઃખમાત્રનો નાશ થાય છે અને બુદ્ધિ સુસ્થિર રહે છે, આમ હોવાથી જ શ્રેયઃસાધકોને અનેક પ્રસંગે પ્રત્યક્ષ અને પત્રદ્વારા પણ આચાર્યશ્રી ચિત્તની પ્રસન્નતાનો અખંડ સાચવી રાખવાનો સુબોધ આપતા હતા

---

# માનસ વ્યાપારોસંબંધી વિચારો.

ઘોર સમય અથવા વિકટ પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે તમારાથી જેટલા સર્વોત્તમ બની શકાય એટલા બનો. જો તમે તમારાથી બને તેટલા સર્વોત્તમ બનશો તો પ્રત્યેક પ્રસંગ-તમારા સંબંધમાં આવતી સઘળી વસ્તુ—વધારે સારી બનવા તરફ વળશે. પણ જો તમે જ અધઃપતન પામ્યા કરશો, તમે જ જો નીચે અને નીચે ગતિ કર્યા કરવાનું કાયમ રાખ્યા કરશો તો સઘળી વસ્તુઓ પણ તમારી સાથે નીચે અને નીચે ઉતરતી જશે, અને પરિણામે સઘળું વિનાશ પામશે તમને પ્રાપ્ત થયેલા પ્રસંગ અથવા સ્થિતિના નિયામક તમે છો એવાત તે સમયે લેશ પણ ભૂલશો નહિ એ ભૂલવાથી જ તમે દુર્બલ બનો છો, અને દુર્બલ બનવાથી તમે નીચે પડતા જાઓ છો. તમને પ્રસંગો ગમે તેવા પ્રાપ્ત થાય, તમારા આસપાસના સંજોગો ગમે તેવા પ્રકારના જણાય તોપણ જેવી રીતે તમે જુઓ છો તેવી જ રીતે તમને પ્રાપ્ત પ્રસંગ વા સ્થિતિ પણ જાય છે. તમે નીચે નીચે જુઓ છો, તો તે પોતાની વિકટતાના ભયંકર રૂપને પ્રકટાવતી નીચે અને નીચે અર્થાત્ વધારે અને વધારે દુર્ઘટ રૂપમાં તમારી સાથે આવે છે, અને જો તમે ઉંચે જુઓ છો તો એ જ પ્રસંગ વા સ્થિતિ પોતાનામાં રહેલી ઉત્તમતાને તથા અપૂર્વતાને પ્રકટાવતી તમારી સાથે ઉંચે આવે છે કયાં જવું તે તમારી ઇચ્છાની વાત છે. તમારા હિતની વાત તો એ જ છે કે તમારે ઉચ્ચ દિશામાં—અધિક જીવનપ્રતિ, અધિક બળપ્રતિ, મનની અધિક તેજસ્વિતાપ્રતિ, અધિક દઢાગ્રહપ્રતિ, અધિક ધૈર્યપ્રતિ, અધિક પ્રસન્નતાપ્રતિ અને અધિક શ્રદ્ધાપ્રતિ જવું. જે કાલે શ્રદ્ધા નિષ્ફલ થતી અથવા ડગતી જણાય તે સમયે પૂર્વના કરતાં પણ અધિક શ્રદ્ધાને ધારણ કરો. ઉંચે ચઢો અને ઉચ્ચતર વિચારમાં અને બલત્તર વિચારમાં રહો. અને મનની તથા આત્માની બલવત્તમ સત્તાપ્રતિ અત્યંત પૂર્ણતાથી અભિમુખ થાઓ, અને એ ઉપરાંત અનંત તત્ત્વમાં વિશ્વાસવાળા થાઓ તથા તેના જ આધારને ગ્રહણ કરો. જ્યાંસુધી મનુષ્ય જે કંઈ પૂર્ણ પરમ અથવા સર્વોત્કૃષ્ટ છે તેમાં મન વાણી અને ક્રિયાવડે અખંડ જોડાએલો નથી રહેતો ત્યાંસુધી તે કોઈ પણ રીતે સર્વોત્તમ બની શકતો નથી. આ માત્ર કલ્પના અથવા અંધ મંતવ્ય નથી, પણ તે સમગ્ર અંશથી સશાસ્ત્ર ( Scientific ) છે.

* * * *

આ વ્યાવહારિક સૃષ્ટિમાં કે જ્યાં આપણે અનેક પ્રકારની ક્રિયા કરીએ છીએ, તેમાં કાંઈ પણ સિદ્ધ કરવાને માટે આપણે થોડા અથવા ઘણા પ્રમાણમાં પણ માનવ જાતિઉપર કંઈક પણ આધાર રાખવો પડે છે, અને તે પ્રમાણે આપણે રાખીએ

પણ છીએ. જેથી જેની સાથે આપણે કંઈ પણ સંબંધમાં આવીએ તે પ્રત્યેકની સાથે આપણે યોગ્ય રીતે સંબંધ જાળવી રાખવો એ ઘણું અગત્યનું છે. જ્યારે આપણે જગતની સાથે સંબંધમાં આવીએ ત્યારે આપણે આપણાથી થવાય એટલા સર્વોત્તમ થવું-બનવું-જોઇએ, નહિ તો આપણને બદલામાં સર્વોત્તમ આવી મળતું નથી. જો આપણે અન્યને સર્વોત્તમ આપતા નથી તો અન્ય આપણને સર્વોત્તમ આપતું નથી, આપણે સામાના અથવા અન્યના વિશ્વાસનેઆપણામાં ઉપજાવવો જોઇએ, અને આપણે પ્રત્યેકને પ્રત્યક્ષ કરી બતાવવું જોઈએ કે આપણે યોગ્ય છીએ-આપણામાં યોગ્યતા છે. પરંતુ જે મુખ અપ્રસન્ન, દબાઈ ગયેલું અને કંગાલ જેવું છે, તે અન્યમાં વિશ્વાસને પ્રકટાવી શકતું નથી. તેમ જ જાણે તે પ્રત્યેક મનુષ્યસાથે અણબનાવવાળો, સર્વપ્રતિ તુચ્છ બુદ્ધિ અથવા ધિક્કારના ભાવવાળો હોય એમ વાર્તામાં અથવા ક્રિયામાં કહી અને કરી બતાવવાથી, અને જાણે પોતે બધાથી ન્યારો જ છે-તેને કોઇની દરકાર નથી અને તેને કશામાં સ્પૃહા નથી એમ ઇચ્છવાથી કે વાણી તથા વર્તનવડે જણાવી આપવાથી તે મનુષ્ય પોતાના મૂલ્યને જગતમાં વધારતો નથી, તેમ એ રીતે પોતાની મહત્તા અન્ય આગળ પ્રત્યક્ષ કરી શકતો નથી. તેથી શરીરની અને મનની બને આકૃતિને સર્વોત્તમ પ્રકારની અને આપણા વાસ્તવ સામર્થ્યને, માહાત્મ્યને તથા મૂલ્યને પ્રત્યક્ષ દર્શાવનારી કરવી જોઇએ.

* * * *

જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જેનામાં શ્રદ્ધા છે, જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે દબાઇને ઢીલા થઇને બેસવાના સ્વભાવને કદાપિ સ્વીકારતો નથી, જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે તેને જે કંઇ જોઇતું હોય તે જે કાળે ન મળે ત્યારે પૂર્વના કરતાં પણ અધિક આશાવાન્ અને અધિક દૃઢાગ્રહી રહે છે, અને જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે નિષ્ફલ થવા છતાં પણ અધિક મહાન્ પારિતોષિકને પ્રાપ્ત કરવા માટે ઇચ્છાસહિત પ્રયત્ન કરે છે. તમે તેવા જ થશો.

* * * *

મહત્વના પ્રશ્નનો મહત્વનો ઉત્તર એ જ છે કે વિશાળ અથવા અધિક જીવનને ભોગવવું. સઘળું જીવનતત્ત્વમાંથી જ આવે છે, તેથી અધિક અને અધિક વિશાલ જીવન ભોગવવાથી સઘળું આવી મળે એમ છે. અપૂર્ણમાંથી સઘળું અશુભ પ્રકટે છે, અને એ ન્યૂનતા અથવા અપૂર્ણતા જીવનની ન્યૂનતા અથવા અપૂર્ણતામાંથી જ આવે છે, તેથી અશુભની નિવૃત્તિને માટે જીવનની અધિકતાને-ઉપજાવવાની અગત્ય છે. આ સત્ય હોવાથી વિશાલતા અને ઉચ્ચતર જીવનમાં અખંડ પ્રગતિ થતાં અર્થાત્ જીવનમાં આપણું પોતાનું અધિક વિધાન ( application ) થતાં અને તેનો અધિક આવિષ્કાર થતાં અશુભમાંથી નિવૃત્તિ થઇ જાય છે. કેમકે જીવનમાં અખંડ પ્રગતિ થવાથી તે પ્રગતિ અધિક અને અધિક જીવનનો અનુભવ કરાવે છે.

* * * *

વિચારમાં જો ભેદ પડતો નથી તો જીવનસંબંધી કંઇ નિર્ણય કરવાનું કામ બહુ સુગમ થઇ રહે છે. પણ ખરી વાત એ છે કે વિચાર એક પ્રકારનો સ્થિર વા સ્થાયી રહી શકતો જ નથી, ભલે તેને સ્થિર રાખવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ; તેથી

એ નિર્ણય કરવો એ કઠિનસરખું જણાય છે. જે ક્ષણે આપણે કંઈ પણ વિચાર કરીએ છીએ તે જ ક્ષણે આપણી જાગ્રત્ સૃષ્ટિની સઘળી વસ્તુની એક માનસ કુંચી અથવા કળ આપણને પ્રાપ્ત થાય છે. આપણી ભાનાવસ્થા (Consciousness)વિસ્તારને પામે છે, વિચારોનું રૂપાંતર થાય છે, કોઇ નવીન દૃષ્ટિબિંદુ આપણને પ્રાપ્ત થાય છે. અને આપણે કોઇ અત્યંત વિશાલ વિશ્વમાં આવ્યા હોઈએ એવું વિસ્તૃતતાનું ભાન થાય છે. તે સમયે જીવનસંબંધી પૂર્વના કરેલા નિર્ણયો અપૂર્ણ અને અયોગ્ય જણાય છે. અને આ વિશાલ વિશ્વના નવીન જીવનની સાથે તે એકરાગવાળા થઇ રહે એમ જણાતું નથી. પૂર્વનું સંકુચિત જીવન બદલાતાં, તેની સાથે જ તેના સંકુચિત વિચારો, તેના નિમિત્ત કરેલા સંકુચિત નિર્ણયો વગેરે પણ બદલાય છે. અને તેથી નિર્ણયો અથવા કોઇ પણ બાબતનું પૂર્વનું કરેલું નિરાકરણ આ નવીન જીવનના અનેક પ્રસંગોનું નિરાકરણ કરી શકતા નથી. મનુષ્યોમાં જે અનેક પ્રસંગે ભેદ જોવામાં આવે છે તેનુ કારણ આ જ છે. એક મનુષ્ય પૂર્વના જ જીવનમાં અને તેને અનુકૂલ નિર્ણયાદિમાં રહ્યો હોય છે, અને બીજો મનુષ્ય વિશાલ અને નવીન જીવનમાં પ્રવેશ્યો હોય છે; તેથી તે ઉભયનાં નિરાકરણોમાં, નિશ્ચયોમાં તથા બીજી અનેક બાબતોમાં ભેદ જણાયા કરે છે. તો પણ શારીર, માનસ જીવનના સઘળા નિયમો રૂપાંતર થવાના નિયમઉપર રચાયા છે. જીવન પોતે પણ નિરંતર રૂપાંતર પામતું છે એ ત્યારે શોધી કહાડીએ છીએ. મનુષ્ય અખંડ થતા રૂપાંતરની સાથે આગળ અને આગળ વધવાનો પ્રયાસ કરવાનો આરંભ કરે છે ત્યારે જીવનસંબંધના પ્રશ્નનું સહસા નિરાકરણ થઇ જાય છે.

* * * *

જીવન એ જ્યારે એક પ્રકારનો અખંડ થયા કરતો ફેરફાર અથવા રૂપાંતર છે, ત્યારે તે સંબંધના સઘળા વિચાર, આ નિરંતર થતા રૂપાંતરના સ્વરૂપનું જ્ઞાન પામીને તે ઉપર રચવા જોઈએ, અથવા તેઉપર કોઈ પણ પ્રકારનો નિર્ણય બાંધવો જોઇએ. જીવનને એક સ્થિર વસ્તુ માનીને તે સંબંધી અમુક પ્રકારના કાયમના (Fixed) નિર્ણયો બાંધવા યત્ન કરવો એ અયોગ્ય અથવા ખોટા વિચારોના મૂલ કારણને કાયમ રાખવા સરખું છે, તેથી તે નિર્ણયો અનેક પ્રસંગે અસત્ય જણાય છે, અને તેમ થતાં વારંવાર વ્યામોહ થવાનો પ્રસંગ આવે છે. જીવન એ અખંડ પ્રગતિને પામતી વસ્તુ છે, અને તેથી અખંડ પ્રગતિના નિયમથી જે કંઇ વિરુદ્ધ વિચાર, ચિંતન અથવા નિર્ણય છે, તે બધા અયોગ્ય વિચારો છે. અખંડ રૂપાંતરને પામતા મનમાં આગળ વૃદ્ધિ પામતા માનસ ક્રમમાંથી જે જે સાક્ષાત્પણે વિચારો સ્ફુરે છે તે સઘળા વિચારો યોગ્ય હોય છે. અર્થાત્ જે મન કુંઠિત ન રહેતાં જીવનને બદ્ધરૂપે ન માની નિત્ય નિરંતર બદલાતારૂપે જોઇ જાણીને એ ક્રમને અનુસાર ચિંતન, નિર્ણયઆદિ કરતું રહે છે તે ચિંતન નિર્ણય અધિક યોગ્ય પ્રકારના થાય છે.

* * * ×

વિચારોને નિત્ય બદ્ધરૂપમાં રાખી મૂકવા, મર્યાદામાં જ વિચારોને અટકાવેલા રાખવા અથવા વિચારોને જ્યાંના ત્યાં—એકની એક જ જગાએ રહેવા દેવા એ રૂપાંતર (change)

પામવાના ક્રમ વા નિયમનો ભંગ કરવાસરખું છે. અને એ નિયમનો ભંગ કરવો એ પરોક્ષ વા અપરોક્ષપણે જીવનના નિયમનો ભંગ કરવા તુલ્ય છે. પરંતુ જ્યારે સઘળું ચિંતન વધારે સારા થવાના રૂપમાં અખંડ બદલાયા કરતું હોય છે ત્યારે રૂપાંતર થવાના નિયમની સાથે આપણું મન એકરાગવાળું રહે છે, અને તેથી જીવનના જે જે નિયમો છે તે યથાયોગ્યરૂપમાં જ્યાં લગાડેલા ઘટે ત્યાં લગાડી શકાય છે—તેનું યોગ્ય રૂપમાં વિધાન (Application) કરી શકાય છે. આ હેતુને લીધે રચનાત્મક ( Constructive ) શાખામાં અથવા સુખસાધક શાખામાં વિચારનું અખંડ રૂપાંતર કર્યા કરવાથી વ્યતીત પ્રસંગમાં થયેલી ભૂલો વા દોષો અને તેની અસર ટળતાં જશે, અને ભવિષ્યમાં થનાર ભૂલો અથવા દોષો અટકશે. આપણા વિચારની કુંઠિતાવસ્થાને લીધે અનેક પ્રકારના વ્યામોહ પ્રકટતા હોય છે, અને તેથી તે મનને યોગ્ય દિશા આપીને પછી તેને જેમ જેમ મુકત્વ આપીએ છીએ—એ યોગ્ય દિશામાં તેને આજુબાજુ વિસ્તરવા દઇએ છીએ તેમ તેમ તે અનેક દોષો તથા ભ્રમ અને વ્યામોહને નિવૃત્ત કરતું જાય છે.

* * * *

મનુષ્ય જ્યારે કોઈ પણ વસ્તુની પ્રગતિને માટે, સુધારાને માટે તથા જ કાર્ય વૃદ્ધિ માટે કરવાનો આરંભ કરે છે, ત્યારે તે વસ્તુના યથાર્થ સત્યની તેને ઝાંખી થઇ છે અથવા તેની વાસ્તવ મહત્તા તેના લક્ષમાં આવી છે, એમ આપણે નિર્ભ્રાંતપણે કહી શકીએ એમ છે. એમ કહીને તે ખરૂં જોતાં જીવનને–યથાર્થ જીવનને–પ્રગતિમાન્ જીવનને–શોધવાનો ઉપક્રમ કરે છે, અને પછી તે પ્રગતિની અધિકાધિક વૃદ્ધિ થાય એવા પ્રકારે તે સ્વાભાવિક રીતે જ પોતાનું જીવન ગાળવા માંડે છે. તેથી શરીર, મન તથા આત્મા એ સર્વના પ્રગતિવાન્ જીવનને ભોગવવું, એ સર્વ પ્રગતિ પામતાં હોય એવાં તેમનો ઉપભોગ કરવો, એ જ યથાર્થ અથવા યોગ્ય જીવન છે, એ આપણને સમજાશે. આપણા જીવનમાં ઉપભોગ કરાવનાર ત્રણ સાધનો–શરીર, મન તથા આત્મા–એ સર્વમાં પ્રગતિ હોવી જોઈએ, એકમાં નહિ. અને એ ત્રણે સાધનો જેમ પ્રગતિમાન્ થતાં હોય તેમ તેમ તેનો ઉપભોગ પૂર્ણ આનંદ આપે છે, અને તેનો ઉપભોગ કરવો એ જ પૂર્ણ જીવનને અનુભવવું એ છે.

* * * *

વિચારની પાછળ પાછળ ક્રિયા ચાલી આવે છે. વિચારનું નિયમન કરવું એ ક્રિયાનું નિયમન કરવાસરખું છે અને વિચારનું નિયમન કરવું અથવા વિચારને કાબૂમાં રાખવા એટલે જેવા પ્રકારના વિચાર તમારે કરવા હોય તેવા જ પ્રકારના વિચારો તમે કરી શકો. જે મનુષ્ય તેને પોતાને જેવા વિચાર કરવા હોય તેવા જ વિચાર કરી શકે છે, તે મનુષ્ય તેને પોતાને જેવા પ્રકારનું ભાન કરવું હોય અથવા તેને જેવો અનુભવ કરવો હોય તેવા પ્રકારનું ભાન અથવા તેવા પ્રકારનો અનુભવ તે કરી શકે છે. અને તેણે જેવા પ્રકારથી વર્તવું હોય તેવા પ્રકારથી તે વર્તી શકે છે. તમારે જેવા પ્રકારના વિચાર કરવાની ઇચ્છા હોય તેવા જ પ્રકારના વિચાર કરવાને માટે પ્રત્યેક વિષયમાં પ્રથમ લક્ષ્યો ( Ideals )ને રચો, અને પ્રત્યેક વિષયનાં લક્ષ્યોને તમારા મનઆગળ અખંડિતપણે ધરી રાખો–પ્રકટ રાખ્યા કરો પછી તમારા સમગ્ર મનને એ લક્ષ્યોઉપર તમારાથી પ્રકટાવાય તેટલી અત્યંત ઉંડાણવાળી અને અત્યંત બલવાન્ ઇચ્છાપૂર્વક એકાગ્ર

થવાનું-લક્ષ આપવાનું-કેળવો. એ લક્ષ્યોને પ્રત્યક્ષ કરવાની તમારી જેટલી પ્રબળ ઇચ્છા હશે, તેટલા સત્વર પ્રમાણમાં એ લક્ષ્યોના રૂપને અનુસાર તમારા સમગ્ર વિચારો ઘડાશે, અને તેમ થવું એ જ તમારૂં દૃષ્ટિબિંદુ છે. કેમકે તમારી ઇચ્છાનુસાર વિચાર કરવા એ તમારો ઈપ્સિત વિષય હતો. જ્યારે તમારા સઘળા વિચારો તમારાં લક્ષ્યોને અનુરૂપ થઇ રહે છે, ત્યારે તમે જે વિચારવા ઇચ્છો છો, જે પ્રકારનું ચિંતન માગો છો, તેવા જ વિચાર કરી શકો છો, તેવા જ પ્રકારનું ચિંતન કરવા સેવી શકો છો. અને તેમ થતાં તમે સહજમાં તમારા મનઉપર પૂર્ણ અંકુશ આણી શકો છો. અને તે મનઉપર બલાત્કાર વાપરીને કે મનને દબાવી દબાવીને નહિ, પણ મનને પ્રસન્ન રાખીને, મનને રમાડીને તેના ઉપર અંકુશ સ્થાપી શકો છો.

* * *

તમારાં લક્ષ્યોમાંથી મન બહિર્મુખ થયા કરતું હોય એમ જ્યારે તમને લાગે, અને મોટી વસ્તુને બદલે નાની અથવા ક્ષુદ્ર વસ્તુમાં જ તમારૂં મન વધારે કાળજીવાળું અને ચોંટેલું રહેતું હોય એમ લાગે ત્યારે તમારૂં ધ્યાન આંતરપ્રતિ વાળજો અર્થાત્ તેને અંતર્મુખ કરજો, અને તમારા અંતરમાં રહેલું જે કંઇ મહાન્ છે તેને જાગ્રત્ કરવા યત્ન કરજો. તમારા આત્માના શ્રેષ્ઠત્વનું ભાન તમારી વૃત્તિમાં આરૂઢ કરવા યત્ન કરજો. તેને પુનઃ પુનઃ ઉપસ્થિત કરવાને માટે બનતો પ્રયત્ન સેવજો, અને તમારા સઘળા વિચારોને ઉન્નત ભૂમિકાઉપર સ્થાપવાનો યત્ન કરજો. તમારા પોતાનામાં જે ઉચ્ચ પ્રદેશ રહેલો છે તેમાં તમારા સમગ્ર વિચારોને સ્થિર કરવાનો યત્ન સેવજો. જે કંઇ તમારે પ્રત્યક્ષ કરવું છે તેનું સ્થિરતાથી અને દૃઢતાપૂર્વક ચિંતન કરજો, અને તમારે જે કંઇ પ્રત્યક્ષ કરવું છે તે જ્યાં પ્રત્યક્ષ થઇ શકે એમ છે તે સ્થિતિએ તમારૂં મન તત્કાલ ચઢવા માંડશે. આ એક સિદ્ધ નિયમ જ છે, અને એ નિયમનું આગ્રહપૂર્વક પાલન કરવાથી તે કોઈ પણ મનુષ્યને તેની નીચી ભૂમિકા અથવા કક્ષામાંથી ઉચ્ચ ભૂમિકાના સ્વામિત્વને ભાનપૂર્વક પ્રાપ્ત કરવાના કાર્યમાં સહાયક થઇ પડશે. તેથી તેવા પ્રસંગે મનના ગમે તે સ્થાનમાં વહેવાના વલણને દુર્બલની પેઠે જોયા ન કરતાં, બને તેટલા ઉત્તમ પ્રયત્નથી તેને અંતર્મુખ કરવાનો અભ્યાસ પાડજો.

* * *

બીજાને હલકા પાડી દેવાનો કે તેમને છિન્નભિન્ન કરી નાંખવાનો પ્રયત્ન કરશો નહિ. પણ તમને પોતાને ઉન્નત કરવાનો, તમને પોતાને આગળને આગળ લઇ જવાનો યત્ન કરજો—બીજાને ભાંગી પાડવાનો યત્ન કરવાને બદલે તમને પોતાને રચવાનો જ યત્ન કરજો. પ્રયત્નના પ્રત્યેક પ્રદેશમાં જે પ્રયત્નનો પરિણામ સ્થાયી, પૂર્ણ તૃપ્તિ આપનાર, અને જેવો જોઈએ તેવો જ પૂર્ણ અંશમાં પ્રકટે એમ થવામાં આ એક મહાન્ રહસ્યરૂપ અથવા એક ગોપ્ય વાર્તારૂપ છે. તમારા પોતાનામાં રહેલી એ પ્રકારની રચવાની શક્તિ માત્ર જોઈતી વસ્તુઓને મેળવી આપે છે અથવા તમારી આસપાસ એકઠી કરી આપે છે એમ નથી, સુખ પણ ઉપજાવી આપે છે, જ્યારે જેનું તેનું ભાંગી પાડવું એ પ્રકારનું જેના મનનું વલણ છે તે મનુષ્યને, બીજા કોઈના લાભના ભોગવિના. કોઈ પણ રીતે લાભ થતો નથી. પણ અને તેવો લાભ કદાપિ સુખજનક હોતો નથી તેમ સ્થાયી વા અખંડ પણ રહેતો નથી. માટે પારકાને હાનિ કરવાના કે તેને તોડી પાડ-

વાના વિચાર સેવવા કરતાં, તમને પોતાને જ રચવાના વિચારને નિત્ય કરજો, અને ક્રિયા પણ તેવા જ પ્રકારની કરજો. વ્યાપારી મનુષ્યે તથા સ્પર્ધા, ( Compilition ) વાળા ધંધા કરનારે આ વિચાર ખાસ કરીને લક્ષમાં લેવો ઘટે છે.

* * *

ક્રિયાના કોઇ પણ ક્ષેત્રમાં જો તમારે વિજયી થવું હોય તો તમે જાતે સુધરો અને તમારા કામને વધારે સારી રીતે કરો. વધારે સારી ઉપજ ઉત્પન્ન કરો—ઉપજાવો, પણ તમારી સાથે સરખામણી કે સ્પર્ધા કરનારવિષે કશું જ અઘટિત વા હલકું બોલશો નહિ. બીજા વિરુદ્ધ કહેવું એ તમારા મનમાં અવ્યવસ્થાને ઉત્પન્ન કરવા સરખું છે, અને એવી સ્થિતિમાં કોઈ પણ મન પોતાનાથી બનતું સર્વોત્તમ કાર્ય કરી શકતું નથી. તેથી કોઈના વિરુદ્ધ કહેવું, કોઇની ટીકા કરવી અથવા કોઇને તોડી પાડવા પ્રયત્ન કરવો એ તમને પોતાને જ તોડી પાડવા જેવું છે. તમને પોતાને ઉંચી અને ઉંચી પંક્તિના રચવાની સાથે તમારામાં રહેલા બળનો બીજાની આશાને તોડી પાડવામાં અને તેના જે જે સંભવો ( Prospects ) હોય તેનો વિનાશ કરવામાં ક્ષય કરો એ બની શકે તેવું નથી. તમારે ઉંચી પંક્તિના થવું હોય તો તમારા સમગ્ર બળનો તમારા કાર્યમાં જ વ્યય કરવો જોઇએ તેનો ક્ષય કરવાથી તેમ કદાપિ ઉચ્ચ પંક્તિમાં આવી શકો એમ નથી.

**બે માનવ બન્ધુઓ—**

---

સાયંકાલના સમયે બે બંધુઓ ફરવા નીકળ્યા. એક માણસ છાતી કહાડીને, આકાશમાં ઉંચે દૃષ્ટિને ફેંકતો, કવચિત્ આમ તેમ જોતો, પોતાનાં વિશાળ નેત્રમાં પર્વતોનાં શિખરોને, આકાશના તારાઓને, મધ્યે ઉડતાં પક્ષીઓને, વૃક્ષની ઉચ્ચ ટોચેને ગ્રહણ કરતો પ્રતાપમય પગલાં ભરતો ચાલતો, અને જાણે યુવાવસ્થાની જ પ્રતિમારૂપ હોય તેમ દેખાતો હતો. તેનું મુખ સુંદર, જીવનમય, આશાભર્યું, આનંદનું પાન કરવાને તલપતું, અને જીવનના છલોછલ ભરેલા પ્યાલામાંથી જાણે એક પણ બિંદુ જવા ન દેવાને ઇચ્છતું હોય તેવું હતું.

તેણે આકાશમાં થતા વિવિધ ફેરફારો જોયા. ઝાંખામાંથી ઘેરા થતા, ક્ષણમાં ફિકા પીળા વર્ણમાંથી સુવર્ણસરખા થતા, તો સુવર્ણમાંથી તામ્રસરખા થતા, તો તામ્રમાંથી લીલાશ પડતા થતા, તો લીલાશમાંથી ભુરાશ પડતા થતા-એમ વિવિધ વર્ણોને ધારણ કરતા આકાશમાં તરી આવતા રંગોને તે જોતો જતો હતો. ન વર્ણી શકાય કે ન સમજી શકાય એવા અનેક વર્ણોને આપતાં સૂર્યરશ્મિ એટલામાં જ અંતર્પટમાં શમાઇ જવાને તૈયારી કરી રહ્યાં હતાં. તેણે દિવસના પ્રકાશને ધીમે ધીમે ઝાંખો થતો અને શાંતપણે કોઈ બીજા પ્રદેશમાં સરી પડતા જોયો. રાત્રિ પણ બીજી બાજુથી લપાતી છુપાતી કોઇ અગમ્ય રીતે આકાશને ઘેરતી જણાઇ; આછાં આછાં વાદળાંએ પણ ઘનશ્યામતા ધારણ કરવા માંડી. અને પક્ષીઓ દૂરના પ્રદેશપ્રતિ પ્રયાણ કરવા લાગ્યાં. તારાઓ ચમકવા લાગ્યા, અને જાણે રખેને સૂર્ય આમ તો નહિ હોય, અને તેમ તો નહિ હોય એવા ભયથી જાણે ક્ષણમાં આ તરફ ડોકીયું કરતા અને ક્ષણમાં પેલી તરફ ડોકીયું કાઢતા હોય એમ છુટા છુટા એક પૂર્વમાં તો એક પશ્ચિમમાં એક ઉત્તરમાં તો એક દક્ષિણમાં એમ એક એક પછી એક ચમકવા લાગ્યા. ધીમે ધીમે ચંદ્ર પણ ઉપર તરી આવ્યો અને સમુદ્રનાં વધતાં જતાં મોજાંની પેઠે આકાશમાં પોતાના પ્રકાશને વધારતો ચઢવા લાગ્યો.

કંઈક વિચાર કરતાં તે તેના બંધુપ્રતિ વળ્યો. તે વળેલા સરખો થઇને નીચું માથું નાંખીને પૃથ્વીપ્રતિ દૃષ્ટિ નાંખતો ચાલતો હતો. તેનું મુખ સુંદર કે મોહક ન હતું. તેના ઉપર કોઈ એક પ્રકારની મધુર અને રમ્ય શાંતિ પ્રસરી રહી હતી. તેની દૃષ્ટિ દયાળુ અને મુખનો ભાવ મૃદુ હતો.

કંઇક અધૈર્યને પ્રાપ્ત થતા પેલા સુંદર બંધુએ પૂછ્યું, " શામાટે તમે હમેશાં નીચું માથું રાખીને ચાલો છો ? આ સાયંકાળની કોઇ પણ રમણીયતાને તમે જોતા જણાતા નથી. તમારી દૃષ્ટિ અખંડ પૃથ્વીપ્રતિ જ વળેલી રહે છે, અને તમારા ખભા વૃદ્ધ મનુષ્યના જેવા વળી ગયેલા જણાય છે. શા માટે ? ઉપર જુઓ ! આ ઉપરની ચમત્કૃતિઓને નિહાળો ! જુઓ, તે પ્રભુના હાથનો કેવો પૂર્ણ ચમત્કાર છે !"

તેના બંધુએ સ્મિત કર્યું–લેશ પણ મરડાટવિનાનું પણ કંઇક ભાવવાળું સ્મિત કર્યું. તેણે શાંતિપૂર્વક ઉત્તર આપ્યું, " તમે જ્યાં આગળ ચાલતા ચાલતા આવો છો, ત્યાંની રમણીયતાને હું જોઉં છું. જ્યારે તમે આકાશપ્રતિ દૃષ્ટિ માંડો છો, ત્યારે હું આ ઘાસમાં ઉડતું વિલક્ષણ જાતનું તીડ જોઉં છું, આ જંગલનાં બીજાં સ્થૂલ સૂક્ષ્મ પ્રાણીઓને જોઉં છું, અને તેમાંના ચમત્કારને જોઇ મુગ્ધ બનું છું. જ્યારે તમે આકાશાદિની સ્વર્ગીય ભભકથી રોમાંચને પામો છો, ત્યારે હું આ વૃક્ષની છાલ જોઈને, તેનાં પાંદડાંના અદ્‌ભુત વર્ણો જોઈને, આ સુંદર પુષ્પો જોઇને તેવા જ અનુભવને કરૂં છું. લીલોતરીથી તરવરતાં આ ક્ષેત્રોને નિહાળું છું. તમે ચંદ્રમાં લક્ષ આપો છો, અને હું આ નિર્મળ જળના વહેતા ઝરાથી આનંદ પામું છું. તમે તારાઓ જુઓ છો, અને હું મારા પગમાં રમતી પૃથ્વીને જોઉં છું.

" તમે ઉન્નત દિશાપ્રતિ જુઓ છો. તમારી દૃષ્ટિની સાથે મન હૃદય તથા આત્મા કમનીયપણે ઊર્ધ્વમાં ચઢે છે તે કેવલ યોગ્ય છે. તમે ઉંચે ચઢતા સ્ફુરણસરખા છો. જીવનની મોટી મોટી વસ્તુઓને માટે તમે સરજાયા છો. કેમકે જે કંઈ તમે કરો છો, જેને માટે તમે કંઇ કરો છો, તે જ તમારી પાછળ ટકે એમ છે. સંગીત, નાટક, કાવ્ય, ધ્વનિ અને કલા તમારા દૈવી સ્પર્શથી સિદ્ધ થનાર છે. બંધુ ! તમે ઉન્નતગામી છો, એક લક્ષરૂપ છો, અને હું તો સામાન્ય દૃષ્ટિવાળો છું. જો હું ઉંચે દૃષ્ટિ કરૂં તો મારી દૃષ્ટિને જ ખોઈ બેસું એમ છે. અને તેમ થાય તો જીવનની જે નાની નાની વસ્તુઓ છે તેની શી દશા થાય ? બંધુ ! તેમના પ્રતિ જોવું એ વિશ્વવ્યવસ્થામાં મારે માટે નિર્માણ થયું છે. જે કંઇ હું કરૂં છું તે સદાકાળ ટકનાર નથી, કેમકે તેનો કંઇ અંત નથી. હું તો ગામડીયાજેવો, શાંત અને સામાન્યસરખો મનુષ્ય છું, પરંતુ આ આખા વિશ્વમાં હું અત્યંત આવશ્યક છું. મારા વિના, તમે પણ અસ્તિત્વમાં આવી શકો એમ નથી. કેમકે હું તમારી નિત્યની ઉપયોગી વસ્તુઓઉપર દેખરેખ રાખું છું. નહિ તો ભુખથી, થાકથી, દુર્બલતાથી, શોકાગ્લાસરખા થઇ ગયેલા તમે પછી ટકી શકો એમ નથી. તે સમયે તમારૂં ઉન્નત ચિંતન જતું રહે એમ છે, અને તમારો દિવ્ય વસ્તુઓસાથેનો સંબંધ નિષ્ફળસરખો થઈ રહે એમ છે. "

તે અટક્યો, તેના બંધુના આશ્ચર્યજનક મુખ તથા ભાવોપ્રતિ તેણે મંદમંદ સ્મિત પ્રસાર્યું. અને તે સ્મિત શુદ્ધ અને નિર્મલ જ હતું.

પેલા સુંદર પુરુષે કહ્યું, " બંધુ ! તમારી સાહાય્ય અથવા તમારૂં કર્તવ્ય અત્યંત દીર્ઘ દૃષ્ટિવાળું અને મહત્વનું છે. તમારી સાથે સરખાવતાં તો હું કશા જ હિસાબમાં હોઉં એમ જણાતું નથી."

પેલા બીજાએ સ્થિરતાથી ઉત્તર આપ્યો, ' એવું કંઇ જ નથી. તમારા વિના આ આખું જગત્ કામના ભારથી દબાઇ જતા ગુલામોના શહેર જેવું–એક કેદખાના જેવું થઈ રહે તેમ છે. તે કેવલ મંદબુદ્ધિ, નિરસ તથા નિસ્તેજ થઇ રહે એમ છે, પછી તો જીવન એકસરખી ક્રિયાવાળું થઇને એક ઘટમાળજેવું જ બની રહે તેમ છે. તમે જગતમાં વિશ્રાંતિને માટે, આનંદને માટે, વિહારને માટે, વિનોદને માટે, ઉપયોગી થઇ પડો છો, સુખની, પ્રસન્નતાની, નિશ્ચિંતતાની અને નિવૃત્તિની ક્ષણો તમે જ છો. આનંદના, ઉચ્ચતાના, બલના અને નિગૂઢતાના અવસરો તમે જ છો. અને એ જ ક્ષણો હૃદયને ઉન્નત કરનાર છે, આત્માને વિભ્રાજમાન્ કરનાર છે. "

આ શબ્દોથી પેલા સુંદર પુરુષે પુનઃ પોતાની દૃષ્ટિ આકાશપ્રતિ વાળી. તેનાં નેત્રો ચમકવા લાગ્યાં, અને ભવિષ્યપ્રતિ તણાવા લાગ્યાં.

તે બોલી ઉઠ્યો, ' તમે સત્ય કહો છો. હું મહાન્ વસ્તુઓને, ચમત્કૃતિમય વસ્તુઓને સિદ્ધ કરીશ, મને પ્રતિરોધ કરનાર કાંઈ પણ થશે નહિ, કોઈ પણ વિઘ્ન મને સ્ખલિત કરી શકશે નહિ, હું એક વિજયરૂપે જ ગણાઇશ. "

પરંતુ તેનો બંધુ પુનઃ નીચે જ જોયા કરતો હતો, તે કીડીઓના દરઉપર પગ મૂકી દેવાને બદલે તેને ઓળંગીને પગ મૂકતો હતો. કંઇક જિજ્ઞાસુ વૃત્તિથી તેણે ઘાસ-ઉપર જઇને માર્ગની પાસેના એક કરમાઇ જતા જંગલી પુષ્પને તોડયું, અને ગણગણવા લાગ્યો કે;—

" જીવનમાં જેને જે જે કાર્ય કરવાનું પ્રાપ્ત થયું હોય તેને વધારે અને વધારે સારૂં કરવાના યત્નપૂર્વક કરવું અને જ્યાં સુધી તેની પૂર્ણતા થાય ત્યાં સુધી તે કરવું, એ જ મનુષ્યમાત્રનું પરમ લક્ષ્ય છે. કોઇ પણ કાર્ય ક્ષુદ્ર નથી, માત્ર તેને અપૂર્ણ રૂપમાં કરવું એ જ મનુષ્યની ક્ષુદ્રતા છે. ઉપરનું હો કે નીચેનું, હલકું હો કે ઉંચું, પરંતુ પ્રત્યેક કાર્ય તેના પૂર્ણ રૂપમાં સર્વોત્તમ જ છે, કેમકે સર્વની પૂર્ણતાનો અવધિ એક જ સ્થાનમાં હોય છે."

---

# केटलाक जनस्वभावो.

પાંચ સાત મનુષ્યોઆગળ જઇને તમે કોઈ એક નવી વાત કહો એટલે એક પૂછશે કે આ કયાંથી સાંભળી ? બીજો પૂછશે એ કોણે કહી ? ત્રીજો પૂછશે કયારે એ વાત બની ? ચોથો પૂછશે કે પહેલાં આવી કયાંહિ બની હતી ? પાંચમો પૂછશે કે કશામાં આ સંબંધી લખાયું છે ? આવા અને આવા તે બાબતના ઉપર ઉપરના પ્રશ્નો દરેક પૂછવાને તૈયાર થઈ જશે. પરંતુ તે વાત ગમે તેટલી મહત્વની હશે તોપણ તેના ઉંડાણમાં ઉતરી તેમાં તત્ત્વ શું છે તેનો વિચાર કરશે નહિ. આ સ્વભાવ શું છોડવા જેવો નથી ? નહિ તો ઘણી વખતે શો પરિણામ આવે છે ? જેણે તમને પૂછ્યું હશે કે આ વાત કોણે કહી, તેને તમે ઉત્તર આપશો કે ભાઈ ! મને તો રામશંકરે આ વાત કહી, એટલે તરત

તે ' અંહ, એ તો એવા તડાકા હાંક્યા જ કરે છે, ટાઢા પહોરની ઠોકવાની એને તો ટેવ છે ' એમ કહીને તે વાતસંબંધી કશો જ વિચાર નહિ કરે. ' કયાં બની ' એ પ્રશ્નવાળાને ઉત્તર આપશો કે ' અમેરિકામાં બની ' કે તરત કહેશે કે ત્યારે તો એ ગપ જ. ત્યાંનું કંઈ સાચું હોતું જ નથી. ' ' કશામાં આવું લખાઈ આવ્યું છે ' એવું પૂછનારને તમે જણાવશો કે ' એ અમુકમાં લખાઈ આવ્યું છે ' કે તરત જ કહેશે કે ' એમ કે, ત્યારે એ તો કલ્પનાના ઘોડા. ' આવું જનસમાજમાં ઘણી જગાએ તમને જણાશે. અને તેમ થવાથી અનેક મહત્વની બાબતો પણ વિચારાયા વગરની રહી જાય છે, અને તેથી અનેક મનુષ્યો અજ્ઞાનમાં રહે છે. આ પ્રકારનો સ્વભાવ શું મનુષ્યોએ ત્યજવા યોગ્ય નથી ?

કોઈ મનુષ્યને તમે કહેશો કે આવા સામર્થ્યવાળા થઈને તમે આટલું કામ નથી કરતા ? ' એટલે સોમાંથી નવ્વાણું મનુષ્યો એ જ ઉત્તર આપશે કે ' ભાઇ ! જરા મારી સ્થિતિમાં આવીને બેસો ત્યારે ખબર પડે. ' કોઇને કહેશો કે ' આટલી સામાન્ય હરકતો તેને તમે આવી મોટી ગણો છો ' ? તો તેનો ઉત્તર પણ મનુષ્યોના એટલા જ ટકા એ જ આપવાના કે ' ભાઇ ! તમને એવી હરકત પડે અને તેને ન ગણો ત્યારે જાણીએ. ' કોઈને કહો કે ' જાઓ મારા ભાઇ ! આવી ધુળજેવી બાબતથી મુઝાઈ ગયા ? ' કે તરત જ તમને તે કહેશે કે ' એ તો તમે એવા પ્રસંગમાં ગોઠવાઓ અને પછી મુઝાઓ છો કે નહિ ત્યારે જણાય ! આવા ભાવના વિરોધી ઉત્તરો મોટે ભાગે મનુષ્યો આપે છે. પણ તેમણે આ સ્વભાવ શું સુધારવા યોગ્ય નથી ? આવા ઉત્તર આપવાથી તમે તમારી સ્થિતિને વધારે રૂપમાં જુઓ છો, અને તેને તમારા માથાની કરી સ્થાપો છો. તેના સંમુખ થવાની શક્તિ કે જે તમારામાં જ રહેલી છે, તેને જાગ્રત્ થવાને કદી પણ અવકાશ આપતા નથી. કોઈ બીજો મનુષ્ય એ પ્રકારે થવાનો યોગ આણે છે, તોપણ તમે તેને ઉપરના ઉત્તરો આપી મુખબદ્ધ કરવા ધારો છો, પણ ખરૂં જોતાં તમે એ પ્રકારના સ્થિતિબદ્ધ થઈ જાઓ છો. તમને પૂછનાર કંઇ તમારો શત્રુ નથી. તે તો ઇચ્છે છે કે તમે તેવી દુર્બલતાથી દૂર થાઓ. તેના વચનમાંથી સાર લેવાને બદલે ઉલટા તમે તેનામાં તમારી સ્થિતિની કઠિનતા સ્થાપવા માંડો છો. પરંતુ તેનામાં તો તે સ્થપાતી જ નથી, પણ તમારામાં જ તે વધારે દૃઢ થતી જાય છે.

અને તમે જાણો છો કે કુદરતમાં નિયમ જ છે કે જગત્માં બે મનુષ્યો એક પ્રકારની સરખી સ્થિતિમાં આવતા જ નથી. અને એ અલૌકિકતા એ જ વિશ્વકર્તાની વિશેષતા છે. તો પછી તમે જેને કહો છો તે તમારા સરખી સ્થિતિમાં કેવી રીતે આવે ? અને ન આવે તો તેથી શું તમને કહેવાનો તેનો હક નથી ? જગત્માં એકનો અનુભવ અન્યને ઉપયોગી થઈ પડે છે, એ ન્યાયે સ્વભાવથી સામા મનુષ્યને તમને કહેવાની વૃત્તિ થાય છે. તેથી કાં તો તેને ઉત્તર ન આપો અથવા તો તેના કહેવાનાં સંબંધમાં વિચાર કરો. તેમાં પણ પાછળનું કર્તવ્ય વધારે હિતકર છે. કેમકે તેમ કરવાથી તમે તમારી સ્થિતિને સુધારી શકવા સમર્થ થાઓ છો. જ્યારે આમ છે ત્યારે એવા પ્રકારનો સ્વભાવ મનુષ્યોએ શું છોડવો યોગ્ય નથી ?

પાંચ દશ મનુષ્યોઆગળ કોઈ દુઃખી મનુષ્ય આવે કે તેને સમાધાન આપતાં કહેશે

પેલા સુંદર પુરુષે કહ્યું, " બંધુ ! તમારી સાહાય્ય અથવા તમારૂં કર્તવ્ય અત્યંત દીર્ઘ દષ્ટિવાળું અને મહત્વનું છે. તમારી સાથે સરખાવતાં તો હું કશા જ હિસાબમાં હોઉં એમ જણાતું નથી."

પેલા બીજાએ સ્થિરતાથી ઉત્તર આપ્યો, ' એવું કંઇ જ નથી. તમારા વિના આ આખું જગત્ કામના ભારથી દબાઇ જતા ગુલામોના શહેર જેવું-એક કેદખાના જેવું થઈ રહે તેમ છે. તે કેવલ મંદબુદ્ધિ, નિરસ તથા હિસ્તેજ થઇ રહે એમ છે, પછી તો જીવન એકસરખી ક્રિયાવાળું થઇને એક ઘટમાળજેવું જ બની રહે તેમ છે. તમે જગત્માં વિશ્રાંતિને માટે, આનંદને માટે, વિહારને માટે, વિનોદને માટે, ઉપયોગી થઇ પડો છો, સુખની, પ્રસન્નતાની, નિશ્ચિંતતાની અને નિવૃત્તિની ક્ષણો તમે જ છો. આનંદના, ઉચ્ચતાના, બલના અને નિગૂઢતાના અવસરો તમે જ છો. અને એ જ ક્ષણો હૃદયને ઉન્નત કરનાર છે, આત્માને વિભ્રાજમાન્ કરનાર છે. "

આ શબ્દોથી પેલા સુંદર પુરુષે પુનઃ પોતાની દષ્ટિ આકાશપ્રતિ વાળી. તેનાં નેત્રો ચમકવા લાગ્યાં, અને ભવિષ્યપ્રતિ તણાવા લાગ્યાં.

તે બોલી ઉઠ્યો, ' તમે સત્ય કહો છો. હું મહાન્ વસ્તુઓને, ચમત્કૃતિમય વસ્તુઓને સિદ્ધ કરીશ, મને પ્રતિરોધ કરનાર કાંઈ પણ થશે નહિ, કોઈ પણ વિઘ્ન મને ચલિત કરી શકશે નહિ, હું એક વિજયરૂપે જ ગણાઇશ. "

પરંતુ તેનો બંધુ પુનઃ નીચે જ જોયા કરતો હતો, તે કીડીઓના દરઉપર પગ મૂકી દેવાને બદલે તેને ઓળંગીને પગ મૂકતો હતો. કંઇક જિજ્ઞાસુ વૃત્તિથી તેણે ઘાસ-ઉપર જઇને માર્ગની પાસેના એક કરમાઇ જતા જંગલી પુષ્પને તોડયું, અને ગણગણવા લાગ્યો કે:—

" જીવનમાં જેને જે જે કાર્ય કરવાનું પ્રાપ્ત થયું હોય તેને વધારે અને વધારે સારૂં કરવાના યત્નપૂર્વક કરવું અને જ્યાં સુધી તેની પૂર્ણતા થાય ત્યાં સુધી તે કરવું, એ જ મનુષ્યમાત્રનું પરમ લક્ષ્ય છે. કોઇ પણ કાર્ય ક્ષુદ્ર નથી, માત્ર તેને અપૂર્ણ રૂપમાં કરવું એ જ મનુષ્યની ક્ષુદ્રતા છે. ઉપરનું હો કે નીચેનું, હલકું હો કે ઉંચું, પરંતુ પ્રત્યેક કાર્ય તેના પૂર્ણરૂપમાં સર્વોત્તમ જ છે, કેમકે સર્વની પૂર્ણતાનો અવધિ એક જ સ્થાનમાં હોય છે."

---

## केटलाक जनस्वभावो.

પાંચ સાત મનુષ્યોઆગળ જઇને તમે કોઈ એક નવી વાત કહો એટલે એક પૂછશે કે આ ક્યાંથી સાંભળી ? બીજો પૂછશે એ કોણે કહી ? ત્રીજો પૂછશે ક્યારે એ વાત બની ? ચોથો પૂછશે કે પહેલાં આવી કયાંદિ બની હતી ? પાંચમો પૂછશે કે કશામાં આ સબંધી લખાયું છે ? આવા અને આવા તે બાબતના ઉપર ઉપરના પ્રશ્નો દરેક પૂછવાને તૈયાર થઈ જશે. પરંતુ તે વાત ગમે તેટલી મહત્વની હશે તોપણ તેના ઉંડાણમાં ઉતરી તેમાં તત્ત્વ શું છે તેનો વિચાર કરશે નહિ. આ સ્વભાવ શું છોડવા જેવો નથી ? નહિ તો ઘણી વખતે શો પરિણામ આવે છે ? જેણે તમને પૂછ્યું હશે કે આ વાત કોણે કહી, તેને તમે ઉત્તર આપશો કે ભાઈ ! મને તો રામશંકરે આ વાત કહી, એટલે તરત

જાય છે અને તેથી તે સાધનવડે જે ફળ મળે એવું હોય છે, તેનાથી પેલો વાત કહેવા આવેલો મનુષ્ય વિમુખ રહે છે. સાધનનું મહાત્મ્ય જતું રહે છે, અને તે દર્શાવનારી દુર્બલતાઉપર જ બંને મનુષ્યનું લક્ષ ખેંચાય છે. ખરૂં જોતાં પેલું સાધન ખરૂં છે કે કેમ તેનો સ્થિર બુદ્ધિથી વિચાર કરવો જોઈએ, અને તે યોગ્ય જણાય તો સેવવું જોઈએ, એમ કરવાને બદલે સાધન દર્શાવનાર મનુષ્ય ઉપરથી જ તે સાધનની યથાર્થતાનો નિર્ણય કરવાનું ધારે છે. પ્રત્યેક સાધનને કોઈ મનુષ્ય સાધી શકતો નથી, અને તેમ છતાં તે અયોગ્ય સાધનનો જ પ્રબોધ આપે છે એમ પણ કાંઇ નથી. તેણે બીજાં સાધનો સાધ્યાં હોય છે, અને તેમાંના અનુભવની સાથે પોતાની વ્યુત્પન્ન બુદ્ધિને જોડીને વિવેકવિચારપૂર્વક તે કોઈને પણ સાધન દર્શાવતો હોય છે, તેમ છતાં ખરૂં ખોટું જે કાંઇ જોવાનું છે તે સાધનના સંબંધમાં છે. પરંતુ જનસ્વભાવ એથી ઉલટો જ છે, અને તેથી ઘણી વખતે હાનિને સહન કરે છે, તો પછી તેમાં સુધારો કરવો શું ઘટિત નથી ?

પરિણામમાં કોઇને કશો પણ લાભ થાય એમ નથી એવું બંને પક્ષ જાણવા છતાં એક કહેશે કે અમુક બાબત માટે આમ હતું ત્યારે બીજો કહેશે એમ નહિ પણ આવી રીતે હતું; એમ કહીને તે કંઇક પણ વિરુદ્ધ હકીકત જ જણાવશે. અને પછી બંને પોતપોતાની હકીકતને સાચી ઠેરવવા હજાર યત્નો કરશે, અને તેમ છતાં તેઓ બંને કદાપિ એકમત થવાના નહિ. આવું જાણવા છતાં પણ મનુષ્યોનો મોટો ભાગ ખોટી ટેચ કરવાના સ્વભાવવાળો જ થઈ ગયો હોય છે. બંને પક્ષ કબુલ કરે છે કે આવી ટેચનું ફળ કશું હોતું નથી તેમ છતાં તેવો પ્રસંગ પ્રાપ્ત થતાં પુનઃ તેવા જ રૂપમાં રસાકસીમાં આવી જાય છે. પરિણામે બંને ખેદવશ થાય છે, અને તેમ છતાં ફરીથી એવી કાંઈ વાત નીકળે છે તો પાછા એના એ ! મનોબળ વાપરીને મનુષ્યોએ આ સ્વભાવઉપર અંકુશ મૂકવો ઘટતો નથી ?

ઘણા મનુષ્યો એમ જાણતા હોય છે કે અમુકને અમુક વાત રુચતી નથી, તેમ છતાં સહજ પ્રસંગ આવતાં પણ તેમનાથી તે વાત પેલા મનુષ્યઆગળ કહ્યા વિના રહેવાતી નથી. તે વાત પેલા મનુષ્યને ચીડવવા માટે જ કહે છે એમ કંઇ નથી હોતું. અને તેઓ જાણતા હોય છે કે એવી વાત પહેલાં ઘણી વખત કહેવાઈ ગઇ છે અને તેમાં અંતે ઉભયને ક્લેશ થયો છે, તોપણ વાત નીકળતાં તત્કાળ જ પેલી વાર્તાનું સ્મરણ પેલો મનુષ્ય કરાવે છે. આમાં પડી ગયેલા સ્વભાવવિના બીજું કશું જ કારણ નથી અને એ સ્વભાવ હાનિ કરે છે એ જાણવા છતાં તે સુધારવા યત્ન ન કરવો એ શું પશુત્વ નથી ?

કોઇ મનુષ્ય કોઈ વાત બીજાને કહેવા ન ઇચ્છતો હોય તો ઘણા મનુષ્યોનો એવો સ્વભાવ હોય છે કે તે વાત કોઇ પણ રીતે જાણે ત્યારે જ તેમને ચેન પડે. આ વાતની સાથે તેમને કશો જ સંબંધ હોતો નથી એમ તેઓ પોતાનાં અંતરમાં જાણતા હોય છે તોપણ પેલાએ અમુક વાત ગુપ્ત રાખી તો આપણે કોઈ પણ રીતે તે જાણવી જ એવા સ્વભાવને વશ થઇ અનેક પ્રસંગે તેઓ જાતે દુઃખી થઇને પેલાને પણ દુઃખી કરે છે. ઘણી વખતે એવા પ્રસંગમાંથી જ ખોટી ભ્રાંતિઓ ઉત્પન્ન થાય છે. કેમકે કોઈથી કોઈને ખરી વાત કહેવાતી નથી. આવું સમજવા છતાં પણ ઉત્તમ થવા ઇચ્છનાર મનુષ્યોએ પોતાના તે સ્વભાવને સુધારવા યત્ન કરવો અગત્યનો નથી ?

# तत्वारूढ पुरुषनुं स्वरुप.

રામગ્રી.

તત્વારૂઢ પુરુષ ! તને, વિશ્વે છે ધન્ય ધન્ય,
અકલ્પ છે સ્થિતિ તાહરી, તું છે રામુથી અનન્ય;—
કોઈની ઉપમા તુજને, કદી દઈ ન શકાય,
તુજસાથે સરખાવતાં, સઉ નિકૃષ્ટ લહાય;—
આકાશ જો કે વિશાલપણુ, તેમાં વાદળ થાય,
રાગદ્વેષાભ્રવિણુ તારૂં, હૃદયાકાશ લહાય;—
સમુદ્રમાં પણુ થાય છે, અતિક્ષોભ ને ક્ષાર,
પણુ શાંતિને મધુરતા નો તું છે પારાવાર;—
મેરુ પણુ કદી ડોલતો, પણુ અંતર તુજ,
ડોલાવ્યું ન ડગી શકે, એવુ સુદૃઢ બહુ જ;—
જેના મનનો છે થયો, પૂર્ણુ અમનસ્કભાવ,
પ્રભુ પણુ શસ્ત્ર ન ઘડી શકયા, જે દે તુજને ઘાવ,—
શું નિર્મલતા સ્ફટિકની, તુજ મતિની સમીપ,
તુજ પ્રતિભાજ્યોત્કારમાં, ઝાંખા કોટિ દીપ;—
(તુજ) દૃષ્ટિસમીપ ભજવાયા કરે, સૃષ્ટિનાટયનો અંક,
પણુ કેવલ નિઃસંગીને, રહે તું નિષ્કલંક;—
જેની શ્રદ્ધાની શુભ્રતા, ચંદ્રને આંટી જાય,
કોઈ પ્રકારના વાદળે, જે ન કદીએ છવાય;—
નમ્રતા લેશ ભરી નથી, રેશમતંતુમાંહ્ય,
જેટલુ તારૂં હૃદય મૃદુ, સારલ્યે સોહાય;-
અવધિરહિત નિષ્ઠા તુમાં, જે ન મુખથી કથાય,
અનવધિ અહિત જુએ છતાં, તુજ હિતબુદ્ધિ ન જાય;—
મહામનોહર રાજતો, જેમાં ચિતિપ્રસાદ,
જેમાં અખંડ જ ઉઠતો, નિજ સ્વરૂપાહ્લાદ;-
આભા તુજ પ્રેમજ્યોતિની, કદી ઝાંખી ન થાય,
જેમ જેમ વિસ્તૃત કરે, તેમ તેમ અધિક પ્રસરાય;—
માહાત્મ્ય શું વાણી વર્ણવે, જેતું સ્વરૂપ અનંત,
અનુભવ એનો જેણે દીધો, એક જ તેં વિશ્વવંદ્ય.—




## निरंतर हसो.

કર્તવ્ય ધારૂ જે ગણે તું, સાધી જ્યારે તે રહે,
આખું જગત્ તુજ યત્નપ્રતિ, કટુ વચનને શાને કહે,
સ્તુતિ જ્યાંથી મળવી હોય ઘણી, ત્યાંથી નિંદા છો થતી,
પણ વિસરી તે વીર રાખજે, તુજ હસતી મુખની આકૃતિ
બનતો પરિશ્રમ શુદ્ધ બુદ્ધિ-થી સતત સાધ્યા પછી,
વિપરીત ફળ નજરે પડે, અથવા ન ફળ પ્રકટે હજી,
મિત્રો બધા પલટાઈ, થઇ શત્રુ, જતા છોને ત્યજી,
પણ વિસરી તે વીર રાખજે, તુજ વદનપર સ્મિતને સજી
કરવાનું તે બનતું કર્યું છે, પ્રભુ અને તું જાણતા,
બીજા ન જાણે તેથી ધરીએ ખેદ વીર શાને વૃથા
એ તે રીતે આનંદને ધરી, હેતથી હસજે સદા,
હસતા ગળી જતી આપદા, જેમ હિમ ગળે રવિ ઉગતા

# प्रभानुक्रमणिका.

પ્રભા. — વિસ્તાર.




ૐ શ્રીં

## બાલકની વિજ્ઞપ્તિઃ

પદ. ( શ્રદ્ધા સકલ સુખમૂલ છે, એ લય. )

બાલકની શુણજે વિનતિ, મુજમાં નથી લાંબી ગતિ;
સાકરથી મીઠું મુખ દીઓ, ફળથી મીઠી વાણી દીયો.
દુધથી મીઠી ભક્તિ દીયો, મધથી દીયો મીઠી મતિ;—
રૂડાં રમકડાંથી મને, રૂડું હૃદયબલ દો અને—
આવી રહો મારીકને, (જેથી) સુધરૂં કરી તમ સંગતિ;—
પિતુથી અધિક પાલન કરો, માથી અધિક લાલન કરો.
તમ હસ્ત મુજ મસ્તક ધરો, વિદ્યા લહું જેથી અતિ;—
સુખી થાય મારા બંધુઓ, શી રીતે ન તે હું જાણતો.
આણી કૃપા મુજપરપ્રભો ! એટલું કરો મારી વતી;—

# विकलताप्राप्त साधककी विकलतायुक्त प्रार्थना.

પદ. (પ્રભુ પ્રજાની દાદ દિલ ધરજો ધણી, એ લય.)

હું તો થાક્યો હાવે કેમ કરવું મારે,
પ્રભુ શુણુતા ન વાત મારી જ્યારે રે; હાવે૦
નિચે વાત મારી શુણુતો ન પથ્થર,
અને શુણુતા નથી તમે ઉપર;
મને સરખા જણાઓ આ વારે રે. હાવે૦
અહિં ભીંતને આંખ નથી હોતી,
ઉપર આપની પણ દૃષ્ટિ ન જોતી;
અમૃત દૃષ્ટિ ઢાળી કોણ મને ઠારે રે. હાવે૦
અહિં બોલતાં ન આવડે કંઈ મને,
ઉપર વાણી જણાતી નથી તમને;
કોણ (મને) ધૈર્ય દેશે બોલી વારેવારે રે. હાવે૦
અહિં વૃક્ષ નથી સાંભળતું કાંઇ,
ઉપર આપ પણ કાંઇ શુણો નાહિ;
જાણું (તમે) ઉપરના વૃક્ષ હશો ત્યારે રે. હાવે૦
ભલે જોશો ન બોલશો કે શુણશો,
પણ માત્ર એક કામ મારૂં કરશો;
નહિ તો બધું કુટાશે અંધારે રે. હાવે૦
તમે વૃક્ષમાંથી નાથ કાષ્ઠ થાજો,
તેની નૌકા પ્રભુ! બની જાજો;
પછી લાવો મને ભવસિંધુ આરે રે. હાવે૦

---

# आडंबरधारी मनुष्योनी प्रवृत्तिनुं श्रीइष्टने कथन.

પદ.

ગુરુ! આવો તો કંઈ કંઇ બતાવું, ક્યાંહિ જોયું હશે ન તમે આવું.
વ્હાણામાં આપને જ પૂજ્યા'તા જેણે,
અત્યારે જુઓ કેવો વેષ ધર્યો તેણે;
જાણે આપથી દૂર સો ગાઉ. ગુરુ૦
આપને મુખે 'આપ સર્વજ્ઞ' કહે છે,
પાછળથી એ જ પેલો જુઓ શું બોલે છે,
'ન વે'વારે એમનાથી કાંઈ થાવું.— ગુરુ૦
આપને મુખે એ તો સારૂં સારૂં બોલે,
આપનું વચન સાંભળીને વળી ડોલે;
(પણ) માને મનથી જે (આપને) મસકો લગાવું.—ક્યાંહિ૦
'આપ તો છો દાતા' મુખે કે' એવું તે,
અન્યની નિકટ જઇ કહે એતો ધૂતે,
જાણે એક બીજાને હું લડાવું. ક્યાંહિ૦
પેલો તો આમનું ને આમનું એ તાણે;
અંતરથી પણ એતો વળી પાછો માને;
બંને બાજુનું ઢોલકું બજાવું. ગુરુ૦
આવી આવી તો અંહિં કંઇ કંઇ છે લીલા,
કેમ ગમે આપને ત્યાં બેઠા એકીલા,
તમો કહો તો હું તેડવાને આવું.— ગુરુ૦
સર્વના અંતરની વાત પ્રભુ જાણો,
કોણ કોણ હીરો ને કોણ કોણ પહાણો;
ચાર જાણનાર હું શું જણાવું;— ગુરુ૦
બોલતો નથી હું નાથ! દ્વેષભરી વાણી,
પ્રાર્થના કરૂં હું પ્રેમ અંતરમાં આણી;
કરો સઉનું હિત જેમ થાવું.— ગુરુ૦

---

# ॥ श्री नृसिंहसिद्धांतचंद्रोदय ॥

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૨૩ થી. )

શ્રીમન્નૃસિંહાચાર્યજીના સાંનિધ્યમાં રહી તેમના ઉપદેશરૂપ અમૃતનો આસ્વાદ કરવા જેઓ ભાગ્યશાલી થયા છે તેમનો અનુભવ સાક્ષી પૂરે છે, કે તેઓશ્રીના ઉપદેશનું આ વિલક્ષણ ભેદક ચિહ્ન હતું કે ચિત્તવૃત્તિઓના આવેશનું સ્વરૂપ પારખ્યાવિના વિરાગાદિ નિવૃત્તિ ધર્મનો સાર્વત્રિક બોધ કરવો એ ઉપદેષ્ટામાં મોટો દોષ છે, અને તેવા સર્વ સાધારણ વેદાન્ત શાસ્ત્રના, ચિત્તભૂમિકા રચ્યાવિનાના ઉપદેશવડે આપણી ભૂમિમાં ઘણા અનર્થ થયા છે અને થવા સંભવ છે. આપણા હિંદુ ધર્મની ઘણી સંપ્રદાય શ્રેણીઓમાં ચિત્તની પૂર્વ અને ઉત્તર ભૂમિકા અથવા પ્રવૃત્તિક્રમ અને નિવૃત્તિક્રમના સ્વરૂપની પરીક્ષા થયાવિના સંસારત્યાગનો પ્રબોધ અથવા વિષયોથી વિમુખ થવાનો આગ્રહ કરવામાં આવે છે, અને તેનાં દુષ્ટ પરિણામો આપણે સર્વત્ર અનુભવીએ છીએ. આવા અયોગ્ય ઉપદેશથી સમાજના ઉપયોગી સ્ત્રી પુરુષોને પ્રથમાવસ્થાથી (૧) કાં તો ત્યાગાશ્રમ લેવડાવી નિરુપયોગી બનાવી દેવામાં આવે છે, અને મધ્યમાવસ્થામાં તેઓ ભ્રષ્ટ જીવન ગાળનાર થાય છે, (૨) અથવા સંસારમાં રહે છે તો વિપરીત મતિવડે આ આદિ સંબંધીઓને અનર્થનાં કારણ માની શૂન્ય અને બાવાજેવા થાય છે. ધર્મપ્રબોધવડે પ્રજા વીર્યવતી, પરાક્રમી, ઇન્દ્રિયજયવાળી, અને પ્રજ્ઞાવાળી થવી જોઇએ તેને બદલે આ સર્વસામાન્ય વિરાગાદિના બોધવડે પ્રજા નિર્વીર્ય, બીકણ, ઉન્માદવાળી, અને જડ મતિની થાય છે. ધર્મ ભાવનાની આ વિકૃત ( Morbid ) દશાએ આપણા ધર્મને વગોવ્યો છે, અને તેમ થવામાં આપણાં ગુરુસ્થાનોની અશુદ્ધિ કારણ છે.

જેમ અમુક આહાર અમુક શરીરને અપથ્ય ગણાય છે, અને અમુકને પથ્ય ગણાય છે, તેમ ધર્મ પ્રબોધ પણ અમુક ચિત્તભૂમિકાવાળાને અપથ્ય અને ઇતરને પથ્ય ગણાય છે. જેમ શારીર ચિકિત્સાવિનાનું ઔષધદાન અનર્થક છે તેમ માનસ ચિકિત્સાવિનાનું વિદ્યાદાન પણ અનર્થક છે. સત્યચિકિત્સામાં રોગના અધિષ્ઠાનને તપાસવાનું છે. અને આ સત્ય ચિકિત્સા કુશલ વૈદ્યવિના થતી નથી. આ કારણથી શ્રીમન્નૃસિંહાચાર્યજી વારંવાર પ્રબોધતા હતા કે योजकस्तत्र दुर्लभः ॥ ધર્મ સાધનોની અધિકારીપરત્વે યોજના કરનાર દુર્લભ છે; અને ચર્ચાના પ્રસંગે પોતે આ સત્યધર્મપ્રબોધકને "ભવવૈદ્ય" નામ આપતા હતા.

ત્રિવર્ગની અબાધિત સિદ્ધિ પ્રત્યેક અધિકારીએ પોતપોતાની પ્રાપ્ત મર્યાદામાં કરવાની છે, અને તે પરસ્પર પીડન ન થાય તેનું ભાન માત, પિતા, ગુરુ અથવા અતિથિરૂપ

ચાર ગુરુસ્થાનમાંથી કોઇ દ્વારા અધિકારીને થવું જોઇએ. આ અનુશાસનવિના ત્રિવર્ગ સિદ્ધિ અબાધિત થતી નથી, અને તે સિદ્ધિવિના ચિત્તપ્રસાદરૂપ ભૂમિકા નિવૃત્તિ ધર્મના પ્રબોધ સારૂ ઘડાતી નથી.

ત્રિવર્ગસિદ્ધિવડે ચિત્તપ્રસાદરૂપ ભૂમિકા પ્રાપ્ત કરવી એ શ્રેયઃસાધકનું લક્ષ્ય છે. જો ત્રિવર્ગદ્વારા અથવા એ ત્રણમાંના કોઇ પણ પુરુષાર્થદ્વારા ચિત્તપ્રસાદ સિદ્ધ ન થાય તો તે પ્રવૃત્તિ શ્રેયઃસાધકને ઇષ્ટ નથી. આ કારણથી ધર્મ અર્થ અને કામને પ્રાપ્ત મર્યાદામાં સિદ્ધ કરવામાં પ્રત્યેક અધિકારીએ કામના વિષયોના વિહિત અને અવિહિત એ પ્રકારના વિભાગ પાડી વિહિત ભોગોને સિદ્ધ કરવાના છે. પોતાના ગુણ કર્મના વેગની પરીક્ષા કરી તે વેગને અથવા આવેશને ન્યાયપુરઃસર પ્રાપ્ત કરેલા ધનાદિ સાધનવડે શમાવી તૃપ્તિદ્વારા ચિત્તપ્રસાદને સાધવાનો છે, વિહિત ભોગના ભોગવડે ચિત્તપ્રસાદ પ્રાપ્ત કરવાનો વારંવાર પ્રબોધ આચાર્યશ્રી કરતા હતા, અને સદ્બોધ પારિજાતકનાં પત્રોનું અવલોકન કરનારને સ્પષ્ટ જણાશે, કે ચિત્તપ્રસાદને પ્રાપ્ત કરવા તેઓશ્રીનો સાધકોને બલવાન્ ટકોર હતો. જેમ પક્વ અને સાત્વિક અન્ન શરીરને નીરોગ અને બલવાન્ બનાવે છે, તેમ પ્રવૃત્તિ ચક્રમાં ફરતા જીવોનો વિહિત ભોગરૂપ આહાર ઇન્દ્રિયોના વેગને શમાવી મનને પ્રશાન્ત બનાવે છે. આ કલાનું સૂચન આપણા પ્રાચીન છાંદોગ્ય ઉપનિષદ્‌માં કર્યું છેઃ—

आहारशुद्धौ सत्वशुद्धिः सत्वशुद्धौ ध्रुवास्मृतिः स्मृतिलंभे सर्व ग्रन्थीनां विप्रमोक्षः तस्मैमृदित कषायाय तमसस्पारं दर्शयति भगवान्....

ભાવાર્થઃ—ઇન્દ્રિયોના ભોગની શુદ્ધિથી ચિત્ત શુદ્ધિ થાય છે, ચિત્તશુદ્ધિ થતાં શાસ્ત્રદ્વારા જણાયેલા નિશ્ચયોની સ્મૃતિ રહે છે, સ્મૃતિ પ્રાપ્ત થતાં અવિદ્યાદિ સર્વ ગ્રંથિઓ છૂટે છે. જેના મનના મલ કપાયા છે તેવા નારદને અવિદ્યાની પાર ભગવાન્ સનત્કુમાર લઈ ગયા.

આ વિષયભોગની શુદ્ધિ શી રીતે કરવી તે સંબંધમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીએ ચતુર્દશ કરણોના વ્યાપારની શુદ્ધિ અશુદ્ધિનું સવિસ્તર પ્રતિપાદન શ્રી સિદ્ધાન્તસિંધુમાં વિરજસ્તમાના બ્રહ્મચારીપ્રતિ પ્રબોધેલા ઉપદેશમાં કર્યું છે અને તેને અખંડ સ્મરણમાં રાખવાની અગત્ય છે.

વિષયભોગની વિહિત મર્યાદામાં સિદ્ધિ કરતાં ઇન્દ્રિયોના વેગને રાગ તથા દ્વેષથી મુક્ત રાખવાની અપેક્ષા છે. ઘણા ગૃહીઓ ન્યાય પુરઃસર વિષયો પ્રાપ્ત કરે છે, વિહિત મર્યાદામાં સેવે છે, પરંતુ સેવનકાલે પ્રાપ્ત વિહિત વિષયપ્રતિ રાગ અને અવિહિત વિષયપ્રતિ દ્વેષની ધારા ચાલવાથી મતિ કલુષિત રહે છે, અને તેથી ચિત્તપ્રસાદ ઉદય થતો નથી. આથી વિષયભોગદ્વારા ચિત્તપ્રસાદરૂપ ફલને મેળવવા ઇચ્છનાર સાધકે નીચેનાં રહસ્યો લક્ષ્યમાં રાખવાં ઘટે છેઃ—

૧ ગુરુશાસ્ત્રદ્વારા ઇન્દ્રિયોના અને મનના વેગની પ્રથમ પરીક્ષા કરવી, અને મુખ્ય કામ અથવા ઇષ્ટાર્થનો નિર્ણય કરવો.

૨ પરીક્ષા થયા પછી તે વેગને સફલ કરવા યોગ્ય ઇષ્ટાર્થપ્રાપ્તિપ્રતિ ન્યાયપુરઃસર પ્રયત્ન કરવો.

૩ પ્રયત્નના અવધિએ પ્રાપ્ત થએલા ઇષ્ટાર્થને સેવતાં મનને અને ઇન્દ્રિયોને રાગ

અને દ્વેષથી કલુષિત કરવાં નહિ.

૪ ઇષ્ટાર્થ સંયોગથી પ્રાપ્ત થતી તૃપ્તિવડે ચિત્તના પ્રસાદને અનુભવવો, અને વિષયનું ભાન ભૂલવું.

ચિત્તપ્રસાદજનક આ ચાર ભૂમિકાને રહસ્ય ગ્રંથોમાં ઉદ્યોગ, અવભાસ, ચર્વણ અને વિલાપન–એવાં પારિભાષિક નામ આપવામાં આવે છે.

શ્રી ત્રિભુવનવિજયીખડ્ગમાં ભદ્રસેનના વૃત્તાન્તિમાં આ ચાર ભૂમિકાની અપૂર્વ લક્ષણ ઇષ્ટશ્રીએ કરાવી છે. રાજપુત્ર ભદ્રસેન પ્રથમાવસ્થામાં સર્વ વ્યવહાર ઉપયોગી વિદ્યાને પ્રાપ્ત કર્યા છતાં, અને લોકદ્રષ્ટિથી સર્વ સુખની સામગ્રીથી વેષ્ટિત છતાં એક ચિત્રકારના ચિત્રસંગ્રહમાં એક કન્યાના ચિત્રઉપર વ્યામોહ પામ્યો. તેણે પોતાના મનના વેગને પારખ્યો, અને ચિત્ર નીચે “ કન્યા ” એ અક્ષરના આધારના આધારે તે કન્યાની પ્રાપ્તિ અર્થે ઇચ્છાતા વેગને વશ થયો. આ તેની વિષયભોગની ઉદ્યોગ નામની પ્રથમ ભૂમિકા હતી. વિહિત વિષની ધર્માનુસાર બલવતી આશાનો ઉદય સુભગ અથવા કલ્યાણ ગણાય છે અને તેથી ઉદ્યોગ ભૂમિકાને શિવભૂમિકા પણ કહે છે.

આ વિહિત અથવા કલ્યાણ ઉદ્યોગ આશાઉપર જ આવી અટક્યો નહિ પણ ભદ્રસેને તે કન્યાની પ્રાપ્તિઅર્થે ભવાટવીમાં પ્રયાણ કર્યું, વચમાં અનંત વિઘ્ન આવ્યાં, પણ ઇષ્ટાર્થ સિદ્ધિના વેગને ધારણ કરી સતત પ્રયત્ન કર્યો. આ તેના ચિત્તની અવભાસ ભૂમિકા હતી. કેમકે તે પ્રયત્નવડે ઇષ્ટાર્થ, વૃત્તિમાં અખંડ પ્રકાશિત રહેતો હતો.

આ પ્રયત્નના અવધિએ જેવી રીતે પોતે સુકન્યાને પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો હતો તેવી રીતે તે સુકન્યએ પણ આ રાજપુત્રને વરવાનો મનોરથ બાંધ્યો હતો. બંનેના ઇષ્ટચિત્તની મેળવણી થતાં ઉભયના ઇષ્ટાર્થ સિદ્ધ થયા અને તેઓ લગ્નગ્રંથિથી બંધાયાં. આ આ ભદ્રસેનની ચર્વણ નામની ત્રીજી ભૂમિકા જેમાં અવભાસ પામેલો વિષય રસરૂપે (જેમ ચર્વણથી અમી ઉત્પન્ન થાય તેમ ) ઉત્પન્ન થયો.

ભદ્રસેનને ઇષ્ટ વિષયની પ્રાપ્તિએ તૃપ્તિનો ઉદય થયો;મનનો વેગ શમ્યો, અને તેના હૃદયમાં સ્ફુરતા ઇષ્ટાર્થનું વિલાપન થયું. આ તેની વિલાપનભૂમિકા.

આ અધિકારી પુરુષ એક પ્રધાન ધારેલા વિષયને સિદ્ધ કરવામાં ચિત્ત પ્રસાદ થતાં જાગ્યો, અને અન્ય આશાના વેગમાં પુનઃ ન તણાતાં પરમાર્થ વેગમાં મનને તેણે સ્થાપ્યું અને પરિણામે વિશ્વવંદ્ય અવસ્થાને પ્રાપ્ત થયો. આ તેના ચિત્તની નિવૃત્તિપરાયણતા છે.

આ સંસારમાં અનંત વિષયો છતાં પ્રાણીઓની આશાઓનો એક કેન્દ્રસ્થાને વિષય હોય છે જેના ગ્રહ ઉપગ્રહરૂપે ઇતર વિષયો રહે છે. આ કેન્દ્રવિષયની ઉપર વર્ણવેલા શાસ્ત્રીય માર્ગથી પ્રાપ્તિ થતાં ચિત્તપ્રસાદ પ્રકટ થઈ ઇતર ગૌણ વિષયો પ્રતિનો રોગ છૂટે છે, આથી સ્પષ્ટ થશે કે વિવેકી સાધકનો વિહિત વિષયભોગ અવિવેકી જીવની કામ વાસનાની પેઠે ઇતરવાસનાને પ્રસારનાર થતો નથી, પરંતુ ચિત્તના આ વેગને શમાવી તેને પ્રશાન્ત કરે છે, અને નિવૃત્તિ ધર્મનો તે સાધકને અધિકારી બનાવે છે.

ત્રિવર્ગના ફલરૂપ ભોગસિદ્ધિવડે પ્રાપ્ત કરવા યોગ્ય ચિત્તપ્રસાદને જન્મ આપનારી સહકારી સામગ્રીને ધ્યાનમાં રાખવા ઇષ્ટશ્રી પ્રબોધના હતા, અને આ સંબંધમાં તેઓશ્રી આપણા કાર્યકરણરૂપ સંઘાતને અર્થાત્ શરીરને સ્વસ્થાન, અને બાહ્ય વિષયસમૂહને પરં

સ્થાનું રૂપક આપતા હતા. સ્વરાજ્ય અને પરરાજ્યના સંબંધને જાળવી ન જાણનાર રાજા જેમ વિનાશને પામે છે, તેમ શરીર અને બાહ્યજગત્‌ના સંબંધનો સંવાદ ન જાણનાર અભિમાની અનર્થને પામે છે. આથી એક રાજ્ય બીજા રાજ્યના સલાહ આપનાર રાજ્યનીતિજ્ઞ પુરુષને (Counsel) પોતાની રાજધાનીમાં સ્થાન આપે છે. અને તેના દ્વારા પરરાજ્યનો સંબંધ જાળવી ભેદ અથવા વિગ્રહને ઉત્પન્ન થવા દેતું નથી, તેમ પ્રત્યેક અભિમાનીએ પોતાનાં દેહાદિ ઉપાધિને અર્થાત્ અધ્યાત્મ સામગ્રીરૂપ સ્વરાજ્યને તથા બાહ્ય વિશ્વના પ્રાણિ પદાર્થરૂપ સમૂહને અર્થાત્ અધિભૂત સામગ્રીરૂપ પરરાજ્યને મધ્યસ્થ આધિદૈવિક સામગ્રીદ્વારા સંભાળવું જરૂરનું છે. આ દક્ષતા અને સાવધાનતા ન જાળવનાર શરીરી પોતાના સંઘાતનો અવશ્ય નાશ કરે છે, અને પરરાજ્યાધીન બને છે.

આપણી અધ્યાત્મ સામગ્રીનો અધિભૂત સામગ્રી સાથેનો રૂડી રીતે નિર્વાહ કરાવનાર અધિદૈવિક સામગ્રીને આચાર્યશ્રી સરદાર સંજ્ઞા આપતા હતા. આ સરદારોનો સ્વરૂપનું વર્ણન કરતાં ઇષ્ટશ્રી શ્રીસુરેશચરિત્રની તાત્પર્ય પ્રદીપિકામાં વદે છે કે.

"ઇન્દ્રિયોનો જે જે વિષયોસાથે સંબંધ છે તે તે સત્‌સંબંધ છે, કે અસત્‌સંબંધ છે એ નિરંતરજોઇ નિર્ણય કરવા માટે નીમવા યોગ્ય પાંચ સરદારો છે. તે આ છેઃ—(૧) અચંચલતા એટલે વિષયસંમુખ થતાં જ તેના પ્રતિ મોહવડે ચંચલતાવાળા ન થવું તે; (૨) સદ્વસ્તુ સંગ્રહવિચાર એટલે સંમુખ આવેલા વિષયને જોઇ અચંચલપણું રાખીને તેના સંગ્રહ અર્થાત્ રૂડે પ્રકારે ગ્રહણ કરવામાં તે વસ્તુની સત્ નામ સુખરૂપતા અને અસદ્ નામ દુઃખરૂપતા જોવી અર્થાત્ સંમુખ થયેલા વિષય વાસ્તવે સુખરૂપ છે કે દુઃખરૂપ છે તેનો વિચાર કરવો તે; (૩) સ્થૈર્ય એટલે વિષય દેખી અનેક વિધ તાત્કાલિક ઇચ્છા તથા પ્રીતિ આદિ અનેક વિઘ્ન ઉપજે તોપણ સુખરૂપતા નિશ્ચય કર્યાવિના ગ્રહણ ન જ કરવા એવો સદાગ્રહરૂપ ટેક; ( ૪ ) ભોગ એટલે સદાગ્રહયુક્ત રહીને વિષયના વાસ્તવ સ્વરૂપનો નિશ્ચય કરી જેટલે અંશે તેનાપ્રતિ પ્રવૃત્તિ કરવી કામાનુસાર તથા કારણાનુસાર યોગ્ય જણાય તેટલે અંશે ધર્મના અવિરોધી માર્ગે મોહરહિત પણે પ્રવૃત્તિ કરવી તે; (૫) ત્યાગ એટલે અધિક આવશ્યકતા નિવૃત્ત થયેથી તત્કાળ શોકરહિતપણે વિષયોનો ત્યાગ કરવો તે; જે મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત થનાર પરિણામી વાસ્તવ ફળને ઇચ્છતા હોય તેણે આવા પ્રકારના પાંચ સરદારને યોજવા અને તેની વ્યવસ્થાદ્વારા ઇન્દ્રિયવિષયનું ગ્રહણ કરવું ઉચિત માનવું.

આ ચિત્તપ્રસાદને ઉત્પન્ન કરનાર વિષયભોગની સહકારી સામગ્રી સંબંધમાં ઘણાઓ પ્રમાદને સેવે છે તેથી વિષયભોગની સામગ્રી અર્થાત્ સ્ત્રી પુત્ર ધનાદિ પ્રાપ્ત છતાં ચિત્તની અપ્રસન્નતાને સદા વર્દ્ધાજ કરે છે. આ સંસારમાં વિષયી વર્ગમાં પડતા મનુષ્યો પામર વર્ગ કરતાં ચઢીઆતા છતાં, અને ત્રિવર્ગ સિદ્ધિના મુખ્યાધિકારી છતાં ઇષ્ટ વિષયની પ્રાપ્તિમાં ઘણી તાલાવેલી કરે છે અર્થાત્ ચંચલતાને ધારણ કરી રાખે છે. આથી ધર્માનુસારી પ્રયત્નની ધારા મોહથી આવૃત્ત રહે છે, અને તેથી સદ્વસ્તુસંગ્રહ વિચાર લુપ્ત થાય છે. અને પરિણામ એવો આવે છે કે હીરાને બદલે કાચ મળે છે. અર્થાત્ ઇષ્ટ સર્વોત્તમ પદાર્થને બદલે નિકૃષ્ટ પદાર્થની પ્રાપ્તિ થાય છે. કેટલાક ઇષ્ટવિષય પ્રાપ્તિમાં અચંચલ મનની સ્થિતિ રાખે છે અને સદ્વસ્તુસંગ્રહનો વિચાર પણ કરે છે, તોપણ ભોગસમયે સ્થૈર્ય જાળવી જાણવા નથી; તથા ભોગ સિદ્ધ થયા પછી અના-

વસ્યક પદાર્થો તથા તેના સંબંધને ઇતર પ્રાણીઓના સુખને અર્થે વિતરણ, દાન, અથવા ત્યાગ કરી શકતા નથી, અને તેથી તૃષ્ણા અથવા લોભના લેપને મનઉપર ચોટાડી રાખે છે. ઉપરનાં કારણોથી ઇષ્ટાર્થ પ્રાપ્ત કરવામાં મનને અચંચલ તથા સદ્દવસ્તુ-સંપન્ન વિચારવાળું કરવા પ્રયત્ન કરવો, અને પ્રાપ્ત થયા પછી ભોગના અંતમાં ઇતરના સુખાર્થે ત્યાગ કરવો, આ નીતિ જાળવવી ઘટે છે. આ પ્રકારની સાવધાનતાથી સધાયેલા વિષયભોગ ચિત્તપ્રસાદને જન્મ આપે છે; બીજી રીતે સધાયેલા વિષયભોગ મનને કલુ-ષિત અને રાગદ્વેષાદિ ક્લેશયુક્ત રાખે છે.

પ્રવૃત્તિ ધર્મના પાલનનું મુખ્યફળ ચિત્ત પ્રસાદ છે, અને અવાન્તરફલ વિષયભોગ અથવા અભ્યુદય છે. જો મુખ્યફળ પ્રાપ્ત ન થયું તો પ્રવૃત્તિ ધર્મભાવના વંધ્ય ગણાય છે, અને નિવૃત્તિ ધર્મના આચરણની યોગ્યતા અભિમાનીને પ્રાપ્ત થતી નથી.

( અપૂર્ણ. )

# શ્રી યોગસાર.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૨૦ થી. )

આ ત્રિવિધ પરિણામો તે આ પ્રકારના છે. જે વસ્તુમાં ધર્મ હોય છે તે વસ્તુ ધર્મી કહેવાય છે. ગાય, ગાય એવી આપણને જે પ્રતીતિ થાય છે તે ધર્મી છે અને તેમાં લાલ રંગ, ધોળો રંગ, અમુક આકૃતિ એ આદિ રહેલા છે તેથી તે ધર્મો છે. જ્યારે ધર્મી વિદ્યમાન રહે અને તેનો એક ધર્મસાથેનો સંબંધ છૂટે અને અન્ય ધર્મસાથે સંબંધ થાય ત્યારે તે ધર્મપરિણામ કહેવાય છે. જેમ ઘટરૂપ ધર્મી આરંભમાં કૃષ્ણ રંગનો હોય છે અને પછી ભઠ્ઠીમાં નાંખ્યા પછી તે લાલ થાય છે. અહિં ઘટરૂપ ધર્મી એ ભઠ્ઠીમાં નાંખ્યા પૂર્વે અને પછી પણ એક જ હોય છે પણ તેના બે ધર્મો વારા ફરતી ઉદય પામે છે. એક સમયે એ ધર્મીનો કૃષ્ણવર્ણસાથે સંબંધ થાય છે અને બીજે સમયે એનો લાલ વર્ણસાથે સંબંધ થાય છે. તેથી આ એનો ધર્મપરિણામ છે કેમકે એનો એક ધર્મ ઉદય પામે છે, આવિર્ભાવને પામે છે અને બીજો ધર્મ અસ્ત થાય છે, તિરોભાવને પામે છે. આ જ પ્રમાણે એ ઘટને ઉત્પન્ન કરનાર જે મૃત્તિકા તેના ધર્મરૂપ જ ઘટ છે. મૃત્તિકારૂપ અણુઓ અમુક આકૃતિમાં ગોઠવાય છે ત્યારે તે ઘટ કહેવાય છે. તેથી ઘટ એ મૃત્તિકાની આકૃતિવિશેષ રહે છે. કાચા ઘટમાં જે આકૃતિ પ્રતીત થાય છે તે આકૃતિરૂપ ધર્મસાથે મૃત્તિકારૂપ ધર્મીનો એક સમયે સંબંધ હોય છે. પણ જ્યારે એ કાચા ઘટને ભાંગી નાંખી એમાંથી જ કોઠીયું બનાવીએ ત્યારે મૃત્તિકારૂપ ધર્મી વિદ્યમાન રહે છે અને તેની આકૃતિ-વિશેષ આવિર્ભાવને પામે છે. આ મૃત્તિકાનો ધર્મપરિણામ છે કેમકે પૂર્વે મૃત્તિકારૂપ ધર્મીનો ઘટરૂપ આકૃતિવિશેષસાથે સંબંધ હતો તે મટીને હવે એજ ધર્મીનો કોઠીયારૂપ બીજી આકૃતિસાથે સંબંધ થયો છે. મૃત્તિકારૂપ ધર્મી વિદ્યમાન રહી એનો ઘટ અને કોઠીયારૂપ આકૃતિરૂપ જે બે ધર્મો તેની સાથે ક્રમિક સંબંધ થયો છે.

લક્ષણપરિણામનું સ્વરૂપ આ છે. લક્ષણનો સામાન્ય અર્થ ચિહ્ન વા અસાધારણ ધર્મ થાય છે; પણ આ શબ્દ એ સામાન્ય અર્થમાં યોગશાસ્ત્રમાં વાપરવામાં નહિ આવતાં કોઇ વિશેષ અર્થમાં વપરાયો છે એટલે, કે એ શબ્દ યોગશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે.

लक्षयति ( कार्यरूपं धर्मं व्यावर्तयति ) એ વ્યુત્પત્તિથી તથા યોગશાસ્ત્રની પરિભાષાપ્રમાણે ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાલ આપણે જેને કહીએ છે તેનું ગ્રહણ લક્ષણ શબ્દથી કરાય છે. આને જ યોગશાસ્ત્ર અનુક્રમે અતીત, વર્તમાન અને અનાગત નામ આપે છે અને કાલને બદલે અધ્વશબ્દ વાપરે છે. તેથી લક્ષણ પરિણામનો એ અર્થ થાય છે, કે ધર્મ સ્વરૂપે વિદ્યમાન રહીને એનો અતીત, વર્તમાન અને અનાગત અધ્વસાથે અથવા સાદા શબ્દમાં કહીએ તો ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ કાળસાથે સંબંધ થવો. આ પ્રકારનો ક્રમિક સંબંધ થવો એનું નામ લક્ષણપરિણામ છે. ઉપરના ઉદાહરણમાં જોઇએ તો ભટ્ટીમાં મૂકતા પૂર્વે ઘટ કૃષ્ણવર્ણનો હતો એટલે એ સમયે કૃષ્ણવર્ણરૂપ ધર્મનો વર્તમાન કાલસાથે સંબંધ હતો અને ત્યાર પછી થોડા સમયમાં એ ઘટમાં જ રક્તવર્ણ ઉત્પન્ન થવાનો છે તેથી એ સમયે રક્તવર્ણનો ભવિષ્યત્ કાલ સાથે સંબંધ હતો. હવે જ્યારે ઘટને ભટ્ટીમાં પકવવામાં આવે છે ત્યારે એ કૃષ્ણવર્ણ તિરોધાન થઇ જાય છે. એટલે એનો અતીત કાલ સાથે સંબંધ થાય છે અને રક્તવર્ણ જે આવિર્ભાવને પામે છે તેનો વર્તમાનકાલે સંબંધ થાય છે. તેથી આ સ્થલે બે ધર્મોના લક્ષણપરિણામ થયા: એક તો શ્યામવર્ણનો વર્તમાન અને ભૂતકાલસાથે ક્રમિક સંબંધ થયો અને બીજું તો રક્તવર્ણનો ભવિષ્યત્ અને વર્તમાનકાલસાથે ક્રમિક સંબંધ થયો. અહિં ધર્મ સ્વરૂપે રહ્યા છતાં તેનો બે કાલસાથે સંબંધ થયો છે તેથી એ ધર્મનો ઉપરની વ્યાખ્યાપ્રમાણે લક્ષણ પરિણામ છે. આ જ પ્રમાણે જ્યારે મૃત્તિકામાંથી કાચો ઘટ થાય છે ત્યારે મૃત્તિકાનો ઘટ થવો એ ધર્મપરિણામ છે અને ઘટરૂપ આકૃતિ, ઘટરૂપ ધર્મ જે પૂર્વે ભવિષ્યત્ કાલસાથે સંબંધવાળો હતો તે હવે વર્તમાનકાળસાથે સંબંધવાળો થાય છે તેથી એ ધર્મનો લક્ષણ પરિણામ છે. એ કાચા ઘટને ભાંગીને જ્યારે તેમાંથી કોઠીયું કરવામાં આવે છે, ત્યારે પ્રથમ તો એ ઘટ ભાંગી જાય છે ત્યારે ઘટરૂપ ધર્મ જે ભવિષ્યત્ કાળમાંથી વર્તમાન કાળમાં આવ્યો હતો તે હવે ભૂતકાળસાથે સંબંધવાળો થાય છે અને પછી જ્યારે કોઠીયું બનાવાય છે ત્યારે કોઠીયું એ જે આકૃતિ વિશેષનું નામ છે તે આકૃતિરૂપ ધર્મ પૂર્વે ભવિષ્યત્ કાળસાથે સંબંધવાળો હતો તે હવે વર્તમાન કાળસાથે સંબંધવાળો થાય છે. તેથી આ સ્થલે સ્પષ્ટ રીતે બે ધર્મોના લક્ષણપરિણામ થાય છે.

જ્યારે ધર્મીનો ધર્મ એક કાળમાં રહ્યા છતાં તે ધર્મીનો અથવા તેના ધર્મનો બે જૂદી અવસ્થા સાથે સંબંધ થાય ત્યારે તે અવસ્થાપરિણામ કહેવાય છે. ઉપરનાં ઉદાહરણમાં ઘટરૂપ ધર્મી શ્યામ અથવા લાલ રહે છતાં એક સમયે એ નવીન છે અને બીજે સમયે તે જૂનો થયેલો ગણાય છે. અહિં ધર્મીનો સંબંધ વર્તમાન કાલ સાથે જ રહ્યો છે અને તેના લાલવર્ણરૂપ ધર્મનો સંબંધ પણ વર્તમાન કાલ સાથે રહ્યો છે છતાં એ ધર્મીનો નવીનત્વ અને જીર્ણત્વ એ બે અવસ્થાસાથે સંબંધ થયો છે તેથી એ અવસ્થા પરિણામ છે. આ જ પ્રમાણે લાલવર્ણરૂપ ધર્મ વર્તમાન કાલસાથે સંબંધવાળો રહ્યા છતાં એ પણ ઝાંખો અથવા તેજદાર થઇ શકે છે તો તેવે સમયે ધર્મનો વર્તમાન કાલ સાથે સંબંધ રહ્યા છતાં ઝાંખાશ અને તેજસ્વિપણું એ બે અવસ્થાસાથે ક્રમિક સંબંધ એને થાય છે તેથી એ ધર્મનો અવસ્થાપરિણામ છે.

અહિં તમને સ્વાભાવિક રીતે આ શંકા થશે, કે આવું શા માટે લેવું જોઇએ ? મૃત્તિકારૂપ ધર્મીના પટાદિ આકૃતિસાથે સંબંધ માનવો એ કરતાં મૃત્તિકાનો નાશ થઈને ઘટની ઉ-

ત્પત્તિ થાય છે, એમ માનવું સરલ નથી? વળી કાળા ઘડાનો લાલ ઘડો જ્યારે થયો ત્યારે શ્યામ વર્ણનો નાશ થાય છે અને લાલ વર્ણની ઉત્પત્તિ થાય છે એમ નહિ માનતાં શ્યામ વર્ણ રહે છે અને તેનો ભૂતકાલસાથે સંબંધ થાય છે ( અતીત અધ્વસાથે સંબંધ થાય છે ) એમ શામાટે માનવું? શ્યામ વર્ણનો નાશ થવો અને ભૂતકાળસાથે સંબંધ થવો એ બેમાં ભેદ શું છે? એક જ અર્થ બન્નેનો દેખાય છે તો સાદા રૂપમાં નહિ કહેતાં આ લક્ષણ પરિણામ શા માટે સ્વીકારવો?"વળી ધર્મીનો ધર્મપરિણામ સ્વીકાર્યો તે પણ યોગ્ય નથી. વિચારતાં ધર્મ માત્ર જ હોય તેમ દેખાય છે અને ધર્મી એવી વસ્તુ જ નથી. આ પ્રમાણેની તમને શંકા થશે પણ વિશેષ વિચારથી તમને જણાશે કે એ પ્રકારે માનવું યોગ્ય નથી. પ્રથમ તો ધર્મી એ વસ્તુ અવશ્ય સ્વીકારવી જોઈએ. કેવળ ધર્મનો સ્વીકાર કર્યે ચાલે તેમ નથી. જગતનાં પદાર્થોની વ્યવસ્થા પ્રતીતિને અનુસરીને થાય છે. આ અક્ષર તે ક છે કે ખ છે એ આપણને તે તે આકૃતિની પ્રતીતિ જોતાં થાય છે. અમુક પ્રકારની પ્રતીતિ થાય છે તો આપણે તે પ્રતીતિને આધારે એમ કહીએ છીએ, કે એ ક છે, અમુક પ્રકારની પ્રતીતિ થાય છે તો આપણે કહીએ છીએ કે એ ખ છે. જ્યારે ગાયની પ્રતીતિ થાય છે ત્યારે તે પ્રતીતિને ઉત્પન્ન કરનાર વ્યક્તિને આપણે ગાય માનીએ છીએ અને જ્યારે અશ્વની પ્રતીતિ થાય છે ત્યારે તે આપણે તે પ્રતીતિજનક વ્યક્તિને અશ્વ માનીએ છીએ. પ્રતીતિ ગાયની થાય છે અને તે પ્રતીતિજનક વ્યક્તિ અશ્વ છે એમ કોઇ પણ મૂઢ નહિ એવો મનુષ્ય માનતો નથી. એ વાત સત્ય છે કે પ્રસંગે પ્રતીતિની સાથે વિચારને મેળવીને આપણે વસ્તુના સ્વરૂપનો નિર્ણય કરીએ છીએ. સૂર્યના બિંબની પ્રતીતિ આપણને થાય છે તેમાં સૂર્યનું બિંબ નાનું દેખાય છે પણ તે દૂરતાને લીધે દેખાય છે એ વિચારી સૂર્યનું બિંબ દેખાય છે તેવડું જ છે એ આપણે સ્વીકારતા નથી. પટ વીંટાળેલો હોય છે જ્યારે તેના થોડા અવયવ જ આપણને પ્રત્યક્ષ થાય છે તેથી પ્રતીતિના વિષયરૂપે પટનું પરિમાણ નાનું દેખાય છે છતાં તે જ પટને ખુલ્લો કરવામાં આવે છે ત્યારે તેનું પરિમાણ અધિક દેખાય છે તેથી સંવેષ્ટિત પટ હતો ત્યારે પણ તેનું પરિમાણ દેખાતા જેટલુંજ નહોતું પણ તેથી અધિક હતું, એમ આપણે ગણીએ છીએ. છતાં એ સર્વ સ્થલે પણ આપણે જોઇશું તો આપણને જેટલી પ્રતીતિ થઇ છે તેથી વધારે આપણે સ્વીકાર્યું છે અને તે વધારાનો ભાગ જ વિચારથી વ્યવસ્થિત કરવામાં આવે છે. જે પટની પ્રતીતિ આપણને થઇ હતી તે પટ તો નાનો જ હતો છતાં તે પરિમાણ અપ્રતીત થયેલા પટનું જ પણ આપણે ઉતાવળથી માની લીધું અને તેની જ શુદ્ધિ ખુલ્લા પટની પ્રતીતિથી કરાઇ છે, છતાં એ તકરારમાં હાલ આપણે ન ઉતરીએ તો પણ એટલું તો સત્ય જ છે, કે અબાધિત પ્રતીતિને અનુસરી આપણે વસ્તુની વ્યવસ્થા કરીએ છીએ. જે પ્રતીતિના સંબંધમાં " એ પ્રતીતિ મિથ્યા છે. " એ પ્રકારનું જ્ઞાન જેને બાધજ્ઞાન કહે છે તે થતું નથી. તે પ્રતીતિ તે અબાધિત છે અને જેની અબાધિત પ્રતીતિ થઈ તેનું સ્વરૂપ તેવું જ છે, એમ આપણે સ્વીકારીએ છીએ. પટ તથા સૂર્યના પરિમાણની પ્રતીતિ બાધિત થાય છે તેથી એ પ્રતીતિને અનુસરી તે પરિમાણની કલ્પના આપણે સ્વીકારતા નથી. આ નિયમથી જોતાં ધર્મીનો સ્વીકાર શામાટે કરવો એનું પ્રથમ પ્રમાણ તો અબાધિત પ્રતીતિ છે. ગાય એ ધર્મી છે અને તેના વર્ણ, આકૃતિ આદિ ધર્મો છે એવી પ્રતીતિ આપણને થાય છે તેથી એ પ્રતીતિને અનુસરીને ગાયને

ધર્મીરૂપ સ્વીકારી તેના રૂપ આદિને ધર્મરૂપે સ્વીકારીએ છીએ. વળી વિચારથી પણ આપણને જણાય છે, કે જેમ આકાશમાં અધર રજકણો ઉડતાં ફરે છે તેમ કોઈ પણ આશ્રયવિના રૂપ આદિ ધર્મો રહી શકે તેમ નથી. ગતિ, અર્થાત્ હલન ચલન આદિ ક્રિયા કોઇ પણ હાલનાર ચાલનાર વ્યક્તિવિના આપણે કળી શકતા નથી. તેથી તેના આધાર રૂપે કોઈ ધર્મીનો સ્વીકાર કરવો આવશ્યક છે.

અન્ય રીતે જોઈએ તો ધર્મ અને ધર્મીનાં લક્ષણોમાં ભેદ છે તેથી બંનેથી વિલક્ષણતાને લીધે એ બંનેનો સ્વીકાર કરવો જોઇએ. ધર્મ શબ્દથી આપણે શું સમજીએ છીએ? સુખના હેતુરૂપ પુણ્ય નામવાળાને લોક ધર્મ કહે છે. એ સાચી વાત છે પણ અત્ર એવો મર્યાદાવાળો અર્થ ધર્મ શબ્દનો નથી. અગ્નિદાહ કરે છે તેથી અગ્નિમાં દાહ કરવાનો ધર્મ રહ્યો કહેવાય છે; સૂર્ય પ્રકાશ આપે છે તેથી સૂર્યમાં પ્રકાશકત્વ નામનો ધર્મ રહ્યો છે; જળમાં શીતલતા, ઝેર કચોલામાં મજ્જાતન્તુને ઉત્તેજિત કરવાનો સ્વભાવ, ક્વીનાઇનમાં પ્રકાર વિશેષના જન્તુને મારવાનો સ્વભાવ ઇત્યાદિ સર્વ તેના ધર્મ કહેવાય છે. તો એ સર્વ પ્રસંગે એ ધર્મનો શો અર્થ છે? એ સર્વમાં ધર્મ શબ્દનો અર્થ શક્તિ જ થાય છે. અગ્નિમાં દાહ કરવાનું સામર્થ્ય અથવા દાહ કરવાની શક્તિ તે અગ્નિનો ધર્મ છે. સૂર્યમાં પ્રકાશ આપવાની શક્તિ તે પ્રકાશકત્વ ધર્મ છે વગેરે પણ આ શક્તિ સદાસર્વદા રહે છે? સદા સર્વદા વ્યાપાર કરતી પ્રતીત થાય છે? અગ્નિ સદા દાહ કરતો રહે છે? સૂર્ય સદા પ્રકાશ આપતો રહે છે? ના એમ આપણને દેખાતું નથી. અગ્નિના કોલસાને છાંટી નાંખ્યા હોય ત્યારે એને સ્પર્શ કરવામાં આવે તો તેથી દાહની પ્રતીતિ થતી નથી. સૂર્ય અને આપણી ચક્ષુ વચ્ચે વાદળાં આવી જાય છે અથવા પૃથ્વીની બીજી બાજુ સૂર્ય તરફ જાયછે ત્યારે અથવા જ્યારે સૂર્યનું પૃથક્કરણ થઇ જાય છે ત્યારે સૂર્યનો પ્રકાશકત્વ ધર્મ પ્રતીત થાય તેમ નથી. તો એ સમયે એ શક્તિ અથવા ધર્મનું શું થાય છે? સાધારણ વિચારવાળા મનુષ્યો કહેશે, કે એ શક્તિનો, એ ધર્મનો નાશ થાય છે. પણ એ ભ્રાન્તિ છે. આ વિશ્વમાં અપૂર્વ ઉત્પત્તિ તથા કેવલ વિનાશ એ બે વ્યતિકર છે જ નહિ. અભાવમાંથી ભાવની ઉત્પત્તિ કદાપિ થતી નથી તેમજ ભાવનો અભાવ કદાપિ થતો નથી. **नासतो विद्यते भावो नाभावो विद्यते सतः**-જે અસત્ છે, સત્તાશૂન્ય છે, હયાતિમાં છે જ નહિ તેનો સદ્ભાવ કદાપિ થતો નથી અને જે સત્તાવાળો છે, હયાતિમાં છે તેનો કદાપિ અભાવ થતો નથી, તે કદાપિ સત્તાશૂન્ય થતો નથી—એ શ્રી ગીતાવચન સ્પષ્ટપણે અપૂર્વ ઉત્પત્તિ તથા કેવલ વિનાશનો નિષેધ કરે છે. **कथमसतः सज्जायेत**-અસતમાંથી સત્ કેવી રીતે થાય એ શ્રુતિ પણ અપૂર્વ ઉત્પત્તિનો નિષેધ સૂચવે છે. પાશ્ચાત્ય વિદ્યામાં સ્થાપન કરેલો (Conseriation of Energyનો સિદ્ધાન્ત પણ વિદ્યાનિષ્ણાત પુરુષોનો એ જ અભિપ્રાય સૂચવે છે કે જગતમાં જે છે તે છે જ, તેમાં ઓછું વધતું કરી શકાતું નથી તો વિનાશ તો હોય જ ક્યાંથી? આ યોગશાસ્ત્ર તથા સાંખ્ય શાસ્ત્રમાં પણ સત્ કાર્યવાદનો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે જેનું આગળ પ્રતિપાદન કરવામાં આવશે તેમાં આ વિષયની ચર્ચા વિસ્તારથી કરવામાં આવશે. છતાં આ સર્વથી ધર્મનો ઉચ્છેદ થઇ જાય છે એ માનવું, ભ્રાન્તિરૂપ સર્વ વિવેકીએ ગણ્યું છે એટલું સ્પષ્ટ જણાય છે. જો અપ્રતીત થઇ ગયેલો ધર્મ વિનાશ પામી જતો નથી પણ રહે છે, સ્વરૂપે વિદ્યમાન રહે છે એ સહજ સમજાય તેમ છે. જો એ વિનાશ પામી જતો હોય તો એનું જ્ઞાન નહિ થવું જોઇએ. જ્ઞાન થવામાં સંનિકર્ષની

અપેક્ષા રહે છે. પત્ર તથા ચક્ષુ એ બેનો સંનિકર્ષ થાય છે ત્યારે પત્રનું પ્રાયક્ષ થાય છે. સંનિકર્ષ બે ભાવ વસ્તુનો થાય છે; બે અભાવનો અથવા એક ભાવ અને એક અભાવનો હોતો નથી. અભાવ અભાવરૂપ હોવાથી જ કોઇ પણ ભાવધર્મના આશ્રયરૂપ થતો નથી, કોઇ પણ ભાવરૂપ સંબંધમાં જોડાઇ શકતો નથી. જો એમ જોડાય તો એ અભાવ જ રહે તેમ નથી. તેથી ધર્મનો ઉચ્છેદ થતો હોય તો એનો અભાવ થવાથી એ અભાવ સાથે સંનિકર્ષ થાય નહિ અને તેથી તેનું જ્ઞાન નહિ થાય. પણ તેમ નથી. યોગજન્ય બલથી અતીત અનાગત સર્વ વસ્તુનું પ્રત્યક્ષ યોગીઓ કરી શકે છે. અમુક ઘટ હાલ રક્ત વર્ણનો દેખાતો હોય, તેમાં કૃષ્ણ વર્ણની પ્રતીતિ આપણને થતી નહિ હોય છતાં યોગજન્ય પ્રત્યક્ષમાં એનો શ્યામ વર્ણ પણ જણાય છે. તેથી આ પ્રત્યક્ષ થતું હોવાથી એ ધર્મ વિનષ્ટ થઈ ગયો છે એમ નહિ મનાય પણ કોઇ અવસ્થામાં રહેલો છે એમ જ સ્વીકારવું ઘટે છે. આ જ પ્રમાણે એક બીજમાં જ્યાં સુધી એ બીજની દશામાં છે ત્યાં સુધી અંકુરને ઉત્પન્ન કરવાની શક્તિરૂપ ધર્મ રહ્યો છે તેનું યોગજન્ય પ્રત્યક્ષથી જ્ઞાન થઇ શકે છે. હવે જો એ અંકુરોત્પાદક શક્તિરૂપ ધર્મની અસ્તિતા નહિ સ્વીકારીએ તો એનો સંનિકર્ષ નહિ થવાથી એનું જ્ઞાન થવું ન જોઇએ, તેથી અહિં પણ એ શક્તિરૂપ ધર્મ પોતાનો વ્યાપાર કરતો આપણને દેખાતો નથી છતાં છે, વિદ્યમાન છે એ માનવું આવશ્યક કરે છે. અહિં આપણે જે બે ઉદાહરણ લીધાં છે તેમાં પ્રથમના ઉદાહરણમાં જે કૃષ્ણ વર્ણરૂપ ધર્મ લીધો હતો તે અતીત થઇ ગયેલો છે, ભૂતકાળ સાથે સંબંધવાળો થઇ ગયો છે તથા દ્વિતીય ઉદાહરણમાં અંકુરોત્પાદક શક્તિરૂપ ધર્મ હજી ઉદય થયો નથી, હજી પોતાનો વ્યાપાર કરતો આપણને પ્રતીત થતો નથી તેથી તે ભવિષ્યત્ કાલ સંબંધી છે. આ બંને સ્થલે આપણે જોયું કે એ બંનેનું અસ્તિત્વ સ્વીકારવું આવશ્યક છે. વળી ચિત્તના સંબંધમાં આપણે જોઇએ છીએ તો આ અર્થ અધિક સ્ફુટ થાય છે. એક ક્ષણે ચિત્તમાં એક વિષયપ્રતિ રાગની પ્રતીતિ થાય છે તો તે ક્ષણે ઇતર વિષય પ્રતિનો રાગ તેમજ ઇતર ધર્મો જેવા કે દ્વેષ, અસૂયા આદિ અપ્રતીત છે પણ તેટલા ઉપરથી તે જ ચિત્તમાં એ ધર્મો નથી એમ આપણે કહી શકીએ તેમ નથી. કેમકે દ્વિતીય ક્ષણે જ એ સર્વમાંથી કોઇ કોઇનો અનુભવ આપણને જ થયા વિના રહેતો નથી. વિદ્યુતના બે તાર ભેગા કરીએ છીએ ત્યારે તેમાંથી અગ્નિ તથા પ્રકાશ પ્રકટે છે અને એ તાર છુટા કરી નાંખીએ છીએ ત્યારે અગ્નિ પ્રકટતો નથી, તેમ જ પ્રકાશ પણ દેખાતો નથી. તો અહિં પ્રકટ કરવાના સામર્થ્યરૂપ ધર્મ એક રહીને તેનો અતીત અને અનાગત કાળ સાથે સંબંધ થાય છે એમ માનવું તેમાં લાઘવ છે અને વારંવાર તે ધર્મનો નાશ અને નવીનની ઉત્પત્તિ માનવી એમાં અનંત ધર્મોની ઉત્પત્તિ અને વિનાશ માનવાં પડે છે તેથી એ મતમાં ગૌરવ છે. તેથી ન્યાયના નિયમથી જોતાં પણ ધર્મનું અસ્તિત્વ સ્વીકારી તેનો ભૂત અને ભવિષ્યત્ કાલસાથે સંબંધ માનવો એ મત જ ઉત્પત્તિ અને વિનાશ માનવાના મત કરતાં વધારે સમીચીન જણાય છે. અને જ્યારે યોગજન્ય પ્રત્યક્ષ લઇએ છીએ ત્યારે તો નિર્વિવાદપણે ધર્મનું અસ્તિત્વ અને તેનો ભૂતાદિ કાળસાથે સંબંધ સ્વીકારવો આવશ્યક જણાય છે. આ પ્રમાણે હોવાથી જ, ધર્મ ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ કાલ સાથે સંબંધવાળો થતો હોવાથી જ આપણે પૂર્વ મહાપુરૂષોનાં ચરિતોમાં જે ચમત્કારજેવું વાંચીએ સાંભળીએ છીએ તે ઉપપત્તિવાળું કરે છે.

(અપૂર્ણ)

# मननां कार्यौने उत्तम प्रकारे करनार क्रियाओ.

## માનસ તેજસ્વિતા.

તમારી કલ્પનાથી થઇ શકે એવા અત્યંત પ્રકાશમાં પ્રકાશિત અવસ્થામાં—તમે મનોમય રીતે રહો, તમે વધારેમાં વધારે પ્રમાણથી અનુભવગમ્ય કરી શકો તેવી અત્યંત ભવ્ય માનસ સ્થિતિનું ચિત્ર તમારા મનથી રચો અને પછી એ સ્થિતિમાં અધિક અને અધિક પૂર્ણતાપૂર્વક પ્રવેશો આ પ્રકારે એ કલ્પિત સ્થિતિ ક્રમે ક્રમે મનની સ્થાયી સ્થિતિરૂપે થઈ જશે અને તેવી મનની પ્રકાશિત અવસ્થામાં રહેવું એ તેવી અવસ્થાનો સાક્ષાત્કાર કરવા સરખું છે. તમારા મનમાં જે વસ્તુના અસ્તિત્વનું તમે અખંડ ચિંતન કરો છો તે તમારા મનમાં પ્રકટવા માંડે છે. તેથી તમારા મનને સ્થાયી પ્રકાશિત અવસ્થામાં રાખ્યા કરવાનો પ્રયત્ન કરવાથી તમારા મનની તેજસ્વિતાની વૃદ્ધિ કરી શકો છો. જ્યારે મન નિસ્તેજ અર્થાત્ સુસ્ત અથવા જડજેવું જણાય ત્યારે મનની પ્રકાશિત બાજુ ઉપર તમારૂં લક્ષ વાળો. અને તમારા મગજના પ્રત્યેક પુટ અત્યંત પ્રજ્ઞાનો પ્રસાર કરી રહ્યાં હોય એમ મનોમય રીતે જુઓ, એ પ્રકારે કરવાથી તમે મનના વાસ્તવ પ્રકાશપ્રતિ અભિમુખ થાઓ છો, અથવા એ પ્રકાશને તમારાપ્રતિ વાળો છો, અને પ્રકાશમય સ્થિતિમાં કહેવાના તમારા મનના મૂલ સ્વભાવને તમે બલવાન્ કરો છો, પ્રત્યેક કલાકે થોડી ક્ષણ મનને પ્રકાશિત સ્થિતિમાં સ્થાપવાનો યત્ન કરો. અને એક વખત કરતાં બીજી વખત કરતાં બીજી વખતના પ્રયત્નમાં એ પ્રકાશને અધિકાધિક પ્રકાશમય જોવાનો અભ્યાસ પાડો. આમ કરવાથી તમારા મનને અધિક અને અધિક તેજસ્વી કરશો એટલું જ નહિ, પરંતુ કોઈ કોઇ સમયે તો એવી તો અદ્વિતીય પ્રભાનું ભાન થશે કે જેને લીધે તમારૂં કાર્ય અપ્રતીમસરખું થતું જણાશે.

## એકાગ્રતા.

કોઇ ખાસ વિષયઉપર એકાગ્રતા કરવાની જ્યારે તમને વૃત્તિ થાય, ત્યારે સ્વસ્થતાથી બેસીને નેત્ર બંધ કરજો અને તે વિષયને તમારા મનમાં તમારી માનસ દૃષ્ટિ સમીપ સ્થાપજો પછી એ વિષય ઉપર જ તમારા વિચારના સઘળા બળને એકત્રિત કરો, અને પછી એ વિષયના ગર્ભ ભાગમાં પ્રવેશવાની તીવ્ર જિજ્ઞાસા કરો. આ પ્રકારે કરવાથી તમને લાગશે કે ગ૨ે તેટલો સમય અને તે પણ કંટાળ્યા કે થાકયાવિના તે વિષયપ્રતિ તમારૂં અવિભક્ત લક્ષ અથવા એકચિત્ત રહ્યા કરે છે અને એ તો પ્રસિદ્ધ વાર્તા જ છે કે કોઇ પણ વિષય ઉપર યથાર્થ રીતે અને જોઇએ તેટલો સમય જો આપણે એકાગ્ર થઈએ તો તે વિષયના સંબંધમાં જે કંઈ જાણવાની આપણી વૃત્તિ હોય છે તે અવશ્ય જાણી શકીએ છીએ. કોઈ પણ વિષયના મૂલપર્યંત પ્રવેશવાનું અને જે કંઇ આપણે જાણવું છે તેનું જ્ઞાન પામવાનું મનમાં સામર્થ્ય રહેલું છે. એ સામર્થ્ય માત્ર સંયમ અથવા એકાગ્રતાથી જ પ્રકટે છે. કેળવાય છે, વૃદ્ધિ પામે છે અને ધારેલી દિશામાં દોરવાય છે. તમારે કોઈ પણ બાબતનો અભ્યાસ કરવો હોય તો આ ક્રિયાનો ઉપયોગ કરજો. જે વિચારોનો અભ્યાસ કરવો હોય તે વિચારોને તમારી માનસ દૃષ્ટિસમીપ સાક્ષાત્ રીતે સ્થાપો ( આ માનસ દૃષ્ટિ કે જેના સંમુખ તમારા વિચાર અથવા વિષયને સ્પષ્ટ રીતે સ્થાપવાનો છે તેનું સ્થાન બે નેત્રની

મધ્ય અને તેનાથી સહજ ઉંચેનું ભ્રુકુટિ જાણવું ) અને પછી એ બિંદુઉપર તમારા સઘળા વિચારને એકાગ્ર કરો. પછી જેટલી અને તેટલી રીતે તમારા મુખ્ય વિષયનું ચિંતન કર્યા કરજો તેમાંથી જે કંઈ તમારે જાણવું છે તે તમને સ્પષ્ટ થતું જણાશે.

**સ્મૃતિ અને પુનઃ સ્મરણ.**

જે કંઇ આપણે સ્મરણમાં રાખવું હોય અને જરૂર પડવેથી પુનઃ સ્મરણમાં આણવું હોય તેને માટે એકાગ્રતાની એ જ ક્રિયા બહુ ઉત્તમ રીતે ઉપયોગી થાય તેમ છે. જે કંઈ સ્મરણમાં ન આવતું હોય તે વિષયને તમારી માનસ દૃષ્ટિસમીપ મૂકજો, અને પછી તે વિષયઉપર સઘળા વિચારોને એકાગ્ર કરજો. જે સ્મરણમાં આણવું હોય તે વાર્તા સ્મરણમાં લાવવાની તીવ્ર જિજ્ઞાસા પ્રકટાવજો. પછી તમારી માનસ દૃષ્ટિ આગળથી જે કંઈ વિચાર આદિ પસાર થાય તે શાંતિથી જોયા કરજો, તેને ઉંડાણથી તપાસ્યા કરજો. થોડા સમયમાં જે કંઈ તમારે સ્મરણમાં આણવું છે તે સ્મરણમાં આવશે. જેમ જેમ તમે આ ક્રિયા અધિક પ્રમાણમાં કરશો અને આ રીતે એકાગ્ર થશો તેમ તેમ તમારી માનસ દૃષ્ટિસમીપ તમારો સ્મરણમાં આણવાનો વિષય જલદી ખડો થતો જશે. એ સમયે પૂર્ણ રીતે સાવધ હોવાની અનિવાર્ય અગત્ય છે. આ ક્રિયાવડે એ પ્રકારે થવાનું કારણ એ છે. કે જ્યારે કોઈ પણ વિષયમાં તમે યથાર્થ એકાગ્ર થાઓ છો ત્યારે એ વિનયના સમગ્ર અંશમાં મન ફરી વળે છે. અને જ્યારે એ સમયે તમે કોઇ અમુક ખાસ બાબત જાણવાની તીવ્ર ઇચ્છા કરો છો. ત્યારે તે વાર્તાના ચિત્રને તમે તમારા મનમાં રચો છો, અને એ ચિત્ર તમારે શું જોઇએ છે તેનું તાન મનને કરે છે, અર્થાત્ જે કંઈ જોઇએ છે તેને એ ચિત્ર પ્રત્યક્ષ કરી બતાવે છે, અને તેને અનુકૂલ માર્ગે મનને દોરે છે. એ ચિત્ર જેમ અધિક પૂર્ણ તેમ જ જે કંઇ ઇચ્છાનાં વિષય હોય તેનું સ્વરૂપ અધિક પૂર્ણ, તેમ મન તેને ત્વરાથી ગ્રહણ કરે છે, અને તેના સંબંધી આસપાસ સઘળી બાજુએથી વિચાર કરી શકે છે. પૂર્વેના પ્રસંગોનું સ્મરણ કરવામાં તમારા જીવનના બાલ્યકાલના સમયનું સ્મરણ કરવામાં આ ક્રિયા બહુ ઉપયોગી છે, અને સ્મૃતિને સતેજ કરનાર આના જેવી બીજી કોઇ પણ ક્રિયા નથી.

**નવીન સ્ફુરણો અથવા યોજનાઓ.**

કોઇ વિષય ઉપર તમને નવીન વિચારો અથવા સ્ફુરણોની જરૂર હોય, તેમ જ કોઈ કાર્યને માટે નવીન સુંદર યોજનાઓની જરૂર હોય તો તેમાં પણ એકાગ્રતામાટે આ જ ક્રિયા કરજો. તમારી માનસ દૃષ્ટિસંમુખ તે વિષયને સ્થાપો, અને જે કંઇ જાણવું હોય તેના ઉપર તમારા સમગ્ર વિચારો એકાગ્ર કરો. આ રીતે કરવાથી ઉત્તમ યોજનાઓ મનમાં સ્ફુરશે. જો, કે જે કંઈ આરંભમાં જ સ્ફુરે તેને જ ગ્રહણ કરવાની હમેશાં અગત્ય નથી, ધીમે ધીમે એકાગ્રતા દૃઢ થતાં વધારે અને વધારે ઉત્તમ યોજનાઓ સ્ફુરતી જાય છે, જો એ બાબત અત્યંત અગત્યની હોય તો કેટલાક સમયસુધી દિવસમાં અધિક સમય એકાગ્ર થવાની ક્રિયા કરો. એ ક્રિયા કરવાના પ્રત્યેક સમયે તે વધારે અને વધારે સારરૂપ પકડતી જશે, અને પરિણામે યોજનાનું સર્વોત્તમ સ્વરૂપ તમને પ્રાપ્ત થશે. પછી તેને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરો. પરંતુ એ યોજના જેમ જેમ અમલમાં મૂકાતી જશે તેમ તેમ આગળ વધવાનાં પ્રત્યેક પગલે બીજી કેટલીક અવાંતર

યોજનાઓસંબંધી વિચાર કરવાનું પણ તમને પ્રાપ્ત થવાનું, પરંતુ એ પણ આ જ રીતે તમે મેળવી શકશો. શોધકો, તેમ જ કોઇ પણ બાબતમાં સુધારો વધારો કરવાનો પ્રયત્ન કરનારાઓમાટે આ પદ્ધતિ વા ક્રિયા અમૂલ્ય છે. ખરૂં જોતાં તો એવું એક પણ સ્થાન કે વિષય નથી, કે જેમાં આ ક્રિયાને યોજવાથી ઉત્તમ લાભ ન થાય કેમકે સર્વ પ્રકારનો વિજય પ્રાપ્ત કરવામાં અખંડિત આગળ અને આગળ વૃદ્ધિ ગત થવાની જરૂર છે, અને એ રીતે વૃદ્ધિગંત થવામાં નવીન સ્ફુરણો અને નવીન યોજનાઓની જરૂર રહે છે. અને તે આ ક્રિયાવડે સિદ્ધ થતાં હોવાથી વિજયપ્રાપ્તિમાં આ ક્રિયા અમોઘ છે.

( અપૂર્ણ. )

---

# શ્રી ઉપનિષદ્આખ્યાનમાલા.

## ૪.

## ભાર્ગવી વારૂણી વિદ્યા.

અધ્યાત્મવિદ્યાના પરિશીલનમાં અતિ ઉપયોગી અને સરલતાથી આત્મસ્વરૂપનું વાસ્તવ ભાન આપનાર ભૃગુમુનિની પોતાના પરમપવિત્ર વરૂણ પિતા પાસેથી સંપાદન કરેલી વિદ્યાને ઉપનિષદ્માં ભાર્ગવી વારૂણી વિદ્યા કહે છે, અને પાછળના વેદાંત શાસ્ત્રમાં પંચકોશવિદ્યા એવું નામ આપવામાં આવે છે.

આત્મા તથા અનાત્મા એ બે પદાર્થોમાં સમગ્ર વિશ્વનાં તત્ત્વોને વ્હેંચી નાખી એક આત્મ તત્ત્વને પરમ સત્ય અને બીજા અનાત્મ તત્ત્વને આપેક્ષિક સત્ય સ્વીકારી એ બેને સાધનારી અનિર્વચનીય માયાના વ્યવહારિક સ્વીકારથી આ વિશ્વની સઘળી વ્યવસ્થા કરવાનું બીડું આપણા ઉપનિષદ્ના તત્ત્વદષ્ટાઓએ ઝડપ્યું હતું.

સર્વ પદાર્થોનાં પૃથક્કરણમાં પ્રત્યેક પ્રાણી પોતે અને પોતાથી અન્ય એવા બે ભેદ ભાવથી જ તેના અનુભવનું મંદીર ઉભું થાય છે. ભેદ માત્ર એટલો જ રહે છે કે આ બે આત્મઅનાત્મતત્વોનાં વાસ્તવ સ્વરૂપ નહિ જાણવાથી એકનો બીજામાં એમ પરસ્પર અધ્યાસ અથવા ભ્રમ થાય છે. તોપણ સઘળા ભ્રમોમાં અનાત્મપદાર્થોમાં આત્મબુદ્ધિનો ભ્રમ સ્થૂળ દેહથી વિખૂટા પડેલા પદાર્થોમાં સામાન્ય બુદ્ધિના ઉદય થયા પછી ટકી રહેતો નથી. દેહનું ભાન પ્રકટ થયા પછી દોઢ બે વર્ષમાં બાલક પણ પોતાના દેહથી ઇતર પદાર્થોને પોતાથી જૂદા સરલતાથી અનુભવે છે અને તેથી વિચારકો આત્મઅનાત્મ વસ્તુના પૃથક્કરણમાં દેહથી પરાક્ એટલે સામા પ્રવાહવાળા પદાર્થોને અનાત્મ કોટિમાં સરલતાથી મૂકી દેહથી ભિતર રહેલા પદાર્થોને આત્મતત્વની શોધનો ઉપયોગી ગણી પોતાના વિચારને રોકે છે.

આપો બાલ્ય અનુભવ ભૃગુ નામના મુનિપુત્રને પ્રકટ અનુકૂળ સંયોગોમાં થઇ આ-

થ્યો. બ્રહ્મચર્ય આશ્રમના અવધિએ સમગ્ર વેદના સારભૂત ઉપનિષદ્ના તત્ત્વને જાણવા સારૂ તે પોતાના પિતા વરૂણ પાસે ગયા અને પૂછ્યું કે, " ભગવન્ ! આત્મરૂપ પદાર્થ જે બ્રહ્મરૂપ અર્થાત્ અત્યંત વિસ્તૃત ગણાય છે તથા રહસ્ય ગ્રંથોમાં આત્મા અને બ્રહ્મ એ બે પર્યાય શબ્દો મનાય છે તો તે બ્રહ્મતત્વનું મને ભાન કરાવો. ભગવત્ ! આ અનુભવવિનાનું મારૂં આ સઘળું વાઙમય તપ નિરુ-નિરૂપયોગી જેવું ભાસે છે." યોગ્ય અધિકારની પરીક્ષા કરનારની પરીક્ષા કરનાર ભગવાન્ વરૂણદેવે પોતાના અત્યંત પ્રિય પુત્રને બ્રહ્મ વિદ્યા આપવામાં કોઇ જાતનો સંકોચ ન હતો પણ આ તત્વ તેની મતિમાં શી રીતે આરૂઢ થાય તેને અર્થે પોતે ઘણી કાળજી ધરાવવા લાગ્યા જ્ઞાનની સામગ્રીના સાધનની પરિશુદ્ધિ પ્રયોગથી અથવા ઇંગિતવડે જે બોધ આપવાનો પ્રયત્ન થાય છે તે નિષ્ફલ જાય છે એવો આ મહામુનિનો અનુભવથી સિદ્ધ થયેલો. નિશ્ચય હતો. અર્વાચીન કાલમાં પણ બોધનાં સાધનો જે પ્રત્યક્ષ ઉપદેશદ્વારા, અથવા સૂચન, અથવા ઇંગિતદ્વારા ઘણાં બહોળાં થયા છે છતાં તત્વનાબોધ ઝટિતિ જાગ્રત્ ન થવ'. માં મુખ્ય પ્રતિબંધક હેતુ તપનો અભાવ છે. હાલના સમયમાં તપ કરવું એટલે સંસાર છોડી વનવાસ કરવો અને જગતના તંત્રને ચલાવવામાં પરમેશ્વરના સંકલ્પની અવગણના કરવી, અથવા ગુણકર્મથી પ્રાપ્ત થયેલાં બંધનોને ત્રોડી નાસી છૂટવું એવી વિભ્રુતભાવના બંધાયલી હોવાથી તપને કોઈ ભૂતકાલનો સાધ્ય વિષય હોય અથવા વર્તમાનકાળમાં નિરુપયોગી હોય એમ ગણી તપને ઉવેખવામાં આવે છે, પરંતુ.

**मनसश्चेंद्रियाणां मैकाग्र्यं परमं तपः ।**

આ લક્ષણવાળું તપ સિદ્ધ કર્યાવિના ક્ષુદ્ર લૌકિક વિદ્યાથી આરંભી મોટી બ્રહ્મવિદ્યાપર્યંતની કોઇ પણ વિદ્યા સિદ્ધ થવાનો સંભવ જ નથી એ સામાન્ય મતિને પણ સ્પષ્ટ થઈ શકે એમ છે. ઇંદ્રિયોના અને મનના નિગ્રહવિના તેમનું ઐકાન્તિક દમન કર્યા વિના અથવા પારિભાષિક શબ્દોમાં કહીએ તો શમ અને દમવિના તત્ત્વબોધ ચિત્ત દ્રવ્યમાં પ્રકટ થતો નથી. આ રહસ્યને જાણનાર ભગવાન્ વરૂણદેવે પોતાના પ્રિય પુત્રને તેની ઇચ્છાનુસાર બ્રહ્મતત્વનું લક્ષણ આપ્યુંકે " જે તત્વમાંથી આ સર્વ ભૂત " પ્રાણિઓ પ્રકટ થાય છે, જેમાં રહી જીવન ધારણ કરેછે અને જેમાં લય પામી શમે " છે એવું એક અખંડૈકરસ તત્વ સઘળા વિકારોના આધારભૂત છે. તેને અનુભવી મહા" ત્માઓ બ્રહ્મશબ્દથી વ્યવહરે છે."

" પ્રયપુત્ર ! એને જાણવામાં સઘળી કૃતકૃત્યતા છે." આ સ્પષ્ટ લક્ષણ વાક્યને મનમાં રાખી વરૂણપુત્ર ભૃગુ એકાન્તમાં વિચાર કરવા લાગ્યા અને આચાર્ય પરંપરાથી પ્રાપ્ત થયેલા ક્રમવડે તેમણે યથાશક્તિ ઉપર વર્ણવેલું તપ આદર્યું. અમુક સમયે તેમને લાગ્યું કે પિતાએ જે લક્ષણ આપ્યું તે લક્ષણવાળો પદાર્થ અન્ન છે, કારણકે આ સર્વ ભૂત પ્રાણીઓ અન્નમાંથી ઉત્પન્ન થાય છે, અન્નના બનેલા શરીરમાં રહે છે અને નાશ પંચભૂતાત્મક અન્નમાં શમે છે. એવો એક પણ પદાર્થ મારી નજરે આવતો નથી કે જે અન્નના વિકારરૂપ ન હોય. જે કંઇ ભેદ જણાય છે તે અન્નના પ્રકારમાં જણાય છે; પરંતુ કોઈ પણ ભૂત પ્રાણી તે જાતિના શરીરના ઉદયમાં, સ્થિતિમાં અને અસ્તમાં તે તે જાતિને અનુકૂલ અન્નનો આશ્રય કર્યા વિના રહેતાં નથી. આ અનુભવ

સાચો છે વા ખોટો છે તેનો નિર્ણય કરવા અમુક સમય પછી પોતાના પિતાની પાસે ભૃગુ ગયા અને કહેવા લાગ્યા કે " ભગવન્ ! આપના લક્ષણવાળો બ્રહ્મપદાર્થ " મને અનુભવાયો છે, અને તેને હું અન્ન એ નામ આપું છું. એનાં ભૈતિક પ્રતિબિંબો પ્રાણિમાત્રનાં ચેષ્ટા કરતાં સ્થૂલ શરીરો છે. વરુણદેવે કહ્યું કે લક્ષણસિદ્ધ પદાર્થ તું જે પ્રકારે સમજ્યો છે તે પ્રકાર સત્ય છે, તો પણ લક્ષ્ય વસ્તુ તારા અનુભવમાં આવી હોય એમ નથી. માટે પુનઃ ઉપર વર્ણવેલું તપ સિદ્ધ કર અને લક્ષનો વિશેષ અંશ તારા જાણવામાં આવશે. ભૃગુએ પુનઃ ઇન્દ્રિયો અને મનનું અધિક દમન કરી વિચારની સૂક્ષ્મતા સિદ્ધ કરી અનુભવી કે અન્ન કરતાં પણ અન્નમય શરીરોને ચેષ્ટા આપનાર ક્રિયાપ્રધાન પ્રાણતત્વ પિતાએ આપેલા લક્ષણને સારી રીતે સિદ્ધ કરે છે અને તેથી પ્રાણ જ બ્રહ્મ છે એમ માનવું ઘટે છે. પ્રાણશક્તિના સ્પર્શવિનાનું અન્નના વિકારવાળું બીજાત્મક તત્ત્વ પણ નવા શરીરને પ્રકટ કરતું નથી. પ્રાણવિના ઉત્પન્ન થયેલા શરીરની સ્થિતિ બનતી નથી અને એક દેહનો લય થયા પછી ઇતર દેહોની ચેષ્ટાઓ ચાલ્યા કરે છે. માટે બ્રહ્મતત્ત્વનું પૂર્વે લક્ષણ આપેલું તે પ્રાણ તત્ત્વમાં ચરિતાર્થ થાય છે. ભૃગુમુનિ પ્રાણને જ બ્રહ્મતત્ત્વ માની પોતાના અનુભવના ખરાપણાની કસોટી કરવા વરૂણદેવ પાસે ગયા. વરૂણે પુનઃ તપનો જ આશ્રય કરવાને કહ્યું. ભૃગુમુનિ પોતાના સાધનમાં ખામી સ્વીકારી સાધ્યવસ્તુ અસંભવરૂપ છે એવું સામાન્ય વિદ્યાર્થીની માફક નહીં સ્વીકારી અધિક વેગથી સંયમને સિદ્ધ કરવા લાગ્યા. પરિણામમાં તેનાં તેજ લક્ષણ ઉપર વિશેષ પ્રકાશ તેમને પડયો. પ્રાણ કરતાં ચઢિઆતા મન તત્ત્વને તેમણે લક્ષ્યપદાર્થરૂપે સ્વીકાર્યો. તેમના અનુભવમાં આવ્યું કે મનના વેગવિના પ્રાણની ચેષ્ટાથી મન અને તેના કિરણરૂપ આશાસૂત્રવિના ભૂત પ્રાણિનું જીવન નથી અને નિર્વાસન મન થયા પછી ભૂત પ્રાણીઓ પોતાની ચેષ્ટા બંધ કરી શમે છે. આથી મન પ્રાણના પણ જીવનરૂપ હોવાથી લક્ષણસાધ્ય બ્રહ્મતત્ત્વ હોવું જોઇએ. આ અનુભવને પણ વરૂણદેવે સત્યરૂપે સ્વીકાર્યો નહીં અને પુનઃ તપનો આશ્રય કરવા સૂચવ્યું. તેજ સાધનનો અને તેજ લક્ષણનો બાધક સંવેગવડે આશ્રય કરી ભૃગુને લક્ષ્યવસ્તુ સ્ફુટતર જણાવા લાગી અને તેમના અનુભવમાં આવ્યું કે મનને પણ જીવન આપનાર વિજ્ઞાન છે. આ વિજ્ઞાન જ મહત્તત્ત્વ—મહાનાત્મા—બુદ્ધિ ઇત્યાદિક શબ્દથી વિચારકો વર્ણવે છે; તેના પ્રકાશવડે જ ક્ષુદ્ર કીટથી આરંભી બ્રહ્મદેવ પર્યંતના પ્રાણીઓના મનના સંકલ્પ વિકલ્પ સ્ફુરે છે. એ પ્રકાશવિના મનમાં સ્ફુરણો પરસ્પર ગુંથાતાં નથી, અને બુદ્ધિના સૂત્રથી પ્રોવાયા વિનાની મનની સઘળી ચેષ્ટા જગદ્વ્યવહારમાં ભ્રમરૂપ મનાય છે; અને તેવા મનના વ્યાપાર જો ભ્રમરૂપ હોય તો પ્રાણની ચેષ્ટા અને અન્નમય શરીરના વ્યાપાર બ્રહ્મતત્ત્વના પ્રકાશક શી રીતે મનાય ? આથી સઘળા સંકલ્પ વિકલ્પોને પ્રકાશ આપનાર અને તેદ્વારા પ્રાણની ચેષ્ટાને નિયંત્રિત કરનાર અને પરિણામે અન્નમય શરીરને સુવ્યવસ્થિત રાખનાર આ વિજ્ઞાનતત્ત્વજ બ્રહ્મ હોવું ઘટે છે. આ અનુભવ શ્રૌત કાલના એક સરલ વિદ્યાર્થીનો તપના પ્રભાવથી જાગ્રત્ થયલો તેને વરૂણદેવે સત્યરૂપે સ્વીકાર્યો નહીં, અને પુનઃ તપનો આશ્રય કરવા કહ્યું.

પ્રિય વાચક ! વિજ્ઞાનને બ્રહ્મરૂપ સ્વીકારવાનું બાલભૃગુનો અનુભવ વેદકાલનો ઇતિહાસની દૃષ્ટિથી ઓછા પ્રભાવવાળો અને વિશ્વની બાલ્યાવસ્થાને જણાવનારો હતો એવું

માનવાનું સાહસ કરીશ મા. તે સમયથી માંડી આજસુધિના સઘળા વિચારકો પૂર્વના અને પશ્ચિમના આ વિજ્ઞાનવાદથી એક તસુ પણ આગળ ગયા હોય એમ તને જણાશે નહીં. પૂર્વમાં આ વિજ્ઞાનને જ પરમતત્ત્વ માનવાનો આવેશ વેદધર્મની સુધારણા કરનાર મહાત્મા ગૌતમબુદ્ધને સ્ફુર્યો હતો; અને જેના તપના અને બોધના પ્રભાવથી હાલ પણ તેમના ધર્મનું અનુશાસન મનુષ્યપ્રાણીના ત્રણ ચતુર્થાંશ (૩/૪) ભાગમાં પ્રવર્તે છે તથા પશ્ચિમના તત્ત્વચિંતકો કેટલાક ક્રિશ્ચીયનધર્મના અનુયાયી છતાં તથા કેટલાક તર્કવાદને જ સ્વીકારનાર છતાં આ વિજ્ઞાનવાદને પરમસત્યરૂપે સ્વીકારે છે. પણ આ વિજ્ઞાન ક્ષણિક પ્રકાશરૂપ અથવા પ્રકાશના તણખાની ધારારૂપ અથવા સ્થિર પ્રકાશરૂપ હોવાનો સંભવ રહે છે. બુદ્ધિના પ્રકાશરૂપ તનખાઓ બ્રહ્મ અર્થાત્ અત્યંત મોટા પદાર્થરૂપ શી રીતે હોય? તે તનખાનો પ્રવાહ અથવા વિજ્ઞાનધારા પણ અત્યંત બૃહત્ પદાર્થરૂપ ગણી શકાય નહીં. કારણ કે એવી અનન્ત ધારાઓને જોનાર એક સ્થિરપ્રકાશવાળા તત્ત્વની અપેક્ષા રહે છે. આપણે પણ સામાન્ય માપના ધોરણમાં પણ Standard તરીકે કોઈ માપને સ્વીકારી બીજા માપોની કસોટી કરીએ છીએ તો પ્રત્યેક જીવોની વિજ્ઞાનધારાઓ નાના મોટા માપની કયા Standard માપને આધારભૂત લેઇ આપણે ઓછી વધતી કહી શકીએ? આથી સ્થિરવિજ્ઞાન અથવા અખંડપ્રકાશવાળા તત્ત્વને આ વિજ્ઞાનતત્ત્વથી ચઢીઆતું માનવાની જરૂર રહે છે. આ સ્થાયી અથવા સ્થિરપ્રકાશરૂપ તત્ત્વને સ્વરૂપે જાણવા તેનાથી વ્યતિરિક્ત કોઈ પણ પદાર્થ સમર્થ નથી, તોપણ તેની પાસેનું આ વિજ્ઞાનતત્ત્વ જેમ અનંત બ્રહ્માણ્ડો અને પૃથ્વિઓના કરતાં પણ મોટા સૂર્યમંડલને પણ એક નાનું દર્પણ પ્રતિબિંબદ્વારા તેના મહિમાનું ભાન કરાવે છે તેમ આ સ્થાયીવિજ્ઞાનને આ ક્ષણિક વિજ્ઞાનની ધારારૂપ બુદ્ધિ પોતાના સૂક્ષ્મ પ્રતિબિંબદ્વારા તે બિંબભૂત પ્રકાશના મહિમાને આપણને જણાવે છે. પરંતુ ભૃગુનો આ અનુભવ કૃતકૃત્યતાની સરણીઉપર લેઇ જવા સમર્થ થયો નહીં. જ્ઞાનની વિપુલ કલા જ્ઞાનજન્ય રસને ઉત્પન્ન ન કરે તો એ જ્ઞાનને કોઈ ઝંખે નહિ. જે જ્ઞાન તૃપ્તિનો ઉદય કરતું નથી પરંતુ અધિક અધિક તૃષ્ણાના તાપને જન્મ આપે છે તે જ્ઞાન મેળવવા ભૃગુનો પ્રયત્નજ ન હતો. ભૃગુનો મુખ્ય પ્રશ્ન આત્મા એ બ્રહ્મરૂપ છે અને તે બે પર્યાય શબ્દો છે તેના અભેદના રસને અનુભવવાસંબંધી હતો. વરુણદેવે છેવટના ઉપદેશમાં તપનો આશ્રય કરી પુનઃ પોતાની પાસે આવવાની જરૂર નથી એમ સૂચવ્યું. આ અંતિમતપના ફલરૂપ અનુભવ ભૃગુને એ જણાયો કે વિજ્ઞાનનો અવધિ શૂન્યમાં નથી, નથી જડમાં, નથી ક્ષણિક પ્રકાશમાં, પરંતુ પરમ આનંદમાં છે. અને ભૃગુને જણાયું કે સ્થાયીવિજ્ઞાન અને આનંદ એ બે એકજ વસ્તુનાં જૂદાં જૂદાં દૃષ્ટિબિંદુથી અનુભવવાનાં બે મુખ છે વસ્તુભેદ નથી. આ આનંદ અને વિજ્ઞાનનું અખંડૈકરસતત્ત્વ ભૃગુના પિતાએ આપેલા લક્ષણના લક્ષ્યરૂપે અનુભવગોચર થયું. ભૃગુનો અંતિમ અનુભવ એ થયો કે ચૈતન્યમય-વિજ્ઞાનમય-આનંદરૂપતત્ત્વ આ સર્વ ભૂતપ્રાણીના જન્મનું સ્થાન છે. તેમાંજ સઘળાં ભૂત પ્રાણીઓ સ્થિતિ કરી રહે છે. અને તેમાંજ લય પામ્યા પછી પણ શમે છે, પરંતુ જેમ ઘરમાં દાટેલું ધન ભૂમિશોધનના પ્રકારને નહિ જાણનાર માલિકને નિત્યપ્રાપ્ત છતાં પણ ઉપયોગનું નથી તેમ અંતઃકરણાદિ ભૂમિના શોધ કરવાના તપરૂપ પ્રકારને જાણ્યાવિના આ વિશ્વનું આદિકારણ આનંદમય છે એ

નિસર્ગસિદ્ધ છતાં પણ જીવોને અનુભવમાં આવતું નથી. આજ અધ્યાસનો, માયાનો, અદ્ભુત પ્રભાવ છે; જેવડે વાસ્તવજ્ઞાનની ખુમારીને બદલે સંસારની અવળી માયામય મદિરામાં મોહ પામી જીવો સાધન અને સાધ્યના સંબંધને ઉપદેષ્ટાના અનુગ્રહવિના જાણી શકતા નથી. આ રહસ્યનો બોધ કરવા ભગવાન્ વરૂણે પોતાના પ્રિય પુત્ર ભૃગુને આ પંચતત્ત્વદ્વારા અથવા પંચકોશદ્વારા આત્માના વિશુદ્ધ સ્વરૂપને પ્રકટ કરી સત્ય વારૂણીવિદ્યા તપના આશ્રયથી પ્રકટ કરાવી અનુભવાવી. વિદ્યાપ્રાપ્તિ થયા છતાં પણ એ વિદ્યાની સ્થિતિ રહેવામાં અમુક વ્રતની જરૂર રહે છે. નહિ તો મહાશ્રમથી પ્રાપ્ત કરેલી વિદ્યા કોરા માટીના વાસણમાંથી જેમ જલ ઝરીજાય તેમ ઝરી જાય છે. આ કારણથી ભગવાન્ વરૂણે આ બ્રહ્મવિદ્યાની અખંડ સ્થિતિ અને તેવડે તથા સ્વરૂપના આનંદને જાગ્રત્ રાખવા એક વ્રતનું અનુશાસન કર્યું હતું. અને તે એ હતું કે અન્ન પ્રાણમાં પ્રતિષ્ઠિત છે, પ્રાણ મનમાં પ્રતિષ્ઠિત છે, મન વિજ્ઞાનમાં પ્રતિષ્ઠિત છે, અને વિજ્ઞાન આનંદમાં પ્રતિષ્ઠિત છે અને તેથી આ શૃંખલાનો એક છેડો આનંદમાં છે અર્થાત્ બ્રહ્મતત્ત્વમાં છે; અને તે સામાન્ય જીવોને અનુભવમાં આવતો નથી અને બીજો છેડો અન્નમાં છે જે સર્વ ભૂતપ્રાણીના અનુભવમાં આવે છે. આ કારણથી અન્ન અને અન્નના વિકારોવાળાં સર્વે ભૂતપ્રાણીનાં શરીરો બ્રહ્મનાં કૃપાદ્વાર છે. આથી ભોક્તારૂપ અન્નમય શરીરો અને ભોગ્યરૂપ અન્ન, એ ઉભયની કદી પણ નિંદા કરવી નહીં*. નિંદા ન કરવી એટલું જ નહિં પરંતુ તે બન્નેને બહુ માનથી જોવાં અને બહુ માનથી વિસ્તારવાં. આવેલા અતિથિને કદિ પણ અવગણના કરી પાછો કાઢવો નહીં, આ વ્રત જેઓ અક્ષરશઃ પાળે છે તેઓ સર્વ ભૂતપ્રાણીઓપ્રતિ અહિંસાવ્રતને સિદ્ધ કરે છે અને તેઓજ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં ઉપયોગી તપને સિદ્ધ કરી શકે છે. इति सुवर्णज्योतिः य एवंवेद ॥

( આ ગાથાનું બીજ ભૃગુવલ્લિમાંથી લીધું છે. )

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન પૃષ્ઠ १०५ થી. )

આજ પ્રમાણે तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय–ઇત્યાદિ ઉપાદાનવિષયક શ્રુતિમાં પણ સમજવું. આ શ્રુતિમાં विज्ञानम्, विज्ञानेन એમ વિજ્ઞાનરૂપકરણને કર્મવાચક દ્વિતીયા શ્રુતિ તથા કરણવાચક તૃતીયા શ્રુતિ લગાડવામાં આવી છે પણ તેટલાથી એ કરણ અને કર્મથી રહિત કેવલ આત્માનું કર્તૃત્વ લેવાય તેમ નથી, પણ એ બુદ્ધિસંયુક્ત આત્માનું જ કર્તૃત્વ અહિં પણ છે, કારણ કે કેવલ આત્માનું કર્તૃત્વ અસંભવિત છે એ પૂર્વે સ્થાપન થઇ ગયું છે. લોકમાં પણ અનેક પ્રકારની વિવક્ષા–બોલવાની ઇચ્છા થાય છે, એક જ અર્થનું વિવિધ પ્રકારે વચન થઇ શકે છે. योधा युद्धन्ते–યોદ્ધાઓ યુદ્ધ કરે છે એ જ અર્થને योधैःराजा युद्धते–યોધાવડે રાજા યુદ્ધ કરે છે એ વાક્ય પણ જણાવે છે. અહિં એક સ્થલે योधाः એમ પ્રથમાન્ત નિર્દેશ છે અને અન્યત્ર योधैः એમ તૃતીયાન્ત

* अन्नं न निन्द्यात् ઇત્યાદિ.

નિર્દેશ છે. તે જ પ્રમાણે પ્રસ્તુતશ્રુતિમાં પણ સંયુક્ત આત્મા કર્તા છતાં વિજ્ઞાનેન એમ કરણનો તૃતીયામાં નિર્દેશ કર્યો છે.

વળી આ ઉપાદાન શ્રુતિમાં (જેમાં આત્મા વિજ્ઞાનરૂપ બુદ્ધિવડે વિજ્ઞાનનું એટલે વિજ્ઞાન સમર્થ બહિર્ ઇન્દ્રિયનું ઉપાદાન એટલે ગ્રહણ કરે છે એમ કહ્યું છે.) બહિર્ ઇન્દ્રિયના વ્યાપારનો ઉપરમ સ્વાપમાં થાય છે એટલું જ કહેવાનું તાત્પર્ય છે અને તેમાં કોઇનું સ્વાતંત્ર્ય વિવક્ષિત નથી. અર્થાત્ સ્વતંત્ર હોય તે કર્તા છે તેથી કોઇનું કર્તૃત્વ વિવક્ષિત નથી. કારણ કે સ્વાપમાં અબુદ્ધિપૂર્વક થતો કરણોના વ્યાપારનો ઉપરમ દષ્ટ છે. તેથી શ્રુતિનું તાત્પર્ય કર્તૃત્વને સિદ્ધ કરતું નથી.

પૂર્વપક્ષીએ विज्ञानं यज्ञं तनुते એ શ્રુતિ કર્તૃત્વને સાધવા આપી છે પણ એ શ્રુતિની પર્યાલોચના કરતાં એમાં વિજ્ઞાનનો અર્થ બુદ્ધિ જ છે અને તેથી એ શ્રુતિ બુદ્ધિનું કર્તૃત્વ જ જણાવે છે. વિજ્ઞાનનો અર્થ બુદ્ધિ જ અહિં જ છે તેનાં કારણો આ પ્રમાણે છેઃ વિજ્ઞાનશબ્દ બુદ્ધિમાં રૂઢ થાય છે; મનોમય કોશની પછી આ વિજ્ઞાનનો પાઠ છે અને મનોમય પછી વિજ્ઞાનમય-બુદ્ધિમય કોશ આવે છે; तस्य श्रद्धैव शिरः શ્રદ્ધા તેના શિરરૂપ છે-ઇત્યાદિમાં કહેલી શ્રદ્ધાદિ ધર્મો બુદ્ધિના જ છે; વાક્યશેષમાં જણાવ્યું છે કે विज्ञानं देवाः सर्वे ब्रह्म ज्येष्ठमुपासते-જ્યેષ્ઠ બ્રહ્મવિજ્ઞાન એટલે હિરણ્યગર્ભરૂપ બ્રહ્માની બુદ્ધિને સર્વ દેવ એટલે ઇન્દ્રિયો ઉપાસે છે-એમાં महद् यक्षं प्रथमजम्-મહા પૂજ્ય તથા પ્રથમ ઉત્પન્ન થયેલી બ્રહ્માની બુદ્ધિ-ઇત્યાદિ શ્રુત્યન્તરમાં એ બુદ્ધિ જ્યેષ્ઠરૂપે પ્રસિદ્ધ છે તેથી જ જ્યેષ્ઠ બુદ્ધિ કહી છે. વળી स एष वाक्चित्तस्योत्तरोत्तर क्रमो यद्यज्ञः-આ જે યજ્ઞ છે તે વાક્ અને ચિત્તના ઉત્તરોત્તર ક્રમરૂપ છે એટલે કે પ્રથમ ચિત્તવડે ધ્યાન કરીને પછી મન્ત્રની વાણીવડે ઉક્તિ થાય છે તેથી ચિત્ત પ્રથમ અને વાણી પછી પ્રવૃત્ત થાય છે અને એ રીતે પૂર્વોત્તર ઉભયની પ્રવૃત્તિ તેજ યજ્ઞ છે. એ શ્રુતિમાં યજ્ઞને બુદ્ધિના કાર્યરૂપે કહ્યો છે તેથી અહિં પણ વિજ્ઞાન યજ્ઞ કરે છે એમાં યજ્ઞ વિજ્ઞાનનું કાર્યસેવું પડે છે અર્થાત્ વિજ્ઞાન એ બુદ્ધિ જ છે.

પૂર્વપક્ષીએ અહિં એવી શંકા કરી હતી કે બુદ્ધિ એ કરણ છે અને તેને તમે કર્તા લો તો કરણશક્તિને બદલે એની કર્તૃશક્તિ લો છો તેથી એ શક્તિનો વિપર્યય થાય છે. આ શંકા યોગ્ય નથી. કારણ કે સર્વ કારકમાત્ર પોતપોતાના વ્યાપારના કર્તા છે જ, અર્થાત્ એમ કર્તૃત્વ લેવામાં આવો દોષ આવતો જ નથી. विक्लिद्यन्ते तण्डुला ज्वलन्ति काष्ठानि-તણ્ડુલો વિક્લિત્તિને પામે છે, કાષ્ઠ બળે છે ઇત્યાદિમાં તણ્ડુલ વિક્લિત્તિના કર્મકારકરૂપ છે તથા કાષ્ઠ પણ જ્વલનનું કર્મકારક છે છતાં તેમનું કર્તૃત્વ કહેવાય છે. તે જ પ્રમાણે સ્વવ્યાપારમાં બુદ્ધિનું કર્તૃત્વ છે અને ઉપલબ્ધિની અપેક્ષાએ બુદ્ધિનું કરણત્વ પણ છે. પણ ઉપલબ્ધિ એ આત્માનો સ્વભાવ છે. આત્મા અખંડ સાક્ષી ચૈતન્યરૂપ છે અને તેથી નિત્યોપલબ્ધિરૂપ છે. તેથી એ પ્રકારની ઉપલબ્ધિપ્રતિ કેવલ આત્મા કર્તા નથી. એ ચૈતન્ય બુદ્ધિવૃત્તિથી ભિન્ન ઘટ વિષયાવચ્છિન્ન ચૈતન્યરૂપ થાય છે ત્યારે એ પ્રતિ બુદ્ધિનું કરણત્વ છે અને બુદ્ધિથી અભિન્ન આત્માનું કર્તૃત્વ છે. આ કર્તૃત્વ તે બુદ્ધિમાં અભેદથી અધ્યસ્ત મિથ્યાત્મક અહંકારમાં રહેલું છે અને તેથી એ કર્તૃત્વ તે અહંપ્રત્યયના વિષયરૂપ બુદ્ધિવિશિષ્ટ આત્માનું છે. અને કેવલ આત્માનું સાક્ષી આત્માનું નથી. કારણ કે અહંકાર એ ગ્રાહ્યમાન છે, જ્ઞાનના વિષયરૂપ થાય છે અને તેથી દૃશ્યરૂપ છે તેથી સાક્ષી આત્માથી ભિન્ન છે.

અહિં શંકા થશે કે જ્યારે બુદ્ધિવિશિષ્ટ આત્મા કર્તા છે ત્યારે તેને કરણ કોઇ અન્ય હોવું જોઇએ. પણ એ શંકા યોગ્ય નથી. કારણ કે અહિં બુદ્ધિ એ જ કરણ છે, અને તેથી એનાથી અતિરિક્ત કરણની કલ્પના કરવાની પ્રાપ્તિ થતી નથી. જેમના મતમાં અધ્યાસ ન લઇને કેવલ બુદ્ધિને કર્તા માનવામાં આવે છે તેમના મતપ્રમાણે બુદ્ધિથી અતિરિક્ત કરણની અપેક્ષા થાય છે. વેદાન્તમાં બુદ્ધિથી અધ્યસ્ત આત્માનું કર્તૃત્વ છે અને બુદ્ધિનું કરણત્વ છે તેથી ઇતર કરણની કલ્પના રહેતી નથી.

પૂર્વપક્ષીએ આત્માને કર્તા નહિ માનવામાં આવે તો શ્રુતિ બોધિત સમાધિનો અભાવ થશે એવી દોષાપત્તિ આપી હતી તે પણ રહેતી નથી. કારણ કે એનો પરિહાર શાસ્ત્રને અર્થવાળું કરવાના પરિહારમાં આવી ગયું છે. નિદિધ્યાસનરૂપ સમાધિનું વિધાન કરનાર યથાપ્રાપ્ત કર્તૃત્વનો અનુવાદ કરી સમાધિનું વિધાન કરે તે ઉચિત છે તેથી આત્મા કર્તા છે છતાં એ કર્તૃત્વ શુદ્ધ, કેવલ આત્માનું નથી પણ બુદ્ધિરૂપ ઉપાધિના નિમિત્તને લઇને છે એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે શ્રીસૂત્રકારે આ અધિકરણ સમાપ્ત કર્યું. હવે જીવાત્માનું કર્તૃત્વ સ્વતંત્ર નથી પણ ઇશ્વરની અપેક્ષા રાખનાર સદા હોય છે એ સિદ્ધ કરવા અન્ય અધિકરણ રચે છે.

પરાત્તુ તચ્છ્રુતેઃ ॥ ૪૧ ॥

સૂત્રાર્થઃ—જીવાત્માનું કર્તૃત્વ ઇશ્વિરાપેક્ષ છે એમ શ્રુતિથી સિદ્ધ થાય છે.

પરાતઃ—એટલે પરમાત્માને લીધે.

તુઃ—આ શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરનાર છે.

તતઃ—એટલે કર્તૃત્વ.

અવિદ્યાદશામાં બુદ્ધિરૂપ ઉપાધિને લીધે જીવનું કર્તૃત્વ જે કહેવામાં આવ્યું છે તે ઇશ્વરથી અનપેક્ષ છે કે ઇશ્વરાપેક્ષ છે એ સંશય છે.

ત્યાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થયો કે ઇશ્વરની અપેક્ષા એમાં રહેતી નથી એટલે કે ઇશ્વરની અપેક્ષાવિના જીવ સ્વતંત્રપણે કર્તા છે. કેમકે એવી અપેક્ષા રાખવાનું કોઇ પ્રયોજન નથી. જીવ પોતે જ રાગદ્વેષાદિ દોષથી પ્રયુક્ત છે, અન્ય કારકરૂપ સામગ્રીમાત્રથી સંપન્ન છે અને તેથી પોતે જ કર્તા થવા યોગ્ય છે. એને ઇશ્વર શું કરે તેમ છે? લોકમાં પણ એવી પ્રસિદ્ધિ નથી કે કૃષિઆદિ ક્રિયામાં પ્રવૃત્ત થનારને જેમ બળદ આદિ સામગ્રીની અપેક્ષા છે તેમ ઇશ્વરની પણ અપેક્ષા છે. વળી ઇશ્વર જો દુઃખરૂપ કર્તૃત્વથી જીવને સંયુક્ત કરતા હોય તો ઇશ્વર નિર્ઘૃણ ઠરે તેમ છે, તે સાથે જૂદાં જૂદાં ફલવાળું એ કર્તૃત્વ હોવાથી તેનું કર્તૃત્વ સજનાર ઇશ્વરમાં વૈષમ્યની પણ પ્રાપ્તિ થાય છે.

અહિં આક્ષેપ એવો કરવામાં આવશે કે આ વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો પરિહાર તો પ્રથમ પાદમાં થઇ ગયો છે, તો અહિં પાછો શા માટે એ લીધો છે? સાચું છે, એ પરિહાર થયો છે. પણ તેમાં ઇશ્વર સાપેક્ષ સૃષ્ટિ કરે છે એમ લઇ એ પરિહાર કર્યો છે તેથી એ સાપેક્ષત્વનો સંભવ હોય તો એ પરિહાર થાય પણ એજ સંભવતું નથી. પ્રાણીઓના ધર્માધર્મની અપેક્ષાથી ઇશ્વરનું સાપેક્ષત્વ થાય છે એ ધર્માધર્મ જીવનું સ્વતંત્ર કર્તૃત્વ હોય તો સંભવે છે. હવે જ્યારે એ કર્તૃત્વ ઇશ્વરાપેક્ષ લેવાય ત્યારે ઇશ્વરના સાપેક્ષત્વનો કયો વિષય રહ્યો? તેથી એ આક્ષેપ પ્રાપ્ત થાય છે એમ પૂર્વપક્ષી જણાવે છે,

વળી જીવનું કર્તૃત્વ ઇશ્વરાપેક્ષ લેવામાં આવે તો જીવે જે કર્મો પોતે સ્વાતંત્ર્યપણે કર્યાં નથી તેનું ફળ તેને મળતાં અકૃતાભ્યાગમનો દોષ આવે છે. તેથી આ સર્વ વિચારથી જીવનું કર્તૃત્વ નિરપેક્ષ, સ્વતઃ જ છે એમ લેવું જોઇએ.

આ પ્રકારનો પૂર્વ પક્ષ પ્રાપ્ત થતાં, એ યોગ્ય નથી એમ તુ શબ્દથી સૂચવી સૂત્રકારે સિદ્ધાન્ત કર્યો કે જીવનું કર્તૃત્વ પરમેશ્વરની અપેક્ષા રાખનાર છે. અવિદ્યાદશામાં કાર્યકારણના સંઘાતના વિવેકથી રહિત જીવો અવિદ્યારૂપ તિમિરથી અંધ થયેલા છે અને તેથી તેમનો કર્તૃત્વ ભોક્તૃત્વ રૂપ સંસાર સર્વ કર્મના અધ્યક્ષ, સર્વ ભૂતાધિવાસ, સાક્ષી, ચેતયિતા પરમેશ્વરને લીધેજ, તેમની અનુજ્ઞાવડે સિદ્ધ થાય છે તથા તેમના અનુગ્રહને લીધે જ જ્યારે તત્ત્વસાક્ષાત્કારરૂપ વિજ્ઞાન ઉદય થાય છે ત્યારે તેને લીધે મોક્ષ પણ થાય છે એમ માનવું યોગ્ય છે. કારણ કે તેવી શ્રુતિ છે, તે પ્રમાણે શ્રુતિ કહે છે. યદ્યપિ જીવ રાગદ્વેષાદિ દોષથી પ્રયુક્ત છે યદ્યપિ એને બીજી સાધનસામગ્રી પ્રાપ્ત છે. યદ્યપિ લોકમાં કૃષિઆદિ ક્રિયામાં ઇશ્વરની અપેક્ષા લોકમાં સર્વતઃ સિદ્ધ નથી, તો પણ સર્વ પ્રવૃત્તિ માત્રમાં ઇશ્વર હેતુ કર્તા છે એ પ્રકારે શ્રુતિથી નિર્ણય થાય છે. શ્રુતિ કહે છે કે एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते, एष ह्येवासाधु कर्म कारयति तं यमधो निनीषते—જેને આ લોકથી ઉર્ધ્વ લોકમાં લઇ જવા ઇચ્છે છે તે જીવોને આ પરમાત્મા જ સાધુ કર્મ કરાવે છે અને જેમને નીચે લઇ જવા ધારે છે તેમને અસાધુ કર્મ કરાવે છે તથા य आत्मनि तिष्ठन् आत्मानमन्तरो यमयति—જે આત્મામાં રહી આત્માને અન્તર્યામી રૂપે પ્રેરે છે—ઇત્યાદિ આ સર્વ શ્રુતિઓ કહે છે કે અમુક કર્મ કરવાને કર્મવશાત્ અથવા સ્વભાવસત્તાવશાત્ જીવ પ્રવૃત્ત થાય છે ત્યારે પરમાત્મા તેને સ્વસત્તા અર્પી તેવડે તે તે કર્મ કરાવે છે. તેથી પરમાત્માનું કારયિતૃત્વ આથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે.

આ પ્રમાણે ઇશ્વરનું કારયિતૃત્વ લેવાથી, ઇશ્વરને વૈષમ્ય નૈર્ઘૃણ્ય પ્રાપ્ત થાય છે તથા જીવને અકૃતાભ્યાગમ પ્રાપ્ત થાય છે એમ પૂર્વપક્ષીએ જણાવ્યું તેનું ઉત્તર આ પ્રમાણેઃ—

कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः ॥ ४२ ॥

સૂત્રાર્થઃ—જીવના ધર્માધર્મરૂપ પ્રયત્નની અપેક્ષા રાખી ઇશ્વર એને કરાવે છે. કેમકે નહિ તો વિહિત, પ્રતિષિદ્ધ વ્યર્થ ઠરે છે વગેરે.

कृतप्रयत्नापेक्षः—જીવોએ પૂર્વે કરેલો પ્રયત્ન અર્થાત્ ધર્મ અને અધર્મરૂપ પ્રયત્ન તેની અપેક્ષા ઇશ્વર રાખે છે.

तुः—એ શબ્દ શંકાનો નિરાસ સૂચવે છે.

આ સૂત્રમાં એ કહ્યું કે વૈષમ્યને ઘૃણ્યાદિ દોષોની પ્રાપ્તિ થતી નથી કારણ કે ઇશ્વર જીવોને કર્મ કરાવે છે પણ તે નિરપેક્ષપણે નહિ, પણ તે તે જીવોએ પૂર્વે જે ધર્માધર્મરૂપ પ્રયત્ન કરેલા છે, પૂર્વસૃષ્ટિથી તે ધર્માધર્મનો સંચય કરેલો છે તેની અપેક્ષા રાખીને તે પ્રમાણે કરાવે છે, તેથી એ ધર્માધર્મના વૈષમ્યને લીધે તેમને તે તે વિષમ ફળ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે પરમાત્મા પર્જન્યવત્ નિમિત્તમાત્ર છે. જેમ લોકમાં નાના પ્રકારના ગુચ્છ, ગુલ્મ આદિ તથા વ્રીહિયવાદિ પોતપોતાના અસાધારણ કારણરૂપ પોતપોતાનાં બીજમાંથી ઉત્પન્ન થાય છે છતાં એમની સર્વની ઉત્પત્તિમાં પર્જન્ય સાધારણ કારણ છે, કારણ કે પર્જન્ય નહિ

હોય તો રસ, પુષ્પ, પલ્લાશાદિનું વૈષમ્ય થતું નથી, તેમજ પોતપોતાનાં બીજરૂપ અસાધારણ કારણ નહિ હોય તોપણ થતું નથી, એટલે કે વૈષમ્યનો હેતુ અંકુર આદિના તે તે બીજ છે અને તેમની ઉત્પત્તિ આદિનો હેતુ પર્જન્ય છે, તેજ પ્રમાણે પરમાત્મા પણ જીવોના ધર્માધર્મની અપેક્ષા રાખી તેમને અનુસરી તેમને વિષમફળ આપે છે અને તેમને વિષમ કર્મમાં યોજે છે. છતાં એ વૈષમ્યનો હેતુ તે સ્વકૃત ધર્માધર્મ છે અને ઇશ્વર નથી.

અહિં એવું કહેવામાં આવે છે કે જીવોનું કર્તૃત્વ ઇશ્વરાધિન હોય તો પછી ઇશ્વર ધર્માધર્મની અપેક્ષા રાખે છે એ માનવું અયુક્ત છે તો એ સાચું નથી. કારણ કે કર્તૃત્વ પરાધીન હોય તો પણ જીવ કરે છે, કર્તૃત્વાભિમાન ધરે છે એ સાચું છે અને કર્મ કરતા જીવોને પરમાત્મા કરાવે છે, પરમાત્મા બલાત્કારથી કોઇને કોઇ પ્રકારનું કર્મ કરાવતા નથી, કોઈ પ્રકારની કૃતિમાં કર્તૃત્વાભિમાન ધરાવતા નથી. વળી પૂર્વ ધર્માધર્મની અપેક્ષાથી આ સમયે જીવોને કરાવે છે, પૂર્વે તેની પૂર્વના ધર્માધર્મની અપેક્ષાથી કરાવતા હતા, તેની પૂર્વે પણ તેની પૂર્વના ધર્માધર્મની અપેક્ષાથી કરાવતા હતા–એમ પૂર્વ પૂર્વ ધર્માધર્મની અપેક્ષાથી ઉત્તરોત્તર સમયે કરાવે છે તથા સંસાર અનાદિ છે તેથી કોઇ પ્રકારે આ સિદ્ધાન્તમાં દોષ આવે તેમ નથી.

પરમાત્મા ધર્માધર્મની અપેક્ષા રાખી કરાવે છે એમ શાથી જાણ્યું ? એ પ્રશ્ન કરવામાં આવે તો તેનું ઉત્તર આ છે કે એમ નહિ લેવાથી શાસ્ત્રમાં જે વિધિ નિષેધ કરવામાં આવેલા છે તે સર્વ આમ લેવાથી જ વ્યર્થ થતા અટકે છે, સાર્થક થાય છે. શાસ્ત્ર કહે છે કે, स्वर्गकामो यजेत–સ્વર્ગની ઇચ્છા રાખનાર અમુક યાગ કરે, તેમજ અન્ય શાસ્ત્ર પ્રતિષેધ કરે છે કે ब्राह्मणो न हन्तव्यः––બ્રાહ્મણનું હનન ન કરવું આ આદિ વિધિનિષેધ શાસ્ત્રમાં કરવામાં આવેલા છે તે આમ લેવાથીજ સાર્થક છે, નહિ તો અનર્થક થઈ રહે છે, કેમકે જીવને અત્યંત પરતંત્ર લેવામાં આવે તો તેને કહેવું કે તું અમુક કર અથવા અમુક ન કર તો એ વ્યર્થ છે. તેમાં તો ઇશ્વર એને બળાત્કારથી કરાવનાર હોવાથી એ વિધિનિષેધના નિયોજ્ય ઈશ્વર જ થઈ રહે તેથી એ વિધિનિષેધની સાર્થકતા માટે જીવને નિયોજ્ય લેવો ઘટે છે અને તે ક્યારે થાય કે જ્યારે જીવને કર્તૃત્વ હોય, જીવ કરનાર હોય, જીવ અત્યંત પરતંત્ર નહિ હોય, જીવ કરનાર હોય તેને જ ઇશ્વર તે પ્રમાણે કરાવનાર હોય ત્યારે. વળી આ પ્રકારની વ્યવસ્થા નહિ લેવામાં આવે તો વિહિત કર્મ કરનારનો અનર્થસાથે સંયોગ ઇશ્વર કરે અને નિષિદ્ધ કરનારનો અર્થસાથે સંયોગ કરે, કેમકે ઉભય કરનાર જીવ અત્યંત પરતંત્ર છે, અને તેમ થાય તો પછી વેદનું પ્રામાણ્ય અસ્ત થઈ રહે.

ઇશ્વર જો અત્યંત અનપેક્ષા રાખી અર્થ અનર્થનો સંયોગ કરે તો પછી લૌકિક પુરુષ પ્રયત્ન પણ વ્યર્થ ઠરે છે, તેમ જ દેશ, કાલ આદિ નિમિત્તો પણ વ્યર્થ ઠરે છે એટલુંજ નહિ પણ પૂર્વે આપેલો અકૃતાભ્યાગમનો દોષ પણ પ્રસક્ત થાય છે. તેથી આ આદિ દોષાને દૂર કરવા અત્ર જણાવેલી વ્યવસ્થાજ લેવી ઘટે છે. તેથી એ સિદ્ધ થયું કે જીવો કર્તા છે, એ કર્તૃત્વસ્વતઃ નથી, પણ બુદ્ધિરૂપ ઉપાધિને લીધે છે અને તેમાં હેતુ કર્તા ઇશ્વર છે તથા ઇશ્વર જીવોના ધર્માધર્મને અનુસરીને શુભાશુભ કૃતિમાં પ્રવૃત્ત થયેલા જીવોને પર્જન્યની માફક સાહાય્ય અર્પે છે. ( અપૂર્ણ. )

## તમે ૨૦-૨૫ વર્ષના વૃદ્ધ છો કે ૭૦-૮૦ વર્ષના જુવાન ?

વાચકો ! ઉપરના પ્રશ્નનો તમે શો ઉત્તર આપો છો ? મોટે ભાગે એ જ કે ૨૦-૨૫ વર્ષના વૃદ્ધ.

ખરે જ, મારા વાચકો કરતાં બીજા મનુષ્યો તો તેથી પણ નાની ઉમરમાં વૃદ્ધ હોય છે. જેમણે પ્રાતઃકાલના આરોગ્યના, માનસિકબળના વિષયો વાંચી તે પ્રમાણે આચારમાં મૂકવા માંડયું હશે, તેઓ ૭૦-૮૦ વર્ષ થવા છતાં જુવાન જ રહેવાના, અને તે પ્રમાણે ન વર્તનાર જગત્ ૨૦-૨૫ વર્ષનું વૃદ્ધ થઇ રહેવાનું.

પૂર્વના ૭૦-૮૦ વર્ષના વયના મનુષ્યો હાલ જેટલું કામ કરી શકે છે તેટલું હાલના ઘણા ૨૦-૨૫ વર્ષના યુવાન્ કરી નથી શકતા, પૂર્વના ૭૦-૮૦ વર્ષના મનુષ્યોની શરીર-સંપત્તિ, ઇન્દ્રિયાદિ જેવી સુદૃઢ હોય છે. તેવી ૨૦-૨૫ વર્ષના જુવાનીયાઓની નથી હોતી. પૂર્વના ૭૦-૮૦ વર્ષના વૃદ્ધોની સ્ફુર્તિ, હિંમત, સહનશીલતા, વગેરે હાલના ૨૦-૨૫ વર્ષના યુવકોમાં હોતી નથી. કોઇ કારણથી શરીરમાં ક્ષીણતા આવી જાય તો તેને ટાળી પાછું સત્વર બળ મેળવી લેવાની શક્તિ પૂર્વના વૃદ્ધોમાં હતી, તેવી હાલના જુવાનમાં નથી.

આમ છે ત્યારે શું ૨૦-૨૫ વર્ષના મનુષ્યો વૃદ્ધ અને ૭૦-૮૦ વર્ષના મનુષ્યો જુવાન ગણાય નહિ ? ગણાય જ. બળને જ જુવાની કહે છે, વર્ષને નહિ. વર્ષને અને વૃદ્ધત્વને અધિક સંબંધ વસ્તુતઃ નથી, એ તો હાલ માની લેવાથી જ અધિક દૃઢપણે થયો છે. ૭૦-૮૦ વર્ષ થયાં તેને વૃદ્ધ ગણવાનો ચાલ હાલની સદીનો છે.

નિર્બળતા એ જ વૃદ્ધાવસ્થા છે, પછી ૨૦ વર્ષના શરીરમાં હોય કે ૮૦ વર્ષનામાં હોય, અને બળ એજ યુવાવસ્થા છે, ગમે તો તે ૨૦ વર્ષનામાં હો કે ૮૦ વર્ષનામાં.

મનુષ્ય જ્યારે વર્ષના અને વૃદ્ધાવસ્થાના સંબંધને પોતાનામાં દૃઢ કરે છે ત્યારે તે વહેલો વૃદ્ધ અર્થાત્ દુર્બળ થાય છે. અને તેથી જેમણે વહેલા વૃદ્ધ નથી થવું તેમણે વૃદ્ધાવસ્થા અને વયના સંબંધને છોડવો પડે છે, 'હવે તો ચાળીસ થયાં તે સ્મરણશક્તિ ઓછી થશે, ચાળીસાં આવશે, પચાસ થયાં માટે ચામડી ઢીલી પડશે, સાઠ થયાં તે નેત્ર નબળાં પડશે, બુદ્ધિ મંદ થશે, આ સીત્તેર થયાં એટલે શરીરનું સત્વ-વીર્ય-ઘટી જશે, ૮૦ વર્ષે બધું બળ ઘટશે ' વગેરે વિચારો કરી વૃદ્ધાવસ્થાના પંજામાં જાણી જોઇ બારણું ઉઘાડી પાંજરામાં ભરાવા જેવું કરવા જરૂર નથી.

મનુષ્ય જો બળને પ્રાપ્ત રહે છે તો ૭૦-૮૦ વર્ષ થવા છતાં તે જુવાન રહે છે. જુવાનીના જ બળને તે કાલે પણ પોતાનામાં અનુભવે છે, અને નિર્બળતાને પ્રાપ્ત થનાર ૨૦-૨૫ વર્ષની વયને ભલે ભોગવતા હોય તે છતાં તેમનું બળ ૭૦-૮૦ વર્ષનું છે. જેમનું બળ ૨૦-૨૫ વર્ષનું છે તે જ જુવાન છે. અને જેમનું બળ ૭૦-૮૦ વર્ષનું પરંતુ ખખ છે, તે વૃદ્ધ છે. આ બળ પછી ૮૦ વર્ષના વૃદ્ધ શરીરમાં હો કે ૨૦ વર્ષના નાના શરીરમાં હો.

બળને પ્રાપ્ત કરવાના સાધનોને છોડવા માંડયાં અને નિર્બળતાને ઉપજાવનાર સાધનોને અધિક સેવવા માંડયાં, જેથી પૂર્વના ૮૦ વર્ષના વૃદ્ધો આજે ૨૦ વર્ષના યુવાનોમાં સમાય અને સો વર્ષે આવનાર મરણને તેમણે ૩૦-૪૦ કે ૫૦ની અંદર આણી દીધું. મૃત્યુ સ્વભાવથી વહેલું આવ્યું નથી, ૧૯ ૧ યુરોપના ... વર્તનના તેઓએ જ તેને વહેલું નિમં-

વ્યું છે. પહેલાં શરીર ૮૦-૧૦૦ કે ઉપરાંત ૫૦ કે ૧૦૦ વર્ષ અધિક જીવતું અને હાલ તેવું જ શરીર ૫૦ કે ૬૦ વર્ષની અંદર નાશ પામે એ શું યોગ્ય છે ? કુદરતનું શું હાલના મનુષ્યોએ બગાડ્યું છે કે તેમને થોડું જીવાડે છે ? કુદરત થોડું જીવાડવા રાજી નથી, પણ ખરે જ કુદરતનું મનુષ્યોએ બગાડ્યું છે, અને તેથી જ કુદરત આંસુભરી આંખે નિરૂપાયે મનુષ્યને મરણશરણ થવા દે છે.

શરીરને ૮૦ કે ૧૦૦ વર્ષે ટકવામાં પૂર્વે જે નિયમો અને સંભવો હતા તે જ હાલ પ્રવર્તતા હોવા છતાં તેનો ૫૦ કે ૬૦ વર્ષની અંદર નાશ થવામાં મનુષ્યો પોતે જ કારણ છે. પૂર્વે ૭૦ કે ૮૦ વર્ષે પણ યુવાવસ્થા રહેવાના નિયમો જ હાલ પણ ૭૦ કે ૮૦ વર્ષમાં પણ યુવાવસ્થા રાખવા સમર્થ છતાં ૪૦ કે ૪૫ વર્ષની અંદર વૃદ્ધાવસ્થા આવવામાં મનુષ્યો જ નિમિત્તરૂપ છે, બીજું કોઇ નહિ.

મનુષ્ય પ્રયત્ન કરે છે તો ૭૦ કે ૮૦ વર્ષે પણ યુવાવસ્થાના બળને જાળવી શકે છે, બળની ન્યૂનતા એ જ વૃદ્ધાવસ્થાનાં ચિન્હો આણનાર હોવાથી ૭૦ કે ૮૦ વર્ષમાં જો બળ હોય છે તો વૃદ્ધાવસ્થાનાં ચિન્હો તેના ઉપર છાપો મારી શકતાં નથી.

વૃદ્ધાવસ્થા આવવામાં બળ એ જ કારણ હોવાથી ૨૦ વર્ષમાં જો તેની ન્યૂનતા થાય તો ત્યારે પણ તે આવ્યા વિના રહેતી નથી. તેથી ૨૦ વર્ષના મનુષ્યે બળનો ગમે તેમ ક્ષય કરીને પોતાને નિર્ભય માનવાનું નથી. અને ૮૦ વર્ષના મનુષ્યે બળને જાળવ્યું હોય તથા મેળવતો રહેતો હોય તો તેણે તે વખતે વૃદ્ધાવસ્થાથી ભય પામવાનું નથી.

અખંડ યુવાવસ્થા રાખવા માટે એક જ માર્ગ છે, અને તે એ કે બળનો શરીરમાં પુષ્કળ સંચય કરવો. અયોગ્ય માર્ગે વહેવાથી તે બળનો ક્ષય થતો હોવાથી જેટલું બળ મેળવ્યું તેટલાનો નિત્ય ક્ષય કરવાથી યુવાવસ્થા રહેતી નથી. તેથી ક્ષય ઓછો અને વૃદ્ધિ અધિક થાય તો યુવાવસ્થા તેટલો કાળ રહેવામાં કશો સંશય નથી.

૮૦ વર્ષનો મનુષ્ય નવું બળ મેળવવાને નાલાયક નથી, અને ક્ષય કરવા છતાં ૨૦ વર્ષના યુવાનને ક્ષયના પ્રમાણમાં બળ મળ્યા જ કરે એવો પણ નિયમ નથી. આજ પર્યન્ત વૃદ્ધાવસ્થાના બળને શરીરમાં જામવા દીધું હોય તેમને પુનઃ તે બળ પ્રાપ્ત કરવામાં વિશેષ પરિશ્રમ કરવાની જરૂર રહે છે, અને યુવાવસ્થાથી જ જે બળને પ્રાપ્ત રહે છે, તેને વૃદ્ધાવસ્થા આઘી કાઢવામાં એટલો બધો પરિશ્રમ કરવાની જરૂર પડતી નથી.

બળને ધારણ કરનાર સ્થૂલ તથા સૂક્ષ્મ ઇન્દ્રિયો અને મન છે. જેઓ તેમાંથી કોઇના બળને ધારણ કરવાની શક્તિને ગુમાવે છે તો તે ઇન્દ્રિય વૃદ્ધાવસ્થાના પ્રદેશમાં આવે છે. તેમાં વૃદ્ધાવસ્થાનું પ્રથમ જંતુ પ્રકટે છે. અને પછી તેના સંબંધવાળા બીજા પ્રદેશમાં જો તે પ્રદેશ બળને પ્રકટાવી રાખતો નથી કે તેમાં પ્રવેશે છે. એક પ્રદેશ દુર્બળતાને જરા અંશે ધારણ કરતાં મનુષ્ય માને છે કે હવે વૃદ્ધવસ્થા આવી અને તેની આ દુર્બળતા એ ચિહ્ન છે. વૃદ્ધાવસ્થા અટકાવી શકાય છે એમ તો મનુષ્યનું મન માનતું ન હોવાથી દુર્બળતાના તે ચિહ્નને નાશ કરવાને પ્રયત્ન કરતો નથી. અને ઉલટો ઢીલોઢમ બને છે. આમ થવાથી અધિક દુર્બળતાને પામે છે, અને પરિણામે વૃદ્ધાવસ્થાને અધિક ત્વરતાથી પોતાનામાં પ્રવેશવા દે છે.

સ્થૂલ ઇન્દ્રિય, સૂક્ષ્મ ઇન્દ્રિય અને મન એ સર્વ દ્વારથી વૃદ્ધાવસ્થા શરીરમાં પ્રવેશતી

હોવાથી, એ સર્વ માર્ગમાંથી કોઈ પણ દ્વાર વૃદ્ધાવસ્થા ન પ્રવેશે એ માટે મનુષ્યે સાવધાનતા રાખવાની છે. વૃદ્ધાવસ્થાના ભયપૂર્વક તે સાવધાનતા રાખવાની નથી પણ નિશ્ચિંતપણે રાખવાની છે.

કેટલાક મનુષ્યો સ્થૂલ ઇન્દ્રિયને બળવાન્ રાખે છે, અને મનવગેરે પ્રતિ અસાવધ રહે છે, જેથી વૃદ્ધાવસ્થા એ મન વગેરેનો આશ્રય લઇ શરીરમાં પોતાનો જમાવ કરવા માંડે છે. કોઇ મનવડે બળવાન્ રહેવા ધારે છે, અને તેમાં જો તે બરોબર સાવધ રહેતો નથી–અને તેમ થવાના ઘણા સંભવ આવે છે તો, અને મનને સાવધ અર્થાત્ બળવાન્ રાખવાની આશાથી સ્થૂલ ઇન્દ્રિયને બળવાન્ રાખવામાં અસાવધતા અથવા પ્રમાદ સેવ્યો હોય છે તો સ્થૂલ ઇન્દ્રિયદ્વારા વૃદ્ધાવસ્થા શરીરમાં દેખાવ દે છે. જેમણે મનને બળવાન્ કરવાનો અધિક અભ્યાસ કરી તે પ્રમાણે નથી કર્યું તેમણે સ્થૂલ ઇન્દ્રિયપ્રતિ અસાવધતા સેવવી ન જોઇએ. મનનું બળ અનેક કામમાં વપરાય છે, અને તેથી વૃદ્ધાવસ્થાને ન આવવામાં તેના ઘણા બળની જરૂર પડે છે. પણ જો સ્થૂલ સૂક્ષ્મ ઈન્દ્રિયોને બળવાન્ રાખી હોય છે તો થોડા બળના ક્ષયથી મન વૃદ્ધાવસ્થાને અટકાવી શકે છે. આથી એ ત્રણે માર્ગે સાવધાનતા સેવવાની જરૂર છે. એક માર્ગને વધારે બળ પડે તો તે ઘસાય છે, અને તેમાં પોષણની વિશેષ અગત્ય પડે છે, જો બીજા માર્ગથી તેને નથી આપવામાં આવતું તો તે દુર્બળ બની રહે છે, અને નાશ પામે છે. આથી સ્થૂલ સૂક્ષ્મ ઈન્દ્રિયવડે પણ બળને મેળવતા રહેવું જેથી એકલા મનના જ બળનો વૃદ્ધાવસ્થાને ટાળવાના કાર્યમાં અધિક વ્યય ન થાય.

જ્યારે એ ત્રણે માર્ગ બળવાન્ રહે છે, અને પોતાના યોગ્ય બળને ઉપજાવ્યા તથા ટકાવ્યા કરે છે, ત્યારે શરીર સર્વ રીતે પોષણ પામતું હોવાથી સર્વ રીતે નિરામય, સર્વ રીતે બળવાન્ અને સર્વ અંશમાં—સર્વ માટે—નિર્ભય રહે છે.

સ્થૂલ ઈન્દ્રિય બે પ્રકારે બળવાન્ રહે છે. ૧ તેમાં કચરો ન ભરાવાથી અને ૨ તેમાં બળની પૂરતી રહેવાથી. નિત્ય કચરો ભરાતો રહે અને તેનેજ કાઢવામાં બળનો વ્યય થયા કરે તો જેટલું નિત્ય બળ મળે નહિ તેના કરતાં તે કચરો કાઢવામાં અધિક બળ જાય તો તે ઇન્દ્રિય બળવાન્ રહેતી નથી તેથી કચરો બહુ ઓછો થવા દેવો અને તેની સાથે બળ મેળવ્યા કરવું સ્થૂલ ઇન્દ્રિયોને બળ મેળવવા માટે કસરત એ સર્વોત્તમ માર્ગ છે. કસરતથી તે અત્યંત બળને પામે છે. શરીરના સર્વ અવયવોને પુષ્કળ કસરત આપવી. જઠર, છાતી, ફેફસાં યકૃત્, શ્વાસનલિકા, મળ પ્રગટવાનાં નાનાં મોટાં આંતરડાં વગેરે સ્થાનોને, તેમજ હાથ, પગ, ડોક, પેટ, પાસાં, એ વગેરે સર્વને કસરત આપવી. કસરતથી તેમાંનો કચરો નીકળી જાય છે. સર્વ અવયવોને નિત્ય કસરત આપવી કસરતવિના શરીરના અણુઓ જડ બને છે. અને જડતા એ જ વૃદ્ધાવસ્થા છે. જેટલી સ્ફુર્તિથી ખરાબ અણુઓ શરીર બહાર નીકળી જઇ નવા આવવા જોઇએ તેમાં વિલંબ થવો એ વૃદ્ધાવસ્થાને પ્રકટવાનો માર્ગ છે. ખરાબ અણુઓ કે જે નિર્બળ હોય તે શરીરમાં દીર્ઘ કાળ ટકવાથી, અને તેવાની વૃદ્ધિ થવાથી વૃદ્ધાવસ્થા સત્વર આવે છે. આથી તેમ ન થાય તે માટે કસરત જરૂરની છે. યુવાન્ મનુષ્યોને જ કસરત હિત કરનાર છે, એમ નથી પણ વૃદ્ધ મનુષ્યોને પણ તે લાભ કરે છે. વય વધતાં મનુષ્યે વધારે કસરત કરવાની જરૂર છે. તેમ થતાં યુવાવસ્થા ટકવામાં કશો સંદેહ રહેતો નથી.

આળસ એ વૃદ્ધાવસ્થાનું લક્ષણ છે. અને તેથી એ જેનામાં વિશેષ હોય છે તેને સત્વર વૃદ્ધ થવાની ઘણી લાયકાત હોય છે. આળસને છોડી નિત્ય કસરત કરવી. શરીરમાંથી પરસેવો નીકળે, શ્વાસ પુષ્કળ ચાલે, લોહીની સારી રીતે ગતિ થાય, એ પ્રમાણે કસરત કરવી. કસરતમાં ચઢતો શ્વાસ શરીરના ઘણા કચરાને કાઢી નાંખે છે.

શરીરમાં દુર્બળતા જણાતાં વૃદ્ધાવસ્થાનું અનુમાન કરી બેસી રહેવું નહિ. પણ તે દુર્બલતા ટાળવા માટે કસરત કરવી. જે અવયવ દુર્બળ થતો જણાય તેને વિશેષ બળની-પોષણની-જરૂર છે એમ જાણી તેને અધિક કસરત આપવી. મોટી વયમાં અન્ન જેટલું પોષણ આપે છે તેના કરતાં કસરત વધારે પોષણ આપે છે. શરીરના કોઈ અવયવની દુર્બલતા એ તે અવયવને કસરત ન આપવાનું સૂચવતું નથી, પણ આગ્રહપૂર્વક આપવાનું સૂચવે છે. તેથી દુર્બળતા અથવા વ્યાધિવાળા અવયવને એમને એમ પડયો રહેવા દેવો નહિ.

શરીરને કસરત વિના દુર્બળ પાડવું નહિ, તેમ મનને ઉચ્ચતા અને સદ્વિચાર વિના દુર્બળ રહેવા દેવું નહિ. મનને પોષણ, બળ આપનાર સદ્વિચાર છે, તે જ્યારે તેનામાં નથી પ્રકટતા ત્યારે મન દુર્બળ પડે છે. અને તે દુર્બળ મન વૃદ્ધાવસ્થા, તથા મૃત્યુના વિચારને કરે છે. બળવાન્ મનને તે કરવા ક્ષમતા નથી. નિરંતર ઉત્સાહ, આનંદ, જ્ઞાન, પ્રેમ, કર્તવ્ય, ઉન્નતિ, પોતાનું સામાર્થ્ય એ વગેરેના વિચારથી મનને પુષ્ટ રાખવું. રોગના, રોગ-ચાળાના, વૃદ્ધના ચિંતનના વિચારો મનુષ્યને ભયભીત કરી વૃદ્ધાવસ્થામાં લાવે છે.

સૂક્ષ્મ ઇન્દ્રિયને પણ અયોગ્ય માર્ગમાં ન જોડવી; હિતકર માર્ગમતિ જ પ્રીતિવાળી રહે તેમ કરવું. તેમ થવાથી તે પોષણને પામશે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયોનો અવિહિત વ્યાપાર સૂક્ષ્મ બળને તોડનાર છે. તેથી સાવધ રહી સૂક્ષ્મ ઇન્દ્રિયને પોષણ મળે અને બળવાન્ રહ્યા કરે એ પ્રમાણે કરવું યોગ્ય છે.

મનની ભય, ચિંતા, શોક, લાગણીઓ, વિકારો વગેરે ભાવવાળી સ્થિતિ સત્વનું શોષણ કરે છે. તે વૃદ્ધ બનાવવામાં બહુ ઉત્સાહી છે. અને તેથી તે સર્વથી સાવધ રહેવું.

વૃદ્ધાવસ્થાના ચિંતનને બદલે યુવાવસ્થાનું ચિંતન કરવું. વૃદ્ધાવસ્થાનો ભય ધર્યા કરવો નહિ; 'આમ કરીશ તો વૃદ્ધાવસ્થા આવશે અને આમ નહિ કરૂં તો ઘડપણ આવશે' એવા ભયને વારંવાર ઉપજાવ્યા ન કરવો. કંઇ ભૂલ થતાં તેને તત્કાળ સુધારવા પ્રયત્ન કરવો.

આ પ્રકારે એ ત્રણે માર્ગેથી સાવધ રહેતાં વૃદ્ધાવસ્થાને પ્રવેશતાં ગભરામણ થાય છે. ત્રણે માર્ગની મનુષ્યે રાખેલી સાવધાનતાથી કુદરત ઘણી પ્રસન્ન થાય છે અને તેને બળ આપ્યા કરવામાં નિત્ય તત્પર રહે છે.

ચાહા વગેરે અયોગ્ય આહાર, બીડી, તમાકુ, દારૂ વગેરે શરીરબળનો નાશ કરી ૨૦ વર્ષનાને ૮૦ વર્ષના મનુષ્યસરખો વીજળીના વેગથી બનાવે છે. યુવાવસ્થામાં જે વ્યસન હાનિ કરે છે, તેના કરતાં વૃદ્ધાવસ્થામાં તે વિશેષ હાનિ કરે છે. યુવાવસ્થામાં તે હાનિને દબાવવાનું બળ હોય છે. મોટી વયે તે રહેતું નથી. માટે વૃદ્ધ વયવાળાએ વ્યસનનો વિશેષ આગ્રહથી ત્યાગ કરવો.

આજના ૨૦-૨૫ વર્ષના અનેક યુવાનોનું શરીર પૂર્વના ૮૦ વર્ષના મનુષ્ય કરતાં પણ વધારે નબળું હોય છે, રોગ વધારે હોય છે, ઉત્સાહ ઓછો હોય છે, આળસ વધારે હોય છે, આગ્રહ ન્યૂન હોય છે, ગમે તે કાર્ય કરવામાં હિંમત ઓછી હોય છે, દૃઢતા, નિશ્ચયબળ,

સહનશીલતા એ વગેરે પણ ઓછાં જ હોય છે. આનું કારણ વૃદ્ધ કરતાં પણ પેલા ૨૦ વર્ષના બટુકવૃદ્ધના બળની ન્યૂનતા.

૨૦ વર્ષમાં ૮૦ વર્ષના થવું કે ૮૦ વર્ષમાં ૨૦ વર્ષના રહેવું એ તમારી ઇચ્છાઉપર છે. વૃદ્ધને યુવાન્ કરનાર ત્રણ માર્ગો ઉપર દર્શાવ્યા, તે જ છે.

અખંડ પ્રસન્નતા, યુવાનો–સદ્ગુણી–ઉત્તમ બલવાળા–યુવાનો સાથે સ્નેહસંબંધ તથા તેમની સાથે અધિક કાળ બેસવું ઉઠવું એ વૃદ્ધને હિતકર છે, ઘણા વૃદ્ધો યુવાનોની સાથે રહેવા છતાં વૃદ્ધ થાય છે, તેનું કારણ તે યુવાનો યથાર્થ બલવાળા હોતા નથી, અને તે વૃદ્ધો યુવાવસ્થા મેળવવા પ્રયત્ન કરતા હોતા નથી.

યુવાન્ થવા ઇચ્છનાર વૃદ્ધે યુવાન્ જેવું કામ કરવું. ગીદડ જેવા બેસી ન રહેવું, પણ યુવાન્ જેવી સ્ફુર્તિ પ્રકટાવી કાર્ય કરવું. જરા આગ્રહ તથા વિશેષ પ્રયત્નને રાખીને પણ યુવાન્ જેવી ક્રિયા કરવા પ્રયત્ન કરો. કૃતિમાં યુવાવસ્થાને રાખતાં શરીરમાં યુવાવસ્થા રહેશે. આગ્રહ અને પ્રયત્નવિના યુવાવસ્થા સ્થિર રહેતી નથી.

વૃદ્ધજનો ! ટટાર છાતી કાઢીને ચાલો, દોડો. પુષ્કળ હસો–યુવાવસ્થાના પ્રમાણે વિવિધ ક્રિયા કરો. એવડે યુવાવસ્થાના સંસ્કારને તમે ગ્રહણ કરશો. એકદમ સામટી બહુ મહેનત ન કરો. ધીમે ધીમે આગ્રહથી વધાર્યા કરો.

યુવકો ! તમારે પણ તેમ જ કરવાનું છે. શરીરમાં ઘાસના તણખલા જેવા હાથને વહેંતની છાતીને રાખવાની નથી. કસરત કરો, હરો ફરો, અનેક પ્રકારથી શરીરબળને વધારો. તમારી પાસે કુદરત અધિક બળની આશા રાખે છે.

બળની અધિકતાને નિર્ભયપણે નિરંતર પામ્યા કરો, અને ૮૦ વર્ષના શરીરમાં ૨૦ વર્ષના યુવાન્ થઇ રહો.

---

શરીરને સુધારવાને થોડો કાળ પણ ભવિષ્યઉપર રાખવું એ અગ્નિની સળગતી ભઠ્ઠીમાં કપૂરને નિર્ભય રાખવા જેવું છે. કહોવા માંડેલી કેરી જલદી કહોય છે, તેમ જરા બિગાડના અંશને ધારણ કરેલું શરીર નિરંતર અધિક વેગથી વિશેષ બિગાડને ધારણ કરે છે. તેથી શરીરમાં જરાપણ વિકાર જણાતાં તેને ટાળવાનો પ્રયત્ન કરવો. તે જ પ્રમાણે શરીરને અધિક દૃઢ કરવામાં પણ જો વિલંબ કરવામાં આવે છે તો તે શરીરની બાજી ગુમાવી બેસે છે. આરંભથી જ શરીર ઉપર કાળજી રાખી તેને સુધારવાને અર્થાત્ બળવાન્ રાખવાનો પ્રયાસ કરવામાં આવે છે, તો તેને માંદા પડવાનો અને એકાએક વૃદ્ધાવસ્થા તથા મૃત્યુ આવવાનો સંભવ રહેતો નથી. જ્યારથી શરીરને સુદૃઢ કરવા અને લાંબું આયુષ્ ભોગવવા વૃત્તિ થાય, ત્યારથી શરીરને નિરામય રાખવાના પ્રયત્નને સેવો. ભલે મોટી ઉમરે તે ઇચ્છા થાય તો તેથી નિરાશ થશો નહિ. આરોગ્ય તથા બળ એક ક્ષણમાં કે એક દિવસમાં જેટલું બગડે છે અથવા ક્ષીણ થાય છે, તેટલું તેટલા સમયમાં પાછું આવતું નથી, માટે એક પણ દિવસ બળ પ્રાપ્ત કરવાની ક્રિયાવિના કેવળ બળના ક્ષયમાં જ ગાળવો નહિ. દિવસમાં ખાવાની ક્રિયાને ભૂલી જજો, પણ શરીરને વ્યાયામ આપવાની ક્રિયાને ભૂલશો નહિ. દિવસમાં પૈસા કમાવાની સો ક્રિયા ન કરશો, પણ શરીરને બળ આપનારી વ્યાયામની એક પણ ક્રિયાને કરવા ચૂકશો નહિ.

---

# एकाग्रता.

સઘળી માનસિક શક્તિઓમાં વૃત્તિને એકઠી કરવાની શક્તિ સહુથી અગત્યની છે. આ શક્તિવિના આપણે કોઇ પણ કામ કરવાને સમર્થ થઈ શકતા નથી; અને આ શક્તિ જો આપણામાં હોય છે તો આપણે સઘળાં જ કામ કરવાને સમર્થ થઇએ છીએ.

પરમાર્થમાં જ એકાગ્રતાની અગત્ય છે, એમ કંઇ નથી. વ્યવહારમાં પણ તેની તેટલી જ અગત્ય છે. તુચ્છમાં તુચ્છ વ્યાવહારિક કાર્ય પણ એકાગ્રતાવિના ઉત્તમ પ્રકારનું સાધી શકાતું નથી.

જે જે પુરુષો આ જગતમાં થોડી અથવા ઘણી મહત્તાને પ્રાપ્ત થયા હોય છે, તે સર્વ એકાગ્રતાવડે જ તે મહત્તાને પ્રાપ્ત કરી શક્યા હોય છે. પરમાર્થમાં જેમ વસિષ્ઠ, વાલ્મીકિ, વ્યાસ વગેરેએ એકાગ્રતાવડે સર્વોત્તમપદ પ્રાપ્ત કર્યું છે તેમ વ્યવહારમાં દીલિપ, માંધાતા, નળ આદિ નૃપતિઓએ ચક્રવર્તીપણું પ્રાપ્ત કર્યું છે.

પશ્ચિમના દેશોમાં લ્યુથર જેવો સામાન્ય ધર્મોપદેશક એકાગ્રતાવડે જ સુપ્રસિદ્ધ સુધારક થવા પામ્યો હતો, અને ક્રોમવેલ જેવો ગ્રામ્ય કસાઇ ઈંગ્લાંડના રાજકર્તાના પદને પ્રાપ્ત કરી શક્યો હતો. નેપોલીયને આખા યુરોપનું સ્વામિત્વ એકાગ્રતા વડેજ સંપાદન કર્યું હતું.

સેકસ્ટસ નામના ઘેટાં ચારનાર એક નાના છોકરાએ કહ્યું કે હું પોપ થઇશ. અને યોગ્ય સમયે તે પોપ થયો. ડિઝરાયલીને સ્વપ્ન આવ્યું કે મેં રાણી વિક્ટોરીયાને હિંદુસ્તાનનાં મહારાણી બનાવ્યાં છે. પ્રાતઃકાળે જાગ્રત્ થતાં તેણે તેમ કરવાનો આરંભ કર્યો.

કયી માનસિક શક્તિવડે એક ભરવાડનો ક્ષુદ્ર છોકરો આખા જગતમાં સહુથી સમર્થ રાજા થયો? શાથી એક અપ્રસિદ્ધ લેખક મોટામાં મોટો રાજનીતિજ્ઞ પુરુષ થયો? આ શક્તિ તે એકાગ્રતા હતી. માત્ર એકાગ્રતાવડે જ આવી મહત્તા પ્રાપ્ત કરવા તેઓ સમર્થ થયા હતા. એક વિદ્વાને કહ્યું છે તે સાચું છે કે અસાધારણ બુદ્ધિવિભવ તે બીજું કશું જ નથી, પણ કોઈ કામમાં એકાગ્રતાપૂર્વક ધ્યાન આપવાની શક્તિ છે.

પણ ઘણા મનુષ્યો પ્રશ્ન કરવાના કે 'એકાગ્રતા કરવી શી રીતે? મનને એકાગ્ર કરવાનું કામ અમને તો પારવિનાનું કઠણ લાગે છે.' ખરૂં જોતાં એકાગ્ર થઇને કામ કેમ કરવું તે એકવાર આવડ્યા પછી ભટકતા ચિત્તથી કામ કરવાનું કઠિન થઇ પડે છે. મનને એકાગ્ર કરવાનું કામ, એ એક કળા છે, એટલું જ નહિ પણ સુભાગ્યે તે સિદ્ધ થયા પછી તે ટેવરૂપ થઇ જાય છે. અને ટેવરૂપ થઇ ગયા પછી, બીજી ટેવોની પેઠે તેને કરવામાં જરા પણ શ્રમ પડતો નથી.

પણ પાછા તમે પૂછશો કે એકાગ્ર થઇને કામ કરવાની ટેવ પાડવી શી રીતે? આ ટેવ પાડવાનું કામ પણ તમે ધારો છો તેવું કઠિન નથી. એવું એક કામ નથી કે જે કાળજીથી કરવા માંડતાં કઠિન રહે.

એકાગ્ર થઇને કામ કરવાની શક્તિને કેળવવાને ઇચ્છનારે એકાગ્રતા ઘણી કઠિન છે, અથવા વિરલ જ તે સાધી શકે છે, અથવા તેમાં કોઇ દૈવી યુક્તિની જરૂર છે, એવા એવા ભૂલભરેલા વિચારોનો આરંભમાં જ મનમાંથી નાશ કરવો જોઇએ. એથી ઉલટું એકાગ્રતા ઘણી જ સરળ છે, એવા વિચારને જ તેણે મનમાં સ્થાન આપવું જોઇએ. પણ-

આપણી ખરી યોગ્યતાનું જે કામ હોય છે તે કામ જ્યારે આપણે કરીએ છીએ ત્યારે તે કામ બહુ ઉત્તમ પ્રકારે થાય છે, તેનું ફળ પણ બહુ સારૂં થાય છે, અને તેથી આપણને લાભ પણ પુષ્કળ થાય છે. વળી આપણા મનની સ્થિતિ પણ તેથી નિરંતર ઉત્તમ પ્રકારની રહે છે, અને મનુષ્યના મનની સ્થિતિ જ્યારે નિરંતર ઉત્તમ પ્રકારની રહે છે, ત્યારે તે અખંડ વૃદ્ધિને અને ઉન્નતિને પામ્યો જાય છે.

આપણી યોગ્યતાનું કામ કરવાને માટે અને આપણું કામ સર્વોત્તમ પ્રકારે કરવાને માટે આપણામાં જે માનસિક શક્તિ હાલ સઉથી અધિક બળવાન્ હોય અને જે સઉથી અધિક મોટી હોય તે શક્તિને આપણે કામે લગાડવી જોઇએ. પણ આપણામાં આવી શક્તિ કયી છે તે શોધી કાઢવાનો જ માત્ર પ્રશ્ન ઉભો રહે છે.

આમ છતાં આ વિષયમાં મગજે ટાંકેલા નિયમનો સદુપયોગ કરવાથી આ પ્રશ્નનું નિરાકરણ આપણને થયા વિના રહેશે નહિ.

જ્યારે આપણામાં કોઇ પણ પ્રકારનું સામર્થ્ય હોય છે, ત્યારે તે સામર્થ્યનું હમેશાં આપણને ભાન થાય છે. તેથી કરીને કોઇ કોઇ અમુક કામ આપણે કરી શકીશું એવું જ્યારે આપણને ભાન થાય ત્યારે આપણે સમજવું જોઇએ કે તે કામ કરનાર આપણામાં રહેલી માનસિક શક્તિમાં સામર્થ્ય છે.

પરંતુ કોઇ પણ માનસિકશક્તિ જ્યારે વિશાળ અથવા મોટી હોય છે ત્યારે જ તેનામાં આપણને સમજાય એટલું સામર્થ્ય હોય છે. આથી કરીને કોઇ અમુક શક્તિમાં જ્યારે આપણને બળનું ભાન થાય ત્યારે તેથી નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે કે તે શક્તિ વિશાળ છે, અને તેનામાં કાર્ય કરવાની કેટલીક યોગ્યતા છે.

હવે આપણા મનમાં કયાં સઉથી અધિક બળનું આપણને ભાન થાય છે, તેનો જ માત્ર નિર્ણય કરવાનો આપણને રહે છે. કારણ કે જે શક્તિમાં સઉથી અધિકબળ રહેલું આપણને સમજાય છે, તેમાં કાર્ય કરવાની સઉથી અધિક યોગ્યતા રહેલી આપણને જણાવાની.

આ સિદ્ધ વાર્તા છે, અને તેને સિદ્ધ કરવાને વધારે વિસ્તાર કરવાની અગત્ય નથી. પરંતુ સામાન્ય મનુષ્યોને જે ભાન થાય છે, તે ભાન શું સર્વદા વિશ્વાસ કરવાયોગ્ય હોય છે ? ના, તે તેવું હોતું નથી, પરંતુ સહજ અભ્યાસથી તે વિશ્વાસ કરવાયોગ્ય કરી શકાય છે.

અર્વાચીન સમયના સઘળા માનસશાસ્ત્રીઓ હવે એક જ નિર્ણય ઉપર આવ્યા છે, અને તે એ કે આપણને માત્ર એક જ ઇંદ્રિય છે, અને તે ભાન કરનાર ઇંદ્રિય છે. અંતરની તથા બહારની જે બીજી બધી ઇંદ્રિયો છે તે આ એક જ ઇંદ્રિયનાં ભિન્ન ભિન્ન રૂપાંતરો છે. વળી એવું પણ સ્વીકારાય છે કે આ ભાન કરનાર ઇંદ્રિય જે હાલ અસંખ્ય વિષયોમાં કેવળ અચેતજેવી છે, તેને તે તે વિષયોમાં કેળવી શકાય છે, અને કોઇ પણ વિષયમાં તેનો કેટલો વિકાસ થવો સંભવિત છે, તેની કોઈ પણ દૃષ્ટ મર્યાદા નથી.

તેથી કરીને આપણા જીવનમાં આપણે કયું કામ કરવાને યોગ્ય છીએ તેનો નિર્ણય કરવાને માટે આ ઇંદ્રિયનો આશ્રય લેવો, એ સઘળી ઇંદ્રિયોના મૂળ કારણનો તથા વસ્તુવિવેક કરવાને સઘળી રીતોના મૂળ કારણનો આશ્રય લેવા બરાબર છે.

મનમાં કયી ચોકસ શક્તિમાં સઉથી અધિક બળ રહેલું છે, તે શોધી કાઢવાને માટે ભાન કરનાર વૃત્તિને કેળવવાને માટે પ્રથમ તે વૃત્તિને વ્યવસ્થાવાળી કરવી જોઇએ. સામાન્ય

મનુષ્યને પાર વિનાની ખોટી ઇચ્છાઓ સ્ફુરે છે, અને બીજાઓને વિવિધ કામોમાં વિજય મેળવતા જોઇને તેવાં કામ કરવાને તે તાત્કાલિક ઉત્સાહને ધરે છે.

ગ્રંથો લખવાથી કોઇને સારી કીર્તિ અથવા ધન મળેલું તે જુએ છે, કે તરત જ આવેશમાં આવી જઈ ગ્રંથો લખવા કુદી પડે છે. તેનામાં રહેલું સઘળું સામર્થ્ય અલ્પ સમય તે લેખનશક્તિમાં વાળે છે, અને તે શક્તિમાં તેને કંઇક સામર્થ્યનું ભાન થાય છે. આથી તે પોતાના મનથી માની લે છે કે હું અસાધારણ બુદ્ધિવિભવસંપન્ન વિદ્વાન્ પુરુષ છું, અને આ પ્રમાણે માનીને તે ગ્રંથલેખન પ્રવૃત્તિમાં પડે છે. પણ થોડો સમય વીતતાં તેને સમજાય છે કે આ દિશામાં પ્રકટેલો તેનો આવેશ દીર્ઘ કાળ ટકતો નથી. તે નિરુત્સાહ થઇ જાય છે, ગ્રંથ લખવાનું કામ પડતું મૂકે છે, અને કોઇ બીજું કામ અજમાવી જોવાની તેને ફરજ પડે છે.

વળી તે કોઇ અન્યને કોઇ ધંધામાં સારી પેઠે કમાણી કરતો જુએ છે, તેને આવેશ પ્રકટે છે, અને પોતાના સઘળાં બળને ધંધો કરવામાં કામમાં આવતી માનસિક શક્તિઓ પ્રતિ વાળે છે. પણ આ શક્તિઓ એટલી નાની હોય છે કે આ બળનો ઉપયોગ કરી શકતી નથી, અને તેનો પ્રકટેલો આવેશ પાછો શમી જાય છે.

હજારો મનુષ્યોને જગતમાં નિત્ય આમ બને છે. કોઇ કામમાં એકને વિજય મળતો જોઇને તેઓ અનુમાન કરે છે કે અમારી યોગ્યતાનું પણ આ જ કામ છે. કોઇ અમુક કામમાં ઘણા મનુષ્યોની જરૂર પડતાં તેઓ ધારે છે કે તે કામને માટે અમે જ યોગ્ય છીએ. તેમનું મન બહારના દેખાવોનું દોરાયું દોરાય છે. તેઓને પોતાની યોગ્યતાનું જે ભાન થાય છે, તે આવેશથી પ્રકટેલા બળને લીધે થાય છે.

આવા મનુષ્યોએ પોતાને થતા ભાનઉપરથી ગમે તે કામ કરવામાં યોજાવું યોગ્ય નથી કારણ કે તેમની ભાન કરનાર વૃત્તિ વ્યવસ્થિત નથી.

ભાન કરનાર વૃત્તિને વ્યવસ્થાવાળી કરવાને માટે બીજાઓએ જે કર્યું હોય અથવા કરતા હોય તે ઉપર જરા પણ ધ્યાન આપવાની જરૂર નથી. બીજાઓને જય મળવાથી આપણા સંબંધમાં કશું જ સિદ્ધ થતું નથી. બીજાઓના મનના સામર્થ્યપ્રતિ આપણે જોવાનું નથી, પણ આપણામાં શું સામર્થ્ય છે, તે શોધી કાઢવાપ્રતિ લક્ષ દોરવાનું છે.

બીજાઓના આવેશથી આપણે આવેશમાં આવી જવાનું પ્રયોજન નથી. બીજાઓ તેમને ગમે તેમ ભલે આવેશમાં આવે અને તેઓને મનગમતા કામમાં ભલે તનમનથી જોડાય પણ આપણે તેમનું અનુકરણ કરવાનું કારણ નથી. ઘણા દિવસો સુધી અને જરૂર પડે તો ઘણા મહિનાસુધી આપણા મનનું આપણે બારીકીથી અવલોકન કરવું જોઇએ અને કઇ માનસિક શક્તિમાં આપણને સઉથી અધિક સામર્થ્યનું ભાન થાય છે, તે શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ. એક માનસિક શક્તિમાં બહુ જ સામર્થ્યનું ભાન થાય, અને બીજી કોઈ પણ શક્તિમાં તેના જેટલું ભાન ન થાય તો વધારે ચોકસી કર્યાવિના તે શક્તિ

જે કામને માટે યોગ્ય હોય તેમાં આપણે જોડાઇ જવું. આપણામાં રહેલા સઘળા સામર્થ્યને અને ઇચ્છાઓને તેનાપ્રતિ વાળવાં, અને તે શક્તિવડે સઘળાં મોટાં મોટાં કામો કરવા મચી પડવું. પરંતુ જો એકથી વધારે શક્તિઓ સરખી જ બળવાન્ ભાસે તો ધૈર્ય ધરવું અને વધારે બારીકીથી અવલોકન કરી સર્વથી અધિક બળ શામાં છે તે શોધી કાઢવું.

અત્યંત બારીકીથી અવલોકન કરતાં છતાં પણ બે અથવા બેથી વધારે શક્તિઓ સરખી જ બળવાન્ જણાય તો જેની તત્કાળે બહુ અગત્ય હોય તે શક્તિને પસંદ કરવી અને તેની યોગ્યતાનું કામ કરવામાં સઘળું ધ્યાન આપવું.

આપણામાં રહેલી સઉથી મોટામાં મોટી શક્તિપ્રતિ સઉથી અધિક બળ હંમેશાં જાય છે તેથી બળની વૃદ્ધિથી આપણામાં કયી શક્તિ મુખ્ય છે, તે સર્વદા સ્પષ્ટ થયાવિના રહેતું નથી.

અંતર બળની વૃદ્ધિ કેવી રીતે કરવી, તે જાણવાને માટે મહાકાલમાં ' આપણા અંતરમાં રહેલું અમર્યાદ સામર્થ્યવાન્ કંઇક ' એ વિષયમાં વર્ણવેલી તથા વર્ણવવામાં આવતી યુક્તિઓનો ઉપયોગ કરવો.

ભાન કરનાર વૃત્તિ વ્યવસ્થિત થયા પછી ' જે કાર્ય તમે કરી શકશો, એવું તમને ભાન થાય, તે કાર્ય કરવાનું તમારામાં સામર્થ્ય છે ' એ પ્રકારના આ વિષયને મથાળેના નિયમને નિઃશંકપણે અનુસરજો.

અમુક શકિતમાં જ્યારે સામર્થ્ય હોય છે ત્યારે જ તે શકિતનો ઉપયોગ કરવાથી આપણે કાર્ય સાધી શકીશું, એવું આપણને ભાન થાય છે તેથી કરીને કયી શકિત સઉથી મોટી અને સઉથી બળવાન્ છે, એવું જ્યારે આપણને ભાન થાય ત્યારે કયું કામ કરવાને આપણે સઉથી અધિક યોગ્ય છીએ તેનો નિઃશંકપણે નિર્ણય કરવો.

સઉથી મોટી અને બળવાન્ શકિતને કેળવવાની કંઇક અગત્ય રહે છે, એ ખરૂં છે, તથાપિ તેમાં યોગ્યતા રહેલી હોવાથી, તેનાવડે કરવામાં આવતાં કાર્યો જ આપણે સર્વોત્તમ કરી શકીએ છીએ.

# —अथवा तो—

## તમે દુઃખી છો?

તો તેથી નિરાશ થવાનું કારણ નથી. દુઃખ એ એવી વસ્તુ છે કે જે ટળી શકે છે. કારણ કે ઘણાંએ તે ટાળ્યું છે. પણ નિરાશ થવાથી કોઇએ પણ દુઃખ ટાળ્યું નથી. તેથી તમારે નિરાશ થવાનું કારણ નથી. દુઃખને ટાળવું હોય તો સઉથી પહેલી નિરાશાને છોડી દો.

અથવા તો

અપૂર્વ ઉત્સાહને પ્રકટાવો. ઉત્સાહપૂર્વક યોગ્ય પ્રયત્નથી દુઃખમાત્ર ટળી જાય છે, તેથી પ્રયત્નનો આરંભ કરો. તેમાં પ્રથમ જે કંઇ દુઃખ હોય તેને પૂર્ણ રીતે ભૂલી જવાનો યત્ન કરો,

અથવા તો

તમારે જે સુખ જોઈતાં હોય તેમાં જ તમારી વૃત્તિને રમાડ્યા કરો. જે કંઈ નથી જોઇતું તેના વિચાર કરવા છોડી, જે કંઇ જોઇએ છે તેના જ વિચાર કરો.

અથવા તો

જેટલા અંશથી તમારાથી આનંદ પ્રકટાવાય તેટલા અંશથી આનંદ પ્રકટાવો. જ્યારે જ્યારે દુઃખનું સ્મરણ થાય કે તરત કોઈ આનંદજનક વિચાર કરો, અને કોઈ આનંદજનક ક્રિયામાં જોડાઓ.

અથવા તો

કેવળ સુખની જ કલ્પના કરો. તમારી કલ્પનામાં ઉંચાં અને ઉંચાં સુખોને જુઓ અને તે તમને પ્રાપ્ત છે એવા ભાવપૂર્વક એ કલ્પનાને જોયા કરો.

અથવા તો

તમારા મનવડે કેવળ સુખની એક સ્વતંત્ર સૃષ્ટિ રચો તેમાં સર્વ સુખ રહેલાં છે તેને જુઓ, અને તેના અધિપતિરૂપે તમે છો એવો અનુભવ કરો. તમારા એ મનોરાજ્ય અથવા માનસિક સૃષ્ટિને જરા પણ ખોટી માનશો નહિ. તેમ તેમાંથી જરા પણ નીચેની દુઃખમયી સૃષ્ટિમાં ઉતરી આવશો નહિ,

અથવા તો

સુખસ્વરૂપ પરમાત્માનું તમારા હૃદયમાં ધ્યાન ધરો. તેમાં તમારી સર્વ વૃત્તિઓને એકાગ્ર કરો. એ પરમાત્મા તમારામાં હોવાથી તમે કેવલ સુખસ્વરૂપ છો એવી અખંડ શ્રદ્ધાને રાખો.

અથવા તો

દુઃખનું સ્મરણ થતાં તત્કાલ જ તે વિચારમાં ન ભળતાં 'હું સુખસ્વરૂપ છું' એ વાક્યને મંત્રની પેઠે વાણીવડે બોલ્યા જ કરો, અને એના ભાવમાં તમારા ચિત્તને પરોવો

અથવા તો

પરમેશ્વર પ્રતિ કેવળ સુખની જ પ્રાર્થના કરો. જરા પણ દુઃખનાં રોદણાં રડશો નહિ જે જોઇતું હોય તે જ માગો અને તમને અવશ્ય મળશે એવો નિશ્ચય સેવો,

અથવા તો

દુઃખની સત્તા તમારી સત્તાની આગળ અત્યંત દુર્બલ છે એમ જાણીને દુઃખપ્રતિ અખંડ હસ્યા જ કરો. આમાંનું કાંઇ પણ કરતાં તમને જણાશે કે તમે દુઃખી નથી પણ તમે સુખી છો.

## તમે સુખી છો ?

તો તેથી પણ તમે અધિક સુખી થઇ શકો એમ છે. કારણ કે સુખ એ એવી વસ્તુ છે કે તમે ધારો તેટલી અધિક મળી શકે એવી છે. સુખનો અવધિ નથી, અને એવું અનવધિ-સુખ તમારે માટે જ છે તેથી અધિકાધિક સુખ મેળવવાને માટે પ્રથમ નિશ્ચય કરો કે તમે સર્વ પ્રકારનાં સર્વોત્તમ સુખો મેળવવાને માટે યોગ્ય છો,

અથવા તો.

તમારા સમગ્ર અંશથી બને તેટલો સર્વોત્તમ પ્રયત્ન કરો. તમારા એક અંશ વડે અધિક સુખ મેળવવાનું ધારો નહિ, પણ સર્વ પ્રકારથી બને તેટલું અધિક સુખ મેળવવા યત્ન કરો.

અથવા તો

એક સર્વોત્તમ સુખ મેળવવા માટે તમારામાં રહેલા સઘળા બળને, સઘળી શક્તિઓને, સઘળી બુદ્ધિને, અને સઘળી સંકલ્પ શક્તિને તેમાં યોજો. સર્વ પાસે એક જ કાર્ય કરાવો.

અથવા તો

તમારા અંતરમાં જ એક અત્યંત સુખની સૃષ્ટિ રહેલી છે. તે તમારા આંતર પ્રદેશમાં છે. તેમાં એકાગ્રતાપૂર્વક પ્રવેશ કરો. ત્યાં સર્વ પ્રકારનાં અત્યંત સુખો છે,

અથવા તો

નિત્ય ઉંચાં અને ઉંચાં સુખોની દૃઢ કલ્પના કરી તે કલ્પનામાં જણાતાં સુખો પ્રકટ જ છે, તેમાં લેશ પણ અસત્યતા નથી એમ જાણી તેમાં તન્મય થાઓ,

અથવા તો

મનથી બને તેટલો સર્વોત્તમ પ્રકારનો અધિક અને અધિક આનંદ પ્રકટાવો. પ્રત્યેક કાર્ય અત્યંત આનંદપૂર્વક કરો. પ્રત્યેકને અત્યંત આનંદપૂર્વક મળો, પ્રત્યેકને અત્યંત આનંદપૂર્વક બોલાવો, પ્રત્યેકને અત્યંત આનંદ કરાવો,

અથવા તો

તમારા હૃદયપ્રદેશમાં અત્યંત શાંતિપૂર્વક પ્રવેશો. તેમાં રહેલા પરમાત્માના પ્રદેશ પર્યંત જાઓ. પરમાત્માનાં દર્શન કરો, તેમને ભેટો, તેમનામાં તન્મય થઇ રહો.

અથવા તો

તમારા અંતઃકરણમાં નિર્મલ પ્રેમ, અચલ શ્રદ્ધા તથા અપૂર્વ ઉત્સાહને પ્રકટાવો. કાયરતા, ભય, દ્વેષ, શંકા એ સર્વેનો સમૂલ પરિત્યાગ કરો, અને અખંડ પ્રસન્ન રહીને તમારા સર્વ પ્રકારના ઉદયને જ જોયા કરો,

અથવા તો

પરમાત્માપ્રતિ નિરંતર ઉપકાર નિવેદન કર્યા કરો. ઉપકારના વિચારેથી તમારૂં અંતઃકરણ નિરંતર ભરેલું રાખો. કૃતઘ્નતાને તમારા મનમાં જરા પણ પ્રકટાવશો નહિ. કોઇએ સહજ પણ કરેલા કાર્યનો અત્યંત ઉપકાર માનજો,

અથવા તો

પ્રાપ્તસુખથી અત્યંત સંતુષ્ટ રહેવા સાથે અધિક સુખની નિત્ય ઇચ્છા કર્યા કરો. સામાન્ય નહિ પણ અત્યંત આવેગવાળી ઇચ્છા કર્યા કરો, અને એ ઇચ્છામાં અત્યંત રસ પ્રકટાવી રાખો. પ્રત્યેક ક્રિયા રસવૃત્તિપૂર્વક કરો, અને તમને જણાશે કે તમે અધિક સુખી છો.

---

# निर्भयतानी मूर्ति.

અગાધ સમુદ્રજલની સપાટીને પૃથ્વીકરતાં પણ સરળ માર્ગરૂપે ગણીને ખેડતી કલકત્તાથી ઉપડેલી સ્ટીમરમાં એક સ્ત્રી પણ હતી. મનુષ્યના સાહસિકપણાના સમર્થ ચિહ્નરૂપ તે સ્ટીમર નિર્ભયપણે જલમાર્ગને કાપતી હતી. તેમાં આ સ્ત્રી એકલી જ હતી, અને તોપણ એકલડી પડી જતી હોય એમ જણાતું ન હતું. સ્ટીમરમાં તેનું બીજું કોઇ સંબંધિ જણાતું નહતું, અને તેમ છતાં તે અનેક સંબંધિઓવાળી હોય તેમ લાગતું. આકૃતિ અને શરીરમાં ભવ્ય, પ્રકૃતિમાં સૌમ્ય, અને નેત્રો એવા તો સ્થિર તથા પરિસ્ફુટ હતાં કે જેમાંથી તેના અંતરાત્માનું શાંત ઓજસ્ આ સ્થૂલ સૃષ્ટિઉપર પ્રસરી રહેતું હતું. તે જેનું તેનું આકર્ષણ કરવામાં ચુંબકધર્મિણી (ચુંબકજેવી) હતી. તેની આસપાસના સર્વ મનુષ્યો તેના પ્રતિ એક સરખી રીતે આકર્ષાતા હતા, અને તેમ છતાં કોઇથી તેના આગળ મર્યાદાનું સહજ પણ ઉલ્લંઘન થઇ શકાતું નહતું. તે બોલાવે તો એકને બદલે હજાર હાજર થાય એમ હતું છતાં સ્વતંત્રપણે એકની પણ તેની નિકટ આવવાની હિંમત ચાલે એમ ન હતું.

સ્ટીમરમાં બીજાં પુષ્કળ મનુષ્યો હતાં. તેઓ એક બીજાસાથે આનંદવાર્તા કરતાં અને અનેક આનંદજનક ક્રિયાઓ કરતાં હતાં. અને તે સમયે નીચેનું સમુદ્રનું ગંભીર જલ અને ઉપરનું નિરભ્ર આકાશ પોતાની શાંત અવસ્થાને, મધુરતાને, દિવ્યતાને અને રમણીયતાને દર્શાવી રહ્યાં હતાં તથા પ્રત્યેકના અંતઃકરણમાં નિર્ભયતા તથા સુરક્ષિતતાનું ભાન કરાવી રહ્યાં હતાં. પરંતુ આકાશમાં ક્ષણે ક્ષણે બદલાતા વર્ણો (રંગો)ની પેઠે એ સ્થાનમાં પણ એકાએક ફેરફાર થતો જણાયો. દૈવબલથી કહો કે કોઇની ભૂલચુકથી કહો અથવા કોઇની બેદરકારીથી કહો પણ હજી તો કોઇને ખ્યાલસરખો પણ નથી પ્રકટયો એટલા સમયમાં તે કશાની સાથે અથડાઇ, અને તે એવી તો એકાએક અને અણધારી અથડાઇ કે પ્રથમ ધસારાની સાથે જ અંદરના તમામ મનુષ્યો સ્તબ્ધસરખાં થઇ ગયાં, અને પ્રત્યેકનાં હૃદય તેના પૂર્ણ વેગથી ધડકી ઉઠયાં. પ્રત્યેકના વિચારો ક્ષણપૂર્વે જે અનંત દેશોમાં અને અગમ્ય સ્થાનોમાં રમતા હતા તે એ ક્ષણે જ ત્યાં ત્યાંથી આવીને પોતાનું અભવસ્થાન જે મગજ તેમાં એકત્ર થઇ ગયાં, અને સર્વ વિચારોનું વિનાશ અને ભય એ જ એક કેન્દ્રરૂપ થઇ રહ્યું.

જોડેનું એક નાનું વહાણ તેના માલસાથે સમુદ્રનું તલનું માપ કરવા અંદર ઉતરી પડયું અને સમુદ્રના એક જ ગંભીર મોજાએ તે વસ્તુને આ જગતમાંથી કાયમને માટે અદૃશ્ય કરી દીધી. અને જાણે કંઇ જ બન્યું નથી એમ સમુદ્ર તેના ઉપર સરળપણે વહેવા લાગ્યો. મનુષ્યના પગમાં માત્ર એક ઝીણો કાંટો વાગે છે તો તેની અણખત થાય છે, પણ સમુદ્રને એ વહાણને પોતાનામાં શમાવવા છતાં કહી પણ અણખત કે કઠિનતા જણાઇ નહિ, સ્ટીમરની એક બાજુ પણ કચરાઇ હતી. વિપત્તિ અને વિનાશ સૂચવનારી તોપને ફોડીને આગળ પાછળ કયાંહિથી પણ સાહાય્ય આવે અને જીવનથી ભરેલી આ

સ્ટીમર બચે એ વિચારવાનો એક ક્ષણનો જ અવકાશ હતો. સ્ટીમર હજી તેના ચાલાકોના કાબુમાં હતી. અને જે કિનારાથી તે નીકળી હતી તે તરફ જ પાછી ગતિ કરવાને તેમણે તેમનું સુકાન ફેરવી દીધું હતું.

કોઈની ભયની હૃદયને કંપાવનારી બૂમો, કોઈના અંતઃકરણને દ્રવીભૂત કરનાર દુર્બલતા અને નિરાશાના શબ્દો, કોઈની આર્દ્રભાવથી ભરપૂર પ્રભુપ્રાર્થના, કોઈનાં અધૈર્યપૂર્વક રુદન, કોઈના નિરાધારતાનાં વચનો—જ્યાં યથેચ્છ નીકળ્યા કરતાં હતાં તેની મધ્યમાં ઉપર જણાવેલી સ્ત્રી કેવળ સ્થિર, શાંત અને કશી પણ અસરવિનાની ઉભી હતી. જ્યારે તે બોલી, ત્યારે પ્રથમના જેવા જ પ્રશાંત અને ગંભીર તથા સરળ સ્વરમાં જ તેના શબ્દો નીકળ્યા, અને તેવા શબ્દો જેને તે કહેતી તેના ઉપર જેમ પૂર્વે સંપૂર્ણ અસર કરતા, તેમ આ સમયે પણ તે શબ્દોએ તેટલી જ અસર કરી. તેણે સર્વ વ્યાપી પરમાત્માપ્રતિ માત્ર થોડા જ શ્રદ્ધાના શબ્દો કહ્યા. પરંતુ તે થોડા જ છતાં પરમ વિશ્વાસ્ય શબ્દો હતા. અને તે એવા તો કોઈ વિદ્યુન્મય સામર્થ્યથી વીંટળાયલા હતા કે તે જ્યાં ગયા ત્યાં અસર ઉપજાવ્યાવિના રહ્યા નહિ. દીનતાના કે દુર્બલતાના કે ચિંતાના કે શંકાના કે અધૈર્યના કે આશાના શબ્દો નહતા. એ શબ્દોમાં ઉત્તમ પાંડિત્ય કે કોઈ અગમ્ય રચના નહતી. તે સાદા અને સરળ શબ્દો હતા, અને માત્ર પ્રેમ તથા શ્રદ્ધાથી જ વીંટળાયલા હતા.

મનુષ્યસમુદાયમાં તેનામાં રહેલી શાંતિ વિસ્તાર પામી, અને અનેકમાં પુનઃ ધૈર્યની પ્રતીતિ થવા લાગી. પૂર્વે કહ્યું તેમ જે ક્ષણે સઘળી આશા, એ સ્ટીમરના પહેલાથી જ તેના ભાવિના નિર્માણ કરાયેલા સમુદ્રતલના સ્થાનમાં જઈને બેઠી હતી, તે સમયે પણ આ સ્ત્રી અવિકલ રહી હતી, અને તેની દૃષ્ટિમાંથી કેવલ નિશ્ચલતાના આત્માનો જ પ્રકાશ જ્યાં ત્યાં પ્રસરી રહ્યો હતો. તે સમુદ્રના મહા વેગવાળાં નિરંકુશ મોજાંને, સર્વ વ્યાકુલ મનુષ્યોને અને ભાગેલી સ્ટીમરને એ જ દૃષ્ટિથી જોઈ રહી હતી કે જે દૃષ્ટિથી તે સ્ત્રી તેને પોતાને જોઈ રહી હતી. તેને દશામાં ભેદ ભાસતો ન હતો. તેને દશાથી ભય થતો ન હતો.

એ સ્ટીમરને બીજી કોઈ સ્ટીમરે આવીને કેવી રીતે બચાવી અને સર્વનાં જીવનને સુખપૂર્વક અને સહીસલામતપણે કેવી રીતે કિનારે આણી મૂક્યાં તેનું અત્ર વિવેચન કરવાને માટે અટકવાની જરૂર નથી. જ્યારે એ સ્ટીમર કિનારે આવી અને બધાં ઉતર્યાં ત્યારે તેમાંનો જ એક મનુષ્ય પેલી સ્ત્રીના રહેવાના સ્થળની તપાસ કરી તેને ત્યાં મળવા ગયો.

તેણે કહ્યું, આપે ગઈ કાલે જે અમાનુષી વીરત્વ દર્શાવ્યું હતું તેનું શું રહસ્ય છે એ જાણવાની જિજ્ઞાસાથી હું અહિં આવ્યો છું. તે સમયે ફક્ત તમે માત્ર શાંત જ હતાં એટલું નહિ, તમે બીજાઓને શાંત અને સ્વસ્થ કર્યા હતા એટલું પણ નહિ, અથવા તમે કોઈ ધર્મપ્રવૃત્તિમાં જોડાયાં હતાં એમ પણ નહિ, પરંતુ કેવલ સત્ય શબ્દોમાં કહું તો તમે કલ્પી પણ ન શકાય એવાં નિર્ભય હતાં, અને જાણે તમારા મંદિરમાં જ બેઠાં હો

એવાં બહાર તથા અંતરથી સ્વસ્થ હતાં તો તેનું કારણ શું એ જ જાણવાની આતુર ઇચ્છાથી મારૂં આવવું થયું છે. એ પ્રકારનું ધૈર્ય તે કેવું હોય અને તેને શું કહેવું તે પણ મને સમજાતું નથી.

તે સ્ત્રીએ કહ્યું, હું નિર્ભય હતી, અને તે શાથી હતી તેનું કારણ બહુ પ્રસન્નતા પૂર્વક તમને જણાવીશ. મનુષ્યજીવનના મારા અભ્યાસમાં મને ઘણા સમયથી નિશ્ચયપૂર્વક જણાયું છે કે પૂર્વના તત્ત્વવિદ્ મહાત્માઓનું જે કથન છે તે પૂર્ણ સત્યરૂપ છે. અને તે સત્ય એ છે કે જે આશા આપણામાં નિરંતર સ્ફુરણરૂપે પ્રકટયા કરે છે, અને પ્રસન્નતા કે જે આપણા જન્મસિદ્ધ અધિકારની વસ્તુરૂપ છે, એ બંને આપણને પ્રાપ્ત થયેલી વસ્તુઓને આપણી પાસેથી બલાત્કારે ઝુંટાવી લેનાર કેવલ એક ભય જ છે. તે સર્વને વિષમય કરી મૂકે છે. તેની પ્રાણઘાતક સત્તાનીચે આપણા પ્રયત્નોનું બળ ઘણે ભાગે લુપ્ત થઇ જાય છે અને નિર્જીવ બની રહે છે. તેથી મેં કશાથી પણ ભય ન ધારણ કરવાનો નિશ્ચય કર્યો. 'મને અમુકથી ભય થાય છે' એવા સરળપણે અને સામાન્ય રીતે બોલી જવાતા શબ્દોને મેં મારી નિત્યની વાણીમાંથી તદ્દન દૂર કર્યા છે. મને સમજવામાં આવ્યું કે જે સર્વની નિયામક એવી એક સત્તા સર્વના ઉપર સદાકાલ સાવધપણે રહી છે, અને એ સત્તાની નીચે જ આપણે નિરંતર રહ્યાં કરીએ છીએ—પછી ગમે તો આપણે ઘરમાં, પૃથ્વીમાં, જલમાં, વાયુમાં, અગ્નિમાં કે આકાશમાં કે કોઇપણ સ્થળે હોઇએ—એ વાર્તા જો સત્ય છે તો મારે એવું સામર્થ્ય મેળવવું જોઇએ કે સાક્ષાત્ મૃત્યુનો પણ મને ભય ન થાય. અને તમે જેયું હશે કે મને તેનો પણ ભય થયો ન હતો. કશાથી પણ ભય ન ધરવો એ પ્રકારનો અભ્યાસ પ્રત્યેક સમયે આશ્ચર્યકારક સહાયક થઇ પડે છે. અને તેમાં પણ ખરી અણીનો વખત આવે છે ત્યારે તો તે અત્યંત જ સાહાય્ય કરનાર થાય છે.

આ વિના બીજી પણ એક બાબત છે, જેને ઘણા જ થોડા મનુષ્યો માને છે. અને તેમ જ થવું જોઇએ. સર્વ વસ્તુનો વિકાસક્રમ જો સત્ય છે—અને કયો બુદ્ધિમાન્ મનુષ્ય તેની ના કહે એમ છે?—તો સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે પ્રકારની સત્તાઓ રહી છે. બંનેમાં શરીરો છે. એકનું સ્થૂલ શરીર છે, બીજાનું સૂક્ષ્મ શરીર છે. તેઓ એ જીવત્વની મર્યાદાનું અતિક્રમણ કર્યું હોય છે. અને તે સત્તાઓ પ્રકટ અને અપ્રકટપણે—બંને રીતે—તેના પ્રતિ અભિમુખ થનારનું રક્ષણ કરે જ છે. રક્ષણ કરે એટલું જ નહિ પણ તેને જે જોઇએ છે તે આપે છે. અર્થાત્ તે સત્તાઓ સર્વનું યોગ અને ક્ષેમ વહન કરવાને તત્પર જ છે. અને આ વાર્તા શાસ્ત્રસિદ્ધ, વિચારસિદ્ધ, હાલમાં પ્રમાણરૂપે મનાતા વિજ્ઞાને કરીને પણ સિદ્ધ અને અનુભવથી પણ સિદ્ધ છે. અને એ જ મનુષ્યમાં વિકાસક્રમને અને પ્રાપ્તવ્યની દિશાને સૂચવનાર છે. હું પોતે તો એમ જ માનું છું કે આપણે કલ્પી શકીએ તેના કરતાં પણ અધિક સમયે તે સત્તાઓ આપણું રક્ષણ કરે છે, અને આપણને જે જોઇએ તે આપે છે.

જ્યારે સ્ટીમરકેપર હું ઉભી હતી, અને ભયભીત મનુષ્યોનો સમુદાય મને આગળ પાછળ વીંટળાઇ વળ્યો હતો, તે સમયે 'આપણે સર્વ પરમાત્માથી અભિન્ન છીએ અને

તેથી સર્વ સુરક્ષિત છીએ' એ પ્રકારના નિશ્ચયને મારામાં હું જોતી હતી તેવામાં, જેમ આ કાલે હું તમારા શબ્દોને સ્પષ્ટ શ્રવણ કરૂં છું તેવા જ સ્પષ્ટ અને નિશ્ચયાત્મક સ્વરવાળા શબ્દોને મેં શ્રવણ કર્યા કે, "હવે ભય નથી. સાહાય્ય સમીપમાં જ છે." તે સમયે મારી દષ્ટિમર્યાદામાં કશું જ નહતું, અને તેમ છતાં અહિં કિનારે ઉતરતી વખતે તમારા સુરક્ષિતપણાનો તમને જેટલો પૂર્ણ વિશ્વાસ હતો, તેનાથી પણ વિશેષ વિશ્વાસ મને તે સમયે હતો.

વિપત્તિના પ્રસંગે મનુષ્યોએ પોતાની દૃષ્ટિને એક જ જગાએ સ્થાપવાની છે અને તે પરમાત્માનું સામર્થ્ય છે. પરંતુ તેને બદલે મનુષ્યો ભયના સામર્થ્યમાં જ તેમની દષ્ટિને વાળે છે. અને તેથી તેમને જ્યાં ત્યાં ભયવિના બીજું ન જણાય. તો શું આશ્ચર્ય ! ભય એ વિપત્તિની રક્ષકસત્તા નથી. પરમાત્માનું સામર્થ્ય એ જ તેની સાચી રક્ષકસત્તા છે.

કેટલાક મનુષ્યો જો કે તે સમયે પ્રાર્થના કરતા હતા, પણ કેવી રીતે ! ભયના ભાનપૂર્વક, અને તેથી ભયરૂપે જ પરમાત્મા તેમને દર્શન આપતા હતા. તેઓ જોતા હતા ખરા, પણ કાળા કાચમાંથી જોતા હતા, અને તેથી તેમને સઘળું કાળું જ જણાતું હતું. તેમણે શ્વેત કાચમાંથી જોવું જોઇતું હતું અને તો તેમને પરમાત્મા રક્ષકરૂપે જ જણાત.

મનુષ્યને ધારેલું સુખ મેળવવાને માટે અને કોઇપણ વિપત્તિ ટાળવાને માટે હજારો સાધનની જરૂર નથી. એક શ્રદ્ધા છે તો સર્વ કાંઇ મનુષ્યને આવી મળે છે. શ્રદ્ધાના પ્રદેશમાં ન પ્રવેશનાર મનુષ્યો ભલે શ્રદ્ધાની નિંદા કરે, પરંતુ હું તો સાચા ભાવથી એ જ ગાતી આવી છું અને ગાઇશ કે,

"શ્રદ્ધા સકલ સુખમૂળ છે, શ્રદ્ધાવિના બધું ધૂળ છે.  
શ્રદ્ધા ધરી તેને નથી, કરવાનું કાંઈ મથીમથી,  
કાં જે ત્રિભુવનના પતિ, તેને સદા અનુકૂલ છે;"—

(શ્રી વિશ્વવંદ્ય.)

REG N. B. 185.

श्री

# महाकाल

रूप २६ | वैशाख-ज्येष्ठ-आषाढ-१९७० | दर्शन ७-८-९





તમારાં દુઃખોનું કથન કરશો નહિ,
કેમકે
તે તમારા સ્નેહીઓને કષ્ટ ઉપજાવે છે;
અને
શત્રુઓને આનંદ ઉપજાવે છે.

—વાર્ષિક મૂલ્ય—

# प्रभानुक्रमणिका.

[ વૈશાખ-જ્યેષ્ઠ-આષાઢ. ]




॥ ॐ श्रीं ॥

## स्वरूपभावना करवा मनने बोध.

પદ. ( અહા નરનાથને, નથી જંપ—એ લય. )

સ્વરૂપની ભાવના, મન ! કર તુજમાં નિશદિન.
જે જે જણાતું દશ્યરૂપે આ,
લહીશ ન તત્ત્વથી તે પરિચ્છિન્ન;—.

વિવર્તરૂપે વિશ્વ સકલ આ,
નિરખતાં, કદી ન રહીશ તું ખિન્ન;—

સર્વાધિષ્ઠાતા થઈ રહેતાં,
જણાશે બધું તુજને સમિચીન;—

માયાના આવરણે મિથ્યા,
લહે તું તુજને પ્રભુતાહીન;—

જીવત્વકેરૂં ભાન સ્ફુરે પણ,
તેને નવ થાતું તું અધીન—

તદ્રૂપ ત્રિગુણાતીત પ્રભુ તું,
નથી તું જીવત્વજલનું મીન;—

તત્ત્વાનુભવ સદ્ય થતાં તું,
થઈશ ઉપેન્દ્રસ્વરૂપે અભિન્ન;—

---

## विरहव्यथा निवृत्त थवी दुर्लभ छे.

પદ. ( અંતરરે અહાહા—એ લય. )

અંતરની, વેદના, ટળવાને, હું કરૂં કો ઉપાય;
એનું ઔષધ કો ન જણાય, એનો વૈદ્ય ન મળતો ક્યાંય રે;—.
શરીરમાં ક્યાં હું વધારૂં ઘટાડું, રક્તની જે ગતિ થાય,
કાં જે એ રક્તાભિસણ સુધરતાં, પીડ ટળતી કહેવાય રે;—
શરીરતણો હું કયો મલ ટાળું, જેથી વ્યથા આ શમાય,
કાં જે શરીરમલ નિવૃત્ત થાતાં, શાંતિ પમાતી મનાય રે;—
ક્યાં જઇને હું શ્વસનવિધિ કરૂં, કેવી હવાની માંહ્ય,
શ્વસનકલા કાં જે વિધવિધ વેદના, ટાળતી એમ ગણાય રે;—
કેવો આહાર ગ્રહણ કરૂં જેથી, ઉરની વ્યથા આ વિલાય,
કાં જે આહારઉપર આધાર છે, આરોગ્યકેરા સહાય રે;—
શરીર અને મનકેરા પ્રદેશમાં, વેદનાવ્યાધિ જણાય,
કોણ જાણે અને કેવી રીતે ટળે, કોથી કદી ન શકાય રે;—
અન્ય ઉપાયે નથી ટળતી કદી, વેદના એવી જરાય,
પણ એ સહજમાં ટળી જતી જો કદી મનના માન્યાને મળાય રે;—

---

## अहं ब्रह्मास्मि' ए भावने केवे स्थाने उपजाववो उचित छे.

પદ. ( રૂપે શું રંગ રાચો રે, કાયાનો રંગ કાચો રે,—એ લય. )

દુઃખે જો દુઃખી થાઓ રે, કષ્ટેથી જો પીડાઓ રે; ( તો ) 'બ્રહ્માસ્મિ' કહો.
ક્લેશતણા કારણને જોતાં, ઉરમાં થશો ન દીન,
બ્રહ્મભાવના ઉર ઉપજાવ્યે, તત્ક્ષણ થાશે ક્ષીણ;
સંતાપે જો તપાઓ રે, વિઘ્નોથી જો વીંટાઓ રે, બ્રહ્માસ્મિ કહો.
પ્રતિકૂલતા પ્રકટતી ભાળી, મનને કરો ન ગ્લાન,
પ્રતિકૂલતા પળમાં પીગળવા, સ્મરજો બ્રહ્મજ્ઞાન,
દુરિતોથી જો દબાઓ રે, દીનત્વે જો દબાઓ રે; બ્રહ્માસ્મિ કહો.
વ્યાધિ કે ચિંતાઆદિથી, વિકલ થવાતું જણાય,
તેમાંથી ઉગરવાકાજે, લેજો સ્વરૂપસહાય;
મૃત્યુથી જો ગ્રસાઓ રે, દુર્બલતાથી દહાઓ રે, બ્રહ્માસ્મિ કહો.
સર્વ દુઃખનિવૃત્તિ કરવા, ગ્રહેવા સઘળાં સુખ,
અડગપણે ગુરુસ્મરણ કરીને, થાજો અંતર્મુખ;
દુઃખોનિવૃત્તિ ચહાઓ રે, ઇચ્છો જો સુખલ્હાવો રે; બ્રહ્માસ્મિ કહો.

---

# पुनश्च हरिः ॐ



પ્રિય વાચક સજ્જનો ! 'જય જય' ના સપ્રેમ કથનપૂર્વક ઈશ્વરાનુગ્રહથી લગભગ બે વર્ષજેટલા દીર્ઘકાળ પછી આજે આપણે મળીએ છીએ; પરસ્પરના શુભચિંતનપૂર્વક હર્ષિતહૃદયે વ્યતિત વિયોગનું વિસ્મરણ કરીએ છીએ. સજ્જનોનો વિયોગ અલ્પકાળ થવા છતાં પણ દીર્ઘકાળનું ભાન કરાવે છે, પરંતુ જે કાળે તેમનો પુનઃ સયોગ થાય છે તે કાળનો તેમનો અત્યાનંદ વિયોગવિહ્વળતાને ક્ષણમાત્રમાં ભૂલાવી પૂર્વના સંયોગકાલની સાથે જ વર્તમાન સમયનું અનુસંધાન કરી લે છે. અને એ જ સજ્જનહૃદયની દિવ્યતા છે.

શ્રી મહાકાલનું અદર્શન થવાના આરંભથી આજપર્યંત તેના ગ્રાહકોમાં તથા તેના પ્રતિ પ્રીતિ તથા સમભાવ દર્શાવનાર અન્ય ઉદાસીન સજ્જનોમાં તેના બંધ થવાના હેતુઓ અને પુનઃ શાથી નથી પ્રકટતું એ પ્રશ્નની ચર્ચા સારીરીતે ચાલી રહી હતી; અને તેમાં અનેક કલ્પનાઓ તેઓ ઉપજાવતા. અમે સામટાં પાંચ માસિકો પ્રકટ કર્યાં, અને તેને પરિણામે એક પણ નિયમિતરીતે ન પ્રકટ થયું એ કારણ લગભગ બધા જ મનુષ્યો દર્શાવતા હતા. શ્રેયસ્સાધકવર્ગતરફથી બીજી કેટલીક પ્રવૃત્તિઓનો આરંભ થયો હતો, તેને આમાં કારણરૂપે કેટલાકોએ જાણ્યું. પ્રજાના એક સામાન્ય મનુષ્યની કોઈ બાબતની ચર્ચા અધિક જનસમુદાય કરતો નથી, પરંતુ તેવા જ પ્રકારનું કારણ એક નૃપતિના સંબંધમાં બનતાં તે સંબંધી તે વિશાળ જનસમુદાય ચર્ચામાં ઉતરી પડે છે. તે જ પ્રકારે મહાકાલ પત્રનું અદર્શન અનેક મનુષ્યોની ચર્ચાના વિષયરૂપ થઈ પડયું હતુ. અને એ સ્વાભાવિક જ છે. એ ચર્ચા જ આ પત્રના મૂલ્યને અનાયાસરીતે સિદ્ધ કરે છે.

મહાકાલને અપ્રકટ રહેવાના સત્ય કારણની શુદ્ધ હૃદયથી શોધ કર્યા વિના પોતાના મનઃકલ્પિત કારણને જ કેવળ સત્યનું જ કથન કરતા હોય એ રૂપે જણાવી અનેક મનુષ્યોએ અન્ય અનેક મનુષ્યોમાં ભ્રાંતિ ઉપજાવવાનો પણ પ્રયત્ન કર્યો છે. જેઓએ સત્ય કારણ જાણ્યું છે, તેમણે તે કારણ પ્રકટવામાં પોતાની કલ્પનાનો આધાર લઈને જ અમુક નિર્ણયો બાંધ્યા હતા અને અન્યને તે સત્યરૂપે જણાવ્યા હતા. આ સ્થળે પણ તેમણે ભૂલવિના બીજું કશું જ ન હતું કર્યું. જેમણે સત્ય કારણ જાણ્યું તેવા સમુદાયમાંથી પણ સેંકડે ૯૫ ટકા તે કારણને નિવારવાનું તેમનામાં સામર્થ્ય હોવા છતાં તેના પ્રતિ અલક્ષ કરવાનો ઉદાર સ્વભાવ દર્શાવ્યો હતો ! અદ્યાપિ તેને પ્રસિદ્ધ થવાનો યોગ ન આવવામાં આ એક મુખ્ય કારણ હતુ, પરંતુ તેના પ્રતિ પણ અલક્ષ સેવવાનું ઔદાર્ય તેઓવડે દર્શાવાયું હતું અને છે !

ઘણો જ થોડો સમુદાય આ પત્રને પુનઃ શીઘ્ર પ્રકટ કરવાની તત્પરતાવાળો રહ્યો. પરંતુ તેમનો મોટો ભાગ એવા પ્રકારના સ્વતંત્ર સામર્થ્યવાળો ન હતો કે જે તત્કાળ આ કાર્ય આરંભી શકે; અને તેમ છતાં તેમનાથી બન્યો તેટલો અને લૌકિક દષ્ટિથી જેને હદઉપરાંત કહી શકીએ તેવો અનેક પ્રકારનો ભોગ આપ્યો, અને જે જે કાળે

તેમણે આ પત્રને અગત્યનો ભોગ (sacrifice) આપવાનું સ્વીકાર્યું હતું, તે તે કાળે જેમણે જેમણે આ પત્ર ક્યારે પ્રસિદ્ધ થશે એ પૂછાવ્યું હતું, તેમને હવે અમુક સમયમાં પ્રકટ થશે એમ અનુમાન જણાવ્યું હતું. પરંતુ તેમનામાંથી કેટલાકવડે પોતાનું કર્તવ્ય ધાર્યા પ્રમાણે ન થયું, અને તેને પરિણામે આ પત્રના પ્રકટીકરણનો કાળ અદ્યાપિ લંબાયો.

મહાકાલને ન પ્રકટ થવાના સત્ય કારણને જાણનારમાંથી મોરોભાગ જો કે તે પ્રતિ ઉપેક્ષાબુદ્ધિવાળો રહ્યો હતો, પરંતુ જે થોડા સજ્જનો તેને માટે પ્રયત્નશીલ થયા હતા તેમાંથી કેટલાકનો પ્રયત્ન તો અત્યંત આશ્ચર્યજનક અને સાહસિક હતો. વ્યવહાર-કુશલ મનુષ્યો તેને મૂર્ખતામાં ગણે એવો તેમના સાહસનો પ્રકાર આ પત્રપ્રતિ તેમના અમર્યાદ પ્રેમ અને જનસેવાને અંગે જ હતો. તેવા પ્રયત્નમાં પણ દૈવેચ્છાથી વિવિધ વિઘ્નો આવ્યાં, અને તેથી અદ્યાપિ આ પત્રને પ્રકટ થવાનો યોગ ન આવ્યો.

આ પ્રકારનાં વચનો લખવામાં ઉદ્દેશ અન્ય કોઈ જ નથી, પરંતુ જે જે સજ્જનોએ આજપર્યંત આ પત્રને પ્રસિદ્ધ થવાઅર્થે જે પરિશ્રમ કર્યો છે તથા આત્મભોગ અર્પ્યો છે તેમનો પ્રકટપણે આભાર માનવો. આજે આ પત્રને પ્રકટ થવાનો જે સુયોગ આવ્યો છે, તેમાં સાક્ષાત્ તથા પરોક્ષ નિમિત્તરૂપ સર્વ સજ્જનોને પરમાત્મા ઉત્તમ હિત અર્પો એ શુભ ભાવના અમારા અંતઃકરણમાં અનાયાસ પણ સ્ફુર્યાવિના રહેતી નથી.

આ પત્રને પ્રકટ કરવામાં જે જે પ્રયત્નો કરવામાં આવ્યા હતા તે સર્વ જો લખવા બેસીએ તો તેનો એક વિસ્તૃત લેખ થાય, અને તેમાં મળેલી નિષ્ફળતાની જો ગણના કરવામાં આવે તો તેની સંખ્યા આશ્ચર્ય ઉપજાવે એવા પ્રકારની થાય. અંતઃકરણના સામાન્ય બળવાળા મનુષ્યો તો ક્યારના આ વિચારથી વિરામ જ પામી ગયા હોય. પરંતુ આરંભેલા કાર્યના અંતપર્યંત જવું, એ તેમના બળવાન્ નિશ્ચયના પરિણામે આજે આ પ્રકારનો સુયોગ પ્રાપ્ત થયો છે.

આશ્ચર્યજનક ઘટના તો એ છે કે કોના પ્રયત્નના પરિણામે આજે આ પત્રની પ્રસિદ્ધિનો સુયોગ આવ્યો છે, તે કોઈવડે જ સ્પષ્ટ થતું નથી, અને તેમ છતાં કોઈ ગુપ્ત સજ્જનનો એ પ્રયત્ન છે એમ પણ નથી. આથી જ તેની પ્રસિદ્ધિમાં ઈશ્વરેચ્છા તથા ઈશસંકેત જ મુખ્ય છે તેના પ્રવર્તકોને સ્પષ્ટ થાય છે.

પરંતુ સર્વનો પ્રયત્ન તેમાં ન્યૂનાધિક અંશમાં પણ નિમિત્તરૂપ નથી એમ નથી. પ્રયત્નનું સત્ફલ પ્રકટે છે એ અવશ્ય છે. માત્ર તેમાં કાલની અપેક્ષા રહે છે. જો કે એ કાલની ન્યૂનાધિકતા થવામાં પ્રયત્નનું ઓછા વધતાપણું અને યોગ્યાયોગ્યપણું કારણરૂપ નથી એમ નથી.

સહજ પ્રયત્ન કરીને હીસાકત્ર થઈને બેસી જવું એ જેટલું સુગમ છે, તેટલું જ અનેક વિઘ્નોમાંથી પસાર થઈને દૃઢપણે દીર્ઘકાલ પ્રયત્ન કરવો, એ કઠિન છે. પરંતુ ફળસિદ્ધિ પ્રયત્નના પરિણામે જ રહેલી હોવાથી ફળસિદ્ધિની ઇચ્છાવાળાએ પ્રયત્નના અવધિને પામવું જ જોઈએ.

યોગ્ય પ્રયત્ન અને ઈશ્વરેચ્છા એ બે વસ્તુ ફળસિદ્ધિમાં અગત્યની છે. પરંતુ ઈશ્વરેચ્છા થવામાં અમુક પ્રયત્નની અપેક્ષા રહે છે. આથી ખરું જોતાં બે પ્રકારના પ્રયત્ન થવાની અગત્ય છે. એક તો ધારેલું કાર્ય કરવાનો પ્રયત્ન અને તેની સાથે ઈશ્વરેચ્છા પ્રકટાવવાનો પ્રયત્ન. ઉત્ક્રાન્તપ્રધાન અંતઃકરણ એવા પ્રકારે રચાયું છે કે જ્યાંથી તે એ

બાજુને જોઈ શકે છે. એક ઈશ્વરની બાજુ અને બીજી પોતાના સ્વપ્રયત્નની બાજુ. આ બંનેમાં તેનું અભિમાન પ્રવર્તતું હોવાથી, ઉભય પ્રદેશમાંથી તેણે એવા પ્રકારની સામગ્રી ઉપજાવવાની અગત્ય છે કે જેના પરિણામે તે ધારેલું ફળ મેળવે. ઈશ્વરત્વની પ્રધાનતાવાળું અંતઃકરણ ઈશ્વરની બાજુમાં જ વિશેષ અંશે ઢળેલું હોવાથી તેને લૌકિક પ્રયત્નની મુખ્ય અપેક્ષા રહેતી નથી. જો કે ઉભય પ્રદેશના પ્રયત્નનો આત્મા તો એક જ છે, તોપણ મનુષ્યદૃષ્ટિ બંને બાજુ વળતી હોવાથી બંને પ્રદેશમાં પ્રયત્નને સેવવાની અગત્ય છે. આપણી વૃત્તિ બંને પ્રદેશને સ્પર્શતી હોવાથી બંને પ્રદેશના પ્રયત્નો આપણે કરી શકીએ એમ છે. અમારો પ્રયત્ન સફળ નથી થતો, એમ જે ઘણા કહે છે, તેઓનો પ્રયત્ન એક જ દિશાનો હોવાને લીધે સફળ થતો નથી.

આ બે પ્રકારના પ્રયત્ન તે લૌકિક પ્રયત્ન અને અલૌકિક પ્રયત્ન છે. મનુષ્ય કેવળ સ્થૂલ પદાર્થોથી, સ્થૂલ સંબંધથી અને સ્થૂલ વિચારથી જે પ્રયત્ન કરે છે તે લૌકિક પ્રયત્ન છે. આ પ્રકારનો પ્રયત્ન કરનાર મનુષ્યોનો મોટો ભાગ છે. સૂક્ષ્મ સૃષ્ટિના અથવા આંતર સૃષ્ટિના સૂક્ષ્મ અથવા આંતર પદાર્થો, સૂક્ષ્મ અથવા આંતર સંબંધો, સૂક્ષ્મ અથવા આંતર વિચારો તથા સૂક્ષ્મ અથવા આંતર સામર્થ્યોવડે અંતરનો અર્થાત્ જે ઈશ્વરનો પ્રદેશ છે તેમાં પ્રયત્ન કરવો તે અલૌકિક પ્રયત્ન છે.

આ બંને પ્રયત્ન મનુષ્યોએ કરવાના છે, એ બંને પ્રયત્ન કરવાનું મનુષ્યમાં બળ અને સાધન છે. એ બંને પ્રકારનાં સાધનોનો જ્યારે પૂર્ણ અને યોગ્ય રૂપમાં ઉપયોગ થાય છે ત્યારે મનુષ્ય સર્વોત્તમ ફળ પ્રકટાવે છે. એક તરફનો પ્રયત્ન એ મનુષ્યને પ્રાપ્ત થયેલામાંથી અર્ધા સાધનોનો જ પ્રયત્ન છે, અને તે અર્ધું જ ફળ પ્રકટાવે છે.

ઘણા મનુષ્યો લૌકિક પ્રયત્ન કરીને જ ધાર્યું ફળ મેળવતા જણાય છે તેનું કેમ એ સંશય પ્રકટે એમ છે. પરંતુ તે મનુષ્યોવડે જાણતાં અથવા અજાણતાં પણ અલૌકિક પ્રયત્ન થતો જ હોય છે. જેમનું અભિમાન લૌકિક પ્રયત્નમાં જ અત્યંત છે, તેઓ તે પ્રયત્નને જ પ્રધાનપણે કરે છે. તોપણ એટલું તો સત્ય જ છે કે તેઓ જે ફળ પ્રકટાવે છે, તેના કરતાં અત્યંત ઉત્કૃષ્ટ ફળ કે જેની કલ્પના પણ તેમને નહિ હોય, તેવું ફળ જો તેઓ બંને પ્રકારના પ્રયત્નો બંને પ્રદેશમાં કરે છે તો પ્રકટે છે.

આમ હોવાથી ઉભય પ્રદેશમાં ઉભય પ્રકારના પ્રયત્નો, સર્વોત્કૃષ્ટરીતે કરવા એ અત્યંત ફળને પ્રકટાવનાર છે એ સ્પષ્ટ છે.

× × × ×

અમે ઘણાં વિઘ્નો અનુભવ્યાં, અનેક પ્રતિકૂળતાઓ ભોગવી, અને તેમ છતાં ધારેલું ફળ પ્રકટાવવામાં સફળ થયા તેમાં જો કોઈ મુખ્ય કારણ હોય તો એ જ કે પરમાત્માના અનુગ્રહથી અમારા અંતઃકરણમાં પ્રત્યેક નિષ્ફળતાના અવધિએ આ વાક્ય સ્ફુરતું જ હતું કે પુનશ્ચ હરિઃ ૐ.

અમે અનેક પ્રકારની બાંધેલી આશાઓને નિરાશારૂપે પલટાતી જોઈ, અનેક પ્રકારની નિશ્ચયાત્મક વાતો થોડા જ સમયમાં વિફળ થતી અનુભવી, પરંતુ તેનાથી દુર્બળ ન પડતાં પુનઃ વેગપૂર્વક પ્રયત્ન કરવામાં અમને જોડાવનાર એક જ વાક્ય હતું કે પુનશ્ચ હરિઃ ૐ.

અમે અનેક પ્રયત્નો કર્યા, અને તેમાં છેલ્લાની પહેલી ક્ષણપર્યંત વિજયને જોયા; છતાં છેલ્લી ક્ષણે ધારેલી સઘળી ઇમારત પડી જતી પણ અમે જ જોઇ, તે સમયે અમને દુર્બળ ન પાડતાં પુનઃ જાગ્રતિ અર્પનાર કોઇ પણ સિદ્ધાંતવાક્ય હોય તો એ જ હતું કે પુનશ્ચ હરિઃ ૐ.

સર્વ પ્રકારના પ્રયત્ન કરવાના પરિણામે પ્રતિકૂળ ફળની જ વૃદ્ધિ થતી જોવામાં આવે તે સમયે વૃત્તિની સમસ્થિતિ જાળવવી, અનેક સ્વજન કહેવાતા મનુષ્યોનાં કટુ અને મર્મવચનો સહન કરી, વૃત્તિને નિષ્ફળતા અનુભવેલા પ્રયત્નમાં જ પુનઃ ઉત્તેજન પૂર્વક જોડેલી રાખવી એ કેટલું કઠિન છે, એ જેમણે તે પ્રકારનો અનુભવ કરી જોયો છે તે જ જાણે છે. તેમ છતાં તેવા સમયમાં અમારા કર્તવ્યોદ્દેશપ્રતિ અમારૂં લક્ષ દૃઢપણે રાખનાર જો કોઈ પણ વચન હતું તો તે એક જ હતું પુનશ્ચ હરિઃ ૐ

પ્રયત્નને પરોક્ષપણે તોડી પાડનાર મનુષ્યોની મધ્યમાં રહીને પણ મૂળ ઉદ્દેશપ્રતિ નિત્ય લક્ષ રખાવનાર મૂક્ષ ઉ થતી સિદ્ધિમાં વિઘ્નપરંપરાનું જ દર્શન કરાવનાર સમાજની મધ્યમાં, આવા સમયમાં અમુક કાર્ય થવું અત્યંત દુર્ઘટ છે એ પ્રકારના ભાવો દર્શાવી સમય, સ્થિતિ આદિ પરિવેષ્ટનોની પ્રતિકૂળતાનું જ નિદર્શન કરાવનારાઓની મધ્યમાં રહેવા છતાં, તેમ જ અન્ય પણ વિવિધ પ્રકારનાં વિરોધી ઘાતનોનાં સત્રો જ્યાં ઉગી રહ્યાં હોય એવા કુરુક્ષેત્રની મધ્યમાં સ્થપાવા છતાં અમને તે સર્વની પ્રતિકૂળ અસરથી દૂર રાખીને અથવા તેમાં પ્રસંગે ઝડપાવા છતાં પુનઃ સાવધાનતા પ્રકટાવીને અમારા નિર્ધારિત લક્ષપ્રતિ અમારી વૃત્તિઓને જોડનાર જો કોઇ પણ વચન હતું તો તે એ જ કે પુનશ્ચ હરિઃ ૐ.

સ્વલ્પમાં આ સત્કાર્યનો જે આજ આરંભ થઇ શકે છે તેમાં પ્રયત્નનો મુખ્ય અંશ હોય તો એ જ હતો કે સર્વ પ્રકારની પ્રતિકૂળતાના અનુભવના પરિણામે તે બધાથી ઢીલાઢબ થઇ ન બેસાડનાર એક જ વચનમાં અમારી અભિમુખતા પ્રકટતી અને તે એ જ કે પુનશ્ચ હરિઃ ૐ.

× × × ×

ઇશ્વરના અનુગ્રહથી આજે આ સત્કાર્યનો આરંભ થાય છે, અને તેથી વાચકોના અંતઃકરણને જેમ આનંદ પ્રકટશે તેમ અમારા અંતઃકરણમાં પણ આનંદ પ્રકટે છે. અમે ઇચ્છીએ છીએ અને પરમાત્માપ્રતિ અમારી અભ્યર્થના પણ એ જ છે કે આ સત્કાર્યને હવે નિર્વિઘ્ન ચાલુ રાખે, તેમ છતાં કોઈ અગમ્ય હેતુઓ ઉપસ્થિત થતાં તેમાં વિઘ્ન નહિ જ આવે એમ નથી. અમારા વર્તમાન પ્રયત્ને આજે આ સત્કાર્યનો આરંભ કરવાનો સુયોગ આણ્યો છે, અને તેમાં અત્યંત પરિશ્રમનો અનુભવ થયો છે. તેમ છતાં પુનઃકોઈ હેતુથી તેમાં વિઘ્ન આવે અથવા પ્રતિકૂળતાઓ ઉપજે તો તે પણ આશ્ચર્યજનક નથી. પરંતુ એટલું તો ખરૂં જ કે તે સમયે પણ પુનઃ અમારાં અંતઃકરણ એ જ આપેલ કરશે કે પુનશ્ચ હરિઃ ૐ.

આજે રચેલી ઇમારતને કદાપિ કાલે જ પડી જતી જોઇએ, આજે જોવાની સફળતા કદાપિ કાલે જ નિષ્ફળતારૂપે જણાય, આજે પ્રકટેલી અનુકૂળતા કદાપિ કાલે જ પાછી વિલાઇ જઇ પ્રતિકૂળતાનું જ દર્શન થાય, જે જે સહાય આજે પ્રકટેલી પ્રતીત થતી

હોય તે જ અસહાયરૂપે કાલે જ પાછી જણાય, તો તે કાળે પણ નિર્વેદ ન પામતાં અમારા અંતઃકરણમાં એ જ આઘોષણા પ્રકટાવીશું કે પુનશ્ચ હરિઃ ૐ

અમારા સ્વતંત્ર દોષોએ કરીને, અમારી શિથિલતાને અંગે, અમારી ભૂલોના પરિણામે અથવા એવા જ અમારા કોઇ પણ અંગત હેતુને લઇને પુનઃ કોઇ પ્રકારનો ઉપાધિ નડે અને તેને લીધે અમારી આ યોજનામાં વિઘ્ન ઉપજે તોપણ નિરાશ ન થતાં તેને માટે પુનઃ પ્રયત્ન કરવા તત્પર થઈશું; અને એવે ક્ષણે પુનઃ અમારાં અંતઃકરણમાં વાસ્તવ કર્તવ્યની જાગ્રતિ થઈ અમે તે કર્તવ્ય પ્રતિ દૃષ્ટિ નાંખીએ તે અર્થે એ જ ઉદ્‌ગાર કાઢીશું કે પુનશ્ચ હરિઃ ૐ.

અનુભવ્યા તેના કરતાં પણ અધિક ઉપાધિઓ, વિઘ્નો, પ્રતિકૂળતાઓ, નિષ્ફળતાઓ, મર્મપ્રહારો, સંકુચિત સંજોગો, વિરોધી વાતાવરણ વગેરે અનુભવીએ તોપણ પુનઃ કર્તવ્યપ્રતિ વળવાને અર્થે એ જ ઉચ્ચારીશું કે પુનશ્ચ હરિઃ ૐ

*        *        *        *

ઉપરનાં વિવિધ વચનો આત્મશ્લાઘારૂપ તથા અભિમાનરૂપ તમને લાગે છે, નહિ? પરંતુ પ્રિય વાચકો! તેવું નથી. એ ઉભય દોષથી દૂર રહેવાનો અમારો આગ્રહપૂર્વક ઉદ્દેશ છે. ઉપરનાં વચનો લખવાનો બીજો કશો જ હેતુ નથી પણ અમે જેવા ઉપાધિઓ અનુભવ્યા તેવા અને તેથી પણ અધિક ઉપાધિઓ તમે તમારા વ્યવહારમાં અનુભવતા હો અથવા કોઇ કાળે અનુભવો, અમને જેવાં વિઘ્નો પ્રકટ્યાં તેવાં તમારા વ્યવહારમાં પણ તમને પ્રકટ હોય અથવા કોઇ કાળે પ્રકટતાં જુઓ, અમને જેવી પ્રતિકૂળતાઓ જણાઈ તેવી જ તમને હાલ અથવા અતઃપર જણાય; તો તેવા પ્રસંગે એ બધાથી લેશ પણ ન ડગતાં તમે તેના સંમુખ થઇને તે બધાને હઠાવી નિર્ધાર્યો વિજય મેળવી શકો તેની કળા અથવા તેનો મર્મ દર્શાવવો એ જ છે. એ મર્મ કયો છે? એ જ કે ગમે તેવા વિરોધી પ્રસંગથી તમે હતાશ બની ગયા હો તોપણ એક જ નિશ્ચય પ્રકટાવજો કે પુનશ્ચ હરિઃ ૐ

અમારો આ મંત્ર અમને અનેક પ્રકારે સહાયક થયો છે, અમારી અનેક પ્રકારની દુર્બળતાને, નિરાશાને, અશ્રદ્ધાને, અને છગડગતી વૃત્તિને દૂર કરી તેની સાથે કર્તવ્યમાં અમને પ્રેરનાર થયો છે, તેવા જ પ્રકારે તમને પણ તે થશે, તમારા અનેક ઉપાધિઓને દૂર કરશે, અનેક સંકષ્ટોને ટાળશે, અનેક ચિંતાઓ અને શિથિલતા તથા નિર્વેદને ફીટાડશે, અને તમારા ઇપ્સિતાર્થને સિદ્ધ કરાવશે, માટે એવો કોઇ પણ પ્રસંગ પ્રાપ્ત થતાં એને માટે હજારો પ્રયત્ન કરવા છતાં નિષ્ફળતા મળતી જણાય તોપણ તમારા મનને બળવાન્‌પણે કહેજો કે પુનશ્ચ હરિઃ ૐ

અનેક પ્રયત્નો કરવા છતાં તમે કશામાં જ ન ફાવો, અને તેની સાથે તમારા ખરેખરા મિત્રો તથા સંબંધિઓનાં, હૃદયને આરપાર વિંધી નાંખે એવાં વચનો શ્રવણ કરો, ત્રાહિત જનસમાજના મર્મપ્રહારોની તમારા ઉપર વૃષ્ટિ થતી જુઓ, તો તેવા સમયે પણ મનને દુર્બળ પાડી તમારા ઉદ્દેશથી વિમુખ ન થતાં એક જ નિશ્ચય કરજો કે પુનશ્ચ હરિઃ ૐ

તમારી ઘણા પરિશ્રમે પ્રકટાવેલી યોજના ક્ષણમાં ધૂળ મળતી થઈ જાય, મિત્રો શત્રુની ગરજ સારતા જણાય, મીઠાં મીઠાં વચનોથી લોભાવનાર સજ્જનોનું ખરેખરૂં સ્વરૂપ

તમને અનુભવમાં આવી જાય, આશાઓ નિરાશામાં પલટાય, લાભને સ્થાને જ હાનિ આવી ઉભી રહે, તેવા સમયે પણ પ્રિય વાચક! કંપી ન ઉઠશો, નિરાશ ન થશો, હિમ્મત હાર ન દેશો, કાયર ન બનશો, અને તમારા કર્તવ્યથી ભ્રષ્ટ ન થશો, પરંતુ વેગપૂર્વક એક જ નિર્ણયઉપર આવજો કે પુનશ્ચ હરિઃ ૐ.

એક વખત નહિ, દશ વખત નહિ, સો વખત નહિ પરંતુ એથી પણ અધિક સમય એક જ કાર્યમાં નિષ્ફળ થતા હો, તોપણ તે પ્રયત્નથી વિરામશો નહિ. હજાર વખત મારે આવેલું વહાણ બુડતું જણાય, તોપણ પુનઃ તેને હંકારતાં અટકશો નહિ. કેમ કાળથી જેને તમે શોધવા પાછળ અથાગ પરિશ્રમ કરી રહ્યા હો તે વસ્તુ ઘણેકાળે અને ઘણે કષ્ટે તમારાથી એક જ વહેંત દૂર આવી ઉભી રહેલી જણાય અને એક ક્ષણના પણ સોમા ભાગ જેટલા સમયમાં તેને તમે પ્રાપ્ત કરી શકો એમ હો એ જ સમયે તે વસ્તુ તમારી દૃષ્ટિથી લુપ્ત થઇ જાય અને તે ક્યાં ગઇ તેનો પત્તોસરખો પણ ન લાગે, તો આવા સમયે પણ પગ ભાગી બેસી જશો નહિ, પરંતુ તત્કાળ જ વેગપૂર્વક ઉઠજો, આજ સુધીના કરેલા સઘળા પ્રયત્ન ભૂલી જજો, અને મનને કહેજો કે હે મન! કર પુનશ્ચ હરિઃ ૐ.

દુઃખથી કાયર બની ગયેલા, ભયથી ભ્રમિત થઇ ગયેલા, શંકાથી શિથિલ થઇ પડેલા, નિષ્ફળતાથી નિરાશ થઇ રહેલા, વિઘ્નોથી ગભરાઇ ઉઠેલા, પ્રતિકૂળતાથી થરથરી ગયેલા, અન્યના સાહાય્યની આશામાં નિષ્ફળ નીવડેલા પ્રિય બંધુઓ! ઉઠો, તમારે વિજય પામવાનો, ધારેલો અર્થ સિદ્ધ કરવાનો, તમારો બેડો પાર પાડવાનો સમય હવે આવે છે, તેના તરફ મોં ફેરવી ન બેસો. વિજય તમારે માટે ટમટમી રહ્યો છે. છાની કહાડી આગળ લાઓ. ઉન્નત મુખ કરી ઉભા રહો, વિજયમાળા તમારા કંઠમાં જ આરોપાશે. વિજયમાળાથી કંઠ શોભાવવો છે? તો એક જ મંત્ર સ્મરો કે પુનશ્ચ હરિઃ ૐ.

ટટાર થાઓ, પગમાં બળ લાવો, મગજમાં જાગૃતિ લાવો; જુઓ પેલો નિશ્ચયબળ સંમુખ ઉભો છે, તેને તમારી સાથે લો, પ્રસન્ન થાઓ, વીરતા પ્રકટાવો, ઈશ્વર સ્મરો અને કરો પુનશ્ચ હરિઃ ૐ.

કરોળીયાનો સ્વપ્રયત્ન વિચારો, લાવરી અને તેનાં બચ્ચાંનો સ્વપુરુષાર્થ લક્ષમાં લો, અને તત્કાળ નિશ્ચય કરો કે પુનશ્ચ હરિઃ ૐ.

ટિટોડીનો પોતાના જ બળઉપર ઝઝુમવાના ઉગ્ર નિશ્ચયનો પડઘો તમારે કાને પડે છે? તમારી કાયરતાથી શરમ પામો. 'અમુક કામ માટે મેં ઘણોએ પ્રયત્ન કર્યો પણ થતું જ નથી તો હું શું કરું' આ વચનો તમારું મન બોલે તો તે જ ક્ષણે તેને બોલતું અટકાવો. જ્યાં સુધી ધારેલું કાર્ય નથી થયું ત્યાંસુધી 'ઘણોએ પ્રયત્ન' થયો જ નથી, એમ જાણજો. પ્રયત્ન એક જ વખત થાય છે, અને તે વિજય જ પ્રકટાવે છે. તમને વિજય ન મળ્યો હોય તો જાણજો કે તમે પ્રયત્ન કર્યો જ નથી. તમે શત્રુઉપર ઘાત કર્યો નથી, માત્ર હવામાં જ તરવાર વીંઝી છે. નિષ્ફળતા હજાર હોય છે, પ્રયત્નની ચેષ્ટાઓ હજાર હોય છે. સફળતા એક હોય છે, પ્રયત્ન એક હોય છે. નિષ્ફળતા પ્રકટાવનાર પ્રયત્ન નથી પણ ભૂલો છે. તમે 'ઘણોએ પ્રયત્ન' નથી કર્યો પણ 'ઘણીએ ભૂલો' જ કરી છે. ભૂલોનો પરિણામ વિજયમાં ક્યાંથી આવે? આનંદ પામો—અત્યાનંદ પામો કે વિજયને પામવાનો ખરો મંત્ર આજ તમને પ્રાપ્ત થયો છે.

અને પ્રિય વાચક! ચાલો ત્યારે હવે આપણે પણ કરીએ પુનશ્ચ હરિઃ ૐ.

॥ ॐ श्री ॥

# ॥ सुखार्थे सदुपदेश ॥



આ સંસારમાં રહેતાં મનુષ્યપ્રાણીને સદા સુખની આશા હોય છે. તેઓમાંનાં કોઈને આ લોકના જ સુખની આશા હોય છે, કોઈને તો આ લોકના તથા પરલોકના, અર્થાત્ સ્વર્ગલોકના સુખની અભિલાષા હોય છે, કોઈને તો આ લોકના, પરલોકના તથા લોકોત્તર વા અલૌકિક વિલક્ષણ સુખની આશા હોય છે. અને કોઈ કોઈને તો માત્ર લોકોત્તર અર્થાત્ અલૌકિક સુખની જ આશા હોય છે. અને વિરલ સ્વરૂપસુખાનુભવને પ્રાપ્ત, કૃતકૃત્ય થયેલા, સર્વ આશાથી અતિરિક્ત, મહાપુરુષો હોય છે, તેઓ મનુષ્યત્વની મર્યાદાનું અતિક્રમણ કરી રહેલા હોવાથી, તેમ જ દૈવત્વ અને ઈશિત્વની સીમાનું ઉલ્લંઘન કરી સર્વત્ર સમભાવનાના ઉદયપૂર્વક સુખસ્વરૂપે વિશ્રાંતિને પ્રાપ્ત થઈ રહ્યા નિત્યતૃપ્તિ અને પરમશાંતિને અનુભવતા હોય છે. તેથી તેમની મનુષ્યમાં ગણના કરી શકાતી નથી. તેમ જ મનુષ્યપ્રાણિને અર્થે સત્શાસ્ત્રે વિધાન કરેલા કર્તવ્યપ્રાપ્તવ્યના અવધિને પ્રાપ્ત તે મહાપુરુષપ્રતિ શાસ્ત્રપ્રતિપાદિત બોધ પણ નિષ્પ્રયોજન છે.

પ્રથમ કહેલા ચાર કે જેમને આ લોક-પરલોકના સુખસહિત અથવા તે રહિત લોકોત્તર સુખની આશા છે, તેમના પ્રતિ શાસ્ત્રનો બોધ સાર્થક મનાય છે. તેમાં પણ જેમને પરલોકના તથા લોકોત્તર સુખના સદ્ભાવનો સ્વીકાર નથી તેમના પ્રતિ તો માત્ર આ લોકના સુખની પ્રાપ્તિના ઉપાયને કથન કરનારાં શાસ્ત્રોની સાર્થકતા છે; અન્ય પારલૌકિક કે અલૌકિક સુખના અનુભવરૂપ પ્રાપ્તિના ઉપાયાદિને કથન કરનારાં શાસ્ત્રપ્રવચનોની સાર્થકતા મનાતી નથી.

આ પ્રકારથી વિચારી જોતાં આ જનમંડલમાં જેમને આ લોકની, પરલોકની, અને અલૌકિક સુખની પ્રાપ્તિની, અર્થાત્, અનુભવની અભિલાષા છે, તથા તે વસ્તુથી એક છતાં પણ ઔપાધિક ભેદથી મનાતાં સર્વ પ્રકારનાં સુખનાં અથવા માત્ર નિરુપાધિ સ્વરૂપસુખનાં સધાવનાર સત્શાસ્ત્રપ્રવચનમાં જેમને દૃઢશ્રદ્ધા છે; તેમને અર્થે જ શાસ્ત્ર સાર્થક છે, એમ સિદ્ધ થાય છે. જેથી તેવા શ્રેયઃસાધક-

અધિકારી મનુષ્યોને ઉપયોગી થાય એ હેતુથી અત્ર સત્શાસ્રનાં સારરૂપ હિતકર વચનોને પ્રકટાવવાં ઉચિત ગણ્યાં છે.

મનુષ્યો જાણે છે કે સુખ કાંઇ પણ્યાર્હ, અર્થાત્, ક્રયવિક્રયયોગ્ય પદાર્થ નથી અને તેથી સુખ દ્રવ્યાદિ પદાર્થોવડે પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ સર્વ પણ્યવીથિકા, અર્થાત્, પ્રત્યેક હટ્ટવિષે પ્રાપ્ત કરી શકાય એમ નથી. તેમ જ સુખપદાર્થ દેશાંતરભ્રમણથી કે દેહકષ્ટથી કે અમુક પ્રકારના વ્યાવહારિક વ્યાપારથી જ મળી શકે છે, એમ મનાયું નથી, જેથી આ વિશ્વમાં ઘણું કરીને સર્વ સુજ્ઞ મનુષ્યો સર્વ પ્રકારના યોગ્ય સુખને ઇચ્છામાત્રના સમયમાં દુર્લભસમ માને છે.

સત્તાબલ તથા ધનબલઆદિ જેમને પ્રાપ્ત હોય છે એવા રાજાઓ, તથા પેટપૂર અન્ન તથા શરીરને આચ્છાદન કરવા જેટલાં સાદાં વસ્ત્ર પણ જેમને મહાકષ્ટે મળી શકે એવાં રંક મનુષ્યો તેમ જ મધ્યમ સ્થિતિમાં આયુષ્યને ગાળનારાં ઇતર સર્વ મનુષ્યો અનેક પ્રકારના જીવદશામાં માનેલા સુખમાંના કોઇ કોઇ પ્રકારના સુખને અર્થે પણ બહુ કષ્ટ કરે છે, તથાપિ તે ઈપ્સિત સુખ તેમને પ્રાપ્ત થતાં નથી, એ વાર્તા સર્વ સૂક્ષ્મદૃષ્ટિથી જોનારને જ્ઞાત જ છે. આ ભૂતલઉપર વિવિધ વિચારના મનુષ્ય પ્રાણિઓ છે, તેથી તેમણે માનેલાં વૈષયિક સુખ પણ વિષયભેદથી અનેક પ્રકારનાં છે, તો પણ સ્રીપુત્રધનગૃહક્ષેત્રઆદિ કેટલાક પદાર્થો તો વિશેષતઃ સર્વની ઇચ્છાના વિષય હોય છે. બહિર્ વર્તતી ધનાદિ સંપત્તિઓવિનાની અન્ય અંતર્માં પ્રાપ્ત થઇ રહેતી વિવિધ વિદ્યાઓરૂપ સંપત્તિ પણ ઘણાની ઇચ્છાના વિષયરૂપ હોય છે; તથાપિ તે વિવિધ વ્યવહારોપયોગી વિદ્યાઓ પણ ઇચ્છાનુસાર સર્વ પ્રાપ્ત કરી શકતા નથી. તેથી તેનાવડે અભિવ્યક્ત થતા સુખની પણ સર્વ તત્સંબંધે પ્રયત્ન કરનારને પ્રાપ્તિ થતી ભાસતી નથી. જેથી કેવલ બહિરંતર્ વર્તતા વ્યાવહારિક વિષયોની પ્રાપ્તિથી કે તદર્થ કરાતા પ્રયત્નથી સર્વ પ્રકારનાં સુખની અંતર્માં અભિવ્યક્તિ થતી નથી. તેમ જ આશા પૂર્ણ થવાવડે પ્રકટતી તૃપ્તિ પણ તેમનામાં અનુભવાતી નથી એ વાર્તા નિઃસંશય સત્ય ભાસે છે. આ પ્રમાણે છતાં પણ તે સુખના સાધનરૂપ ધનવિદ્યાઆદિની પ્રાપ્તિનિમિત્ત કોઈ પ્રકારના પણ સુખની આશાવાળા મનુષ્યોએ પ્રયત્ન ન કરવો એમ આ સ્થલે

કહેવાનો ભાવ નથી. અત્ર કહેવાનો આશય તો માત્ર એટલો જ છે કે વાસ્તવ સુખના તથા વાસ્તવ સુખની અભિવ્યક્તિના વાસ્તવ ઉપાયોને યોગ્ય પ્રકારે સેવી સાધ્ય કર્યા વિના આશાપિશાચીકૃત બંધની નિવૃત્તિ થતી નથી, તથા સર્વ સુખની અભિલાષાવાળાં મનુષ્યોએ વિધિવડે સુખના તથા સુખપ્રાપ્તિના ઉપાયના સ્વરૂપને વિશેષ પ્રયત્નથી જાણીને તેની પ્રાપ્તિઅર્થે યોગ્ય પ્રયત્ન કરવો અવશ્યનો છે.

સત્શાસ્ત્ર સ્પષ્ટ વર્ણે છે કે આત્મા સુખસ્વરૂપ-જ્ઞાનસ્વરૂપ છે. તથા તે આત્મા સર્વત્ર હોવાથી સર્વને નિત્યપ્રાપ્ત છે, તેથી સુખ, જ્ઞાન વા આત્મત્વ વસ્તુગત્યા પ્રાપ્તવ્ય હોતું નથી, તેમ જ વસ્તુતઃ તન્નિમિત્ત કર્તવ્ય પણ સંભવતું નથી, તથાપિ આત્મતત્ત્વરૂપ વસ્તુના સ્વસામર્થ્યથી પ્રતીતિમાં આવતો સામાન્યવિશેષ ઉપાધિ સુખસ્વરૂપ-જ્ઞાનસ્વરૂપ આત્મત્વની અપ્રતીતિરૂપ અપ્રાપ્તિમાં હેતુ થઇ રહે છે, તેનો બાધમાત્ર યોગ્ય ઉપાયોથી અભિમાની શરીરીએ કર્તવ્ય છે. અને એ કર્તવ્યથી અપ્રતીત સ્વસામર્થ્યરૂપ સુખજ્ઞાનની પ્રતીતિરૂપ પ્રાપ્તિ તે પ્રાપ્તવ્ય પણ ઠરે છે. જેથી સુખ વા જ્ઞાનની અભિલાષાવાળાં સર્વ મનુષ્યોએ યોગ્ય પ્રયત્ન સર્વથા સેવ્ય ગણી તદનુકૂલ વર્તવું ઉચિત છે.

સ્થલે સ્થલે જોતાં જણાય છે કે સુખની અભિલાષા સર્વને છે, સુખનિમિત્ત યત્ન પણ સર્વ કરે છે, તથાપિ તે સર્વ સુખાનુભવદ્વારા નિત્યતૃપ્તિને કે પરમશાંતિને અનુભવતા ભાસતા નથી તેથી વિરોધી અવિરોધી એમ બે અનુમાન નીકળે છે. તેમાં એક તો એ કે કાં તો સુખાનુભવદ્વારા નિત્યતૃપ્તિનો આ વિશ્વમાં અસંભવ હોય અને બીજું એ કે કાં તો તદર્થ યોગ્ય ઉપાયને યોગ્ય પ્રકારે અનુકૂલ યત્નથી સર્વ મનુષ્યો સેવતાં નહિ હોય.

સમાધાનાર્થે વિચાર કરતાં તથા સત્શાસ્ત્રના સિદ્ધાન્તપ્રતિ લક્ષ કરતાં નિત્યસુખાનુભવદ્વારા નિત્યતૃપ્તિનો અસંભવ તો સિદ્ધ ઠરે એમ નથી, કારણ કે નિત્ય પ્રવર્તતા આ વિશ્વપ્રપંચનું કોઇ આરંભક તથા અંતિમ સ્વરૂપ અવશ્ય નિત્ય હોવું ઘટે છે. અને તે નિત્ય વસ્તુમાં પ્રાણિમાત્રના પરાવધિના ઇપ્સિતાર્થપર્યંતના સર્વ

અર્થ પ્રાપ્ત પણ હોવા ઘટે છે, અને તેથી તે સર્વસ્વરૂપ વસ્તુથી આ જીવોને પ્રાપ્તવ્યમાત્ર યોગ્ય પ્રકારે પ્રાપ્ત થવું પણ સંભવે છે. જો કદાચિત્ કોઇ મનુષ્ય એમ સ્વીકારતું હોય કે નિત્ય પ્રવર્તતા આ વિશ્વપ્રપંચનું આરંભક વા અંતિમ કારણુસમ કોઇ સ્વરૂપ સર્વસામર્થ્યયુક્ત નથી, તો તેના અસ્તિત્વવિના પ્રત્યક્ષ પ્રતીતિમાં આવતા વિવિધ વિલક્ષણ સામર્થ્યવાળા આ વિશ્વવિભવની સિદ્ધિ કરવાનો ન વહન થઇ શકે એવો ભાર તેના મસ્તકે આવી પડે છે. અને તેને વહન કરી પરિણામભૂમિપ્રતિ જતાં તે સામર્થ્યહીન થઇ મધ્યે જ જનોક્તિપ્રમાણે "ગળિયા બળદ" જેવા થઇ બેસે છે, અને નિરુપાય થવાથી પશ્ચાત્ કોઇ પણ કારણરૂપ પદાર્થનો સ્વીકાર કરવો પડે છે. તે કારણ પણ સર્વ સામર્થ્યરહિત છે એમ સ્વીકારવાને સમર્થ થતા નથી જેથી અંતે પોતાના મિથ્યા દુરાગ્રહવિનાના સર્વ, બહુધા સર્વ પ્રતીતિમાં આવતા સામર્થ્યના ભંડારરૂપ આરંભક વસ્તુનો સ્વીકાર કરે છે. જેથી પૂર્વ કાઢેલું પ્રથમ અનુમાન જે નિત્યતૃપ્તિનો અસંભવ તે તો વ્યર્થ જ ઠરે છે, અને પરિશેષથી બીજું જે નિત્યતૃપ્તિ અનુભવાવનાર નિત્યસુખની અભિવ્યક્તિમાં ઉપયોગી યોગ્ય ઉપાયને યોગ્ય પ્રકારે અનુકૂલ યત્નથી સર્વ મનુષ્યો સેવતાં નહિ હશે એ જ સુખાનુભવમાં વિઘ્ન કરનાર હેતુરૂપ સિદ્ધ ઠરે છે.

સુખાભિવ્યંજક હેતુરૂપ યોગ્ય સાધનોના યોગ્ય પ્રકારે સેવનવિના સુખાભિવ્યક્તિમાં વિઘ્ન રહે છે, એટલું જ નહિ પણ અધિકારભેદ હોવાથી પોતપોતાના અધિકારને ન જાણનાર મનુષ્યો અન્યને સેવવાયોગ્ય સાધનોને સેવવા યત્ન કરે છે, અને પોતાને સેવવાયોગ્યને સેવતાં નથી. અથવા પ્રથમ સેવવાયોગ્ય સાધનોનો તિરસ્કાર કરી પશ્ચાત્ સેવવાનાં સાધનોને અકાલે સેવે છે. જેથી અધિકારનું અજ્ઞાન, તથા અનધિકાર છતાં અન્યના અધિકારના સાધનોનું સેવન, અને સ્વાધિકારાનુસાર સેવવાયોગ્ય સાધનોનો ત્યાગ—આ આદિ અનેક વિરોધી કારણોને લીધે સર્વ યત્ન કરનાર મનુષ્યોને સુખની એક સરખી અભિવ્યક્તિ થતી નથી.

સઉથી પ્રથમ તો મનુષ્યે પોતાના અંતઃકરણના અધિકારનો નિર્ણય કરવો જોઇએ. પછી "ઔપાધિક સુખના મુખ્ય ભેદમાંના

ક્યા પ્રકારના સુખની અભિલાષાવાળું આપણું અંતઃકરણ છે, ” તેનો નિશ્ચય કરવો જોઇએ. તે પછી જે સુખની આશાના અંકુર અંતઃકરણમાં પ્રકટ હોય તેને જાણવા, તથા જે જે વિષયલાલસાના અપ્રકટ સંસ્કાર હોય તેને અનેક યુક્તિથી પ્રકટાવી જાણવા યત્ન કરીને તેનાં લક્ષણોથી તથા અંતરના સામાન્યવિશેષ ભાવોથી તેના બલાબલનો નિશ્ચય કરવો. તત્પશ્ચાત્ જે જે વિષયની પ્રબલ વાસનાઓ અંતરમાં પ્રતીત થાય તે તે વિષયો ન્યાયપુરઃસર સ્વધર્માચરણથી પ્રાપ્ત કરી શકાય એમ હોય તો તેની પ્રાપ્તિનિમિત્ત યોગ્ય ઉપાયો કોઇપણદ્વારા જાણીને તેને યત્નવડે સાધી સિદ્ધિ મેળવવા મચવું. અને જે જે વિષયેચ્છા સ્વધર્મની વિરોધી હોવાથી નિષિદ્ધ હોય વા જેમાં દુષ્ટ પ્રયત્નની અપેક્ષા હોય તે તે વિષયેચ્છા જો સાક્ષાત્ જીવનની સાધકા ન હોય તો તેને નિર્મૂલ કરવાને પ્રયત્ન કરીને વા તેના પ્રતિનિધિરૂપ કોઇ અન્ય સ્વધર્મના અવિરોધી વિષયથી તે ઇચ્છા શાંત થતી હોય તો તેવડે શાંત કરીને શનૈઃ શનૈઃ તેને નિર્મૂલ કરવાને સાવધાન રહેવું. તે જ ઇચ્છાઓને ઉત્તરોત્તર પોષી બલ આપી વધારી તેને જ પૂર્ણ કરવામાં આયુષ્ ગાળવાનો નિશ્ચય ન કરતાં તથા એકાએક તે પ્રબલ વાસનાનો તિરસ્કાર કરીને ઉન્મત્તપણે ઉંચા અધિકારના સુખના અધિકારને પ્રાપ્ત તથા પૂર્વે તે ઉચ્ચાધિકારમાં પોતાને ગણી તેનાં યોગ્ય સાધનોનો પ્રમાદથી, લાલસાથી કે મિથ્યાભિમાનથી સ્વીકાર ન કરતાં આપણા અધિકારને યોગ્ય પ્રકારે ધૈર્ય તથા યત્નથી વધારીને પછી જ તે ઉંચા અધિકારનાં સાધનોપ્રતિ લક્ષ કરવો. કારણ કે જે પોતાના અધિકારવિનાનાં કાર્યોને કરે છે અને પોતાના અધિકારના કર્તવ્યને કરતો નથી, તે પુરુષ પોતાના તથા ઉપરના, એ બંને અધિકારથી ભ્રષ્ટ થાય છે; અને અયોગ્ય પ્રયત્ન કરવાથી શ્રમિત થતાં પણ એકેની સિદ્ધિને પ્રાપ્ત કરી શકતો નથી. માટે સુખની અભિલાષાવાળાં મનુષ્યોએ તો પોતાના અધિકારથી જ પ્રવૃત્ત થઇ ઉત્તરોત્તર અધિકારને સાધતા ઉચ્ચ પદવીએ ચઢતાં જવું, અને ઉંચાં સુખને અનુભવવાં.

ઘણાં મનુષ્યો પોતાના અંતઃકરણની પરીક્ષા કર્યા વિના પોતે

નીચા અધિકારમાં છતાં પોતાને ઉંચા અધિકારમાં મિથ્યા ગણે છે. તેઓ પોતાના કે પોતાથી ઉંચાના પ્રયત્નને સેવતાં નથી, અને ઉભયભ્રષ્ટ રહે છે. પ્રસંગે અનાચારના સેવનથી ઉત્તરોત્તર નીચા અધિકારમાં પ્રવેશતાં જાય છે, તથાપિ મિથ્યાભિમાનને ત્યજી યોગ્ય કર્તવ્યમાં જોડાતાં નથી. તેવાં મનુષ્યો મનુષ્યશરીરમાં છતાં પણ મનુષ્યની પંક્તિથી પાછાં હઠી નીચા અધિકારમાં જાય છે. એવા દોષગ્રસ્ત મનુષ્યશરીરીઓને પૂર્વકાલથી જ સજ્જન વિદ્વાન્ મહાશયો પશુની પંક્તિમાં ગણતા આવ્યા છે; અને તેમના નિશ્ચયને સંમાન આપતી આ કાલપર્યંતની સુજ્ઞ પ્રજા પણ તે જ પ્રમાણે સ્વીકારતી આવી છે.

વિષયસુખની લાલસાવાળાં કેટલાંક મનુષ્યોને આપણે એવી સ્થિતિમાં જોઇએ છીએ કે તેઓ સદા દુરાચરણથી અધોગતિના અધિકારને મેળવે છે. કારણ કે તેઓ પોતાની વિષયેચ્છાને યોગ્ય માર્ગથી, વિહિત ક્રિયાથી, અને ધર્મરૂપ પ્રયત્નથી પૂર્ણ ન કરતાં અયોગ્ય માર્ગે, અવિહિત પાપકર્મથી, અને અધર્મરૂપે વિવિધ દુષ્ટ યત્નથી પૂર્ણ કરવા મથે છે. અનેક મનુષ્યો વિષયવાસનાના પ્રબલ વેગને અંતરમાં અનુભવતાં છતાં ત્યાગીના અધિકારને ઇચ્છે છે, અને ત્યાગીના વેષને ધારણ કરે છે. પછી તેઓથી એકાંતસેવન થતું નથી. વાસનાના પ્રેરયા ગૃહીના સંસર્ગમાં રહી નિંદ્ય માર્ગે, નિંદ્યાચારથી, નિંદ્ય કર્મો કરીને પોતાની દુષ્ટ પ્રબલ વાસનાને પૂર્ણ કરવા જનસમુદાયમાં જ્યાં ત્યાં ભ્રમે છે, અને સ્ત્રીધનગૃહક્ષેત્રાદિ ન પ્રાપ્ત કરવાયોગ્ય પદાર્થોને પાપમાર્ગે પ્રાપ્ત કરી સેવે છે. આ પ્રકારના અનર્થને તેઓ પ્રાપ્ત થતાં પણ તેઓ પોતાના ખરા અધિકારને પ્રયત્નથી જાણી સાધતા નથી; અને નીચ પદને પ્રાપ્ત થતા જાય છે. એમાં મુખ્ય કારણ પોતાના અધિકારનું અજ્ઞાન અને સ્વધર્મમાં પ્રમાદ છે. આથી સુજ્ઞ મનુષ્યોએ સદા કલ્યાણની આશા રાખીને પોતાના અધિકારનું જ્ઞાન અને સ્વધર્મમાં સાવધાનતા અવશ્ય સાધવાં જોઇએ.

સામાન્ય વિવેક જેમને પ્રાપ્ત હોય છે, તેવાં સર્વ મનુષ્યો પોતાના અધિકારની પરીક્ષા પોતે કરવાને સમર્થ હોય છે. સઘળી

પ્રથમ તેણે એ વિચાર કરી જોવો ઘટે છે કે આ લોકનાં વિષયસુખની મને અંતરમાં ઇચ્છા થાય છે કે નહિ ? જો પોતાના અંતઃકરણમાં આ લોકના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ આદિ વિષયોના શ્રવણથી કે કોઇ પ્રકારના પણ સાક્ષાત્કારથી તે તે વિષયોમાં પ્રીતિ પ્રકટે, તથા તે તે વિષયોમાં સુખબુદ્ધિથી વારંવાર વૃત્તિ પ્રવેશે, અને તજ્જન્ય સુખની અભિલાષા પ્રબલ વેગથી થતી રહે તો એથી તેણે નિશ્ચય કરવો જોઇએ કે હું વૈષયિક સુખનો અધિકારી છું. વળી અન્યને પ્રાપ્ત રાજ્યસત્તા, ધનસત્તા કે વિદ્વત્તા જોઇજાણીને આપણા અંતરમાં અસૂયા કે દ્વેષ પ્રકટે, અને તે પ્રકારની સત્તાને પ્રાપ્ત કરવાની સ્પૃહા પ્રકટે તો પોતાને આ લોકનાં સુખનો અધિકારી જાણવો. અન્યના વિભવને જોઇને અથવા જોયા વિના પણ જો આપણા મનમાં આ લોકના ધનાદિ પદાર્થો, વિદ્યાઆદિ સંપત્તિ અને અન્ય અનેક વિષયજન્ય સુખને પ્રાપ્ત કરવા સંબંધી મનોરથો થતા હોય, અને તે મનોરથોની સિદ્ધિવિના અંતરમાં સંતાપ થયા કરતો હોય તો પોતે પોતાને આ લોકના વૈષયિક સુખનો અધિકારી નિશ્ચય કરે.

પૂર્વના વિદ્વાનોએ આ લોકમાં મનાતા સુખનો ચાર ભેદમાં સમાવેશ કર્યો છેઃ–૧ વૈષયિક, ૨ આભિમાનિક, ૩ માનોરથિક, ૪ આભ્યાસિક. ત્યાં શબ્દસ્પર્શાદિ વિષયના તથા ઇન્દ્રિયના સાક્ષાત્ સંબંધથી જે સુખનું ભાન થાય છે, તે વૈષયિક સુખ ગણ્યું છે. જનમંડલમાં પોતે જેના વડે શ્રેષ્ઠ મનાય એવાં જે રાજ્યસત્તા, વિદ્વત્તા આદિ ગણાય છે, તેમની પ્રાપ્તિના ગર્વ વા અભિમાનવડે જે સુખની અંતરમાં પ્રતીતિ થાય છે, તેને આભિમાનિક સુખ કહ્યું છે. સુખના હેતુરૂપ વિષય કે સત્તાની પ્રાપ્તિવિના કેવલ તે તે વિષય વા સત્તાના ચિંતન કે ધ્યાનથી જ જે અંતરમાં સુખનું ભાન થાય તેને માનોરથિક સુખ કહ્યું છે. અને શરીરની કૃશતા કે સ્થૂલતાનિમિત્તે, તેમ જ અગ્નિ પ્રદીપ્ત થવા અર્થે અથવા શરીરના વિવિધ અંગોના બલિષ્ઠપણા વા નીરોગતાઅર્થે વા સુરૂપતાઅર્થે, શ્રીસૂર્યપ્રતિ નમસ્કાર કરવાના અથવા વિવિધ વ્યાયામોપકરણવડે કરાતા પરિશ્રમના વા શસ્ત્રના કે યુદ્ધના શિક્ષણના અર્થાત્ રણ-

શિક્ષાના અથવા નિત્યકર્મના કે પરિક્રમણના વા ગમનાગમનના વા અન્ય અનેક પ્રકારના વિહારના અભ્યાસવડે જે સુખનું ભાન થાય તે સુખને આભ્યાસિક સુખ કહ્યું છે.

આ પ્રકારના આ લોકના સુખની અંતર્વૃત્તિમાં જ્યાં સુધી પ્રબલવેગથી સ્પૃહા રાખે અને તદનુકૂલ યત્નમાં આગ્રહથી જોડાયા કરે, અને તે તે અર્થની અસિદ્ધિએ પુનઃ પુનઃ ક્લેશને અનુભવે ત્યાં સુધી આ લોકના વૈષયિક સુખનો પોતાને અધિકારી જાણે અને તેમ જાણ્યા પછી તે મનુષ્યે પોતાને પરલોકના કે અલૌકિક સુખના મુખ્ય અધિકારીની પંક્તિમાં અધિકારીરૂપે ગણવો જોઇએ નહિ, પણ ગૌણ અધિકારીરૂપે ગણવામાં લેશ પણ બાધ નથી.

( અપૂર્ણ. )



**विचारवा योग्य एक प्रश्न.**

“હે પ્રવાસિન્! તમે કોણ છો ? શા દુઃખમાં છો ? × × આ મન કે જે આ સંસારમાં જીવમાત્રને ચઢે ચઢાવનાર તથા નીચે પડી દુઃખ આપનાર ધૂર્ત છે તેને તમે વશ વર્તો છો કે એ તમારે વશ વર્તે છે ?”

# उच्च सुखाभिलाषीए उच्च सुखनी सत्वर सिद्धि थवा अर्थे शुं करवुं.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦૧ થી. )

જે માનસિક શુદ્ધિ સાધવાનો આપણો ઉદ્દેશ છે, તથા જે દ્વારા પરમાત્મામાં રહેલા અદૃષ્ટ ઐશ્વર્ય તથા જ્ઞાનાદિને આપણે આપણાં અંતઃકરણની સપાટીઉપર દૃષ્ટ કરવા ઇચ્છીએ છીએ, તે ઉદ્દેશ તથા તે ઇચ્છા પૂર્ણ અંશમાં સિદ્ધ કરવા માટે નિત્ય એક કલાક અથવા બે કલાક, શ્રીસદ્ગુરુએ દર્શાવેલી યુક્તિઅનુસાર ધ્યાનનો અભ્યાસ આપણે પ્રત્યેક સેવ્ય અને કર્તવ્ય છે. ધ્યાનના અભ્યાસવિના પરમાત્માના પ્રકાશને આપણા અંતઃકરણમાં આપણે કદી પણ અનુભવી શકવાના નથી. અજ્ઞાન, અવિદ્યા, ભ્રાંતિ, સ્ખલનો, દુઃખો, વ્યાધિ, કુરૂપતા, નિર્ધનતા, અને મૃત્યુ–એ સર્વથી ધ્યાન જ આપણને મુક્ત કરે છે, અને તે પણ મરણપછી સ્વર્ગમાં કે બ્રહ્મલોકમાં નહિ પણ આજે જ, આ મૃત્યુલોકમાં, અને આ જ પંચભૂતાત્મક શરીરમાં.

મન કોઇ પણ આલંબનવિના રહી શકતું ન હોવાથી, વિચારવિનાની મનની નિરાલંબ અવસ્થા કરવી, ઘણાને અત્યંત કઠિન ભાસે છે. મનને નિઃસંકલ્પ કરવાનું કાર્ય જેટલું કઠિન છે તેના કરતાં કોઈ એક જ વિચારમાં કે સંકલ્પમાં તેને જોડી રાખવાનું કાર્ય ઓછું કઠિન છે. આથી થોડા પ્રયત્નથી જેઓ નિઃસંકલ્પ ન થઇ શકતા હોય તેમણે એક જ વિચારમાં મનને જોડી રાખવાનો આરંભમાં અભ્યાસ સેવવો યોગ્ય છે. આ અભ્યાસથી મનઉપર અંકુશ સ્થપાતાં આગળઉપર વિચારોને રોકવાનું, અને નિઃસંકલ્પ થઈ અંતર્યામી ઈશ્વરના બોધને શ્રવણ કરવાનું સુલભ અને સત્વર સધાય એવું થઇ રહેછે.

એક જ વિચારમાં મનને જોડાવાનો અભ્યાસ પડે એટલા માટે આપણાં શાસ્ત્રોએ મંત્રના જપનું સાધન વિધાન કર્યું છે. જપમાં મનને જોડતાં, ક્રમે ક્રમે વૈખરીનો વેગ કેવો શિથિલ પડે છે, પછી મધ્યમામાં ચાલતા વિચારોનો વેગ કેવો શિથિલ પડે છે, પછી પશ્યંતિમાં વિચારો કેવા શિથિલ થઇ જાય છે, અને અંતે પરામાં વિચારની કેવી શૂન્યાવસ્થા થાય છે, એ જપને સેવનારા સાધકો સારીરીતે જાણે છે. આ સાધનનું આપણા સદ્ગુરુશ્રીએ સિદ્ધાંતસિંધુઆદિ ગ્રંથોમાં વિસ્તારથી વર્ણન કર્યું છે, અને આપણે સર્વ તે માર્ગે ન્યૂનાધિક ગતિ કરીએ જ છીએ, એટલે આ સ્થળે અધિક વિસ્તાર ઉચિત ગણ્યો નથી.

જપ કરનારે મંત્રના શબ્દોમાં, અને તેના અર્થમાં જ વૃત્તિને જોડી રાખવી, એ અત્યંત અગત્યનું છે. નવા નવા વિચારો સ્ફુરે, તેના પ્રતિ અલક્ષ કરી, સાવધાન રહી શાંતિથી વિચારને મંત્રાકાર કર્યા જ કરવો. આરંભમાં જણાતાં વિઘ્નોથી તથા નિષ્ફળતાથી ડગવું નહિ. નવા ઘોડાને કેળવનાર ચાબુકસ્વાર, ઘોડાના આરંભમાં થતા તોફાનથી ડરી જઇને શું અશ્વને શિક્ષણ આપવાનું કાર્ય ત્યજી દે છે? મનને અંકુશમાં રાખવા ઇચ્છનાર સાધકે ત્યારે શા માટે મનની આરંભની ઉન્મત્તતાથી અકળાવું? મનને અંકુશમાં રાખવાનો જ આપણો ઉદ્દેશ છે, એ વાત ધ્યાનમાં રાખી, પરમેશ્વરનાં કેમ દર્શન થતાં નથી,

હૃદયમાં ઇષ્ટની મૂર્તિ કેમ જણાતી નથી, એવા એવા સર્વ વિચારોને છોડી દેઇ, મંત્રના શબ્દોમાં મનને જોડી રાખવાનો જ માત્ર પ્રયત્ન સેવવો. એ પ્રયત્ન સફળ થતાં મનઉપર સ્વામિત્વ જામતાં, મનની શૂન્યાવસ્થા સધાશે, અને તે થતાં પરિણામે તમારા સર્વ વાંછિતાર્થ પૂર્ણ થશે.

મંત્ર જેમને પ્રાપ્ત ન હોય તેમણે સત્શાસ્ત્રના કોઈ ઉત્તમ વિચારમાં વૃત્તિને જોડી રાખવાનો અભ્યાસ સેવવો. ગીતાના કે એવા જ કોઈ કલ્યાણકારક ગ્રંથના એકાદ વાક્યમાં વિચારને એકાગ્ર કરવા. એ રીતે પણ મનઉપર અંકુશ પ્રાપ્ત કરી શકાય છે.

નિત્ય એકેક પ્રહર ઓછામાં ઓછાં ચાર અને ઘણામાં ઘણાં બાર વર્ષ આવો સતત્ અભ્યાસ સેવનાર સાધક જ ફળનો અનુભવ કરી શકે છે. ચાર છ માસ કરીને, આમાં કશો જ માલ નથી એમ કરીને અકળાઇને છોડી દેનારને કશો જ જાણવા જેવો લાભ થતો નથી. જેઓ છ માસ કે વર્ષના અર્ધા કલાકના કે કલાકના પ્રયત્નથી ધ્યાનની સ્થિતિએ પહોંચવા ઇચ્છે છે, તેઓને ધ્યાનની સ્થિતિનું માહાત્મ્ય ખબર નથી. જે સ્થિતિ સિદ્ધ કરવાથી પ્રાપ્ત થતા ફળને વર્ણવતાં યોગતત્ત્વવિત્ પુરુષોની મતિ પણ અટકી ગઇ છે, તે સ્થિતિને અલ્પકાળના અલ્પ પ્રયત્નથી સિદ્ધ કરવા ઇચ્છવું, એ પહેલી ચોપડી ભણતો વિદ્યાર્થી જેમ નિત્ય અર્ધો કલાક અભ્યાસ કરી છ માસમાં એમ. એ. થવા ઇચ્છે તેની બરાબર છે.

જેઓ ન્યૂન વિઘ્ને નિઃસંકલ્પાવસ્થા સિદ્ધ કરવા ઇચ્છતા હોય તેમણે નિઃસંકલ્પ-[ા]નો જ આરંભમાં પ્રયત્ન કરવાને બદલે, મંત્રનો ઉપદેશ આપવાનો જેમને અધિકાર [હ]ાય એવા કોઇ સત્પુરુષપાસેથી મંત્રને ગ્રહણ કરવો, અને પછી યથાવકાશ તેનો જપ [ક]રવો અને જપના અંતમાં છેલ્લો પા કલાક વિચારવિનાની અવસ્થા રાખવાનો અભ્યાસ કરવો.

નિઃસંકલ્પાવસ્થાને મનુષ્ય જ્યારે સિદ્ધ કરે છે, અને તે દ્વારા નિગૂઢ અને અગમ્ય વિષયોનું, અંતર્યામી ઈશ્વરદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવાની યોગ્યતાને સંપાદન કરે છે ત્યારે વેદ પ્રાચીનકાળથી શા કારણથી આટલા બધા પૂજ્ય મનાય છે, અને ઉપરથી જોતાં તેનાં અનેક સૂક્તો અર્થવિનાનાં, તથા પ્રસંગે મૂર્ખતાના પ્રલાપજેવાં જણાતાં છતાં, પૂર્વ મહર્ષિઓ તેમને શાથી જ્ઞાનનો ભંડાર કહેતા, એ વગેરે અનેક બાબતો જે આજે સુધારાવાળાઓની મતિને કુંઠિત કરે છે, તે સ્પષ્ટ થાય છે. વેદના પ્રતિઅક્ષરને શાસ્ત્ર બ્રહ્મરૂપ કહે છે, અને તેથી તેનો પ્રત્યેક અક્ષર આંતર નેત્ર ઉઘડેલા આ ધ્યાની પુરુષને અનંત જ્ઞાનથી ભરેલો લાગે છે. તે અસાધારણ આશ્ચર્યથી ચકિત થઇ જાય છે, અત્યંત ઊર્ધ્વ પ્રદેશમાં જોએલા દિવ્ય પ્રકાશનું, તે ભોંયમાં ખાડા ખોદીને અંધકારમાં રહેતા જગતના જનોને ભાન કરાવી શકતો નથી, તેથી મુંઝાય છે, તથાપિ ઈશ્વરી નિયમોનું સ્મરણ કરી તત્કાળ સમાધાનને પામી, પ્રસન્ન થઈ, મૌન ગ્રહી, અજ્ઞાની જડજેવો પ્રતીત થતો, યદચ્છાથી વિશ્વમાં વિહાર કરે છે.

જ્ઞાનને અર્થે અસંખ્ય મનુષ્યો રાત્રિદિવસ ભટકીયાં મારે છે. જ્યાં જ્ઞાન છે, તે એક જ સ્થાન છોડીને, જ્ઞાનને શોધવાને આખું બ્રહ્માંડ ખુંદી વળે છે. તે સદ્‌ગુરુને સ્તવે છે, ઈશ્વરને પ્રાર્થે છે, દેવોને નમે છે, મહાપુરુષોની પરિચર્યા કરે છે, અને તોપણ આત્મ-

કામ અને આત્મતૃપ્ત થતો નથી. તે ઈશ્વરને અને સદ્‌ગુરુને પોતાનાથી બાહ્યપ્રદેશમાં સ્થિત જાણે છે, અને પોતાનામાં તેમનો અભાવ છે, એમ ધારે છે. तत्त्वमसि (તે ઈશ્વર તું છે) એમ સદ્‌ગુરુ તેને બોધ આપે છે, તથાપિ તે તેને ગળે ઉતરતો નથી. સદ્‌ગુરુએ આપેલી યુક્તિને તે સેવતો નથી, અને બાહ્ય પ્રદેશમાંથી અનુગ્રહપ્રાપ્તિની આશા રાખતો આમતેમ આકુળતાવ્યાકુળતાવાળી ડાફરો મારે છે. યુક્તિ દર્શાવ્યા પછી બાહ્ય સદ્‌ગુરુનું કર્તવ્ય પૂર્ણ થાય છે, તેનું તેને ભાન નથી. બાહ્ય સદ્‌ગુરુ, અંતર્યામી ઈશ્વર અને ઈશ્વર એક જ છે, એ સત્યમાં તે સ્થિર થતો નથી. બાહ્ય સદ્‌ગુરુનો બોધ જ્યાં જ્યાં પ્રકાશને પામ્યો છે, જ્યાં જ્યાં ફલીભૂત થયો છે, ત્યાં ત્યાં અંતર્યામી ઈશ્વરદ્વારા જ પ્રકાશને પામ્યો છે, અને ફલીભૂત થયો છે, તેનું તેને જ્ઞાન નથી. તે સદ્‌ગુરુના અને ઈશ્વરના મુખ્ય સ્વરૂપમાં સદ્‌ગુરુનો બોધ થતાં છતાં પણ ઢળતો નથી, અને બાહ્ય સ્થૂલ શરીરવાળા મહાપુરુષોની આશા રાખે છે.

પ્રિય બન્ધુઓ! ધ્યાનાદિ ક્રિયાઓમાં આંતરદૃષ્ટિ સ્થાપવાનો અર્થાત્ આંતર ધ્યેયમાં એકાગ્ર થવાનો ક્રમ આપી, સદ્‌ગુરુશ્રી લક્ષણાથી એ જ સૂચવે છે કે તમારા અંતરમાં જ તમને સર્વ અર્પનાર ધ્યેય અથવા ઇષ્ટ છે. આમ છતાં પોતાનું ઘર ત્યજીને બહાર શા માટે ભટકવું? મનુષ્યોને જ્ઞાનમાત્રના પ્રબોધક અંતર્યામી ઈશ્વર જયે સદ્‌ગુરુનું વાસ્તવ સ્વરૂપ એ જ છે. એ જ ઈશ્વરદ્વારા દેવાદિને તથા પૂર્વના મહર્ષિઓને જ્ઞાન થયું છે. **स एषः पूर्वेषामपि गुरुः**—એ જ ઈશ્વર પૂર્વ પૂર્વ સર્ગમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મા વગેરેના પણ ગુરુ છે. તમારા પણ તે જ ગુરુ છે. તમને જ્ઞાન આપવા, તમને અંધકારમાંથી પ્રકાશમાં લેઈ જવા, ખાડામાંથી ગગનમાં આકર્ષી જવા, તમારા હૃદયમાં આઠે પ્રહર તે સ્થિત છે. પાછા વળો, ધ્યાનને સાધો, તેમનાં ચરણમાં ઢળો, અને જ્ઞાનરૂપ થઇ રહો.

ધ્યાનથી મનની જેમ શુદ્ધિ થાય છે, તેમ શરીરની પણ શુદ્ધિ થાય છે. પૂર્વે કહ્યું છે કે ઉપવાસવગેરે કરીને શરીરની શુદ્ધિ સાધનારને મનની શુદ્ધિ સત્વર થવાનો સંભવ આવે છે, અને આવું શુદ્ધ થયેલું મન, સદ્વિચારાદિ સેવી પોતાને અધિક શુદ્ધ કરવા સમર્થ થાય છે; પરંતુ એક વાર ઉપવાસાદિ સાધનો સાધી જેમણે શરીર તથા મનને કંઇક પ્રમાણમાં શુદ્ધ કર્યાં છે, અને તેમની શુદ્ધિ થયે જેમણે ધ્યાનને સાધી શરીર તથા મનને પુનઃ અધિક શુદ્ધ કર્યાં છે એવા પુરુષને પછી શરીરની શુદ્ધિનું રક્ષણ કરવાને માટે ઉપવાસાદિ ઉપાયોને નિરંતર સેવ્ય કરવા પડતા નથી. એકલું ધ્યાન જ સર્વ ઉપાયની ગરજ સારે છે. ધ્યાનમાં મનની થતી એકાકાર સ્થિતિ નિરંતર શરીરના જુના અને મલિન સંસ્કારવાળા અણુઓનો ક્ષય કરે છે, અને તેમને સ્થાને શુદ્ધ, નવા, ઉત્તમ જ્ઞાનમય સંસ્કારવાળા અણુઓને આખા શરીરમાં સ્થાપે છે.

જેમ જેમ મનની અર્થાત્ વિચારોની ઉન્નતિ થતી જાય છે, તેમ તેમ તેની પાછળ શરીરની પણ ઉન્નતિ થતી રહે છે. મન શુદ્ધ અને તેજસ્વી થતાં, અને પરમાત્માના પ્રકાશનો તેમાં અધિક અધિક આવિર્ભાવ થતાં શરીર પણ અધિક અધિક શુદ્ધ અને તેજસ્વી થતું જાય છે. સત્પુરુષોનાં શરીર તેજસ્વી, તથા જ્ઞાનની દિવ્ય પ્રભાવથી દેદીપ્યમાન હોય છે, તેનું આ જ કારણ છે.

તમે શરીરવડે નથી, પણ શરીર તમારા વડે છે. તમે શરીરમાં નથી, પણ શરીર

ભગવાન્ પણ વદે છે કે ×દોરડીમાં સર્પની થયેલી ભ્રાંતિ અન્ય કોઈ ઉપાયથી નિવૃત્ત થતી નથી પણ માત્ર દોરડીના સ્વરૂપનો રૂડીરીતે વિચાર કરવાથી જ મટે છે, તેમ આત્મતત્ત્વમાં થયેલી દુઃખરૂપ સંસારની ભ્રાંતિ પણ અન્ય કોઈ ઉપાયથી ટળતી નથી પણ યથાર્થ વિચારથી આત્માના તત્ત્વનો નિશ્ચય કરવાથી જ મટે છે.

પૂર્વોક્ત વેદાંતશાસ્ત્રના સિદ્ધાંતોનો સારીરીતે વિચાર કરીને સાધકે ભ્રાંતિને ટાળવા, અને આત્માના સ્વરૂપધર્મોનું ભાન કરવા પુનઃ પુનઃ આગ્રહથી નિષેધમુખ અને વિધિમુખ ભાવનાઓનો સાથે જ અભ્યાસ કરવો. વ્યાધિની પ્રતીતિ થતાં જ તેણે પુનઃ પુનઃ ભાવના કરવી જોઈએ કે મારામાં વ્યાધિજેવું કંઈ છે જ નહિ. હું તો ત્રિકાળ નિર્વિકાર, નિરામય, શુદ્ધ સ્વરૂપ છું. પોતાનામાં ભયની પ્રતીતિ થતાં તેણે પુનઃ પુનઃ વદવું જોઈએ કે દશેદિશાએ વ્યાપી રહેલા મારા આત્મસ્વરૂપમાં ભયના અસ્તિત્વનું સ્થાન જ નથી; હું તો અત્યંત નિર્ભયસ્વરૂપ છું. અવિદ્યા તથા અવિદ્યાનાં કાર્યો જે રાગદ્વેષ, અસ્મિતા, ક્લેશ, અશાંતિ વગેરેનું પોતાનામાં ભાન થતાં પુનઃ પુનઃ વિચાર કરવો કે આ અવિદ્યાદિ વિકારો મારામાં છે જ નહિ, હું તો કેવળ જ્ઞાનસ્વરૂપ, આનંદસ્વરૂપ તથા શાંતસ્વરૂપ છું. આ વગેરે જે જે આત્મસ્વરૂપથી પ્રતિકૂળ ધર્મોનું આપણામાં જ્યારે જ્યારે ભાન થાય, ત્યારે એક ક્ષણ પણ તેમનો સ્વીકાર ન કરવો, પણ તત્કાળ જ નિષેધમુખ ભાવનાવડે તેમનો નિષેધ કરી નાંખવો, અને તેને સ્થાને, આત્માના અનુકૂળ ધર્મનો, વિધિમુખ ભાવનાવડે આપણામાં સ્વીકાર કરવો. એકલી નિષેધમુખ ભાવના કે એકલી વિધિમુખભાવના સર્વને અર્થસિદ્ધિની સાધક થતી નથી. ઘણાને નિષેધમુખ ભાવનાની આરંભમાં અગત્ય રહે છે. પરિણામમાં તો, સ્વરૂપધર્મોને પ્રકટ કરનાર વિધિમુખભાવના હોવાથી જ તે સર્વને સેવ્ય છે, પરંતુ આરંભમાં નિષેધમુખ ભાવના બહુ સાહાય્ય કરતી હોવાથી સાધકે તેનું પણ સેવન કરવું યોગ્ય છે, જ્યારે સ્વરૂપથી પ્રતિકૂળ ધર્મો અદશ્ય થવા માંડે અને સ્વરૂપધર્મોનું કિંચિત્ કિંચિત્ ભાન થવા માંડે ત્યારે એકલી વિધિમુખભાવનાનું સેવન કરવું, એ જ અધિક યોગ્ય છે.

નિષેધમુખભાવના પ્રતીત થયેલી ભ્રાંતિને ટાળી નાંખે છે. વિધિમુખભાવના સ્વરૂપના નિગૂઢ ધર્મોને બહાર આકર્ષી આણે છે. વિધિમુખભાવનાથી સ્વરૂપધર્મોનો અંતઃકરણમાં પ્રશસ્ય પ્રકારે આવિર્ભાવ કરવામાં નથી આવતો તો ઉપરથી કાપી નાંખેલું વૃક્ષ જેમ ફરીને ઉગે છે, તેમ નિષેધમુખભાવનાથી નિવૃત્ત કરેલી ભ્રાંતિ પણ પ્રસંગોપાત્ત પુનઃ ઉદય પામે છે.

આથી નિષેધમુખભાવનાવડે સ્વરૂપમાં પ્રતીત થયેલી ભ્રાંતિનો પ્રથમ અંતઃકરણમાંથી નિષેધ કરી નાંખો, અને પછી વિધિમુખભાવનાવડે સ્વરૂપના સત્ય ધર્મોનો અંતઃકરણમાં આવિર્ભાવ કરો.

હું પૂર્ણ છું, હું સત્ ચિદ્ આનંદસ્વરૂપ છું, વગેરે વિધિવચનો એક વાર કે દશવાર બોલીને અટકો નહિ, પણ દિવસના ચોવીસે કલાકની પ્રત્યેક ક્ષણે તમે સત્ ચિદ્ આનંદસ્વરૂપ છો, એ ભાવને અંતઃકરણમાં જાગ્રત્ રાખો. આગ્રહથી, દૃઢતાથી, વીરત્વપૂર્વક, પુનઃ

× सम्यग्विचारतः सिद्धा रज्जुतत्त्वावधारणा ।
भ्रान्तोदितमहा सर्पभयदुःखविनाशिनी ॥

પુનઃ તમારા વાસ્તવિક સ્વરૂપની પૂર્ણતાની ભાવના કર્યા કરો. અવિનાશિત્વ, જ્ઞાન, આનંદ, વિજય, ઐશ્વર્ય, આરોગ્ય એ વગેરે સર્વ શુભ ધર્મોનું પોતાનામાં ચિંતન કર્યા કરો.

તમને જીવના વિનાશિત્વ, અલ્પજ્ઞત્વ, અલ્પશક્તિમત્ત્વ, વ્યાધિ, દુઃખ આદિ ધર્મો જ સાચા લાગે છે, તેઓનું જ જાણે આ વિશ્વમાં અસ્તિત્વ હોય એમ તમને ભાન થયા કરે, અને સ્વરૂપના અમરત્વ, સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્ત્વ, નિર્વિકારતા, અખંડઆનંદઆદિ ધર્મો અસત્ય હોય એમ ભાસે છે. તેમનું અસ્તિત્વ જ જાણે વિશ્વમાં નથી, એમ તમને લાગ્યા કરે છે. પરંતુ ખરી વાત તેથી ઉલટી છે. જેને તમે સાચા માનો છો, અને જેનું અસ્તિત્વ વિશ્વમાં છે, એમ તમે સ્વીકારી લીધું છે, તેજ અસત્ય છે અને તેમનું અસ્તિત્વ વિશ્વમાં છે જ નહિ. અને જેમને તમે અસત્ય માન્યા છે, અને જેમનું અસ્તિત્વ વિશ્વમાં નથી, એમ માની લીધું છે, તે જ સત્ય છે, અને તેમનું જ અસ્તિત્વ વિશ્વમાં છે. નિષેધમુખ અને વિધિમુખ ભાવના કર્યા કરો, અને તેનો પરિપાક થતાં, આ વચનો કેટલાં સાચ છે, એનો વિચારવડે તમારે નિર્ણય કરવાનો રહેશે નહિ, પણ તમે સ્વતઃ અનુભવથી જ તેમની સત્યતા જાણશો.

વિધિમુખભાવનાવડે તમારા પોતાના મિથ્યા જીવત્વને જોવાની તમને પડેલી ટેવ છુટી જશે, અને તમારા પોતાના સત્ય સ્વરૂપને તમે જોવાના અભ્યાસવાળા થશો ત્યારે સ્વરૂપના ધર્મો એક પછી એક તમારામાં સ્ફુટ થવા માંડશે. પુનઃ પુનઃ વિધિમુખભાવનાથી તમે વસ્તુતઃ કેવા છો, એ સત્ય તમારા મગજના અણુ અણુમાં ઉંડું કોતરાતું જાય છે, અને અંતે જેની તમે ભાવના કરો છો, તે રૂપ જ તમે થઇ જાઓ છો. ભાવના સિદ્ધ કરવાના પ્રયત્નમાં જે પ્રમાણમાં તમે નિશ્ચયબળ, શ્રદ્ધા અને આગ્રહ દર્શાવો છો, તે પ્રમાણમાં તમે ભાવનાની સત્વર અથવા વિલંબે સિદ્ધિ કરો છો. તમારો નિશ્ચય, તમારી શ્રદ્ધા, તમારો આગ્રહ અસાધારણ હોય છે તો તમે બહુ જ અલ્પ કાળમાં ફળને પ્રત્યક્ષ થયેલું જુઓ છો; તમારો નિશ્ચય, શ્રદ્ધા, અને આગ્રહ સાધારણ અથવા શિથિલ હોય છે, તો દીર્ઘકાલે તમને ફળનો અનુભવ થાય છે. પરંતુ ભાવનાને જો તમે કર્યા જ કરો છો, અને સમય વીતતાં ફળ ન જણાતાં છતાં પણ તમારો આગ્રહ તમે છોડતા નથી તો પરિણામમાં લાંબે કાળે પણ તમને ફળ જણાયાવિના રહેતું જ નથી.

આમ હોવાથી વિધિમુખભાવના કર્યા જ કરો. પ્રાતઃકાળે, મધ્યાહ્નકાળે, સાયંકાળે, રાત્રિએ જ્યારે નિદ્રામાંથી જાગો ત્યારે, તેમ જ દિવસે જ્યારે જ્યારે નવરા પડો ત્યારે, તમારા આત્માના સ્વરૂપનું ચિંતન કર્યા જ કરો. વિચારઉપર સખ્ત પહેરો રાખો. અને જ્યારે જ્યારે વિચાર સ્વરૂપધર્મોના ચિંતનથી પ્રતિકૂળ દિશામાં વહે ત્યારે ત્યારે નિષેધમુખ ભાવનાવડે તે પ્રતિકૂળ વિચારોને હડધુત કરી કાઢો, અને તે વિચારોની વિરોધી ભાવનાને અર્થાત્ સ્વરૂપના ધર્મોની ભાવના આગ્રહથી અને બળથી કરો. તમારો ઇચ્છેલો સ્વરૂપધર્મ તમારા હૃદયમાં મધ્યાહ્નના સૂર્યના તેજથી પ્રકાશે, તમારાં ઇચ્છેલાં આરોગ્યાદિ, સ્થૂલ જગતમાં તમારાં ચર્મચક્ષુઓ પ્રત્યક્ષ જોઇ શકે ત્યાંસુધી પ્રતિદિન પ્રત્યેક કલાકે અને પ્રત્યેક ક્ષણે આ પ્રમાણે કર્યા જ કરો. તેમાં ખાસ કરીને કોઇ મહાવ્યાધિમાં અથવા એવા જ કોઈ મહાદુઃખમાં જ્યારે તમારૂં મન પુનઃ પુનઃ ખેંચાઇને તે વ્યાધિનું અને તે દુઃખનું જ ચિંતન કર્યા કરે, ત્યારે આ પ્રમાણે કર્યા જ કરો. જ્યારે વ્યાધિથી અને દુઃખથી મુક્ત

થઇ નીરોગ અને સુખી થાઓ, ત્યારે તમારી સુખાવસ્થાનો શાંતિથી ઉપભોગ કરો. પછી આગ્રહથી ભાવના કર્યાં કરવાનું પ્રયોજન નથી. રસોઇ થઇ રહ્યા પછી, અને જમી ઉઠ્યાં પછી ચુલો ફુંક ફુંક કરવાનું કશું જ કારણ નથી. શુદ્ધ વિચારોની સ્થિતિ હોવાથી જ સુખાવસ્થા ટકી રહે છે. અશુદ્ધ વિચારોનો મનમાં પ્રવેશ જ દુઃખાવસ્થા આણે છે, અને તેથી દુઃખનું ભાન થાય ત્યારે જ વિચારોના વહેતા પ્રવાહને અંકુશમાં રાખવાની અને તેમને અનુકૂળ દિશામાં વહેવડાવવાની અગત્ય પડે છે. દુઃખમાં જ જેનું ભાન થતું નથી, તેનું ભાન કરવા માટે ભાવનાનો પ્રયત્ન સેવવાની અગત્ય છે.

આ પ્રમાણે પૂર્વોક્ત મનની વિચારવિનાની શૂન્ય અવસ્થા સાધવાના પ્રયત્નસાથે આ ભાવનાનો પ્રયત્ન પણ સેવતા રહેજો. શૂન્યાવસ્થા સાધવાનો પ્રયત્ન અધિક કઠિન છે, અને આ પ્રયત્ન સરળ છે. ભાવનાનો પ્રયત્ન અને જપનો પ્રયત્ન એ ઘણું અંશે મળતો પ્રયત્ન છે. ઉભય ગમે તે મનુષ્ય સાધી શકે છે. નિઃસંકલ્પાવસ્થા સાધવામાં સહજ ઉંચા અધિકારની અપેક્ષા રહે છે. એમ છતાં તમારે તો જપ, ભાવના, અને ધ્યાન એ ત્રણે સાથે જ કરવાં. **अधिकस्य अधिकं फलम्** એ ન્યાયે સત્પ્રયત્ન જેમ જેમ અધિક સેવાય છે, તેમ તેમ તે અધિક ફળને આપે છે. જપ એ ભાવના અને ધ્યાનનો ઉપકારક છે, અને તે જ પ્રમાણે ભાવના અને ધ્યાન પણ અન્યોઅન્યનાં ઉપકારક છે.

ભાવના અને ધ્યાનનો સાથે અભ્યાસ કરનારે તે અભ્યાસ આ પ્રમાણે કરવો. એકાંત સ્થળમાં આસનયુક્ત બેસવું. શરીર તથા મનને શિથિલ કરવાં. ધીરે ધીરે દીર્ઘશ્વાસપ્રશ્વાસની ક્રિયા પાંચેક મિનિટ કરવી. પ્રશ્વાસસમયે વાયુને બહુ જ મંદગતિથી કાઢવાને સાવધાનતા રાખવી. નાસિકાથી જ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી. અવશ્ય ઘરમાં ધૂમાડો ન જ હોવો જોઇએ, તેમ કચરો પણ ન ઉડતો હોવો જોઇએ. સ્વચ્છ હવાનો અવરજવર હોવો જ જોઇએ. પછી તે સમયે જો કોઈ પ્રતિકૂળ સ્થિતિના વિચારો અંતરમાં રમ્યા કરતા હોય તો નિષેધમુખભાવનાવડે અંતરમાંથી તેમની સત્યતાનો નાશ કરવો. પ્રતિકૂળ વિચારો અંતઃકરણમાં તે સમયે કોઇ ન હોય તો સ્મરણ કરી કરીને તેમને હૃદયમાં સ્ફુરાવવાનો પ્રયત્ન કદી પણ ન કરવો. નિષેધમુખભાવના બે ચાર મિનિટ કર્યા પછી, હૃદયમાં વૃત્તિ નાંખી, વિધિમુખ વચનોવડે તમારા આત્મસ્વરૂપનું ચિંતન કરજો, અને તેમાં પણ સ્વરૂપના જે ધર્મો ખાસ કરીને તમે તમારામાં પ્રત્યક્ષ કરવા ઇચ્છતા હો તે ધર્મોને એકાગ્રતાપૂર્વક દૃઢતાથી ચિંતજો.

દશ વિશ ધર્મોને એક કાળે પ્રકટ કરવાની આશા ધારીને તે સર્વની સામટી ભાવના ન કરશો, પણ એક કાળે એક જ ધર્મની ભાવના કરજો. પાંચ મિનિટ અથવા સાત મિનિટ વિધિમુખભાવના કર્યા પછી, તમારા સચ્ચિદાનંદસ્વરૂપ અંતરાત્મામાં વિશ્રાંતિ સેવજો; અર્થાત્ વિચારમાત્ર છોડી દેજો. તમારા ઉંચામાં ઉંચા શુદ્ધ વિચારોને પણ છોડી દેજો. તેમના પ્રતિ દૃષ્ટિસરખી પણ ન નાંખશો અને પરમતત્ત્વથી અભેદભાવને પામેલું તમારૂં આત્મસ્વરૂપ જે તમારા અંતર્બાહ્ય વ્યાપી રહ્યું છે, તેને તમારા અંતર્બાહ્ય, સમુદ્રના જળની પેઠે વહેવા દેજો. શરીરથી પણ હાલશો નહિ, અને મનથી પણ હાલશો નહિ વિચારવિનાના શાંત પડી રહેજો. પરમતત્ત્વ મારાં અણુઅણુને શુદ્ધ કરે છે, નવેસરથી રચે છે, અને નવા ચૈતન્યબળથી ભરી દે છે, એવી કલ્પના માત્ર કરવાની અડચણ નથી.

પણ એટલી કલ્પનાવિના બીજા કોઇ વિચારનું પ્રયોજન નથી. આ પ્રમાણે પા કલાક, અર્ધો કલાક અથવા તમને જેટલો અવકાશ હોય તેટલો સમય શૂન્ય પડી રહેજો.

અંતરાત્મામાંથી કોઇ કઠિન પ્રશ્નનો ખુલાસો જોઇતો હોય અથવા કોઇ રહસ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તોપણ એ જ રીતે પ્રાપ્ત કરજો. એ જ રીતે બેસજો, એ જ રીતે શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરજો, અને એ જ રીતે ભાવના કરજો, અર્થાત્ અંતરાત્મા મને આ પ્રશ્નનો ખુલાસો આપે છે, અથવા આ રહસ્યનો મારા અંતઃકરણમાં પ્રકાશ કરે છે. શ્રદ્ધાપૂર્વક આ પ્રકારની ભાવના કર્યા પછી, તમે પ્રશ્ન પૂછ્યો છે, અને તેનો ખુલાસો માગ્યો છે, અથવા રહસ્યનો પ્રકાશ તમે ઇચ્છ્યો છે, એ સઘળા વિચારોને મનમાંથી કાઢી નાંખજો, અને અંતરાત્માને પોતાનું કર્તવ્ય કરવા દેજો. વાટ જોતાં શાંત પડી રહેવાનું જ હવે તમારૂં કર્તવ્ય છે, અને તેથી કોઇ પણ વિચારને ન સેવતાં, નિઃસંકલ્પ થઇ શાંત પડી રહેજો. કોઇ કોઇ વખતે તમે ઇચ્છેલો ખુલાસો અથવા પ્રકાશ વિદ્યુલ્લતા ચમકારાની પેઠે અકસ્માત્ આ ધ્યાનકાલે તમારા હૃદયમાં થશે. ઘણીવાર ધ્યાનથી ઉઠયા પછી અ-મથા બેઠા હશો ત્યાં સમાધાન સ્ફુરશે. પ્રસંગોપાત્ત બીજે દિવસે સવારે નિદ્રામાંથી જાગ્રત્ થતાં તમારી ગુંચ ઉકલશે, ઘણે પ્રસંગે યથાર્થ નિરાકરણ થતાં દિવસો, અઠવાડીઆં, અ-થવા મહિનાઓ પણ નીકળી જાય છે. જ્યારે ખુલાસો થાય છે, ત્યારે કોઇ અણધાર્યા સમયે થાય છે. રસશાસ્ત્રજેવાં ગૂઢ શાસ્ત્રોના રહસ્યનો પ્રકાશ થતાં કોઈ કોઇને વર્ષોનાં વર્ષ પણ વહી જાય છે. એમ છતાં સામાન્યરીતે, નિરાકરણ મળતાં દીર્ઘ સમય જતો નથી, અને આપણને જ્યારે તેની અત્યાવશ્યકતા, અને તીવ્ર ઇચ્છા હોય છે, ત્યારે તો બહુ ઓછા સમયમાં જ મળે છે. ગમે તેમ, પણ અન્ય પ્રકારના પ્રયત્નથી જે જ્ઞાન નથી મળતું, તે આ પ્રકારના પ્રયત્નથી, સમય જતાં પણ મળ્યાવિના રહેતું નથી.

આત્મામાં શ્રદ્ધા ધરનારને, શાંતિથી વિશ્વાસપૂર્વક બેસી રહેનારને, અને અધૈર્યથી આ-કુળવ્યાકુળ થઇ મગજના અને હૃદયના અણુઓમાં વ્યર્થ ક્ષોભ ન ઉપજાવનારને અંતરાત્મા કદી પણ નિરાશ કરતા નથી. પૂર્વે કહ્યા પ્રમાણે અંતરાત્મા તો આપણો હૃદયાંધકાર ટાળવા સર્વદા તત્પર જ હોય છે, પરંતુ અંતરાત્માનો પ્રકાશ ગ્રહણ કરવા આપણા અંતઃકરણની જે સ્થિતિ જોઈએ તેવી સ્થિતિમાં આપણને આવતાં જે સમય જાય છે, તેનો જ વિલંબ હોય છે. અધૈર્ય, અશ્રદ્ધા, અકળામણ હૃદયને અને મગજને ડહોળી નાંખે છે. અને ડહો-ળાયલા જળમાં જેમ સૂર્યનું પ્રતિબિંબ પડતું નથી, તેમ તેમાં અંતરાત્માનો જ્ઞાનપ્રકાશ પડતો નથી. અત્યંત અધૈર્યથી તો રહસ્યનો પ્રકાશ બિલકુલ નથી પણ થતો.

અંતઃકરણની શાંત સ્થિતિનું રક્ષણ કરવા માટે, અને પરમાત્મા પોતાના પૂર્ણ પ્ર-પ્રકાશથી તેમાં સર્વદા પ્રકાશ્યા કરે, એ અર્થે સાધકે નીચેના સન્નિશ્ચયો સેવ્ય છે. વ્ય-વહારમાં અને પરમાર્થમાં સર્વદા એ સન્નિશ્ચયોને અંતઃકરણમાં આરૂઢ રાખવા, અને કોઇ ક્ષણે પણ તેમનાથી ચલિત ન થવાય તેવી સાવધાનતા રાખવી.

૧ અંતરાત્મા જેવા મારામાં છે, તેવા સર્વમાં છે, અને તેથી કોઈ પણ ગારા દ્વેષનો કે અપ્રીતિનો વિષય નથી. અંતરાત્મા મારામાં રહીને જેમ મારૂં હિત સર્વદા સાધે છે, તેમ અન્ય સર્વમાં રહીને અન્ય સર્વનું હિત સાધે છે, તેથી કોઈને મારી ઇચ્છાપ્રમાણે બળા-

ત્કારે વર્તાવવાનો, કોઇના દોષો જોવાનો, કોઇની ટીકા કરવાનો મને કશો જ હક નથી.

૨ સર્વના અંતરમાં રહેલા અંતરાત્મા, સર્વનું જે દ્વારા હિત થવાનું છે, તે દ્વારા તેમનું હિત સાધવા નિરંતર પ્રવૃત્ત રહે છે, તેથી આ જગતમાં જે સમયે જે કંઇ થાય છે, તે શુભ જ હોય છે.

૩ જે સત્ય છે તે અદૃષ્ટના પટમાં છે. જે કાંઇ પ્રત્યક્ષ આપણે જોઇએ છીએ તે સત્યનો અત્યંત અપૂર્ણ અને નિરંતર બદલાતો અંશ છે.

૪ પરમાત્મા, આપણા અંતરાત્મા, અને આપણે અભિન્ન છીએ તેથી પરમાત્માનું સર્વ ઐશ્વર્ય અંતરાત્માદ્વારા આપણામાં અભિવ્યક્ત કરવા આપણે સમર્થ છીએ.

આ સન્નિશ્ચયોમાં જે રહસ્ય રહેલું છે તેનું જ્ઞાન તમને કેવળ વાંચવા માત્રથી થાય તેમ નથી. ધ્યાનમાં તેનું યથાર્થ રહસ્ય સમજાય છે. અવકાશ હોય તેમણે ધ્યાનમાં પ્રવેશી અંતરાત્માદ્વારા તેના રહસ્યથી સજ્ઞાન થવું.

જીવત્વનું અભાન કરી, પરમાત્માથી અભિન્ન થઇ, પરમાત્માના સ્વરૂપધર્મોને અંતઃકરણમાં સર્વ અવસ્થામાં જાગ્રત્ રાખવા, એ મનુષ્યમાત્રનું પ્રધાન કર્તવ્ય છે. એ કર્તવ્યની સિદ્ધિ, એ ઉન્નતિનું શિખર છે. એ કર્તવ્ય સર્વોત્તમ પ્રકારે શી રીતે સાધવું, એ સંબંધમાં આ પ્રસંગે કરવા જેવા સર્વ વિચારો સંક્ષેપમાં આજે આપણે કરી ગયા છીએ. તો હવે વ્યર્થ વાણીનો વિસ્તાર કરવો એ કોઇ પણ વિશેષ અર્થનો સાધક ન હોવાથી અંતરાત્મારૂપ પરમાત્મા, કે જેમના સામર્થ્યથી જ આ સર્વ વાગ્વિલાસ આજે થયો છે, તેમને પ્રેમપૂર્વક પ્રણામ કરી લેખિનીને હેઠી મૂકીએ છીએ. શ્રેયસ્સાધકોનો પરમાત્મા સદૈવ અધિક અધિક વિજય કરો.



# બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૭૫ થી. )

આ પ્રમાણે જીવ અને ઈશ્વર એમાં જીવ ઉપકાર્ય છે અને ઈશ્વર ઉપકારક છે. હવે એ ઉપકાર્યોપકારકભાવ બેની વચ્ચે છે, તેથી જીવ અને ઈશ્વરનો કેવા પ્રકારનો સંબંધ હોવો જોઈએ એ વિચારવા શ્રીસૂત્રકાર અન્ય અધિકરણ રચે છે.

**अंशो नानाव्यपदेशादन्यथा चाऽपि दाशकितवादित्वमधीयत एके ॥ ४३ ॥**

સૂત્રાર્થ—જીવો ઈશ્વરના અંશજેવા છે કારણ કે એ બંનેના ભેદનો શ્રુતિમાં વ્યપદેશ કર્યો છે અને વળી તે સાથે એક શાખામાં જીવો બ્રહ્મદાશ છે, બ્રહ્મદાસ છે, કિતવો પણ બ્રહ્મ છે, બ્રહ્મ સ્ત્રી છે, પુરુષ છે ઇત્યાદિ કહેવામાં આવ્યું છે.

*નાના વ્યપદેશાત્*—નાનાત્વ એટલે ભેદ તેનો વ્યપદેશ એટલે અનુવાદ અથવા યથાપ્રાપ્ત ભેદનું કથન છે તેથી,

*दाशकितवत्वम्*—એટલે દાશ એટલે માછીઓ અને કિતવ એટલે જુગારીઓ તેપણું.

ઉપર જીવ તથા ઈશ્વરને કર્તા તથા કારયિતા સ્થાપી, એ બેની વચ્ચે ઉપકાર્યોપકારકભાવસિદ્ધ કર્યો. એ સંબંધ સંબદ્ધ વ્યક્તિઓવચ્ચે લોકમાં દૃષ્ટ છે, જેમકે સ્વામી અને ભૃત્યની અથવા અગ્નિ અને તેના તનખાની વચ્ચે. તો જીવ અને ઈશ્વરની વચ્ચે ઉપકાર્યોપકારકભાવ સ્વીકારાયો છે તો એમનો સંબંધ સ્વામીભૃત્યવત્ છે કે અગ્નિ અને વિસ્ફુલિંગના જેવો છે, એ સંશય થાય છે.

ત્યાં પ્રથમ પૂર્વપક્ષ એવો પ્રાપ્ત થાય છે કે ગમે તે પ્રકારનો લેવો. અને દ્વિતીય પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે ગમે તે અનિયત લેવો યોગ્ય નથી તેથી સ્વામીભૃત્યવત્ સંબંધ લેવો. કેમકે જ્યાં એ સંબંધ હોય છે ત્યાં જ એક ઈશિતા હોય છે અને બીજો ઈશિતવ્ય હોય છે એવું લોકમાં પ્રસિદ્ધ છે.

આ રીતે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે જીવ ઈશ્વરનો અંશ છે, જેમકે અગ્નિનો વિસ્ફુલિંગ અંશ છે તેમ. ત્યાં ઈશ્વર વસ્તુતઃ તો નિરવયવ છે તેથી એનો મુખ્ય અંશ સંભવતો નહિ, પણ અંશના જેવો છે એવું લેવું યોગ્ય છે.

ઈશ્વર નિરવયવ છે તો જીવને પરમાત્મા જ શામાટે ન લેવા એ પૂછવામાં આવે તો ઉત્તર એ છે કે શ્રુતિમાં નાનાત્વનો–ભેદનો વ્યપદેશ છે, તેથી, **सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः, एतमेव विदित्वा मुनिर्भवति, य आत्मनि तिष्ठन्नात्मानमन्तरो यमयति**–તે પરમાત્માનું અન્વેષણ કરવું યોગ્ય છે, તેમનું જ્ઞાન પ્રાપ્ત કરવું યોગ્ય છે, તેમને જ જાણીને જીવ મુનિ થાય છે, જે પરમાત્મા જીવાત્મામાં રહી, અંતર આત્મારૂપે તેનું નિયમન કરે છે–ઇત્યાદિ શ્રુતિમાં જીવ તથા ઈશ્વરનો ભેદવડે નિર્દેશ છે અને બેની વચ્ચે વ્યાવહારિક પણ ભેદ ન લેવાય તો એ ઉચિત નથી.

પૂર્વપક્ષી કહેશે કે આ ભેદનિર્દેશ, જો બંનેને સ્વામીભૃત્યવત્ લેવામાં આવે તો ત્યારે સારી રીતે ઘટી શકે છે તેથી એ ભેદનિર્દેશવડે બંનેનો એવો સંબંધ લેવો. આમ કહેવામાં આવે તેનું ઉત્તર આપતાં શ્રીસૂત્રકાર જણાવે છે કે અન્યરૂપે પણ શ્રુતિ એ બંનું

કથન કરે છે. એથી એ જણાવ્યું કે કેવળ નાનાત્વના કથનથી જ અંશાંશિભાવનો નિર્ણય કરવામાં આવતો નથી પણ અનાનાત્વનો પ્રતિપાદક અન્ય ઉપદેશ પણ શ્રુતિ જ કરે છે.

આથર્વણિકો બ્રહ્મસૂક્તમાં-ब्रह्म दासा ब्रह्म दासा ब्रह्मेवेमे कितवाः-આ માછી દાસ એટલે સ્વામીને માટે પોતાના આત્માને અર્પણ કરનાર વેચાણ હોયને ત્યાં કિતવો એટલે જુગારીઓએ સર્વ બ્રહ્મ જ છે-એમ કહી દાશ, દાસ, કિતવાદિ રૂપતા બ્રહ્મની કરી. એ હીન જાતિના ઉદાહરણવડે એવું સ્થાપે છે કે નામરૂપકૃત કાર્ય તથા કારણના સંઘાતમાં પ્રવેશેલા જીવોમાત્ર બ્રહ્મરૂપ છે, બ્રહ્મથી અભિન્ન છે. આ જ પ્રમાણે त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी त्वं जीर्णो दण्डेन वंचसि त्वं जातो भवसि विश्वतोमुखः-તું સ્ત્રી છે, તું પુરુષ છે, તું કુમાર છે તથા કુમારી પણ છે. તું વૃદ્ધ હોય દંડવડે ચાલે છે. તું જ સર્વતોમુખ-સર્વરૂપે થઇ રહે છે, सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाऽभिवदन् यदास्ते-જે સર્વ પદાર્થોને ઉત્પન્ન કરીને, તથા સર્વ નામોને ઉપજાવીને તેવડે વ્યવહાર કરતા સ્થિત થાય છે તે પરમેશ્વરને જાણનાર અમૃત થઇ રહે છે-ઇત્યાદિમાં પણ અભેદનો નિર્દેશ છે, नान्योऽतोऽस्ति द्रष्टा-એથી અતિરિક્ત કોઇ દ્રષ્ટા નથી એ શ્રુતિ અભેદને સિદ્ધ કરે છે. વળી જેમ અગ્નિ તથા વિસ્ફુલિંગ એ બંનેમાં ઉષ્ણતા સમાન છે, એક જ છે, તે જ પ્રમાણે જીવ અને ઇશ્વરમાં ચૈતન્ય અવશિષ્ટ જ છે. તેથી ભેદ અને અભેદ બંનેનું શ્રુતિમાં પ્રતિપાદન આવે છે માટે જીવને ઇશ્વરના અંશ જ લેવા યોગ્ય છે.

આ જ અર્થની સિદ્ધિમાં શ્રીસૂત્રકાર અન્ય હેતુ દર્શાવે છે.

मन्त्रवर्णाच्च ॥ ४४ ॥

સૂત્રાર્થઃ—મંત્રવર્ણથી પણ આ અર્થ સિદ્ધ થાય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે મંત્રભાગની ઋચાથી પણ આ અર્થ સિદ્ધ થાય છે. પુરુષ સૂક્તમાં કહ્યું છે કે एतावानस्य महिमा ततोज्यायांश्च पूरुषः । पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्याऽमृतं दिवि ॥ આ આખો પ્રપંચ તે સહસ્રશીર્ષા પુરુષનો મહિમા છે, વિભૂતિ છે અને પુરુષ એ પ્રપંચથી પણ મહત્તર છે;સર્વ જીવો એના પાદરૂપ અંશરૂપ છે અને એથી અતિરિક્ત પુરુષ તે પ્રકાશાત્મક દ્યુલોકમાં અમૃતરૂપે સ્થિત છે. આ ઋચામાં ભૂતશબ્દોવડે જીવો જેમાં પ્રધાન છે એવા સ્થાવર જંગમનું ગ્રહણ કરાય છે કેમકે अहिंसन् सर्वभूतानि अन्यत्र तीर्थेभ्यः-શાસ્ત્રવિધિથી અતિરિક્ત સ્થળે સર્વ ભૂતોની અહિંસા કરવી-ઇત્યાદિમાં એ જ અર્થમાં ભૂત શબ્દનો પ્રયોગ છે. પાદ, અંશ, ભાગ એ સર્વ પર્યાય શબ્દો છે. તેથી આ ઋચાથી જીવો અંશ છે એ જણાય છે.

આ જ અર્થની સિદ્ધિમાં શ્રી સૂત્રકાર અન્ય હેતુ આપે છે.

अपि च स्मर्यते ॥ ४५ ॥

સૂત્રઃ-વળી સ્મૃતિ પણ જીવોને અંશ જણાવે છે.

આ સૂત્રમાં એ કહ્યું કે-ममैवांशो जीवलोके जीवभूतः सनातनः-મારો જ અંશ જીવલોકમાં નિત્ય જીવસ્વરૂપે થયો છે-ઇત્યાદિ શ્રી ભગવદ્ગીતારૂપ સ્મૃતિમાં જીવોને ઇશ્વરના અંશરૂપ કહ્યા છે તેથી પણ જીવોનું અંશત્વ સિદ્ધ થાય છે.

પૂર્વપક્ષીએ કહ્યું હતું કે જ્યાં સ્વામીભૃત્યનો સંબંધ હોય છે ત્યાં સ્વામી ઇશિતા

થાય છે અને ભૃત્ય ઈશિતવ્ય થાય છે એમ લોકમાં પ્રસિદ્ધ છે છતાં આવી લોકમાં પ્રસિદ્ધિ હોય તોપણ પ્રસ્તુતમાં શાસ્ત્રને અનુસરીને જ જીવઈશ્વરવચ્ચે અંશાંશિભાવ અને ઈશિતૃઈશિતવ્યભાવ લેવાનો છે એ નિશ્ચય થાય છે. ઈશ્વરનો ઉપાધિ શુદ્ધસત્ત્વા માયા છે, અથવા વિદ્યાત્મિકા માયા છે તેથી ઈશ્વર સર્વોત્કૃષ્ટ ઉપાધિવડે સંપન્ન છે અને તેથી ઈશિતા થાય છે અને અવિદ્યા અથવા મલિનસત્ત્વારૂપ હીનઉપાધિસંપન્ન જીવો છે તેથી તેઓ ઈશિતવ્ય થઇ રહે છે એ યોગ્ય છે તેથી એમાં કોઈ રીતે વિરોધ નથી.

અહિં પૂર્વપક્ષી શંકા કરશે કે ઈશ્વરને અંશી અને જીવોને અંશો લેવામાં આવે તો જીવોના સંસારદુઃખના ઉપભોગવડે અંશી ઈશ્વરને પણ દુઃખીપણું પ્રાપ્ત થશે. લોકમાં પ્રસિદ્ધ છે કે હસ્તપાદાદિ શરીરના અંશોમાંના કોઇમાં દુઃખ થતાં તેવડે અંગી દેવતાને દુઃખીપણું થઇ રહે છે, આમ ઈશ્વરને સર્વ જીવોનાં દુઃખવડે દુઃખીપણું થતાં ઈશ્વરને તે જીવો પામે તેમને તો દુઃખનો પાર નહિ રહે, તો એ કરતાં તો પૂર્વાવસ્થાવાળો સંસાર જ જીવોમાટે સારો ઠરે અર્થાત્ સમ્યગ્દર્શન અનર્થક થઇ રહેશે.

આ પ્રમાણેની શંકા પ્રાપ્ત થતાં શ્રી સૂત્રકાર ઉત્તર આપે છે કે—

**પ્રકાશાદિવન્નૈવં પરઃ ॥૪૬॥**

સૂત્રાર્થઃ—પર જે ઈશ્વર તે જીવની માફક દુઃખાનુભાવ કરતા નથી એ પ્રકાશાદિનાં ઉદાહરણથી સ્પષ્ટ થાય છે.

આ સૂત્રથી એ કહેવામાં આવ્યું કે જેમ જીવ સંસારદુઃખને ભોગવે છે તેમ પરમેશ્વર ભોગવતા નથી. કારણ કે જીવ અવિદ્યાના આવેશને લીધે દેહાદિરૂપતાને જાણે પામ્યો હોય તેવો થઇ રહે છે અને તેથી દેહાદિના દુઃખવડે હું દુઃખી છું એ પ્રકારે, અવિદ્યાકૃત દુઃખોપભોગને પોતાવિષે માની લે છે, અને પરમેશ્વર દેહાદિ ભાવને પામતા નથી તેમ દુઃખના અભિમાનને ધરતા નથી કારણ કે એમનામાં અવિદ્યા નથી. જીવોને પણ દુઃખાભિમાન થાય છે તેનો હેતુ, અવિદ્યાકૃત જે નામરૂપ તેવડે નિષ્પન્ન થયેલા દેહાદિ ઉપાધિથી અવિવેકરૂપ ભ્રમ છે અને એ દુઃખાભિમાન પણ પારમાર્થિક નથી. જેવી રીતે પોતાના દેહમાં થતા દાહ, છેદ આદિને લીધે થતું દુઃખ દેહાદિના અભિમાનની ભ્રાન્તિથી જીવ પોતાવિષે ભોગવે છે તે જ પ્રમાણે પુત્રમિત્રાદિમાં સ્નેહને લીધે હું જ પુત્ર છું, હું જ મિત્ર છું, ઇત્યાદિ પ્રકારે અહં અભિમાન સ્થાપી પુત્ર મિત્રાદિનાં દુઃખથી તેમના વિષેના અભિમાનને લીધે પોતાને દુઃખી માની લે છે. તેથી એ નિશ્ચિત થાય છે આ જીવને દુઃખાનુભવ થાય છે તેનું કારણ મિથ્યા અભિમાનરૂપ ભ્રમ જ છે. વ્યતિરેકદર્શનથી પણ આ જ નિશ્ચય થાય છે. ઘણા મનુષ્યો એક સ્થળે બેઠા છે. તેમાં કેટલાકને પુત્રમિત્રાદિ છે તથા તેમને વિષે પુત્રમિત્રાદિનું તેમને અભિમાન છે, તથા તેમના બીજા કેટલાક એથી રહિત છે. એટલામાં કોઈ આવી ઘોષ કરે છે કે અમુક પુત્ર મરી ગયો, અમુક મિત્ર મરી ગયો. તો જેમને તેને તેનેવિષે પુત્ર મિત્રાદિનું અભિમાન છે તેમને જ તન્નિમિત્તે દુઃખ ઉત્પન્ન થાય છે અને બીજા જે પરિવ્રાજકઆદિ એ અભિમાનથી રહિત ત્યાં બેઠેલા છે તેમને થતું નથી. તેથી આ વ્યતિરેકદર્શનથી સ્પષ્ટ થાય છે કે જેમને તે તે અભિમાન થાય છે તેમને જ તે તે દુઃખ ઉત્પન્ન થાય છે. તેથી લૌકિક પુરુષમાં પણ સમ્યગ્દર્શનની અગત્ય સ્પષ્ટ છે એટલે કે સમ્યગ્જ્ઞાન થતાં દુઃખનો અભાવ થઇ રહે તો સ્પષ્ટ છે તો વિષયશૂન્ય પોતાથી અન્ય વસ્તુમાત્રને ન જોનાર અર્થાત્ ભેદબુદ્ધિરહિત તથા નિત્ય

ચૈતન્યસ્વરૂપ પરમેશ્વરને સદા દુઃખનો અભાવ હોય એમાં શું કહેવું ! તેથી સમ્યગ્દર્શન નિષ્પ્રયોજન છે એવો જે આક્ષેપ આવ્યો હતો તે પણ દૂર થઇ રહે છે.

આ અર્થને સ્પષ્ટ કરવા શ્રીસૂત્રકારે પ્રકાશાદિનાં ઉદાહરણો સૂચવ્યાં છે.સૌર્ય તથા ચાંદ્રમસ પ્રકાશ આકાશને તથા નીચે વ્યાપીને રહેલો હોય છે તે જ્યારે અંગુલિ આદિ ઉપાધિના સંબંધવાળો થાય છે જ્યારે અંગુલિ ઋજુ હોય છે તો તે ઋજુ જણાય છે અને અંગુલિ વક્ર રાખેલી હોય છે તો તે પ્રકાશ પણ વક્ર પ્રતીત થાય છે. અહિં વસ્તુતઃ તો પ્રકાશ તે તે ભાવથી રહિત છે, છતાં ઉપાધિવશાત્ જાણે તેવો તેવો થઇ રહેલો હોય એમ ભાસે છે. ઘટાદિ લઇ જવામાં આવે છે ત્યારે તદવચ્છિન્ન આકાશ પણ ચાલતું જણાય છે,છતાં વસ્તુતઃ એ ચાલતું નથી. જલનાં પાત્રો આદિમાં કંપ થાય છે ત્યારે તેમાં પહેલું સૂર્યપ્રતિબિંબ પણ કંપમાન થાય છે છતાં બિંબભૂત સૂર્ય કંપરહિત સ્થિત થયેલા હોય છે. આ જ પ્રમાણે અવિદ્યાવડે પ્રત્યુપસ્થાપિત થયેલો તથા બુદ્ધિ આદિ ઉપાધિથી ઉપહિત થયેલો જીવરૂપ અંશ દુઃખોપભોગ પામતો થાય તોપણ એ અંશોના અંશી પરમેશ્વર દુઃખથી રહિત જ રહે છે. વળી જીવોને પણ દુઃખની પ્રતીતિરૂપ પ્રાપ્તિ અવિદ્યાને લઇનેજ થાય છે એ કહેવાઇ ગયું છે. તેથી જ तत्त्वमसि ઇત્યાદિ વેદાન્ત વાક્યો અવિદ્યાત્મક જે જીવોનો જીવભાવ તેનો બાધ કરી જીવોની બ્રહ્મરૂપતાનો બોધ કરે છે. તેથી સર્વથા જીવનાં દુઃખથી પરમાત્માને દુઃખિત્વ આવતું નથી.

આ જ અર્થને અન્ય હેતુથી શ્રી સૂત્રકાર દઢાવે છે.

स्मरन्ति च ॥ ४७ ॥

સૂત્રાર્થઃ—વ્યાસાદિ આ રીતે જ સ્મરે છે અર્થાત્ પ્રતિપાદન કરે છે.

આ સૂત્રથી એ કહ્યું કે શ્રી વ્યાસ આદિ એવું જ પ્રતિપાદન કરે છે કે જીવના દુઃખથી પરમાત્મા દુઃખી થતા નથી. એમણે કહ્યું છે કે—

तत्र यः परमात्मा हि स नित्यो निर्गुणः स्मृतः ।
न लिप्यते फलैश्चाऽपि पद्मपत्रमिवाम्भसा ॥
कर्मात्मा त्वपरो योऽसौ मोक्षबन्धैः स युज्यते ।
स सप्तदशकेनाऽपि राशिना युज्यते पुनः ॥

ત્યાં જે પરમાત્મા છે તે નિત્ય અને નિર્ગુણ છે તથા તેમને પદ્મપત્રની માફક કર્મફલલેપ થતો નથી. બીજો જે કર્માશ્રય જીવાત્મા છે, તેનો બંધ અને મોક્ષથી સંબંધ થાય છે તથા તે દશ ઇન્દ્રિયો, પાંચ પ્રાણ અને મનસ્ તથા બુદ્ધિ એ ૧૭ તત્ત્વોના લિંગદેહથી પુનઃ યુક્ત થાય છે. તેથી આ વચનરૂપ સ્મૃતિથી પણ એ જ અર્થ સિદ્ધ છે.

સૂત્રમાં च શબ્દનો પ્રયોગ છે તેથી આ સ્મૃતિવચનઉપરાંત આ અર્થની શ્રુતિનો સંગ્રહ સૂચવ્યો છે. શ્રુતિ કહે છે કે तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन्नन्यो अभिचाकशीति આ બેનો એક એટલે જીવાત્મા સ્વાદુ પિપ્પલને અર્થાત્ કર્મફલને ભોગવતો રહે છે તથા અન્ય એવો પરમેશ્વર ભોગથી રહિત પ્રકાશમાન સ્થિત થાય છે. અન્ય શ્રુતિ કહે છે કે एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः । પરમાત્મા સર્વ જીવોના અન્તરાત્મા છે તથા બાહ્ય એઓ અસંગ છે તથા જીવોનાં દુઃખોથી અલિપ્ત છે. તેથી શ્રુતિ અને સ્મૃતિરૂપ ઉભય હેતુથી પરમેશ્વરને જીવોનાં દુઃખોનો ભોગ નથી એ સિદ્ધ થાય છે.

અહિં પૂર્વપક્ષી આ પ્રકારે શંકા કરશે કે જો એક જ આત્મા સર્વ ભૂતમાત્રના અન્તરાત્મા છે તો લૌકિક અને વૈદિક અનુજ્ઞા તથા પરિહાર (નિષેધ) કેવી રીતે ઉત્પન્ન થઇ શકે ? એના ઉત્તરમાં એવું જણાવવામાં આવે કે જીવો ઇશ્વરના અંશરૂપ કહ્યા છે તેથી જેમ અગ્નિના વિસ્ફુલિંગો સર્વે પૃથક્ પૃથક્ હોય છે તેમ એ અંશો પૃથક્ પૃથક્ થવાથી તેમને લઇને કોઇને અનુજ્ઞા અને કોઇને પરિહાર કરવામાં આવી શકે તો પછી શંકાનો વિષય શો છે. તો એ ઉત્તર યોગ્ય નથી. કારણ કે અભેદ પ્રતિપાદન કરનાર શ્રુતિઓ જીવ અંશરૂપ નથી એમ પણ પ્રતિપાદન કરે છે. तत्सृष्ट्वा तदेवानुप्राविशत् તેને સર્જીને તેમાં જ પરમેશ્વરે જીવરૂપે પ્રવેશ કર્યો, नान्योऽतोऽस्ति द्रष्टा પરમાત્માથી અતિરિક્ત કોઇ દ્રષ્ટા નથી, मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति જે અહિં જરા પણ ભેદને જુએ છે તે મૃત્યુરૂપ સંસારને પામે છે, तत्त्वमसि તું તે છે, अहं ब्रह्मास्मि હું બ્રહ્મરૂપ છું, ઇત્યાદિ શ્રુતિઓ અવિકૃત પરમાત્મા જ જીવરૂપ છે એટલે કે પરમાત્માથી જીવ અભિન્ન છે એમ પ્રતિપાદન કરે છે.

આની સામે એવું કહેવામાં આવે કે શ્રુતિમાં ભેદ તથા અભેદ બંનેનું પ્રતિપાદન છે તેથી જીવો અંશરૂપ છે એ સિદ્ધ થાય છે, તો પૂર્વપક્ષી કહે છે કે એ પણ યોગ્ય નથી. જો શ્રુતિમાં ભેદ અને અભેદ બંને પ્રતિપાદ્ય એમ તો આ સાચું ઠરે, જીવો અંશરૂપ છે એમ બંને શ્રુતિથી સિદ્ધ થાય. પણ શ્રુતિમાં તો અભેદ જ માત્ર પ્રતિપાદ્ય છે કારણ કે જીવો બ્રહ્મરૂપ છે એ જ્ઞાન થયે જ પુરુષાર્થની–મોક્ષની સિદ્ધિ થાય છે. ભેદ એ સ્વભાવપ્રાપ્ત છે અને તેનો તો અનુવાદ માત્ર કરવામાં આવે છે.

વળી બ્રહ્મ નિરવયવ છે તેથી જીવ તેનો મુખ્યાર્થમાં અંશરૂપ થઇ શકે તેમ નથી. તેથી એક પરમાત્મા જ સર્વે ભૂતોના અંતરાત્મારૂપ થઇ જીવરૂપે સ્થિત થયા છે એ સિદ્ધ છે અને તેમ થતાં લૌકિક વૈદિક અનુજ્ઞા અને પરિહારની ઉપપત્તિ કરવી ઘટે છે.

આ શંકા પ્રાપ્ત થતાં શ્રી સૂત્રકાર ઉત્તર આપે છે.

अनुज्ञापरिहारौ देहसम्बन्धाज्ज्योतिरादिवत् ॥ ४८ ॥

સૂત્રાર્થઃ—આત્માનું ઐક્ય છતાં દેહના સંબંધને લીધે અગ્નિની માફક અનુજ્ઞા અને પરિહાર ઉત્પન્ન થઇ શકે છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે ऋतौ भार्यामुपेयात्–ઋતુના સમયમાં સ્રીસંસર્ગ કરવો એ શાસ્ત્રીય અનુજ્ઞા છે; गुर्वङ्गनां नोपगच्छेत्–ગુરુપત્નીના સંબંધથી દૂર રહેવું એ શાસ્ત્રીય પરિહાર નિષેધ છે; अग्नि षोमीयं पशुं सञ्ज्ञपयेत्–અગ્નિષોમીય પશુનું સમાલંભન કરવું એ વૈદિક અનુજ્ઞા છે; मा हिंस्यात् सर्वा भूतानि–પ્રાણીમાત્રની હિંસા ન કરવી એ વૈદિક પરિહાર છે. તેમજ મિત્રનું ઉપસેવન કરવું અને શત્રુનો પરિહાર કરવો એ અનુક્રમે લૌકિક અનુજ્ઞા અને પરિહાર છે. આ પ્રકારના સ્માર્ત, શ્રૌત અને લૌકિક અનુજ્ઞા અને પરિહાર, આત્મા વસ્તુતઃ એક છતાં, આત્માના દેહોસાથેના સંબંધને લીધે ઉપપન્ન થાય છે. આ દેહાદિ સંઘાત તે હું છું એ પ્રકારની આત્માવિષેની વિપરીત પ્રત્યયની ઉત્પત્તિ તે આત્માનો દેહોસાથેનો સંબંધ છે. આવી ભ્રાન્તિ સર્વે પ્રાણીઓમાં દેખાય છે. હું જાઉં છું, હું આવું છું, હું અંધ છું. હું દેખતો છું. હું મૂઢ છું. હું અમૂઢ છું ઇત્યાદિ પ્રકારના પ્રત્યયો સર્વે પ્રાણીઓને થાય છે એ સ્પષ્ટ છે. આ પ્રકારની ભ્રાન્તિરૂપ પ્રતીતિને

નિવારણ કરનાર સમ્યગ્ જ્ઞાનથી અતિરિક્ત કોઇ સાધન નથી. સમ્યગ્ જ્ઞાન જ્યાં સુધી થયું નથી ત્યાર પૂર્વે આવી ભ્રાન્તિ સર્વ પ્રાણીઓમાં સામાન્ય ભોગવી રહેલી છે. તેથી આ પ્રકારનો, અવિદ્યાને લઇને થયેલો, આત્માનો દેહાદિ ઉપાધિસાથેનો સંબંધ હોવાથી એને લીધે જીવોમાં નાનાત્વ થઇ રહે છે, વસ્તુતઃ આત્મૈકય છતાં જીવોમાં ભેદ થઇ રહે છે અને તેથી તેમને ઉદ્દેશી કરાતાં અનુજ્ઞા અને પરિહાર ઉપપન્ન છે.

આ નિયમથી તત્વજ્ઞ પુરુષને-સમ્યગ્ જ્ઞાન જેમણે સંપાદન કર્યું છે તેમને માટે અનુજ્ઞા અને પરિહાર વ્યર્થ થઇ રહેશે એમ કહો તો તે સાચું છે. એ દોષની પ્રાપ્તિ નથી પણ ઇષ્ટની જ પ્રાપ્તિ છે. કારણ કે તત્વજ્ઞ પુરુષ કૃતાર્થ થયા છે અને તેથી તે નિયોજ્ય રહેતા નથી. જે જે નિયોજ્ય છે તેનો હેય તથા ઉપાદેય પદાર્થમાં શાસ્ત્ર તથા લોક નિયોગ કરે છે. આત્માથી અતિરિક્ત હેય વા ઉપાદેય કોઇ વસ્તુ છે જ નહિ એવું જેમને જ્ઞાન છે, આત્માથી અતિરિક્ત હેયોપાદેયના અસ્તિત્વનું જેમને અજ્ઞાન છે તે કેવી રીતે નિયોજ્ય થઇ શકે ? આત્માનો આત્મામાં નિયોગ થઇ શકે નહિ.

કર્મો દેહથી અતિરિક્ત આત્મા છે એ જ્ઞાનવાળો છે, છતાં પારલૌકિક ફળની પ્રાપ્તિ માટે જ્યોતિષ્ટોમાદિ કર્મવિધિનો તે નિયોજ્ય થઇ રહે છે તે જ પ્રમાણે બ્રહ્મવિદ્ પણ દેહથી આત્માના વ્યતિરેકનો જ્ઞાનવાળો છે છતાં એ નિયોજ્ય થઇ શકે એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે. કારણ કે કર્મીને જે દેહાત્માનો વિવેક છે તે પરોક્ષ વિવેક છે અને તે અપરોક્ષ ભ્રમનો વિરોધી નથી તેથી કર્મીને દેહથી અભેદભ્રમ છે અને તેથી દેહવિષે આત્માભિમાન તેને રહેલું છે અને તેથી તે નિયોજ્ય થઇ શકે છે. પણ બ્રહ્મવિદ્‌ને એમ નથી. તેને તો અપરોક્ષ વિવેક ઉદિત થયેલો છે તેથી અભેદભ્રમ નિવૃત્ત થયેલો છે. પ્રકારાન્તરે કહીએ તો આત્મા દેહાદિથી વ્યોમવત્ અસંહત છે એવું જેને જ્ઞાન નથી તેવો આત્મા પોતાને નિયોજ્ય માની શકે છે, તેને જ નિયોજ્યત્વનું અભિમાન થઇ શકે છે પણ દેહાદિથી પોતે અસંહત છે એવું જ્ઞાન જેને થયેલું છે તેવા કોઈને પણ નિયોગ દૃષ્ટ નથી તો આત્માનું ઐકય જેમના જાણવામાં આવી ગયું છે તેવા બ્રહ્મવિદ્‌ને નિયોગ નહિ હોય એમાં શું કહેવું ! અન્યરૂપે કહીએ તો કર્મીને સ્થૂળ દેહથી પોતાનો વ્યતિરેક જણાયો છે પણ સૂક્ષ્મ અને કારણ દેહથી પોતાનો ભેદ તેના જાણવામાં માનવામાં આવ્યો નથી તેથી એને નિયોજ્યપણાનું અભિમાન થાય છે, પણ બ્રહ્મવિદ્‌ને એ સર્વ દેહથી પોતાનું અસંહત્વ, પોતાનો ભેદ દૃઢપણે સિદ્ધ થયો છે અને તે આત્મામાત્રને જ જુએ છે તેથી તે કોઇનો નિયોજ્ય થઇ રહેતો નથી એ સ્પષ્ટ છે.

તત્વજ્ઞ જ્યારે કોઇ પ્રકારના નિયોગને અધીન નથી ત્યારે તેમની યથેષ્ટ ચેષ્ટા થઇ રહે અર્થાત્ વિહિતનિષિદ્ધ સર્વ કર્મમાં એમની પ્રવૃત્તિ થઇ શકે, અને તેનો તેને બાધ નહિ થાય. તાત્પર્ય કે તત્વજ્ઞ ગમે તેવું નિષિદ્ધ કર્મ કરનાર થઇ શકે, ગમે તેવો ક્રોધી લોભી દંભી આદિ પણ થઇ રહે. આવી શંકા થાય તો તે યોગ્ય નથી. કારણ કે કર્મમાત્રમાં અને ક્રોધી, લોભી ઇત્યાદિ સર્વ પ્રકારમાં અભિમાન જ કારણ છે. જેમનું અભિમાન ગલિત થયું છે તેમની પ્રવૃત્તિ જ થઇ શકતી નથી. જેને પ્રવૃત્તિ થાય છે તે સર્વમાં અભિમાન જ પ્રવર્તક છે. બ્રહ્મવિદ્‌નું અભિમાન સર્વતઃ ગલિત થયેલું છે તેથી તેમની કોઇ ક્રિયામાં પ્રવૃત્તિજ થઇ શકે તેમ નથી તેમ છે નિષિદ્ધ કર્મમાં થાય એ અસંભવ છે. બ્રહ્મવિદ્ જ્યારે પોતાની આરબ્ધ દશામાં

દૂર રહે છે અર્થાત્ ભેદાગતરૂપ વ્યુત્થાનને સેવે છે અને તેથી આત્માથી અતિરિક્ત પદાર્થને જુએ છે ત્યારે તેમને અભિમાનનો આભાસ ઉદય થાય છે. અને ત્યારે એમની પ્રવૃત્તિ થઈ શકે છે. પણ એમને સાધક દશામાંથી જ નિષિદ્ધ કર્મનો સર્વાંશે ત્યાગ થઈ ગયો છે, અને સર્વ દુર્ગુણનો જય થઇ ગયો છે તેથી એ અભિમાનાભાસ સ્ફુરે ત્યારે પણ નિષિદ્ધ કર્મમાં અને દુરાચારમાં પ્રવર્તક અભિમાનાભાસ સ્ફુરવાનો અસંભવ છે. તેથી બ્રહ્મવિદ્ જ્યારે ઐક્યનો અનુભવ કરી રહેલા હોય છે ત્યારે અને જ્યારે દ્વૈતના આભાસને જોઇ રહ્યા હોય છે ત્યારે સર્વ દશામાં યથેષ્ટાચરણની પ્રાપ્તિ એમનામાં આવતી નથી.

આ પ્રમાણે દેહોના સંબંધને લીધે અનુજ્ઞા અને પરિહારની ઉપપત્તિ થઇ રહે છે. તેમાં નિદર્શન અગ્નિ આદિ છે. અગ્નિ એક છે છતાં સ્મશાનાગ્નિ અશુચિ હોવાથી તેનો પરિહાર કરવામાં આવે છે અને યજ્ઞશાળાના અગ્નિનું વંદન કરવામાં આવે છે. એક જ સવિતાનો પ્રકાશ છતાં અપવિત્ર દેશમાં પડેલા એ પ્રકાશનો પરિહાર કરાય છે અને પવિત્ર પ્રદેશમાંના પ્રકાશનું સેવન થાય છે. પાર્થિવ પદાર્થોરૂપ વજ્ર, વૈદૂર્ય આદિનું કારણ કરાય છે. અને પાર્થિવ છતાં પણ મનુષ્યકલેવર આદિનો પરિહાર કરાય છે. ગાયોનાં મૂત્રપુરીષનું ગ્રહણ કરાય છે કેમકે તે પવિત્ર છે અને અન્ય જાતિનાં પ્રાણીના એ પદાર્થોનો પરિહાર કરાય છે કેમકે તે પવિત્ર નથી. આ જ પ્રમાણે આત્મા એક છતાં દેહોના સંબંધને લીધે અનુજ્ઞા તથા પરિહાર ઉપપન્ન થઇ રહે છે.

(અપૂર્ણ.)

---

**ઉચ્ચ પ્રકારનું જીવન ગાળો.** જો હાલ તત્કાલ તમારા સ્થૂલ જીવનમાં એ પ્રકારે તમે ન રહી શકો એમ હોય, તો તમારી કલ્પનાની સૃષ્ટિમાં મનોમય રીતે ઉચ્ચ પ્રકારનું જીવન ગાળો.

આમ કરતાં સ્મરણમાં રાખજો કે તમારી કલ્પનાની સૃષ્ટિમાં જેનું સતત ચિત્ર રચાયેલું રહે છે, તમારા મનવડે જેને અખંડ તમારા માનસપ્રદેશમાં ચિંતનવડે સૂક્ષ્મરૂપે જોયા કરો છો, તે જ વસ્તુ સમય જતાં યોગ્યકાળે, તમારા સ્થૂલ જીવનમાં સ્થૂલરૂપે પ્રત્યક્ષ થતી જણાશે—જે હાલ કલ્પિત રૂપે છે, તે સત્યરૂપે થઇ રહેશે.

તેથી વર્તમાન સમયમાં તમારી કેવી સ્થિતિ છે, તમે કેવી પદવી ઉપર છો અથવા તમારા શા હાલ છે તેનો વિચાર કર્યાવિના તમારો મુખ્ય ઉદ્દેશ તો એ જ હોવો જોઇએ કે ઉચ્ચ પ્રકારનું જીવન ગાળવું. અને એ ઉચ્ચ જીવન વિચારમાં, આચાર—ક્રિયામાં, પોતાના સ્વત્વ (Personality) માં અને પોતાના અંતરતમ આત્માના પ્રદેશમાં—એમ સર્વ સ્થળે ગળાતું જાઇએ—સ્વલ્પમાં, તમારા સમગ્ર અંશમાં ઉચ્ચ જીવન ગળાતું હોવું જોઇએ. એમ થતાં તમારૂં ભાવિ એક મોટામાં મોટા આશ્ચર્યરૂપ જ થઇ રહેશે.

---

# ઉત્તમ પુરુષોની પ્રજા ઘણી વખતે સામાન્ય પ્રકારની હોય છે તેનું શું કારણ?



એ ઘણી જગાએ જોવામાં આવે છે કે મહાન્ પુરુષો અને મહાન્ સ્ત્રીઓની પ્રજા તેમના જેવી જ મહા સામર્થ્યવાળી થઇ નથી, તેમ હોતી નથી. જ્યારે બીજી બાજુએ 'બાપ તેવા બેટા' એ વચન પ્રસિદ્ધ છે ત્યારે એ વાતો એક રહસ્ય રૂપ જણાઈ પ્રશ્નને પ્રકટાવનાર થઈ પડે છે.

પરંતુ જ્યારે આપણે સર્જન શક્તિના નિયમોના તથા તેના સ્વભાવના સ્વરૂપને જાણીએ છીએ, ત્યારે એ વિષયમાં ઉપરઉપરથી જોનારને જે અગમ્યસરખું કે રહસ્યજેવું જણાય છે તે અદૃશ્ય થઇ જાય છે. અને ત્યારે સમર્થ પુરુષોની પ્રજા તેવી જ ન હોય એ સંભવિત છે, એ સ્પષ્ટ જણાય છે. અને તેની સાથે તેવા મહાન્ પુરુષોને તેમના કરતાં પણ વિશેષ સામર્થ્યવાળી પ્રજા કેવી રીતે થાય એ પણ જણાઇ આવે એમ છે.

મનુષ્યશરીરમાં એક સવિશેષ સામર્થ્ય રહ્યું છે કે જેને આપણે સર્જનશક્તિ કહીએ છીએ. તેનું એક કાર્ય સર્જવાનું છે, અર્થાત્ તે ઉત્પન્ન કરવાની ક્રિયાને કહે છે. અને મનુષ્યથી જ કરી શકાય એવું કાંઇ પણ ઉત્પન્ન કરવાનું તેનામાં કુદરતી સામર્થ્ય છે. તેના મૂળતત્ત્વમાં આ સામર્થ્યમાં કંઇ સવિશેષ સર્જવાનું સામર્થ્ય હોતું નથી પરંતુ તેના મૂળ તત્ત્વમાંથી આ સામર્થ્ય જૂદું પડે છે, અને મનુષ્યના શરીર કે જ્યાં સર્જનકાર્ય ચાલ્યા કરતું હોય છે, તેના પ્રત્યેક ભાગમાં જતું રહે છે.

એ બળનો અમુક ભાગ મનમાં જાય છે, બીજો ભાગ અથવા અંશ શરીરમાં પ્રસરે છે, અને શરીરમાં પુનઃ તે બે વિભાગમાં વહેંચાઇ જાય છે. તેમનો એક ભાગ પ્રજનનેન્દ્રિયમાં જાય છે, અને બીજો ભાગ શરીરનાં પુરો (cells) નું પુનરંરચન કરવામાં જાય છે.

પ્રજનનેન્દ્રિયમાંથી જતા આ બળને મનુષ્યજાતિ રચવાનું સામર્થ્ય છે, જ્યારે પુટરચનના પ્રદેશમાં જતા એ બળને પોતાના શરીરને જ પુનઃ પુનઃ રચ્યા કરવાનું સામર્થ્ય હોય છે.

એ એક પ્રસિદ્ધ વાર્તા છે કે સમગ્ર સ્થૂલ શરીર નવથી દશ મહિનામાં કેવલ નવીન રૂપમાં રચાઈ જાય છે. અને તેમ થવામાં આ સર્જનસામર્થ્ય જ કારણરૂપ છે કે જે શરીરમાં જઇને તેના અખંડ પુનરંરચન અથવા પુનરુત્પત્તિને કર્યા કરે છે. હવે જ્યારે આ શરીરના નવીકરણ (Renowing) ને અટકાવનાર મનના સૂક્ષ્મ વ્યાપારો આ બળની આડે આવે છે, ત્યારે શરીરના પરમાણુસમૂહમાં શુષ્કતા પ્રકટે છે અને તેથી વૃદ્ધાવસ્થા આવે છે. આથી સ્પષ્ટ થાય છે કે જેને આપણે વૃદ્ધાવસ્થા કહીએ છીએ તે વસ્તુતઃ કૃત્રિમ છે, અને માનસિક નિયમોના ભંગથી જ તે પ્રકટે છે.

આ સર્જનસામર્થ્ય મનમાં જઇને અનેક વિભાગોમાં વહેંચાઇ જાય છે. પ્રત્યેક બુદ્ધિ શક્તિ, અને ઇતર શક્તિઓ એમાંથી અમુક અંશને મેળવે છે. કલ્પનાશક્તિમાં જઇને આ જ બળ કલ્પનાની ક્રિયાને કરે છે, અને મનની અદ્ભુત ચિત્રશાળામાં નવીન માનસ ચિત્રોને સર્જે છે, એ જ બળ વિદ્યાવિષયક (Literary) બુદ્ધિ શક્તિમાં રહીને ગ્રંથો રચે છે, અને સંગીતવિદ્યાની શક્તિમાં જઇને તે નવીન કાવ્યોને રચે છે. ચિત્રકલાની બુદ્ધિમાં પ્રવેશીને તે ચિત્રો ચિતરે છે, અને શોધક તથા નિર્માતા (constructive) બુદ્ધિવડે તે જ બળ યંત્રો બનાવે છે. સૂક્ષ્મબુદ્ધિશક્તિ (Intelligence)માં પ્રવેશીને તે વિચાર કરવાની પદ્ધતિને રચે છે, અને આચારમાં મૂકવામાં આવતી શક્તિઓવડે, પ્રત્યક્ષ પરિણામો લાવવાની પદ્ધતિને ઘડે છે.

શરીરના અથવા મનના કોઇ પણ ભાગમાં જ્યાં કંઈ પણ બાંધવાનું, ઘડવાનું, પાયો નાંખવાનું, કંઈ રૂપ આપવાનું કે સરજવાનું હોય છે, ત્યાં આ સર્જનસામર્થ્ય પોતાની વિવિધ કળારૂપે રહીને તે કાર્ય કરે છે. તેથી તેના સ્વભાવ અને તેના નિયમોનું યથાર્થ જ્ઞાન પામવું અત્યંત આવશ્યક છે.

આપણે કહી ગયા કે આ બળ તેની મૂળ સ્થિતિમાંથી આગળ વધતાં જૂદું પડી જાય છે અને શરીરમાં જ્યાં જ્યાં સર્જનકાર્ય રહેલું હોય છે તે સર્વ પ્રદેશમાં જાય છે. પરંતુ પ્રત્યેક સર્જનવ્યાપાર સ્વતંત્રપણે કેટલું બળ ગ્રહણ કરે છે એનો નિર્ણય શી રીતે થાય ? આપણે એટલું જાણીએ છીએ કે બધા સરખા જ પ્રમાણમાં તેને ગ્રહણ કરતા નથી.

કલ્પકશક્તિ (Inventive genias શોધક બુદ્ધિ) ના મનમાં, કલ્પનાશક્તિ, નિર્માતા શક્તિ, (construction) અને અપૂર્વતા (Originality) એ ત્રણ શક્તિઓ, તેના શરીરમાં જે સર્જન બળ ઉત્પન્ન થાય છે તેનો પોણો ભાગ લઇ લે છે. તેથી તેવા પુરુષના મનની બીજી શક્તિઓ લગભગ એમને એમ સુપ્ત પડી રહે છે, આ વાત સત્ય છે એમ સર્વ જાણે છે.

લગભગ દરેક પ્રતિભાસંપન્ન (Genius) પુરુષ એક દેશી—એક બાબતના—જ્ઞાનવાળા હોય છે. કેમકે તેના સર્જનસામર્થ્યનો મોટો ભાગ એક જ પ્રકારની શક્તિના સમુદાયપ્રતિ જતો હોય છે.

વ્યાપારીવર્ગના ઘણા મનુષ્યો કલાવિદ્યા અને સંગીતવિષયક જ્ઞાનમાં કેવલ અજ્ઞાનસરખા હોય છે. જ્યારે આપણામાંના કેટલાક સર્વોત્તમ લેખકો અને કવિઓને વ્યાપારી શાખાનું જ્ઞાન બિલકુલ હોતું નથી. એનું કારણ એ જ છે કે તેમનું સર્જનસામર્થ્ય લગભગ એક જ શક્તિમાં જતું હોય છે. અને તેથી બીજી શક્તિઓ દુર્બલ રહી ગઇ હોય છે.

જે મનુષ્યો મોટેભાગે માનસિક કાર્ય કરનારા છે તેઓ ભાગ્યે જ શરીરે બલવાન હોય છે અને સર્વોત્કૃષ્ટ કેળવણી પામેલા મનુષ્યો ઘણેભાગે દુર્બલ શરીરમાં જ પડ્યા રહેનાર હોય છે. કેટલાક વૃદ્ધો કહે છે કે 'બુદ્ધિમાં વધ્યા તેમ બળમાં ઘટ્યા,' તેનું કારણ એ જ છે કે સર્જનસામર્થ્યનો ઘણો ભાગ મનની અંદર જ ચાલ્યો જાય છે, અને શરીરને પૂરતા પ્રમાણમાં મળતું નથી. આ પ્રમાણે થવામાં કારણ બીજું કશું જ નથી, પરંતુ સર્જનસામર્થ્યને પૂરતા પ્રમાણમાં—વધારવાનું અને હાલ તે જેટલું આપણને પ્રાપ્ત છે તેને બધામાં યોગ્ય પ્રકારથી કેવી રીતે વહેંચવું એ જ્ઞાન આપણે શીખ્યા નથી.

આપણને જણાય છે કે અત્યંત બુદ્ધિવાળાં સ્ત્રીપુરુષોને બાળકો ઓછા પ્રમાણમાં હોય છે, અને જેમને બુદ્ધિ નથી, જેમને બુદ્ધિનો લેશ પણ ઉપયોગ નથી એવા વર્ગમાં વધારે પ્રમાણમાં પ્રજા હોય છે. અલબત્ત જો કે તેમાં અપવાદો હોય છે, પરંતુ જ્યારે તે અપવાદનું કારણ સમજાય છે ત્યારે જે સંબંધી હાલ આપણે વિચાર કરીએ છીએ, તેના જ વિશેષ પૂરાવારૂપે તે કારણો થઈ પડતાં હોય છે.

જે મનુષ્યો બહુ બુદ્ધિમાન્ હોય છે, અને જેમનો મનની સાથે જ લગભગ બધો વખત સંબંધ હોય છે, તેઓ તેમના સર્જનસામર્થ્યનો માનસ કાર્યોમાં એટલો બધો ઉપયોગ કરે છે કે તેઓની પ્રજનનશક્તિ બહુ જ ન્યૂન પ્રમાણમાં પોષાતી હોય છે. અને તેથી પ્રજાનો બહુ ઓછો સંભવ હોય છે અથવા કેટલાકને બિલકુલ સંભવ પણ નથી હોતો.

સાથે સાથે એ કહેવું જોઇએ કે અત્યંત બુદ્ધિમાન્ થવું અને ઉત્તમ કેળવણી પામવી અને તેની જોડે ઉત્તમ પ્રકારની અધિક પ્રજા થવી એ અસંભવસરખું છે.

મનવડે ધ્યાન આપવાથી જ, વિવિધ પ્રકારની સર્જનઇન્દ્રિયોમાં, સર્જનસામર્થ્યની ઘટિત વ્યવસ્થાથી વહેંચણી થઇ શકે છે. માનસિકરીતે જે જે સ્થાનમાં તમે રહો છો, ત્યાં સ્વભાવથી જ સર્જનસામર્થ્યનો વધારેમાં વધારે પ્રવાહ વળે છે અને જે ઇન્દ્રિયમાં એ પ્રવાહ વધારે પ્રમાણથી વધે છે, તે ઇન્દ્રિયનું કાર્ય સર્વોત્તમ પ્રકારે ફળને ઉપજાવે છે.

એ ખરૂં છે કે મોટામાં મોટું કાર્ય, એ બન્ને વધારેમાં વધારે પ્રમાણમાં આકર્ષી લે છે, પરંતુ એ કંઈ તેના ઉપરના દેખાતા કદના પ્રમાણસાથે સંબંધ ધરાવતું નથી. જે શક્તિ અને ઇન્દ્રિયના વ્યાપારો વિશાલ, તે શક્તિ અને વ્યાપારોમાં સ્વભાવથી જ મનનો અધિક લક્ષ અપાય છે. અને જેમ જેમ અધિક લક્ષ અપાય છે, તેમ તેમ તે અધિક અને અધિક બળને આકર્ષે છે. બુદ્ધિના પ્રમાણમાં તે બળ આકર્ષાતું નથી. પરંતુ તે બુદ્ધિમાં જેટલો વેગ પ્રકટાવવામાં આવે છે તેના પ્રમાણમાં તેના પ્રતિ બળ આકર્ષાય છે. અને જ્યાં વધારેમાં વધારે માનસિક લક્ષ એકાગ્ર થયું હોય છે, ત્યાં જ વેગની તીવ્રતા નિરંતર પ્રકટે છે.

મનુષ્ય તેના લક્ષ અથવા ધ્યાનને ગમે ત્યાં વાળી શકે છે, અને તેથી તમે ગમે ત્યાં તમારા બળના પ્રમાણને વધારી શકો એમ છે.

પ્રસિદ્ધ પુરુષો એટલા માટે જ પ્રસિદ્ધ થઇ શક્યા છે કે તેમનામાં બહુ વિરલ એવા ઉત્તમ માનસ સદ્‌ગુણો પ્રકટ્યા છે. અને તેથી તેઓ સામાન્ય મનુષ્યોકરતાં ઘણાં મહાન્ કાર્યો કરી શકે એમ છે. તેમનાં મન વિશાલ અને બલવાન્ હોય છે, અને તેઓ અજ્ઞાતપણે પણ તેમની પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિશક્તિના પ્રદેશમાં રમ્યા કરતા હોય છે, અને તેથી કરીને જે વડે તેમની એ પ્રતિભાશક્તિ ( Genius ) આવિષ્કારને પામે છે એવા પ્રકારની મનની શક્તિઓ તથા મનના વ્યાપારના સમુદાયમાં સ્વાભાવિક રીતે જ તેઓ તેમના સમગ્ર ધ્યાનને પરોવતા હોય છે. પરિણામ એ આવે છે કે તેમના શરીરમાં પ્રકટતા સર્જનસામર્થ્યનું બે તૃતીયાંશથી નવ દશાંશ બળ એ માનસશક્તિઓમાં વપરાય છે.

તેઓનું સર્જન સામર્થ્ય માનસિક સૃષ્ટિમાં જ સર્વાંશે રચી રહ્યું હોવાને લીધે તેમનું પ્રજનનસામર્થ્ય ઉત્તમ સર્જન ( creation ) કરવાને અસમર્થસરખું થયું હોય છે. અને તેથી તેમની પ્રજા હલકા પ્રકારની થાય છે. હલકું સામર્થ્ય ઉત્કૃષ્ટ સર્જન કરી શકતું નથી. દુર્બળતામાંથી કંઇ બળ પ્રકટતું નથી, તેમ સામાન્ય અથવા ક્ષુદ્ર કારણમાંથી આશ્ચર્યજનક કાર્ય પ્રકટતું નથી.

આ ઉપરથી સ્પષ્ટ થાય એમ છે કે સજાતીયમાંથી સજાતીય પ્રકટે છે. ઉત્તમ પ્રકારના પિતાને નિકૃષ્ટ પ્રજા ઉત્પન્ન થવામાં તેમણે તે બાલકની ઉત્પત્તિ થવામાં નિકૃષ્ટ પ્રકારનું સર્જનસામર્થ્ય વાપર્યું હોય છે. તેનામાં જે ઉત્કૃષ્ટતા હતી તેનો તેણે પોતાની બુદ્ધિશક્તિમાં પ્રતિભાશક્તિમાં, અને તેના કાર્યમાં વ્યય કર્યો છે, અને બાલકને જ તેણે નિકૃષ્ટતા અર્પી છે. અને તેમ થવાથી સજાતીયે સજાતીયને પ્રકટાવ્યું હોય છે.

જેમણે સમર્થ પ્રજાને ઉત્પન્ન કરવી છે તેમણે ત્રણ મુખ્ય વસ્તુઓને પૂરી પાડવી જોઇએ.

સ્ત્રીપુરુષની વચ્ચે બલવાન્ અને તીવ્ર વેગમય શુદ્ધ સ્નેહ હોવો જોઇએ, અને તેમાં પણ ગર્ભાધારણસમયે તો તે ભાવની પરાકાષ્ઠા હોવી જોઇએ, બીજું ઉભયમાં તે સમયે સર્જનસામર્થ્યો બલવાન્ હોવાં જોઇએ, અને ત્રીજું ઉભયનાં મનમાં ઉચ્ચતા તથા મહત્તાની ભાવના અથવા ભાન ( consciousness ) હોવું જોઇએ.

પૂર્વેના અનેક પ્રસંગો વિચારતાં જણાય છે કે જે પ્રથમ બાલક હોય છે, તેમાં માતાપિતાનું અધિક ઐશ્વર્ય ઉતરી આવ્યું હોય છે. અને તેનો હેતુ એ જ કે તે ઉભયનો આરંભમાં તૈલધારાવત્ પ્રેમ વહેતો હોય છે, અને તેના પરિણામે તેમના સર્વોત્કૃષ્ટ સર્જનસામર્થ્યનો તે પિંડ રચાયો હોય છે, એ પ્રજા સંકુચિત પ્રેમના પરિણામવાળી નથી, પણ પ્રફુલ્લ અને પૂર્ણ અંશવાળા તથા અરોધ્ય પ્રેમના પરિણામવાળી છે, અને તેથી તેને ઉત્કૃષ્ટ થવામાં બીજું કોઇ કારણ નથી, પરંતુ તે વાસ્તવ પ્રેમની ઉત્પત્તિ છે, એ જ છે. આરંભમાં દંપતીસ્નેહ વિલક્ષણ બળવાળો, પરસ્પરમાં તીવ્ર વેગને અર્પનારો અને વિશુદ્ધ હોય છે, અને આરંભમાં કોઇને કોઇના સ્નેહમાં વિક્ષેપ કરવાનો પ્રસંગ ન આવ્યો હોવાથી તે અદ્વિતીય રૂપમાં ઉભયમાં ઉભયને માટે વહેતો હોય છે.

પરંતુ કેવલ આ યથાર્થ પ્રેમ જ તેમનાં બાલકોને અદ્વિતીય અથવા સમર્થ બનાવવાને સમર્થ હતો અથવા છે એમ નથી. તે સમયે એક બાલકને પૂરતું થાય તેના પ્રમાણમાં અને તેથી પણ અધિક પ્રમાણમાં સર્જનસામર્થ્ય તે દંપતીમાં હોય છે.

એ ખરૂં છે કે એવા અનેક સમર્થ પુરુષો થઇ ગયા અને હશે કે જે પ્રથમ પ્રજારૂપ ન હોય, અને તેમ છતાં તે મહાસમર્થ હોય, પરંતુ જો સત્ય જાણવામાં આવે તો એ સ્પષ્ટ થશે કે તેમનું ગર્ભાધાન કોઈ અસામાન્ય પ્રકારનું જ હોવાનું. કાં તો પૂર્વે કહ્યા તેવા પ્રકારના પ્રેમનો પુનઃ વેગ પ્રકટયો હોય અથવા સર્જનસામર્થ્યની પુષ્કલતા હોય, અથવા દંપતીની વા ઉભયમાંથી એકના અંતઃકરણની તે કાલે અત્યંત દિવ્યકલા હોય, વા આ સર્વ કારણો એકઠાં થયાં હોય. મૂલ સ્થિતિની સાથે માતાપિતાની સ્થિતિનો પણ સારો અથવા હલકો પરિણામ થવામાં સંબંધ હોય છે, તેમ છતાં પણ ગર્ભાધાનસમયની સ્થિતિઉપર મુખ્ય આધાર રહેલો છે.

બાળકની મૂળ ઉત્પત્તિના કારણની યોગ્યતા થવાનાં આ ત્રણે તત્ત્વોને પ્રત્યેક દંપતી પૂરાં પાડી શકે એમ છે. એ દંપતીની પોતાની જે સ્થિતિ હોય તેના કરતાં પણ આ ત્રણ તત્ત્વોને ઉત્તમ પ્રકારનાં કરવાથી તેમની પ્રજાને તેઓ તેમના પોતાના કરતાં વધારે સારી સ્થિતિમાં મૂકવાને સમર્થ થાય છે.

સજાતીય સજાતીયને ઉત્પન્ન કરે છે (Like produces like) એ નિયમે માતાપિતાને તેમના કરતાં તેમની પ્રજા વધારે સારી થાય એ આશ્ચર્યકારક લાગે, પરંતુ જ્યારે તમે જાણો છો કે તમારી પ્રજા કંઇ તમારૂં જ પ્રતિસર્જન (Reproduction) નથી, પરંતુ તમારા પ્રેમનું તમારા સર્જનસામર્થ્યનું તથા તે બાળકને સરજવામાં જે દ્રવ્યનો તમે ઉપયોગ કર્યો છે તેનું એ સર્જન છે, ત્યારે આ દેખીતી અશક્યતા અદૃશ્ય થાય છે.

સર્વે જાણે છીએ કે જ્યારે પ્રેમની વૃદ્ધિને કરનારી સ્થિતિ અથવા પરિવેષ્ટન પ્રાપ્ત થાય છે ત્યારે તે પ્રેમ અમર્યાદ પ્રમાણમાં વધે છે, અને ત્યારે મનુષ્યની લાગણીના નિરોધવડે શરીરના સઘળા સર્જનસામર્થ્યને પ્રજનનસાધનપ્રતિ વાળી શકાય છે. તેમ જ મનુષ્યના મનની નિત્યની સામાન્ય સ્થિતિકરતાં તે પ્રસંગે ઉત્તમ પ્રકારની સ્થિતિમાં પણ પ્રવેશી શકે છે, એ તેનું જાણીતું છે. તેથી તે કાલે જો તેનો કોઇ અલૌકિક સ્થિતિમાં પ્રવેશ થઈ જાય છે, અને સહજ યત્નથી તેમ કરી શકાય છે—કેમકે તેમ થવાના અનેક હેતુઓ તે કાલે વિદ્યમાન હોય છે—તો તે પ્રજા માતાપિતાકરતાં વિલક્ષણ સામર્થ્યવાળી થઇ શકે છે અને તેથી કરીને મનુષ્યની પોતાની સ્થિતિકરતાં અધિક ઉત્તમ પ્રકારની પ્રજા થવી અશક્ય નથી.

આ પ્રકારે મનુષ્ય થોડા સમયને માટે પોતાના મનની સામાન્ય સ્થિતિકરતાં વિશેષ ઉત્તમ પ્રકારની સ્થિતિને તે પ્રકટાવી શકે છે. અને તે પણ ઘણી વખતે મનુષ્ય પોતાની જે સર્વોત્તમ સ્થિતિને અનુભવતો હોય તેના કરતાં પણ કોઇ વિલક્ષણ સર્વોત્તમતાનો તે ક્વચિત્ અનુભવ કરી શકે છે. અને એવી વિલક્ષણ સર્વોત્તમતાના સમયે જ અદ્ભુત સામર્થ્યમય અથવા પ્રતિભાપ્રતિભાસંપન્ન પ્રજા ઉત્પન્ન થાય છે. તમારા કાર્યમાં તમે સર્જનસામર્થ્યને ભલે ગમે તેટલું વાપરો, પરંતુ પ્રજનનકાર્યમાં તમારા સઘળા સામર્થ્યના પ્રવાહને વાળીને તમારી પ્રજાને પ્રતિભાસંપન્ન થવાને યોગ્ય કરી શકો એમ છે.

તમારા નિત્યના કાર્યને થોડા દિવસ અટકાવીને તમારા સઘળા સર્જનસામર્થ્યને આ પ્રજનનસાધનપ્રતિ સુગમપણે વાળી શકો એમ છે. અને ત્યારે તમે જાણો છો કે એ પ્રમાણે કરવાથી તમારા કરતાં પણ અધિક પ્રતિભાસંપન્ન પ્રજા થાય છે ત્યારે તો ખુશીથી અને સહજમાં તેમ કરી શકો એમ છે.

તમારા મનને અલૌકિક ઉચ્ચતાનું ભાન થાય તેવા પ્રકારે તમારા મનને થોડા દિવસપર્યંત સરળપણે યોજી શકો એમ છે, અને જ્યારે તમે જાણો છો કે એથી એ ઉચ્ચતા તમારી ભવિષ્યની પ્રજામાં તમે ઉતારી શકો એમ છે, ત્યારે તમે ખુશીથી અને સહજમાં તે પ્રમાણે કરી શકો છો.

કેટલોક સમય, તમે બીજા સઘળા પ્રેમને, બીજી વિષયવૃત્તિની મોહવૃત્તિને અને બીજી ઇચ્છાઓને સરલપણે મૂકી દો એમ છે, અને તમારા અર્પણપ્રતિ જ

તમારા હૃદય તથા આત્માને સમર્પી શકો એમ છે. તેમાં પણ તમે જાણો છો કે એ પ્રકારે વર્તવાથી પ્રકટ થયેલો દિવ્યાગ્નિ માતાપિતાના સઘળા મલિન સત્વને બાળીને પ્રજનનવિધિમાટે કેવળ શુદ્ધ કરી મૂકે છે, ત્યારે તમે ખુશીથી અને સહજમાં તે કાર્ય કરી શકો એમ છે.

ઉચ્ચ જ્વલંત અને જીવંત પ્રેમ, બલવાન્ સર્જનસામર્થ્યો, અને બને તેટલી ઉચ્ચતાનું સર્વોત્તમ ભાન પ્રકટાવો, અને પ્રજનનકાર્યમાં એ સર્વ યોજો, અને તમને તમારા કરતાં પણ સમર્થ બાલક પ્રાપ્ત થશે.

ગર્ભાધાનથી બાલકના જન્મપર્યંત માતાએ પોતાના સર્જનસામર્થ્યનો વિશેષ અંશ તે બાલકને આપવો જોઇએ, અને તેણે ઉચ્ચ ચિંતનને સેવવું જોઇએ. તેણે કદા ઉપર તિરસ્કાર કે ક્રોધ ન દર્શાવતાં સર્વપ્રતિ સ્નેહમય ભાવ જ સેવ્યા કરવો જોઇએ, અને સર્વ કોઇ તેના પ્રતિ પ્રીતિ રાખે એવી જ ક્રિયા તેણે કરવી જોઇએ. અને તેમ થતાં મૂળ સર્જનવિધિની ક્રિયાને બળ આપી તે એથી પણ વિશેષ સામર્થ્યવાળા બાળકને પ્રકટાવશે.

માતાપિતા સમર્થ વ્યક્તિઓ હોય કે ન હોય તો પણ આ પ્રકારની વિધિપૂર્વક ક્રિયાવડે સામર્થ્યમય, અને ઇચ્છાનુસાર પ્રજાને કરી શકશે.

આ અભ્યાસનો મુખ્ય વિષય એ જ છે કે સર્જનસામર્થ્યનું રૂપાંતર કરવું અને તેને યોગ્ય દિશામાં ભાનપૂર્વક વાળવું.

સમર્થ સ્ત્રીપુરુષો સમર્થ પ્રજાને પ્રકટાવવામાં નિષ્ફલ નીવડે છે તેનું કારણ એ જ છે કે તેઓ લગભગ તેમના સઘળા સર્જનસામર્થ્યનો મગજમાં જ ઉપયોગ કરે છે, અને જ્યારે તેઓ ઇચ્છે ત્યારે તે સામર્થ્યના પ્રવાહને બીજી દિશામાં કેવી રીતે વાળવો તેને તેઓ જાણતાં નથી.

મનુષ્યોએ જે કંઇ જાણવાનું છે તે એ છે કે આપણા સમગ્ર સર્જનસામર્થ્યને આજે એક દિશામાં અથવા એક શક્તિમાં કેવી રીતે વાળવું, અને અગત્ય પડે તો કાલે જ તેને બીજી દિશા અથવા બીજી શક્તિમાં કેવી રીતે વાળી દેવું. બીજા શબ્દોમાં કહીએ વા આપણાં સર્જનસામર્થ્યોઉપર આપણું પૂર્ણ સ્વામિત્વ સ્થપાવું જોઇએ કે જેથી કરીને એ સામર્થ્યોને જેવી રીતે આપણે ઇચ્છિએ તેવી રીતે, જ્યાં આપણે ઇચ્છિએ ત્યાં અને જ્યારે આપણે ઇચ્છિએ ત્યારે યોજી શકીએ.

અને આ પ્રકારનું સ્વામિત્વ, માતપિતા કરતાં અધિક જ્વલંત બાલકને ઉપજાવશે એ ટલુંજ નહિ, પરંતુ એ જ પ્રમાણે તેઓ તેમના સર્જનસામર્થ્યને તેમનાં બીજાં કાર્યમાં યોજિને અધિક લાભને પ્રાપ્ત કરશે.

આથી કરીને આ એક અત્યંત મહત્વનો વિષય છે. વસ્તુતઃ આપણાં સર્જનસામર્થ્યોઉપર આપણું પૂર્ણ સ્વામિત્વ એ વિશ્વમાં એક મોટામાં મોટી સિદ્ધિ છે. અને તેની પ્રાપ્તિને માટે પ્રત્યેક મનુષ્યે તત્કાલ શોધ કરવો જોઇએ.

પૂર્વે કહ્યા પ્રમાણે સર્જનસામર્થ્ય મનની એકાગ્રતાને અનુસરે છે. અને જ્યાં અમુક પ્રમાણમાં એકાગ્રતા થાય છે ત્યાં તે એકઠું થાય છે. તેથી આ સ્વામિત્વને પ્રાપ્ત કરવામાં સંયમની અથવા એકાગ્રતાની અત્યંત આવશ્યકતા છે. તેમ છતાં પણ તે એકલી જ મહત્વની બાબત નથી. સર્જનસામર્થ્યો તેમના મૂળ રૂપમાં મનોગત ( Subconscious )

હોય છે, અને તેથી તેમના ઉપર સ્વામિત્વ પ્રાપ્ત કરવાને માટે આપણે મનની જાગ્રદ્ અવસ્થા સેવવી જોઇએ. વિજ્ઞાન વૃત્તિનું આ અધિક સૂક્ષ્મ સ્વરૂપ છે. અને જેને આપણે વૃત્તિની અત્યંત આર્દ્રતા (supersensetiveness) કહીએ છીએ તેનો અનુભવ કરાવનાર છે. લગભગ પ્રત્યેક મનુષ્યને આ પ્રકારનું ભાન થોડા ઘણા પ્રમાણુમાં થયા જ કરતું હોય છે. ઘણા થોડા જ મનુષ્યો તેનો યોગ્ય ઉપયોગ કરતા જણાય છે. તેનો વાસ્તવ ઉપયોગ સૂક્ષ્મ સામર્થ્યોના પ્રદેશપ્રતિ અને તેના આંતર ભાગમાં એકાગ્રતાને પ્રકટાવવાનો છે.

તમારા શરીરમાંના સૂક્ષ્મ સામર્થ્યોના ભાનવાળા થવું એટલું જ કહેવાનો ભાવ છે. અને શરીરના પ્રત્યેક પરમાણુસાથે મનુષ્યના માનસિક વિભાગપ્રતિ શરીરના સમગ્ર સામર્થ્યોને વાળવાથી એ પ્રકારે કરી શકાય છે.

મનની કળાને જાગ્રત્ કરવાથી તમે સર્જનસામર્થ્યોઉપર અંકુશ સ્થાપી શકો છો. અને જ્યારે તમે એ પ્રકારની મનની ભાનવાળી સ્થિતિમાં હો તે કાળે શરીર અથવા મનના કોઇ પણ ભાગઉપર એકાગ્રતા કરવાથી પુષ્કળ પ્રમાણુમાં ત્યાં સર્જન સામર્થ્ય જાય છે.

મગજની શક્તિઓના વિકાસને માટે પણ એકાગ્રતાના સમયે આ જ પ્રકારના ભાનવાળી સ્થિતિની આવશ્યકતા છે. કેમકે જ્યાં સુધી મગજના કોઈ પણ ભાગમાં સર્જનસામર્થ્યને સ્થાપતા નથી—લઇ જતા નથી—ત્યાં સુધી તે ભાગમાં તમે મગજનાં અધિક પુરોને રચી શકતા નથી. અને સર્જનસામર્થ્યઉપર અંકુશ સ્થાપવાને અંતઃકરણમાં માનસ ભાનાવસ્થાને પ્રબળ કરવી જોઇએ.

આનાથી આટલું જ થાય છે એમ નથી. કેમકે આ જ ભાનવાળી અવસ્થા-(...onsciousness) વડે તમારૂં શરીર તથા મન ઉચ્ચ સામર્થ્યો તથા ઉચ્ચ ગુણોપ્રતિ અભિમુખ થાય છે, અને જેને આપણે અંતર્જ્ઞાન (Inspiration) કહીએ છીએ તે પ્રકટ થાય છે.

પ્રત્યેક મહા પુરુષોમાં અમુક પ્રમાણુમાં આ પ્રકારની ભાનાવસ્થા જાગ્રત્ હોય છે, અને એ જ માર્ગે કરીને નૂતન વિચારો, શોધો, સિદ્ધાંતો, નિયમો અને મહાન્સત્યો પ્રકાશમાં આવેછે.

પરંતુ ઘણાં અંતઃકરણમાં કે જ્યાં આ ભાનાવસ્થા જાગ્રત્ છે, ત્યાં તેના સ્વાભાવનું જ્ઞાન હોતું નથી. આપણને એવું ઘણું પ્રાપ્ત છે કે જેનું આપણને જ્ઞાન નથી. અને જ્યાં સુધી આપણને તેનું જ્ઞાન નથી હોતું ત્યાં સુધી તે તે વસ્તુઓનો સર્વોત્તમ કે પરિપૂર્ણ ઉપયોગ આપણાથી થય શકતો નથી.

સર્જનસામર્થ્યઉપર જય મેળવવાને માટે મનથી તેનું નિરંતર ભાન કર્યા કરો, અથવા તમારા શરીરમાં સૂક્ષ્મ સામર્થ્યોનો અનુભવ કરવાનો યત્ન કરો. જ્યારે એ અનુભવ થાય એટલે તમારે જ્યાં જ્યાં સર્જનસામર્થ્યના પ્રમાણુની વૃદ્ધિ કરવી હોય, જ્યાં જ્યાં એ સામર્થ્યને પૂરૂં પાડવું હોય, ત્યાં ત્યાં એકાગ્રતા કરજો, અને એ બુદ્ધિ આદિ શક્તિમાં કે ઇન્દ્રિયમાં કે સ્થૂલ અવયવમાં સાક્ષાત્પણે માનસિક રીતે રહેજો.

શરીરના કોઈ પણ ભાગમાં જ્યારે તમને અધિક પ્રમાણુમાં સામર્થ્યનું ભાન થાય કે જ્યાં તેનો તે કાળે ઉપયોગ ન હોય તો તત્કાલ મનની સભાનાવસ્થામાં પ્રવેશો અને જ્યાં તેની હાલ અગત્ય હોય ત્યાં તમારા ધ્યાનની પૂર્ણ એકાગ્રતા કરો. આ પ્રકારે કરવાથી જે સામર્થ્યનો ક્ષય થાય એમ છે, તે રચનારરૂપે (Constructive) થય રહેશે. આ અભ્યાસ સ્વામિત્વના બળનો વિકાસ કરશે અને થોડા જ સમયમાં તમે તમારાં સર્જનસામર્થ્યોનો તમારી ઇચ્છાનુસાર ઉપયોગ કરી શકશો.

# उपनिषदूआख्यानमाला.

## (૫)

### શાંડિલ્ય બ્રહ્મવિદ્યા.



અધ્યાત્મશાસ્ત્રનો પરમ પ્રતિપાદ્ય વિષય જીવબ્રહ્મના ઐક્યનો સાક્ષાત્કાર કરવાનો છે. આ અભેદ સ્વયંસિદ્ધ હોવા છતાં અજ્ઞાનના આવરણને લીધે સર્વને પ્રકટ થતો નથી. પ્રાણીમાત્રનો આ સ્વતઃસિદ્ધ અભેદમહિમા પ્રકટ કરવાનું અમોઘ સાધન તત્ત્વજ્ઞાન છે. અને તત્ત્વજ્ઞાન પરમાત્માપ્રતિની પરા અનુરક્તિ અથવા ઐકાન્તિક ભક્તિવિના ઉદય પામતું નથી. આ ભક્તિરૂપ સાધનની અવગણના કરનાર વિચારક માત્ર વિચારણાની ભૂમિકામાં જ પડી રહે છે, પરંતુ **रसो वै सः**-એ શ્રુતિપ્રતિપાદ્ય પરમાત્માના અદ્વિતીયરસનો અનુભવ કરી શકતો નથી. આ પરમ રહસ્યનો પ્રકાશ ભક્તિમાર્ગના આચાર્ય શાંડિલ્યમુનિને શ્રૌતકાલમાં થયો હતો.

જીવની જીવત્વભાવના અર્થાત્ અલ્પજ્ઞત્વ, પરતંત્રત્વ, અપૂર્ણત્વ, અપવિત્રત્વપ્રભૃતિ ખરીરીતે નૈસર્ગિક નથી, પણ ઔપાધિક છે. જીવનો નૈસર્ગિક મહિમા સર્વજ્ઞત્વમાં, સ્વતંત્રત્વમાં પૂર્ણત્વમાં, પવિત્રતામાં રહેલો છે. પરંતુ આ નૈસર્ગિક સ્વારાજ્યની સંપત્તિ જે ઉપાધિના સંપર્કવડે ઢંકાય છે તે ઉપાધિથી ઉપહિત આત્માનો વિવેક કરવા સારૂ ઉપહિત આત્માના સ્વરૂપનું અખંડ પ્રેમભાવથી ચિંતન કરવાની અગત્ય છે. શાખાચંદ્રન્યાયમાં જેમ સત્ય આકાશમાં રહેલા દ્વિતીયાના ચંદ્રને જોવાની ઉત્કટ ઇચ્છા શાખાથી ઉપલક્ષિત ચંદ્રદ્વારા જ સફલ થાય છે; ગમે તેમ આકાશમાં દૃષ્ટિ ફેરવ્યાથી સિદ્ધ થતી નથી, તેમ નિર્ગુણ જ્ઞેય બ્રહ્મસાથેના પોતાના વાસ્તવ અભેદને અનુભવવાનીઇચ્છા રાખનારે સગુણ ઉપાસ્ય બ્રહ્મરૂપ શાખાચંદ્રનો આશ્રય લેવો જ પડે છે. આ સગુણ ઉપાસ્ય બ્રહ્મસાથે અનન્યાશ્રય સેવ્યાવિના ગમે તેટલા સૂક્ષ્મ અથવા ગમે તેટલા મોટા તત્ત્વસાથે બુદ્ધિનો સંબંધ માત્ર કર્યાથી સ્વરૂપનું સામ્રાજ્યસુખ ઉદય થતું નથી. દ્વિતીયાનો ચંદ્ર કોઇ પણ આલંબનને સેવ્યા વિના ઝટિતિ નેત્રગોચર થતો નથી. કદાચ થાય તો કોઇ વિરલને જ થાય છે, અને ઘણાઓએ તો તેવા આલંબનને-ઉપાધિને-શરણ થવું જ પડે છે. તેમ અક્ષર બ્રહ્મનો અનુભવ કેવલ જ્ઞાનસામગ્રીવડે કોઇ વિરલને જ થાય છે; અન્ય સર્વને તો સગુણ બ્રહ્મની ઉપાસનાવડે જ થઇ શકે છે. જેમ શાખાચંદ્ર અને આકાશસ્થચંદ્ર ચંદ્ર વસ્તુતઃ એક જ છે, પણ જોનારના દૃષ્ટિબિંદુભેદથી ભિન્ન મનાય છે તેમ સગુણબ્રહ્મ અને નિર્ગુણબ્રહ્મ વસ્તુતઃ એક જ છે માત્ર ઉપાસક અને તત્ત્વજ્ઞના દૃષ્ટિબિંદુના ભેદથી ભિન્ન મનાય છે.

સગુણ અને નિર્ગુણ બ્રહ્મના વાસ્તવ અભેદને જાણનાર, અને તેમ છતાં બંને દૃષ્ટિબિંદુના ભેદને સમજનાર ભગવાન્ શાંડિલ્ય મુનિ સામવેદનું સર્વાંશ અધ્યયન કરી રહસ્ય જાણવાની ઉત્કટ ઇચ્છાવાળા પોતાના મધુકર નામના પ્રિય શિષ્યને એકાન્તમાં નીચેના સૂત્રવાક્યનો આદેશ કરે છેઃ—

સર્વં ખલ્વિદં બ્રહ્મ તજ્જલાનિતિ શાન્ત ઉપાસીત ॥

પ્રિય શિષ્ય ! આ સર્વ ભેદરાશિરૂપે જણાતું જગત્ ખરી રીતે બ્રહ્મ છે અર્થાત્ પરમાત્મા જ છે; કારણ કે તે બ્રહ્મમાંથી ઉદય થાય છે, તે બ્રહ્મમાં જ વિહરે છે અને તે બ્રહ્મમાં જ શમે છે. આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ સગુણ બ્રહ્મની, શમદમાદિ સાધનસંપન્ન થઇ, ઉપાસના કરવાથી તને બ્રહ્મસાક્ષાત્કાર થશે અને તું કૃતકૃત્ય થઈશ.

આ રહસ્યસૂત્રનો આદેશ તજ્જલાન્–એવા ગુપ્ત ભાવને ગર્ભમાં રાખનાર મંત્રવડે કરવામાં આવ્યો છે. આ ગુપ્ત ( Mystic ) રહસ્યવાચક શબ્દ તેના સંકેતને ન જાણનારને તુંબડીમાં કાંકરા જેવો છે, સંકેતને જાણનારને અત્યંત વિપુલ અર્થનો આવિષ્કાર કરનાર છે. અલ્પ અક્ષરમાં સંદેહવિનાના સારવાળા અર્થનું સ્ફુરણ કરાવી મનનની વિપુલ મર્યાદા પ્રકટ કરવી એ સૂત્રવાક્યનું પ્રયોજન છે. તેવા પ્રયોજનની સિદ્ધિ કરે તેવું આ શાંડિલ્ય મુનિનું રહસ્યપ્રકાશક ઉપાસનાનું સૂત્રવાક્ય છે.

બ્રહ્મતત્ત્વમાંથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે–જન્મે છે. માટે તજ્જ કહેવાય છે; જે સૃષ્ટિક્રમથી આ વિશ્વ આવિર્ભાવ પામે છે, તેના અવળા ક્રમથી તેમાં લય પામે છે માટે તે બ્રહ્મ તલ્લ કહેવાય છે. સૃષ્ટિ અને લયરૂપ બે કોટિવચ્ચે પ્રવાહરૂપે આ વિશ્વ પ્રાણ ધારણ કરી ચેષ્ટાવાળું દેખાય છે માટે બ્રહ્મ તદન્ કહેવાય છે. આ પ્રમાણે સૃષ્ટિ, સ્થિતિ અને લયનો સમાહાર જેમાં રહ્યો છે તે તત્ત્વને તજ્જલાનિતિ–એ શબ્દસૂત્રમાં ગુંથી ભગવાન્ શાંડિલ્ય મુનિએ એક અમોઘ મંત્રમાલા પોતાના પ્રિય શિષ્યને આપી મૌન ધારણ કરી રહ્યા.

અધિકારની પરીક્ષા કરી અભિષેકદ્વારા મંત્રદીક્ષા આપી પોતાના પ્રિય શિષ્યને સ્વારાજ્યનું દાન કર્યું, પરંતુ લૌકિક રાજાને મંત્રશક્તિઉપરાંત પ્રભુશક્તિ અને ઉત્સાહશક્તિની અગત્ય છે તેમ આ અભિષિક્ત શિષ્યને સગુણબ્રહ્મની પ્રભુશક્તિ અને ઉપાસનાની ઉત્સાહશક્તિ સેવવાની રહે છે. ગુરુથી મંત્રશક્તિ પ્રાપ્ત થયા છતાં જે પ્રભુશક્તિ અને ઉત્સાહશક્તિવિનાનો શિષ્ય હોય છે તેને નિષ્કંટક સ્વારાજ્ય પ્રાપ્ત થતું નથી.

પોતાની પરંપરાગત રાજ્યની સંપત્તિ પોતાના બાલભાવથી, અથવા પ્રમાદથી લુપ્ત થયું હોય તેવા રાજપુત્રે પોતાની વાસ્તવ પ્રભુતાને મનમાં ઉદય કરી લક્ષ્યરૂપે સ્થાપે તો જ તેનામાં ઉત્સાહ ફલોદયપર્યંતનો પ્રકટે છે. જેમનામાં તેવી નૈસર્ગિક સંપત્તિ નથી તેમને તેવો ઉત્સાહ પ્રકટ થવો સંભવતો નથી, અને પ્રકટે તોપણ તે અકાંડતાંડવરૂપ થાય છે. સામાન્ય બારવટીઆના આવેશવાળા ક્ષત્રિયથી રાજાનું પદ પ્રાપ્ત થઇ શકતું નથી; પરંતુ જે રાજપુત્ર હોય તે ઉત્સાહપૂર્વક મંત્રાનુસારી પ્રયત્ન કરે તો રાજ્ય સારી પેઠે જમાવી શકે છે. તેમ શમદમાદિ દૈવીસંપત્તિવિના અર્થાત્ શાંત ભાવવિનાના શિષ્યનો ઉપાસનાનો ઉત્સાહ હોય તો તે બહારવટીઆના આવેશજેવો હોય છે.

આ હેતુથી तज्जलानिति—એ શબ્દવડે મંત્રશક્તિ જણાવી ભગવાન્ શાંડિલ મુનિએ શમદમાદિ સંપત્તિરૂપ પ્રભુતાનો આશ્રય કરવાનું, શાંત શબ્દથી પ્રબોધ્યું, અને उपासीत એ શબ્દવડે અખંડ ઉપાસનાનો ઉદ્યોગ કરવાનું સૂચવ્યું.

મંત્ર, પ્રભુ અને ઉત્સાહશક્તિના પ્રેરક સૂત્રવાક્યનો આદેશ કરી ભગવાન્ શાંડિલ્ય મુનિ પોતાના સ્વભાવપ્રમાણે મૌન રહ્યા, અને શિષ્યને સૂત્રના રહસ્યનો આવિષ્કાર થવાનું તેના પોતાના પ્રયત્નઉપર મૂક્યું. તત્વજ્ઞાનના આવિષ્કારમાં સામગ્રી રચી આવ્યા પછી શિષ્યપ્રજ્ઞાઉપર જ મોટો આધાર રહે છે. ગુરુનો પ્રયત્ન બોધનું સૂચન કરવાનો છે, શિષ્યનો પ્રયત્ન બોધનો સર્વાંશ આવિષ્કાર કરવાનો છે. આ રહસ્ય અર્વાચીન કેળવણીના હિમાયતીઓનું નૂતન નથી. પરંતુ આપણા વેદકાલના પ્રાચીન અભ્યાસશ્રેણીના પ્રથમ પગથીઆરૂપ છે.

સ્વાધ્યાયમાં નિપુણ શિષ્યે ઉપાસનાનો શમદમાદિ સાધનસંપન્ન થઇ આરંભ કર્યો. આ ઉપાસના બાહ્ય આલંબનને લઇ કરવા યોગ્ય નહતી. કેમકે બાહ્ય કોઇ પણ પદાર્થમાં तज्जलान्નો ભાવ પ્રતિબિંબિત થાય તેવો ન જણાયો. પરમાણુકારણવાદને તપાસ્યો, પરમાણુઓમાંથી વિશ્વનો ઉદય, સ્થિતિ અને લય થાય છે એવી તાર્કિક પ્રક્રિયા तज्जलान्નું સર્વાંશ પ્રકટીકરણ કરે તેવી જણાઇ નહિ. તે પ્રક્રિયામાં ચેતનમય આત્માનો तज्जलान् એ સૂત્રવાક્યમાં સમાસ થયો નહિ. પુનઃશ્રદ્ધાપૂર્વક ઉપાસના કરનાર તે શિષ્યે અન્ય વિચારકોથી ઉપસ્થિત થતાં પ્રકૃતિ–પ્રધાન—આદિ તત્ત્વોનાં સ્વરૂપની આલોચના કરી સત્વ, રજસ્, અને તમસ્‌ના સામ્યભાવવાળું પ્રકૃતિદ્રવ્ય આ વિશ્વનાં ઉદય, સ્થિતિ અને લય કરવા આપાતતઃ સમર્થ જણાયું. પરંતુ તે પ્રકૃતિ જીવાત્માને જન્મ આપે એ વિચાર સાહસરૂપ જણાયો. પરીક્ષા કરતાં ટક્યો નહિ. શિષ્યની મતિએ પરમાણુવાદીના આરંભવાદને ત્યજી પ્રકૃતિવાદીના પરિણામવાદને મૂક્યો. શૂન્યવાદને તો અવકાશ જ નહતો.

ચેતનકારણવાદ પરિશેષથી વિચારવાનો રહ્યો. तज्जलान्—સૂત્રવડે ચિદાત્માનું ઉપાસનાના ક્રમમાં શોધન થવા માંડ્યું. પરંતુ આ ચિદાત્મા શારીર આત્મા અથવા આપણે સર્વે પ્રત્યક્ષ જોઇએ છીએ તેવો દેહ અને ઇન્દ્રિયોને પરવશ પડેલો જીવાત્મા तज्जलान्ના ગંભીર અર્થને વહન કરે તેવો ન જણાયો. શિષ્યની બુદ્ધિએ બાહ્ય આલંબનો અથવા પરમાણુ, પ્રકૃતિ, આદિ પ્રતીકો ઉપાસનામાં ત્યજ્યાં, અને વિશ્વનાં ઉદય સ્થિતિ અને લયના હેતુરૂપે સર્વાન્તર્યામી પરમેશ્વરને આંતર આલબનરૂપે સ્વીકાર્યો, પરંતુ આ આંતર આલંબનને પોતાથી વસ્તુતઃ નીરાળું સમજવાનું છે કે પોતાના સત્ય આત્મારૂપે સ્વીકારવાનું છે તેની મીમાંસા કરવામાં શિષ્યની મતિ મુંઝાવા લાગી. ચિદાત્માની વાસ્તવ અખંડૈકરસમાં ભિન્નાત્માની વાસ્તવ સત્તા ઘટે તેમ ન જણાઇ. વિજ્ઞાનરૂપ મહોદધિમાં પ્રત્યેક વ્યક્તિરૂપ વિજ્ઞાનાત્મા તરંગાદિ વિવર્તરૂપ જણાવા લાગ્યો. પરંતુ આ મહા પ્રયત્ન કરનાર જીવાત્માની વ્યક્તિમય સ્થિતિ ધ્રુવ અથવા નિતાન્ત સત્ય છે એવો અભિનિવેશ કપિલાદિ મહર્ષિઓને અમુક સમયે થયો હતો તો-આ શિષ્યને થાય તેમાં કંઇ આશ્ચર્ય નહતું ઉપાસનામાં વિચ્છેદ થવા લાગ્યો; ઘડીમાં ઉપાસ્યપ્રભુ પોતાની સમાન જાતિનું પણ ઘણી ચઢીઆતી કક્ષાનું ચેતનવિશેષ જણાવા લાગ્યું; ઘડીમાં સ્વગત, સજાતીય અને વિજાતીય ભેદવિનાનું અખંડૈકરસ વિજ્ઞાન ધાતુરૂપે

જણાવા લાગ્યું. બંનેમાં જગત્કારણતા ઘટી નહિ. સામાન્ય જીવમાં નહિ; કેવલ ચેતનમાં અર્થાત્ નિર્ગુણ બ્રહ્મમાં જગત્કારણતા બંધ બેસતી જણાઇ નહિ. તેથી તે સુજ્ઞ શિષ્યે પોતાની ઉપાસનાની પરિશુદ્ધિઅર્થે શ્રી શાંડિલ્ય મુનિને પુનઃ પ્રશ્ન કર્યોઃ ભગવન્! આ तज्जलान्—મંત્રના અર્થરૂપ બ્રહ્મને મારે કેવી રીતે ગ્રહણ કરવો ? પરમ કૃપાલુ શાંડિલ્ય મુનિએ નીચે પ્રમાણે ઉપદેશ કર્યોઃ—

પ્રિય શિષ્ય ! આજસુધી तज्जलान्ના રહસ્યાર્થને શોધવા સઘળાં બાહ્ય આલંબનો શોધ્યાં, અને પ્રતીકઉપાસના કરી તેના ફલરૂપે તારી બુદ્ધિ અતિ સ્વચ્છતાને પ્રાપ્ત થઇછે. શમાદિ સાધનો તને આ ઉપાસનાક્રમના આરંભમાં પ્રાપ્ત થયાં જ હતાં, અને હાલ પણ તે સાધનો તારામાં અનાયાસે અલંકારની પેઠે વળગેલાં છે. આ પ્રતીક ઉપાસનાનો શ્રમ તારો હવે સફલ થવા લાગ્યો છે. બાહ્ય આલંબનોને વિષય કરતા છતાં તારી મતિ તે આલંબનથી સૂચવાતી વસ્તુપ્રતિ દોડે છે. ઉપાસનાનો એક અદ્ભુત મહિમા એ છે કે જે પ્રકારનો ઉપાસ્ય મતિમાં આરૂઢ થાય તે પ્રકારના ઉપાસ્યનો ચિંતનાત્મક નિશ્ચય સિદ્ધ થતાં જીવાત્મા અથવા પુરુષ તે નિશ્ચયાનુસાર બની રહે છે. શુદ્રવસ્તુનું ચિંતન શુદ્રભાવ લાવે છે, મોટી વસ્તુનું ચિંતન મોટાભાવને પ્રકટ કરે છે. ચિત્તનો આ સ્વભાવધર્મ છે કે ચિંતનીય વસ્તુના સમાનાકાર બનવું. જ્યારે ચિત્ત ચિંતનીય વસ્તુનો સમાનાકાર બને છે ત્યારે તત્સ્થ ચિદાભાસ અથવા જીવાત્મા તે ચિંતનીય વસ્તુજેવો ભાસે છે. આ પુરુષની નિર્વિકાર કૂટસ્થ સ્થિતિ છતાં ચિત્તના પરિણામને અનુસાર ચિંતનીય વસ્તુના જેવો પ્રતિભાસ તેમાં ઉદય થવો એને યોગિજનો સમાપત્તિ કહે છે. આ ચિંતનીય વસ્તુના સમાનાકાર બનાવવાના સાધનને ક્રતુ અથવા ચિત્તનો અવિચ્છિન્ન નિશ્ચયાત્મક પ્રવાહ કહેવામાં આવે છે. પુરુષનું સ્વરૂપે અવસ્થાન થવામાં અર્થાત્ તેની કૂટસ્થ નિર્વિકારતા અને વાસ્તવ બ્રહ્મભાવ જાગ્રત થવામાં આ ક્રતુની—ઉપાસનાની—અવશ્ય અગત્ય છે. જેમ કેવલ બાહ્ય આલંબનનો આશ્રય કરવાથી ચિત્ત તે આકારપરિણામને પામે છે; વળી જેમ આલંબનને પ્રતીકરૂપે લેવાથી લક્ષ્યના સમાનાકાર ચિત્ત બને છે અને અલક્ષ્ય અંશોનો ત્યાગ થાય છે, તેમ तज्जलान् એ મંત્રથી સૂચિત તત્ત્વ પરમચેતનમય છે. તે લોકપ્રસિદ્ધ જીવાત્માજેવું નથી; તેમ નિર્વિકાર કૂટસ્થ નિત્ય ચેતનરૂપ પણ નથી. તે ચેતનવિશેષ વસ્તુતઃ એક જ છે, અને તેના પ્રતીભાસવડે પ્રેરાયેલા આપણાં અંતઃકરણાદિ પ્રત્યેક વ્યક્તિનાં જૂદાં સાધનો ચેતનવિશિષ્ટ હોય તેવો વ્યવહાર કરે છે; અને તે સૂત્રાત્માથી પ્રેરાયેલી આ સર્વ સચેતન પુતળીઓ અહંભાવથી ચેષ્ટા કરે છે. આ પુતળીઓનો સાચો આત્મા આ અંતર્યામી પરમેશ્વર છે. આ પુતળીઓ પોતપોતાની ગુણકર્માનુસાર પ્રાપ્ત અંતઃકરણાદિસામગ્રીઅનુસાર પ્રવૃત્ત થાય છે. જેમ ચંદ્રમા સૂર્યના પ્રકાશના પ્રતિભાસને ધારણ કરી સ્વતંત્ર પ્રકાશમય ગોલકતરીકે પ્રકાશે છે; જેમ અખંડ પ્રજ્વલિત અગ્નિમાં નાંખેલો લોઢાનો ગોળો અગ્નિમય થઇ સ્વતંત્ર અગ્નિજેવો પ્રકાશે છે તેમ પ્રત્યેક અવિદ્યાગ્રંથિમાં ગુંથાયેલો ચિદાભાસ પોતાનાં અંતઃકરણાદિ સામગ્રીથી વેષ્ટિત થઈ આ અંતર્યામીના પ્રબલ ચેતનમય પ્રકાશવડે સર્વ વ્યવહાર સ્વતંત્રવત્ કરે છે; અને જ્યાંસુધી પોતાના વાસ્તવ અંતર્યામીને ઓળખતો નથી ત્યાંસુધી જન્મમરણાદિ સંસારપ્રવાહમાં તણાય છે.

વસ્તુતઃ એક જ અંતર્યામી પરમેશ્વર જ દેખાતા ચરાચર જગતનો સત્ય આત્મા છે,

અને ઇતર ચેતનજેવા જણાતા પુરુષો અથવા જીવો આભાસરૂપ મિથ્યાત્માઓ છે. પરંતુ આ પ્રતિભાસ ધારણ કરનાર મિથ્યાત્માઓ વ્યવહારસિદ્ધિ કરવા સમર્થ હોય છે. આ મિથ્યાત્માઓ અથવા જીવો પરાગ્દૃષ્ટિ સેવી વ્યવહારસિદ્ધિ કરે છે, અને તેવી દૃષ્ટિને સેવવાના ક્રમને પ્રવૃત્તિચક્ર કહે છે. તેઓ જ્યારે પ્રત્યગ્ દૃષ્ટિ કરે છે અને ઉપાસ્ય સગુણ બ્રહ્મને —અંતર્યામી ઈશ્વરને--સત્ય આત્મારૂપે જોવાનું શિખે છે ત્યારે તે મિથ્યાત્મા અથવા જીવ નિવૃત્તિચક્રમાં પડેલો ગણાય છે. "પ્રવૃત્તિચક્ર વ્યવહારદ્વારા અભ્યુદય ઉત્પન્ન કરે છે; નિવૃત્તિચક્ર પરમાર્થસિદ્ધિદ્વારા નિઃશ્રેયસ્ પ્રકટાવે છે.

પ્રિય મધુકર ! તું આવા અનંત જીવાત્માઓમાંનો એક નિવૃત્તિચક્રમાં પડેલો પુરુષ પોતાના સત્ય અંતર્યામી આત્માને અનુભવવાના ક્રમમાં છું, અને તેથી તે સર્વાંતર્યામી આત્માને પોતાના સત્ય આત્મારૂપે અખંડ જોવા જાણવા નિશ્ચય ધારણ કરી રહ્યો છું. માટે તે નિશ્ચય અખંડ કાયમ રહે તેવા હેતુથી તે અંતર્યામીના સગુણ સ્વરૂપને તું ઉપાસનાની પરિશુદ્ધિઅર્થે સમજી લે.

પદાર્થોનાં સ્વરૂપો સમજવાસારૂ વિચારકો લક્ષણ બાંધે છે. ત્યાં જે અસાધારણ ધર્મ હોય તેને લક્ષણ કહે છે. સાધારણ ધર્મ લક્ષણમર્યાદાથી બહાર જાય છે. ઉપાસ્ય સગુણબ્રહ્મનો અસાધારણ ધર્મ જાણ્યાવિના તેની ઉપાસના થઇ શકતી નથી. આવા અસાધારણ ધર્મો પરમેશ્વરના આપણી જીવની ભૂમિકાથી જોતાં નીચે પ્રમાણે જણાય છે.

આપણામાં પ્રાપ્ત થયેલા ચિદાભાસના ગુણધર્મોદ્વારા બિંબભૂત પરમેશ્વરના ગુણધર્મનું સ્વરૂપ આપણે ઉભું કરી શકીએ છીએ. આપણા ચિદાભાસમાં જ્ઞાનશક્તિ ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિ અનુભવાય છે. આપણે ન્યૂનાધિક અંશે પ્રાણીપદાર્થોના સ્વરૂપનું ભાન કરીએ છીએ;તેના સંબંધના સંકલ્પો કરીએ છીએ અને તેની પ્રાપ્તિ અથવા ત્યાગઅર્થે આપણી અંતઃકરણાદિ સામગ્રીને પ્રેરીએ છીએ. પરંતુ આપણાં જ્ઞાન સંકલ્પ, અને કર્મ આગીઆજેવાં ક્ષુદ્ર છે. કારણ કે આપણી જ્ઞાનઇચ્છા અને ક્રિયાશક્તિનાં સાધનરૂપ કરણો—વિજ્ઞાનમય કોશ, મનોમય કોશ અને પ્રાણમય કોશ અવિદ્યાદિ ક્લેશથી આવૃત છે; અને તેથી તે ત્રણ કોશમાંથી નીકળતી વૃત્તિધારાઓ ક્લિષ્ટ હોય છે. ક્લિષ્ટ હોવાથી વૃત્તિઓ ખંડિત થાય છે; અને તેથી એક વિષયનો ત્યાગ કરતા પહેલાં ઇતર વિષયનું સ્ફુરણ ઉભું થાય છે. આથી જો કે જીવાત્મામાં અખંડ સ્વાભાવિક જ્ઞપ્તિ અથવા સંવિત્ અથવા જ્ઞાનપ્રકાશ વિદ્યમાન છતાં તેની કરણસામગ્રી સદોષ હોવાથી તેનું જ્ઞાન મર્યાદાવાળું અથવા કુંઠિત હોય છે. તેના સંકલ્પો સત્ય હોતા નથી અને નિષ્ફલ જાય છે, અને તેની ક્રિયાઓ ઇષ્ટાર્થને અથવા ઇષ્ટપ્રયોજનને સિદ્ધિ કરતી નથી. પરંતુ જ્યાં અવિદ્યાદિ ક્લેશો નથી, ત્યાં ચિત્તદ્રવ્ય અક્લિષ્ટ હોઇ અનાવૃત અને સ્વચ્છ હોય છે. તે દ્રવ્યનાં કાર્યરૂપ જ્ઞાન, સંકલ્પ, અને કર્મ સર્વદા અકુંઠિત હોય છે. આ પ્રકારનું અક્ષોભ્ય જ્ઞાન અને તેના સાધનરૂપ બુદ્ધિ જેને પ્રાપ્ત છે, સત્ય સંકલ્પ અને તેના સાધનરૂપ મન જેને પ્રાપ્ત છે, આકાશથી માંડી પરમાણુપર્યંત જેના ચિત્રનો કર્મવેગ ઓતપ્રોત થયેલો અર્થાત્ વસ્ત્રના તાંતણાની પેઠે ગુંથાયેલો છે; જેની જ્ઞપ્તિ અર્થાત્ સંવિત્–અખંડ પ્રકાશિત હોઇ સર્વ ચરાચર જગતમાં સિંઆત્મારૂપે વિદ્યમાન રહે છે, અને આ દૃશ્ય જગતના આદિ કારણરૂપે સ્થિત થયેલા આકાશદ્રવ્યને પણ જે જન્મ આપી તેના આત્મારૂપે વિદ્યમાન રહે-છે, તથા જે સર્વ શુભ

કર્મ, શુભકામનાઓ, શુભગંધ, શુભ રસોના— સ્વરૂપમાં સર્વશુભ અનુભવોના કેંદ્રરૂપ છે, અને જે પ્રાપ્તકામ હોવાથી સંભ્રમને પામતા નથી અને જે પોતાના સ્વાભાવિક મહિમામાં સુપ્રતિષ્ઠિત રહી અચ્યુતભાવને ધારણ કરી રહે છે તેવા અંતર્યામી પરમેશ્વરને તારા સત્ય આત્મારૂપે અહંમદભાવવડે—ઉપાસના કરવા તારી મતિને તું વેગ આપ.

આ સર્વાન્તર્યામી પરમેશ્વરરૂપ આત્માને અહંમદવડે અર્થાત્ હું ના સત્યઅર્થરૂપે આપણા હૃદયાકાશમાં શોધવા જોઈએ. જેમ ભૂતાકાશ સર્વતઃ વ્યાપ્ત છતાં જે જે પદાર્થ સાથે સંબંધમાં આવે છે તે તે પદાર્થના સમાન હોય એમ જણાય છે તેમ ચિદાકાશ આ હૃદયના કેન્દ્રમાં નાનામાં નાનો અને તેની બહારના પ્રદેશમાં મોટામાં મોટો અનુભવાય છે. હૃદયાકાશમાં સ્વયંભૂજ્યોતિરૂપે પ્રકાશ પામતા તે અંતર્યામી પ્રભુ હૃદયની કર્ણિકારૂપ ઉપાધિને બ્રહ્મકોટિમાંથી બાતલ કરતાં સમસર્વત્ર એકરસ અનુભવાય છે. હૃદયપટનું આવરણ ભેદાતાં નાનામાં નાનો આત્મા તે જ મોટામાં મોટો આત્મા છે એવો પ્રત્યય ઉદ્‌ભવે છે. જીવ સ્વતઃ શિવરૂપ જ છે એવો નિશ્ચય આરૂઢ થાય છે. પ્રિય મધુર ! આ સંબંધમાં શંકા કરવા પ્રયોજન નથી, કેમકે મારો સ્વાનુભવ આ સત્યાર્થની સાખ પૂરે છે—એમ ઉપાસનાનું રહસ્ય સૂચવી શાંડિલ્ય મુનિ ધારણ કરી રહ્યા.

न विचिकित्सास्तीति ह स्माह शांडिल्यः शांडिल्यः ॥

( છાન્દોગ્ય ઉપનિષદ્ )

# શ્રી યોગસાર.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૬૪ થી )

શ્રી અગસ્ત્ય ઋષિના જઠરના અગ્નિએ આખા સમુદ્રના જલને પચાવી દીધું, શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતાના શરીરમાં ભીષ્મઆદિના ભાવિ વધને અર્જુનને સાક્ષાત્કાર કરાવ્યો ઇત્યાદિ સર્વની ઉપપત્તિ આ સિદ્ધાન્તથી થઇ શકે છે. શ્રી અગસ્ત્ય ઋષિના જઠરના અગ્નિમાં સમુદ્રપાન કરવાના સામર્થ્યરૂપ ધર્મ અનાગત દશામાં હતો અને તે જ પ્રસંગ પ્રાપ્ત થયે ઉદય થઇ ગયો. એટલે તેણે સમુદ્રપાનરૂપ કાર્ય કર્યું ભીષ્મઆદિનો વધ થવાનો હતો છતાં એ કંઇ નવો જ થયો નહોતો પણ પૂર્વે પણ સ્વરૂપે વિદ્યમાન હતો અને તેથી જ તેનું જ્ઞાન અર્જુનને શ્રી કૃષ્ણ પરમાત્મા કરાવી શક્યા. જો એ વધ નવો જ થયો હોત તો થતા પૂર્વે એનું અસ્તિત્વ હોત જ નહિ તો તેનો અને અર્જુનની ઇન્દ્રિયનો સંબંધ થઇ શકત નહિ, કેમકે સત્ અને અસતનો સંબંધ થતો નથી, અને તેમ નહિ થાત તો તેનું જ્ઞાન પણ થઇ શકત નહિ. તેથી અતીત અને અનાગત ગમે તે દશામાં હોય તોપણ જે વસ્તુ એકવાર સત્ જણાઇ છે તે હમેશાં જ વિદ્યમાન રહે છે. આ જ હેતુથી શ્રી યોગસૂત્રકાર કહે છે કે **अतीतानागतं स्वरूपतोऽस्त्यध्वभेदाद् धर्माणाम् ॥ પા. ૧૨ ॥** અતીત અને અનાગત–ભૂત અને ભવિષ્યત્ વસ્તુ સ્વરૂપે સદા વિદ્યમાન રહે છે કારણ કે તે ધર્મના લક્ષણનો–કાલનો–માત્ર ભેદ થાય છે અર્થાત્ અમુક વસ્તુ અતીત થઇ એનો અર્થ એટલો જ છે કે એ વસ્તુરૂપ ધર્મ અતીતકાલસાથે સંબંધવાળો થયો, અમુક વસ્તુ થવાની છે એનો અર્થ એ જ છે કે હાલ એ વસ્તુરૂપ ધર્મ વિદ્યમાન છે પણ તે ભવિષ્યત્ કાલસાથે સંબંધવાળો છે. તેથી અતીત અને અનાગત કાલસાથે સંબંધ થવાથી તે તે ધર્મનો નાશ થતો નથી તેમ વર્તમાન કાલસાથે સંબંધ થવાથી તેની નવી ઉત્પત્તિ થતી નથી. એ સત્ય છે કે અનાગત દશામાં રહેલા ધર્મોનું–મર્યાદીકરણ કરવું અશક્ય છે. પ્રત્યેક વ્યક્તિમાં અનંત સામર્થ્ય અનાગત રૂપમાં રહેલું છે, માત્ર તેના ઉદયની અપેક્ષા તે તે કાર્ય કરવામાં રહે છે. જે અણુપુંજ આજે દુધરૂપ આકૃતિવિશેષ પ્રતીત કરાવે છે અર્થાત્ પ્રવાહીરૂપતા, મિષ્ટ સ્વાદ આદિ ધર્મને પ્રતીત કરાવે છે તે જ દુધનો અણુપુંજ ખટાશરૂપ અનાગત ધર્મનો અભિવ્યંજક–ઉષ્ણતા આદિ–મળતાં ખાટો સ્વાદ, કઠિનત્વ આદિ વિલક્ષણ ધર્મોને પોતામાં પ્રતીત કરાવે છે. જે બાલક નાનપણમાં હાલતું ચાલતું નથી અને પોતાના સર્વ વ્યવહારમાં પરતંત્રતા પ્રતીત કરાવે છે તેજ બાલક ઉમર જતાં પોતે હાલે ચાલે છે એટલું જ નહિ પણ અનેક વ્યક્તિઓ, અનેક શહેરને, અનેક દેશોને અને પ્રસંગે આખી પૃથ્વીને નહિ પણ ઇતર ગોલકોને પણ ધ્રુજાવે છે. જે સેલ [ સૂક્ષ્મ પોટા ] આપણી નજરે પણ જણાતા નથી એવા સૂક્ષ્મ છે તેજ અલ્પ સમયમાં મોટા શરીરરૂપ થઇ રહે છે, જે સૂક્ષ્મબીજ પચાસ સાઠ આપણી એક મુઠ્ઠીમાં સમાઇ શકે છે તે જ સમય જતાં એટલાં મોટાં વૃક્ષરૂપ થઇ રહે છે કે તે આપણા જેવાં દશને પોતામાં રાખી શકે છે. તેથી અનાગત ધર્મોનું મર્યાદીકરણ કરવુ અશક્ય છે. વિચારનાં એ અનંત દેખાય છે. પ્રસ્તુત પ્રસંગમાં તો આપણે ઉપયોગી ભાગ એટલો જ છે કે આ અનંત પ્રકારના ધર્મો અનાગત દશામાં રહ્યા છતાં પણ

વિદ્યમાન છે, એ માનવું જરૂરનું છે. આ પ્રમાણે ધર્મોનું સ્વરૂપ જોતાં ધર્મો અતીત, વર્તમાન અને અનાગત અથવા ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ કાલસાથે સંબંધવાળા થઈ રહે છે અને તેથી અનુક્રમે તેને શાન્ત, ઉદિત અને અવ્યપદેશ્ય એ સંજ્ઞા યોગશાસ્ત્ર આપે છે. આ ત્રણમાં એ ભેદ છે કે જે વ્યાપાર કરતો ધર્મ છે તે ઉદિત કહેવાય છે અર્થાત્ જે વર્તમાન કાલસાથે સંબંધવાળો છે તે ઉદિત છે અને બીજા બે વર્તમાન કાલે વ્યાપાર કરનાર નથી. શાન્ત અને અવ્યપદેશ્યમાં ભેદ એ છે કે એ બને યદ્યપિ વર્તમાન કાલે વ્યાપાર નહિ કરનાર છે છતાં જે શાન્ત છે તેનો પુનઃ ઉદય થતો નથી. મૃત્તિકાના ધર્મરૂપ ઘટ છે; એ ઘટને એકવાર ભાંગી નાંખીએ તો પુનઃ એનો એ ઘટ કદિ થતો નથી, બીજો ગમે તે ઘટ તેમાંથી થાય, પૂર્વ ઘટના સદૃશ ગમે તેટલો તે કરાય પણ તેનો તે તો કદાપિ થતો નથી, આ કારણને લીધે જ જે પુરુષો મુક્ત થયા છે, જેમની બુદ્ધિનો અણુપુંજ પ્રકૃતિમાં લીન થઈ ગયો છે તે પુનઃ કદાપિ તે બુદ્ધિપુંજરૂપે ઉદય થઈ શકતો નથી. આમ હોવાથી શાન્ત થયેલો ધર્મ વ્યાપાર કરતો નથી એટલું જ નહિ પણ તેનામાં પુનઃ ઉદિત થઈ વ્યાપાર કરવાની યોગ્યતા પણ નથી. એથી ઉલટું જે અવ્યપદેશ્ય ધર્મ છે તે વર્તમાનકાલે વ્યાપાર કરતો નથી છતાં ઉત્તરકાલે વ્યાપાર એ કરી શકે છે તેથી એનામાં ઉત્તરકાલે વ્યાપાર કરવાની યોગ્યતા છે. આ પ્રકારની વિલક્ષણતાને લીધે એ ત્રણે ધર્મોનો ભેદ છે. વળી એ ભેદ પાડનાર હેતુ એના ક્રમનો ભેદ છે. આપણે જોઈએ છીએ કે મૃત્તિકા પ્રથમ ચૂર્ણરૂપે હોય છે, પછી એની એ જ મૃત્તિકા પિણ્ડરૂપ થાય છે, પછી કપાલરૂપ અને અન્તે ઘટરૂપ થાય છે. અહિં ચૂર્ણરૂપ મૃત્તિકા, પિણ્ડરૂપ મૃત્તિકા કપાલરૂપ મૃત્તિકા અને ઘટરૂપ મૃત્તિકા એમ ચારરૂપે મૃત્તિકા થઈ તેમાં એ ચારનો ક્રમ–પૌર્વાપર્ય–ભિન્ન ભિન્ન છે, ચૂર્ણરૂપ મૃત્તિકા અને પિણ્ડરૂપ મૃત્તિકાનો જે ક્રમ છે તે જ ક્રમ પિણ્ડરૂપ મૃત્તિકા અને કપાલરૂપ મૃત્તિકાનો નથી પણ ભિન્ન છે, તેજ પ્રમાણે જે ક્રમ એ બેનો છે તેથી ભિન્ન ક્રમ જ કપાલમૃત્તિકા અને ઘટમૃત્તિકાનો છે, આ રીતે ક્રમભેદ અહિં હોવાથી એ ચારે પૃથક્ પૃથક્ પરિણામો માનવામાં આવે છે, આ ચાર મૃત્તિકાના ધર્મ છે તેથી અહિં આપણે જોયું તેમ એ ધર્મ પરિણામનો ભેદ પાડનાર હેતુ ક્રમભેદ છે, તેજ પ્રમાણે જે ક્રમ અવ્યપદેશ્ય ધર્મનો ( અનાગતાવસ્થાવાળો ધર્મ ) અને ઉદિતધર્મ [ વર્તમાનકાલે વ્યાપાર કરતો ધર્મ ] એ બેમાં છે તેના કરતાં ભિન્ન ક્રમ જ એ ઉદિતધર્મ અને શાન્તધર્મની વચ્ચે છે. તેથી આ ત્રણ પરિણામ ભેદ પણ ક્રમભેદથી જ છે. આ જ પ્રકારે જ્યારે ઘટ નવો તથા જૂનો થાય છે, એકજ વ્યક્તિ એક ક્ષણે સબલ હોય અને અન્ય ક્ષણે દુર્બલ થાય છે ઇત્યાદિ અવસ્થાપરિણામ થાય છે ત્યારે પણ એમાં કાળભેદ–ક્રમભેદ જ એમ થવામાં હેતુ છે. તેથી પરિણામોનો ભેદ પાડનાર સર્વત્ર ક્રમવિશેષ જ છે. આ જ હેતુથી શ્રી યોગશાસ્ત્રમાં જણાવ્યું છે કે क्रमान्यत्वं परिणामान्यत्वे हेतुः ॥ ૩. ૧૫ ॥ પરિણામોનું અન્યત્વ એટલે ભેદ થવામાં ક્રમનું અન્યત્વ એટલે ભેદ હેતુ એટલે કારણ છે, અર્થાત્ જ્યાં જ્યાં પરિણામોના ભેદ માનવામાં આવે છે ત્યાં એ ભેદ ક્રમના ભેદથી માનવામાં આવે છે એટલું જ નહિ પણ જે જે પરિણામોની વચ્ચે ક્રમનો ભેદ જણાય ત્યાં એ ક્રમભેદ એ પરિણામના ભેદને સૂચવનાર જ્ઞાપક હેતુ પણ છે. અહિં તમને જિજ્ઞાસા થશે કે એ ક્રમ તે શું ? આનું ઉત્તર શ્રી પતં-

જલિ ભગવાને આપતાં જણાવ્યું છે કે क्षणप्रतियोगी परिणामापरान्तनिर्ग्राह्यः क्रमः ॥ ૪. ૩૩ ॥ આ સૂત્રમાં પ્રથમપદથી એ કહ્યું કે ક્ષણ જેનો પ્રતિયોગી છે તે ક્રમ છે. સાદૃશ્ય બે પદાર્થવચ્ચે રહે છે તે બે પદાર્થો તેના અનુયોગી તથા પ્રતિયોગી કહેવાય છે અથવા બન્ને પ્રતિયોગી કહેવાય છે. જેમ ચંદ્રનું સાદૃશ્ય મુખમાં છે, મુખ ચંદ્રસદૃશ છે એમ કહેવામાં આવે તો ચંદ્ર સાદૃશ્યનો પ્રતિયોગી (પ્રતિસંબંધી) છે અને મુખસાદૃશ્યનું અનુયોગી છે. ચંદ્ર તથા મુખ એ બેનું સાદૃશ્ય એમાં બન્ને પ્રતિયોગી થઈ શકે છે. અહિં એ પ્રતિયોગીદ્વારા જ સાદૃશ્યનું નિરૂપણ થાય છે. આ જ પ્રમાણે ક્રમ પણ બે પદાર્થવચ્ચે જ રહે છે અને તે પદાર્થ તે કાળના અતિ સૂક્ષ્મ અવયવ જે ક્ષણો તે છે. એક ક્ષણ પછી બીજો ક્ષણ આવે છે, પછી ત્રીજો આવે છે, પછી ચતુર્થ આવે છે ઇત્યાદિ. અહિં જે આસપાસના બે ક્ષણો તે એમના આનન્તર્યરૂપ ક્રમના પ્રતિયોગી છે. તેથી ક્રમનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે કે ક્ષણો જેના પ્રતિયોગી છે એવો પદાર્થ તે ક્રમ છે. એ ક્રમનો જે પૂર્વાપરીભાવ–પૂર્વોત્તર હોવાપણું–તે ક્રમ છે. સાધારણ બુદ્ધિને ક્ષણોનું જ્ઞાન થવા અસંભવ છે તેથી ક્રમનું પ્રત્યક્ષ તેમને તરત થતું નથી. પણ જ્યારે જે પરિણામ એ ક્ષણોના ક્રમથી થતો હોય તે પરિણામનો અવધિ આવે છે ત્યારે તે ક્રમનું જ્ઞાન થાય છે. એક પટ–વસ્ત્ર મીલમાંથી તૈયાર થયું તે જ ક્ષણથી એ જૂના થવાના ક્રમપર ચાલે છે, અને તે પ્રમાણે પ્રતિક્ષણે જીર્ણ થતું રહે છે પણ એ જીર્ણતા પ્રતિક્ષણે પ્રત્યક્ષ દેખાતી નથી. જ્યારે એ અવધિએ પહોંચે છે ત્યારે જ એ જીર્ણતાનું જ્ઞાન આપણને થાય છે. અને એ જીર્ણતાનું જ્ઞાન થયે આપણે વિચારથી જાણીએ છીએ કે એ જીર્ણતા એકદા સિદ્ધ થઈ નથી પણ ધીમે ધીમે પ્રતિક્ષણે થતાં એ અપક્ષયરૂપ પરિણામનો અવધિ થવાથી જ આપણને જણાઈ છે. તેથી આ ઉપરથી એ ક્ષણોના ક્રમનું અનુમાન થાય છે. આ જ પ્રમાણે પાકક્રિયા કરવામાં આવે છે તેમાં ચોખાનો પાક (પોચા પડવું) એ ક્રિયા જ્યારથી સ્થાલીને ચૂલાપર ચઢાવીએ છીએ ત્યારથી શરુ થાય છે અને તેને ઉતારી લઈએ છીએ ત્યાંસુધી ચાલતી રહે છે. છતાં એનું જ્ઞાન આપણને ચોખા બરાબર પોચા પડી જાય છે– પાક બરાબર થઈ રહે છે ત્યારે જ થાય છે. અહિં પણ પાકરૂપ પરિણામની શરુઆતથી ક્ષણોના પૂર્વાપરીભાવરૂપ ક્રમ ચાલવા માંડયો છે છતાં ક્ષણોરૂપ પ્રતિયોગીનું આપણને જ્ઞાન નહિં થવાથી એ ક્રમનું જ્ઞાન આપણને થતું નથી પણ છેવટે પાકક્રિયાની નિષ્પત્તિ થાય છે ત્યારે જ એ ક્રમોનું અનુમાન થાય છે. આ હેતુથી જ આ સૂત્રમાં **परिणामापरान्तनिर्ग्राह्यः** એવું ક્રમનું બીજું વિશેષણ આપ્યું છે. એનો અર્થ એ છે કે પરિણામનો જે અપર એટલે છેવટનો અન્ત અર્થાત્ પૂર્ણ અવસાન તેવડે જ જેનું નિઃશેષતઃ બરાબર–ગ્રહણ થાય એવો ક્રમ છે. આ ક્રમનું સ્વરૂપ જોતાં સ્પષ્ટ જણાય તેમ છે જે વસ્તુ પરિણામ પામતી નથી તેમાં ક્રમ વાસ્તવે હોતો નથી. કેમકે તે વસ્તુ તો સદા સર્વદા છે જ એટલે સર્વ ક્ષણો તેને માટે વર્તમાન જ છે. આવી વસ્તુ આગળ કહેવાશે તેમ પુરુષતત્ત્વ છે. એ પુરુષતત્ત્વ વાસ્તવે ક્રમરહિત છે છતાં એમાં પણ પુરુષ હતો, છે ઇત્યાદિ મિથ્યાવ્યવહાર થતો હોવાથી ઔપચારિક ક્રમ કહી શકાય છે. જે પ્રકૃતિતત્ત્વ છે તે અહિં કહેવા પ્રમાણે ત્રિગુણાત્મક છે અને પરિણામિ નિત્ય છે. એનું પણ અવસાન થતું નથી તેથી એ તત્ત્વના ક્ષણોના ક્રમનું પણ જ્ઞાન શકે તેમ નથી. પ્રકૃતિના જે વિકાર છે તેના

ક્ષણોના ક્રમનું જ્ઞાન થઇ શકે છે અને તેટલા ઉપરથી જ પ્રધાનક્ષણના ક્રમનો વ્યવહાર ચાલે છે, આ પ્રમાણે હોવાથી જે વિકારરૂપ તત્ત્વો છે તેમાં યથાર્થ ક્રમ છે, જે પ્રકૃતિ છે તેમાં અલબ્ધપર્યવસાનક્રમ છે અને પુરુષમાં માત્ર ઔપચારિકક્રમ છે.

આ પ્રકારના ક્રમના ભેદને લીધે પરિણામનો ભેદ થાય છે, અને પરિણામભેદ એ આ ક્રમભેદનો સૂચક છે. તેથી આ ક્રમભેદરૂપ કારણને લીધે શાન્ત, ઉદિત અને અવ્યપદેશ્ય એમ ત્રણ પ્રકારના ધર્મો માનવા જરૂરના છે, અર્થાત્ ધર્મ એક છતાં એનો અતીત, વર્તમાન અને અનાગત-ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ કાલસાથે સંબંધ માનવો આવશ્યક છે. આ સાથે ધર્મીનું સ્વરૂપ જોઇએ છીએ તો એ આ ધર્મથી વિલક્ષણ દેખાય છે. મૃત્તિકા એ ધર્મી છે એ ઘટરૂપ આકૃતિ એ તેનો ધર્મ છે. એ ઘટરૂપ ધર્મ જ્યારે ઉદય નહોતો પામ્યો ત્યારે મૃત્તિકા વિદ્યમાન હતી એટલે જ્યારે એ ધર્મ ભવિષ્યત્ કાલસાથે સંબંધવાળો હતો ત્યારે મૃત્તિકા વર્તમાનકાલસાથે સંબંધવાળી હતી, એ ઘટ ઉદય પામ્યો અર્થાત્ વર્તમાનકાલે સંબંધવાળો થયો ત્યારે પણ મૃત્તિકા તો હતી જ અર્થાત્ વર્તમાનકાલસાથે સંબંધવાળી હતી, તેમ જ જ્યારે એ ઘટ ભાંગી જાય ત્યારે પણ મૃત્તિકા તો રહે જ છે, અર્થાત્ ઘટ અતીતકાળસાથે સમ્બંધવાળો થાય ત્યારે પણ મૃત્તિકા તો વર્તમાન કાળસાથે સંબંધવાળી રહે છે. તેથી ઘટના ત્રિવિધ લક્ષણપરિણામ થાય, ઘટ શાન્ત, ઉદિત અને અવ્યપદેશ્ય થાય તોપણ મૃત્તિકારૂપ ધર્મી વર્તમાનકાળસાથે સંબંધવાળો રહે છે. આ જ રીતે મૃત્તિકા એ ધર્મ છે અને જે પૃથ્વીના અણુની એ આકૃતિવિશેષ-રચનાવિશેષ છે તે પાર્થિવ અણુઓ ધર્મી છે. અહિં પણ એ મૃત્તિકારૂપ રચના નહોતી થઇ, થઇ અને પુનઃ તિરોભાવ થઇ જાય ત્યારે એ ત્રણે સ્થિતિમાં એ ધર્મીરૂપ અણુઓ વિદ્યમાન રહે છે અર્થાત્ વર્તમાનકાલસાથે સંબંધવાળા જ રહે છે. આ જ રીતે વૃક્ષ એ ધર્મ છે અને અંકુર એ ધર્મી છે. વૃક્ષ નહોતું એટલે અનાગત અવસ્થામાં હતું ત્યારે, વૃક્ષ સ્વરૂપે પ્રાદુર્ભાવને પામે છે ત્યારે એટલે વર્તમાનદશામાં આવે છે ત્યારે પછી અતીત થઈ જાય છે ત્યારે પણ અંકુર વર્તમાનકાલસાથે સંબંધવાળો હોય છે. એ જ રીતે અંકુર એ ધર્મ છે અને જે અણુઓમાંથી એ બન્યો છે તે ધર્મી છે, એ ધર્મી સદા વર્તમાનકાલે રહે છે. આ પ્રકારે પાર્થિવ અણુઓ એ ધર્મી છે અને ગંધ તન્માત્રા એ ધર્મી છે, ગંધ તન્માત્રા એ ધર્મ છે અને તામસ અહંકાર એ ધર્મી છે, તામસ અહંકાર એ ધર્મ છે અને મહત્તત્ત્વ એ ધર્મી છે, મહત્તત્ત્વ એ ધર્મ છે અને સત્ત્વાદિ ગુણત્રય એ ધર્મી છે. અહિં સર્વમાં ધર્મી સદા વર્તમાનકાળમાં રહે છે અને ધર્મો વર્તમાનાદિ કાલત્રયસાથે સંબંધવાળા થાય છે. સત્ત્વાદિ ગુણત્રય એ કદાપિ ધર્મરૂપ નથી તેથી વાસ્તવ ધર્મી એ જ છે અને એમાં જ સર્વ ધર્મનું અસ્તિત્વ રહેવાથી એ જ સનાતન તથા સર્વશક્તિસંપન્ન છે. આ રીતે આપણને સ્પષ્ટ જણાય છે કે ધર્મ અને ધર્મીનો ભેદ છે. ધર્મ વર્તમાનાદિ કાલત્રયસાથે સંબંધવાળો થતાં છતાં ધર્મી વર્તમાનકાલસાથે સંબંધવાળો જ રહેનાર છે તેથી ધર્મ અને ધર્મી એ બંને એક નથી પણ ધર્મથી અતિરિક્ત ધર્મી છે.

( અપૂર્ણ. )

# માવાપનું સામર્થ્ય.

માબાપનું આરોગ્ય અથવા રોગ સદ્‌ગુણ અથવા દુર્ગુણ, પુણ્યવૃત્તિ અથવા પાપવૃત્તિ, સદ્‌વ્યસન અથવા દુર્વ્યસન, તેમની પ્રજામાં ઉતરી આવે છે, એ સિદ્ધાંત સર્વ વિચારવાન્ પુરુષો સ્વીકારે છે. માબાપના સદ્‌ગુણ વગેરે પ્રજામાં ઉતરી આવવાનો આ નિયમ, માબાપના આંતર મનદ્વારા જ કેવળ પ્રવર્તે છે. જે જે લક્ષણો અથવા સ્થિતિઓના માબાપના આંતર મનમાં દૃઢ સંસ્કાર પડ્યા હોય છે, તે જ તેમનાં છોકરામાં આવે છે, પરંતુ માબાપના આંતર મનમાં જેના દૃઢ સંસ્કાર પડ્યા હોતા નથી, એવી કોઇ પણ સ્થિતિ અથવા ગુણ છોકરામાં કદી પણ ઉતરી આવતા નથી.

બાળકનો ગર્ભે રહેતી વખતે માતાને અથવા પિતાને ભલે કોઇ શારીરિક વ્યાધિ થયો હોય, પણ આ વ્યાધિ જો બાહ્ય શરીરમાં જ હોય છે, અને આંતર મનમાં તેનાં બીજકો નથી હોતાં તો તે વ્યાધિ અથવા તે વ્યાધિ થવાનો સ્વભાવ તે બાળકમાં ઉતરી આવતો નથી.

માનસશાસ્ત્રવિદોએ એ હવે સારી રીતે સિદ્ધ કર્યું છે કે વ્યાધિઓ પોતે બાળકોને વારસામાં કદી મળતા નથી, પરંતુ વ્યાધિનાં કારણો જ તેમને તેમના આંતર મનમાં વારસામાં મળે છે, અને કારણો જ બાળકોમાં પછીથી રોગને ઉત્પન્ન કરે છે; પરંતુ આંતર મનમાં માબાપે સ્થાપેલાં કારણો ટાળી શકાય છે, અને તેથી માબાપે સહન કરેલા વ્યાધિઓ તેમનાં બાળકોએ સહન કરવાની કશી જ જરૂર નથી.

જેમ માબાપથી મળેલા રોગોને તેમનાં બાળકોએ સહન કરવાની કશી જ જરૂર નથી, તેમ તેમના તરફથી મળેલા કુરૂપ દેહના, સ્વભાવોના, દુર્ગુણોના, દુર્વ્યસનોના ભોગ થઇ પડવાની પણ તેમને કશી જ જરૂર નથી. તેમના તરફથી વારસામાં માત્ર આંતર કારણો જ મળ્યાં હોય છે, કાંઇ શારીરિક કે માનસિક સ્થિતિઓ મળેલી હોતી નથી, અને સઘળાં આંતર કારણો ફેરવી શકાય છે.

આમ છતાં, માબાપના શરીરમાં તથા બાહ્ય મનમાં જે કંઇ હોય છે તે બધાંના જ તેમના આંતર મનમાં દૃઢ સંસ્કાર પડેલા હોતા નથી. એ વાત સાચી છે કે શરીરની તથા બાહ્ય મનની પ્રત્યેક સ્થિતિનું કારણ આંતર મનમાં હોય છે તોપણ આંતર મનમાં રહેલાં સઘળાં કારણો કંઇ અત્યંત સુદૃઢ અને સ્થાયી હોતાં નથી, અને કેવળ સ્થાયી અને સુદૃઢ કારણો જ માત્ર માબાપતરફથી બાળકને વારસામાં મળે છે, તેથી એ વાત સ્પષ્ટ થાય છે કે માબાપમાં જેનું જેનું અસ્તિત્વ દેખાય છે તે સઘળું જ કંઇ બાળકને વારસામાં મળતું નથી.

આથી માબાપતરફથી કેવી કેવી અપ્રિય સ્થિતિઓ મને વારસામાં મળી હશે એવા વિચારથી કોઈપણ મનુષ્યે લેશ પણ ઉદ્વેગ ધરવાની જરૂર નથી. પોતાનાં માબાપના વ્યાધિઓ અથવા અપલક્ષણો તેને વારસામાં મળ્યાં હશે, તો તેમને નિવારવાનું તેનામાં સામર્થ્ય છે, અને પોતાના પૂર્વજોમાં જે અલૌકિક સામર્થ્ય બુદ્ધિ અને પ્રતાપ હતાં તે જો તેનામાં ઉતરી નહિ આવ્યાં હોય તોપણ તેણે ખિન્ન થવાની જરૂર નથી, કારણ કે હાલ પોતાના આંતર મનમાં આ સર્વનાં કારણો સ્થાપવાનું અને તેમની વૃદ્ધિ કરવાનું તેનામાં સામર્થ્ય છે.

એક મનુષ્યનું આંતર મનરૂપી ક્ષેત્ર બીજા મનુષ્યના જેટલું જ ફલદ્રુપ હોય છે. એકની જમીન ચઢીયાતી અને બીજાની ઉતરતી, એવું કશું હોતું જ નથી. યોગ્ય બીજક વાવવાની જ માત્ર જરૂર હોય છે; બીજક વાવતાં ધારેલો પાક ઉત્પન્ન થાય જ છે.

આમ છતાં માબાપના આંતર મનમાં જેના જેના દૃઢ સંસ્કાર પડ્યા હોય છે, તેની પ્રત્યેક બાબત અવશ્ય તેમનાં બાળકોને વારસામાં મળે છે, એ વાર્તા સિદ્ધ કરે છે કે માબાપના હાથમાં કેવું અસાધારણ સામર્થ્ય રહેલુંછે.

આંતર મનને કેવી રીતે કેળવવું, અને તેને ધારેલી દિશામાં કેવી રીતે પ્રવૃત્ત કરવું, એ જ્યારે મનુષ્યને આવડે છે ત્યારે પોતાના આંતર મનમાં કેવા અને કેટલા સંસ્કાર તે પાડી શકે તેનો વસ્તુતઃ કોઇ અવધિ નથી; અને આ સઘળા સંસ્કારો બાળકોને વારસામાં મળતા હોવાથી આવા મનુષ્યનાં બાળકો કેવાં થાય તેનું કોઇ માપ કાઢી શકતું નથી.

માબાપના આંતર મનમાં જે દૃઢપણે સ્થપાયલું હોય છે તે બાળકના ખરેખરા સ્વભાવરૂપ જ થઇને પ્રવૃત્તિ કરવાનું; આથી કરીને માબાપમાં જો કે અસાધારણ બુદ્ધિ નથી હોતી તોપણ જો પિતાએ અથવા માતાએ પોતાના આંતર મનમાં અસાધારણ બુદ્ધિનું કારણ અથવા સંસ્કાર નાંખ્યો હોય છે તો જન્મથી જ તે બાળક અસાધારણ બુદ્ધિયુક્ત જન્મવાનું.

અન્ય શબ્દોમાં કહીએ તો માબાપના આંતર મનમાં જે હોય છે તે બાળકના બાહ્ય મનમાં હોવાનું; માબાપે આંતર મનમાં જેવી ઇચ્છા કરી હોય છે તેનો બાળક બહાર પ્રત્યક્ષ અનુભવ કરે છે.

જ્યારે માતા અને પિતા બંનેએ તેઓના આંતર મનમાં પૂર્ણ આરોગ્યની, પૂર્ણ શારીરિક બળની, પૂર્ણ યૌવનની, પૂર્ણ ઓજસ્‌ની અને દીર્ઘ આયુષ્‌ની ઇચ્છાના પ્રબળ સંસ્કાર પાડ્યા હોય છે ત્યારે જન્મનાર બાળકમાં પ્રબળ આરોગ્યને ઉત્પન્ન કરનારાં એવાં તો સબળ કારણો ઉતરી આવે છે કે શરીરનો ભારેમાં ભારે દુરુપયોગ કરવાથી જ તે મરી પડે છે, સેંકડો નિયમોનો ભંગ કરવા છતાં પણ તે બળવાન્ અને નીરોગ રહેવાનો; નિયમોના ભંગને ન લેખવવાનું તેનામાં અમર્યાદ સામર્થ્ય અને સહનશક્તિ જણાવાનાં; સામાન્ય મનુષ્યકરતાં ઘણો લાંબો કાળ તેનામાં જીવન, બળ અને યૌવનનો દેખાવ ટકી રહેવાનાં, અને જગત્ જેને આજે દીર્ઘ આયુષ્ કહે છે, તેનું આયુષ્ ભોગવીને સામાન્ય મનુષ્ય જ્યારે મરણને પામે છે, ત્યારે આ વિશેષ અધિકારને પ્રાપ્ત પુરુષ પૂર્ણ આરોગ્ય તથા સામર્થ્યને ભોગવતો હોય છે.

બાળકને ગર્ભ જે સમયે રહ્યો હોય તે સમયે ભલે માબાપનાં શરીર નબળાં હોય, પરંતુ તેઓનાં આંતર મનમાં જો તેઓએ પૂર્ણ આરોગ્યના ઉંડા અને યથાર્થ સંસ્કાર પાડ્યા હોય છે તો જે બાળક જન્મે છે, તેનો શરીરનો બાંધો વસ્તુતઃ વજ્રજેવો હોય છે.

પોતાના આંતર મનમાં મનુષ્યને જેના સંસ્કાર હોય છે, તેનું ફળ તેના શરીરમાં તેને મોડું વહેલું જણાયાવિના રહેતું જ નથી; પરંતુ તેનામાં પડેલા આંતર સંસ્કારો જ્યારે તેના બાળકનામાં ઉતરી આવે છે, ત્યારે બાળકને એક વિશેષ લાભ થાય છે, અને તે એ કે તેના આખા જીવનમાં આ સંસ્કાર તેની મૂળ પ્રકૃતિરૂપ થાય છે, અને તેથી આરંભથીજ તે તેના જીવનમાં પ્રધાન કર્તા હર્તા હોય છે.

ગર્ભસમયે માબાપના આંતર મનમાં જે ઇચ્છાઓ દ્રઢપણે સ્થાપવાની હોય છે, તે ઇચ્છાઓ બાળકની પ્રકૃતિના પાયારૂપ થાય છે, અથવા અન્યરીતે કહીએ તો બાળકની સર્વ પ્રકારની માનસિક પ્રવૃત્તિના પ્રબલ હેતુરૂપ થાય છે; અને બાળક ભવિષ્યમાં કેવો નીવડશે, શું સિદ્ધ કરશે, અથવા શું પ્રાપ્ત કરશે, તે સર્વનો નિર્ણય આ હેતુઓને જોઇને કરી શકાય છે.

જ્યારે માતા અને પિતા બંનેએ તેઓનાં આંતર મનમાં ઉત્તમ ચારિત્ર્યના સંસ્કાર પાડ્યા હોય છે ત્યારે જન્મનાર બાળક ઉત્તમ ચારિત્ર્યવાળું થાય છે. આ ચારિત્ર્ય માબાપના નિત્યના જીવનમાં ભલેને પ્રકટ ન થયું હોય પરંતુ ગર્ભપૂર્વે થોડો સમય, જો તેઓ ઉભય તે ચારિત્ર્યના વિચારમાં પ્રબળપણે લીન થયા હોય છે તો જન્મનાર બાળક અસાધારણ ચારિત્ર્યબળવાળો થાય છે.

ઉત્તમ ચારિત્ર્યવાળાં માબાપ પણ બાળકના ગર્ભપૂર્વે અને ગર્ભસમયે જો દુરાચરણના વિચારોને પોતાના મનમાં પ્રવેશવા દે છે, તો જન્મનાર બાળકના અંતઃકરણમાં પણ દુરાચરણનાં બીજ રોપાય છે, અને માબાપના ઉત્તમ ગુણોમાંથી એક પણ ઉત્તમ ગુણ તેનામાં ઉતરી આવતો નથી.

ગર્ભપૂર્વે કેટલાક અઠવાડીયાંસુધી અને ગર્ભસમયે માબાપના આંતર મનની જેવી સ્થિતિ હોય છે, તે સ્થિતિઅનુસાર બાળકનું મન તથા પ્રકૃતિ રચાય છે, અને માબાપના આંતર મનને તે ગમે તેવી ઇચ્છેલી સ્થિતિમાં મૂકી શકાતું હોવાથી, બાળકનામાં આપણા ઇચ્છેલા ગમે સદ્ગુણનાં બીજ સ્થાપી શકાય છે.

ગર્ભપૂર્વે અને ગર્ભસમયે જો માબાપ ઉચ્ચતાના, પૂર્ણતાના અને સૌંદર્યના વિચારમાં રમ્યા કરે છે, અને સૌંદર્યના આત્માનું વસ્તુતઃ અંતરમાં ભાન કરે છે તો જન્મનાર બાળક મનમાં, ચારિત્ર્યમાં અને આત્મામાં સુંદર થાય છે, એટલું જ નહિ પણ સ્થૂલ શરીરમાં પણ સુંદર થાય છે.

જ્યારે માતા અને પિતા ઉભયના આંતર મનમાં સંગીતની પ્રબળ ઇચ્છા પડી હોય છે તો તેમને ત્યાં જન્મનાર બાળકમાં સંગીતમાટેની આશ્ચર્યકારક બુદ્ધિ હોય છે. આમ છતાં આપણે સ્મરણ રાખવું જોઇએ કે સંગીતઉપર માત્ર સામાન્ય પ્રેમ અને સંગીતઉપર આંતર મનમાં પ્રબળ ઇચ્છા, એ બેમાં આસ્માન જમીનનો તફાવત છે. સંગીતઉપર પ્રેમ તો ગમે તે મનુષ્યને હોય છે, પરંતુ આત્માના મધુર સ્વરો અત્યાનંદપૂર્વક જેમણે શ્રવણ કર્યા હોય છે, તેમના જ આંતર મનના સંગીતઉપર પ્રબળ પ્રેમના ઉંડા સંસ્કાર પડેલા હોય છે.

આ જ નિયમવડે કળા, સાહિત્ય, વક્તૃત્વ, નવી શોધ, રાજનીતિજ્ઞતા, સ્વરૂપમાં ગમે તે સંબંધની અસાધારણ બુદ્ધિ બાળકમાં માબાપ મૂકી શકે છે.

જો માતા અને પિતા ઉભય, અલૈકિક પ્રતિભાની પ્રબળ ઇચ્છા પોતાના આંતર મનમાં સુદૃઢ સ્થાપે છે, તો તેમનું બાલક અલૈકિક પ્રતિભાશાળી થાય છે, અને તેની પ્રતિભા માબાપે જે સિદ્ધ કરવા ઇચ્છા કરી હોય છે, તે સિદ્ધ કરવા તરફ વળે છે.

કોઇ પણ ઇચ્છા, સ્થિતિ, ભાવ, અથવા વલણના સંસ્કાર આંતર મનમાં સુદૃઢ સ્થાપવાને માટે, જેના સંસ્કાર સ્થાપવાના હોય છે તેના આંતર સ્વરૂપને બરાબર સમજ-

વાની, અને સમજેલા સ્વરૂપનું અંતરમાં ઉંડું ભાન કરવાની જરૂર છે.

આરોગ્યની પ્રૌઢતાના સંસ્કાર આંતર મનમાં દ્રઢપણે સ્થાપવાને માટે આખા શરીરમાં જ્યાં સુધી આરોગ્ય ઉભરાઇ જતું અનુભવાય ત્યાં સુધી આરોગ્યનો વિચાર અખંડિતપણે તેના ઉપર અંકિત કર્યા કરવાની અગત્ય છે.

તેજસ્વી બુદ્ધિના સંસ્કાર આંતર મનમાં દ્રઢપણે સ્થાપવાને માટે જ્યાં સુધી મનમાં ખરેખરો પ્રકાશ પ્રકટ થયેલો અનુભવમાં આવે ત્યાં સુધી તેજસ્વી બુદ્ધિનું ચિત્ર મનમાં અખંડ રચ્યા કરવું જ જોઇએ.

આ પ્રમાણે વર્તવાથી કોઇ પણ ગુણ અથવા સામર્થ્ય આંતર મનમાં કાર્ય કરતું થશે, અને માબાપના આંતર મનમાં જે કંઇ ક્રિયાશીલ હોય છે, તેનું બાળકની પ્રકૃતિમાં અને જીવનમાં સામ્રાજ્ય થાય છે.

માબાપ આંતર મનમાં જેને ઇચ્છે છે, તેવું બાળક જન્મથી જ થાય છે. આમ હોવાથી, માબાપમાં એવું સામર્થ્ય રહેલું છે કે જેનો કોઇ અંત અથવા અવધિ નથી.

---

## અમેરિકાની ધનાઢ્ય વિધવા સ્ત્રિઓ પોતાના ધનનો કેવો ઉપયોગ કરે છે?

દ્રવ્યનો ઉપયોગ કરવામાં કેવલ પુરુષો જ કુશલ હોય છે, એમ નથી; પરંતુ યોગ્ય કેળવણી પામેલી સ્ત્રિઓ પણ તેવી જ ઉત્તમરીતે દ્રવ્યનો ઉપયોગ કરે છે, એ આજકાલ અમેરિકાની અનેક સ્ત્રિઓ બતાવી રહી છે. આથી એમ કહેવાનું નથી કે આપણા દેશની સ્ત્રિઓમાં તેવી કુશલતા નથી; પરંતુ પ્રમાણ અત્યંત ઓછું હોવાનું.

અમેરિકામાં જે કાળે પુરુષને વિચાર કરતાં પોતાનું ધન પોતાની સ્ત્રીને આપવું યોગ્ય જણાય તોપછી તે બીજા કશાનો જ વિચાર કરતો નથી. પોતાના 'વિલ'માં તે પોતાની સ્ત્રીનું નામ નિઃશંકપણે લખી દે છે અને કરોડો રૂપૈયાની સંપત્તિ તેને સ્વાધીન કરવામાં તે લેશ પણ આંચકો ખાતો નથી. અને તે સંપત્તિનો તે સ્ત્રી કેવો ઉપયોગ કરશે તેની તે જરા પણ ચિંતા ધરાવતો નથી. જ્યાં સ્ત્રીની અપાર સ્વતંત્રતા છે, જ્યાં સ્ત્રિઓને કોઇ પૂછનાર નથી એમ કહીએ તો ચાલે એવું છે, અને તેઓ જે કરવા ધારે તે મોટેભાગે કરી શકે એવું છે, ત્યાં પણ પુરુષ નિશ્ચિંતપણે પોતાની અનર્ગળ સંપત્તિ તેને સ્વાધીન કરે છે.

અને પુરુષના આવા વિશ્વાસનો તેઓ લેશ પણ દુરુપયોગ કરતી નથી. આ દેશમાં જે પ્રકારનો કઠિન વૈધવ્યધર્મ પાળવાનો હોય છે, તેવું ત્યાં હોતું નથી. સ્ત્રી વિધવા થવા છતાં તે અનેક પ્રકારના વૈભવો ભોગવી શકે છે, સુંદર વસ્ત્રો અને મૂલ્યવાન્ ઘરેણાં પહેરી શકે છે, વિવિધ પ્રકારનાં ખાનપાન, પ્રવાસો, વિહાર, આદિ કરી શકે છે, વિવિધ 'પાર્ટી'માં નાચરંગમાં, નાટકચેટકમાં અને એવી અનેક મોજશોખમાં તે સ્ત્રિઓ ભાગ લઇ શકે છે, અને તેથી તેવામાં તેઓ પોતાના પૈસા ખર્ચે તો ખર્ચી શકે એમ છે. પરંતુ પતિના વિશ્વાસપાત્ર બનેલી તે સ્ત્રિઓ તે સંપત્તિનો લેશ પણ દુરુપયોગ કરતી નથી. પરંતુ તેઓ જાતે જેમ પતિની સહધર્મચારિણી રહે છે, તેમ તેમની સંપત્તિને પણ તેમના પતિની ઇચ્છાની સહધર્મચારિણી કરે છે, એટલે તેમના પતિ જે માર્ગે તે સંપત્તિ વાપરતા તે જ માર્ગે તેઓ પણ તે સંપત્તિને વહેવા દે છે.

પતિ જેમ લેશ પણ શંકાવિના પોતાની સંપત્તિ સ્ત્રીને આપે છે, તે કેવી રીતે અને ક્યાં વાપરવી તે કહેતો સરખો પણ નથી, માત્ર તે સ્ત્રીની યોગ્યતા અને કુશલતા જોઈને જ તેને સર્વસ્વ આપે છે, તેમ તે સ્ત્રિઓ પણ પોતાના પતિનાએ વિશ્વાસમે પૂર્ણ ન્યાય આપે છે, તે વિશ્વાસની યથાર્થ કિંમત કરે છે; અને તે ધનનો ઉપયોગ કરીને અને તે પણ જનસમાજના હિતમાં તેનો ઉપયોગ કરીને તેઓ બતાવી આપે છે કે તેમના પ્રતિ ધરેલા વિશ્વાસનો બદલો તેઓ પૂર્ણ કૃતજ્ઞતાથી, પૂર્ણ વિશ્વાસથી જ આપે છે.

અમેરિકાની વિધવા સ્ત્રિઓમાં આ સ્વભાવ હાલ જ વિકાસને પામ્યો છે એમ કાંઈ નથી. પણ પૂર્વે પણ હતો, અને તે અનેકમાં વધતો જાય છે. પતિના જીવનની ઇચ્છાને જ અનુસરવામાં પૂર્ણ કૃતજ્ઞપણે રહે એવી સ્ત્રિઓમાં સદ્‌ગતા મિસિસ, જેન. એલ. સ્ટેનફોર્ડ જેવો બીજો દૃષ્ટાંત ભાગ્યે જ મળી આવે છે. તે એક મોટા વિશ્વવિદ્યાલય (યુનીવર્સીટી)ની માતારૂપે ગણાઇ હતી. 'લીલેંડ સ્ટેનફોર્ડ, જ્યુનીયર, યુનીવર્સીટી'નું મકાનનું કાર્ય બે વર્ષપર્યંત કેલિફોર્નીઆના ગવર્નર સ્ટેનફોર્ડના હસ્તક રહ્યું, જ્યારે પછીનાં ૭ વર્ષ તે યુનીવર્સીટીનું સઘળું ભવિષ્ય મિસિસ સ્ટેનફોર્ડના હૃદયપટના એક ધબકારા ઉપર ટંગાઇ રહ્યું હતું. જે સમયે પ્રત્યેક દિવસ તે એ યુનીવર્સીટીના જીવનનો છેલ્લો દિવસ લાગતો તે સમયમાં એકલી મિસિસ. સ્ટેનફોર્ડ તેની જીવનદાત્રી શક્તિરૂપે વિશ્વમાં અચલપણે ઉભી હતી. કેટલાક દાવા વગેરેને લીધે જ્યારે તેના પૈસા બંધનમાં આવી ગયા તે વખતમાં તેણે પોતાની જરૂરીઆતોનો ભોગ આપી દીધો. તેણે પોતાના ઘરખર્ચમાં વાપરવાના પૈસા અટકાવી દીધા. એક વખતે જ્યારે તેને તેના નોકરોને પગાર આપવાને માટે ૧૫૦૦) રૂપૈયા મળ્યા કે તેણે તત્કાલ તે પૈસા એ યુનીવર્સીટીના પ્રોફેસરોને અને શોજકોને, પોતાના નોકરો થોડો વખત ખમશે અને પૈસાવિના ચલાવી લેશે એમ જણાવીને મોકલી આપ્યા.

જ્યારે એ સંસ્થાઉપર ૨૫,૦૦૦,૦૦૦ (અઢી કરોડ) રૂપૈયા દેવું થઇ ગયું હતું, ત્યારે તે વિધવા સ્ત્રી પોતાનું સઘળું રત્ન વગેરે જવાહીર લઇને મહારાણી વિક્ટોરીયાની જ્યુબિલીના પ્રસંગે તેને વેચવાને માટે લંડનમાં આવી અને તેને વેચીને એ સંસ્થાનો દેવામાંથી ઉદ્ધાર કરવો એવી આશા રાખી હતી. પણ તે વખતે બજાર એટલો બધો નરમ હતો કે જેથી તેમાંથી તે થોડોભાગ જ વેચી શકી. મિસિસ સ્ટેનફોર્ડ કહેતી કે, "જેને હકદાર તરીકે મારો પોતાનો કહી શકું એવો એક પણ રૂપૈયો, આ વિશ્વવિદ્યાલયપ્રતિના મારા મમત્વની વેદીઉપર મેં અત્યંત નિષ્ઠાપૂર્વક ધરી દીધો છે. તેને માટે હું મારા સમગ્ર જીવનનો ભોગ આપીશ."

થોડાં વર્ષપૂર્વે જ્યારે રસલ સેજ નામનો પુરુષ ગુજરી ગયો અને તેના કેટલાક લાખ રૂપૈયા તેના કોઇ કોઇ વારસને આપ્યા પછી તેની બાકીની ૨૦૦,૦૦૦,૦૦૦ (વિશ કરોડ) રૂપૈયાની સંપત્તિની એકલી માલિક તેની સ્ત્રીને બનાવ્યાનું "વિલ" પ્રસિદ્ધ થયું ત્યારે આખો દેશ ખળભળી ઉઠ્યો અને પૂછવા લાગ્યો કે "તે હવે તેનું તે શું કરશે?" જગતે જાણ્યું હતું કે જેણે આટલી મોટી સંપત્તિ તે સ્ત્રીને આપી તે ધનના આજસુધીના તે રક્ષકે એ સ્ત્રીને તે ધનનો ઉપયોગ કરવામાંથી અટકાવી હશે અને બીજા કોઈ સારા મનુષ્યોને તે સંપત્તિ સ્વાધીન કરીને તેનો કંઇ સારો ઉપયોગ કરવાનું

સૂચવશે, અને જગતને એમ પણ થયું કે તે સ્ત્રીને આજપર્યંત પૈસો વાપરવામાં તેના પતિએ અટકાવ કર કર કર્યો હશે. તેથી જગતને જો તે ધન તે સ્ત્રી મોજમજામાં અને વિલાસીજીવન તથા રસિકતામાં ન વાપરે તો એક આશ્ચર્યજેવું લાગે એમ હતું. અર્થાત્ જગતે એમ જ ધાર્યું હતું કે તે પૈસો એવી રીતે મેદાન મેદાન થઈ જશે, અથવા તેને સંઘરી રાખીને પરિણામે કોઈ બીજાના હાથે જઈ તેનો દુરવ્યય થશે. પાઈએ પાઈ તેની પોતાની સ્વતંત્ર માલિકિની હતી અને તેથી ઘટે તે પ્રકારે તે તેનો આનંદોપભોગ શા માટે ન લે, એ કોઈરીતે સ્પષ્ટ થાય એમ ન હતું. કેટલાકે તો તે તેમ જ કરશે, એમ માની લીધું પરંતુ જગતના કરતાં–જનસમાજના કરતાં–રસલ સેજ પોતાની પત્નીને વધારે સારી રીતે જાણતો હતો.

થોડો સમય ગયો નહિ એટલામાં તો જગતને ખબર પડી કે તેણે—ધર્મભાવનાથી આજપર્યંત કોઇએ પણ દાન કર્યું હોય તેના કરતાં અધિકપણે–ત્રણ કરોડ (૩,૦૦,૦૦,૦૦૦) ઉપરાંત રૂપૈયાની રકમ દાનમાં આપી દીધી છે અને પછી તે જેમ જેમ આપતી ગઈ તેમ તેમ જગત્ આશ્ચર્યની દૃષ્ટિથી એકશ્વાસભર્યા હૃદયથી જોઇ રહ્યું, પરંતુ તે માત્ર એ જ રીતે જોઈ રહ્યું નહિ, પણ એથી વધીને તે સ્ત્રીને વધાવી લઇને તેને ધન્યવાદ આપી રહ્યું.

જનસમાજની વ્યવહારની અને જીવનની સ્થિતિની સુધારણાની તેના પતિની સ્થાપિત સંસ્થાને ચલાવવી એ તેનું મોટા મોટું કાર્ય છે. અને તેની વૃદ્ધિ થવાને માટે ત્રણ કરોડ ઉપરાંત રૂપૈયા વ્યાજે મુકવામાં આવ્યા છે, તેના વ્યાજમાંથી તે કાર્યની વ્યવસ્થા કરવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેઇટસના પ્રત્યેક ભાગમાં તે સંસ્થાની ઉપશાખાઓ છે; અને તેના સુશિક્ષિત શિક્ષણવડે યુનાઇટેડ સ્ટેઇટસની સામાજિક ( Social ) સ્થિતિમાં બહુ ઉન્નતિ થાય છે.

માત્ર એ સંસ્થાને જ તે મદદ કરે છે, એમ નથી. મનુષ્યજાતિના હલકામાં હલકાથી ઉંચામાં ઉંચા વર્ગસુધીના સર્વ મનુષ્યોની ઉન્નતિમાં તે રસભર્યો ભાગ લે છે. બાલકોની સ્થિતિસંબંધી પણ તે વિચાર કરીને અટકી નથી, પણ 'પ્રિન્સ્ટન યુનીવર્સીટી' માં તેણે શયનાલય ( સુવાની જગા ) માટે લગભગ રૂ. ૮૦૦,૦૦૦ આપ્યા છે. દવાખાનાઓમાં પથારીઓ, નૌકાની 'યંગ મેન્સ ક્રીશ્ચીયન એસોસીએશન' ની સ્થાપના, નિરાધાર ૭૯ સ્ત્રિઓમાટે મકાનો બાંધવાં, એ બધાં પણ, જેમાં જેમાં તે સાહાય્ય આપે છે, તેના માત્ર એક વિભાગરૂપે જ છે. તેના પ્રદાનનો હસ્ત આખી પાશ્ચાત્ય સૃષ્ટિપર ફરી વળ્યો છે. સાઈરીયા ( Syria ) માં બેરુટ ( Beirut ) માં તેણે 'સાઈરીઅન પ્રોટેસ્ટંટ કૉલેજ' સ્થાપી છે. તેના પતિની ઇચ્છા એ જ તેની ઇચ્છા થઈ રહી છે.

એના કરતાં કાંઇ જૂદા પ્રકારની એક મિસિસ હેન્રી એચ. રૉજર્સ છે. તે સૌભાગ્યવતી છે અને તોપણ એક વિધવા સ્ત્રી પોતાની સંપત્તિને દાનમાં નિઃશંકપણે આપી દે, તેવા જ સ્વભાવની તે પણ છે. પતિની કરોડો રૂપૈયાની સંપત્તિની પોતે એક જ સ્વામિની થનાર અમેરિકાની વિધવા સ્ત્રિઓમાં ધર્માદામાં દ્રવ્ય ખર્ચવાનો જે એક સ્વભાવ જોવામાં આવે છે, તે સ્વભાવ આ સ્ત્રીમાં છે પરંતુ તે ધર્માદાનો અર્થ, ઉપર લીના વધ કરવા અને સ્હાર્યાં કરવા એવો નથી. પતિએ પોતાના જીવનમાં જે કાર્ય કર્યું હોય તેને

ઉત્તેજિત રાખવામાં અને દેશના ઉદયની ખાતર જે જે પ્રવૃત્તિઓ થતી હોય તેમાં સાહાય્ય કરવામાં જ તેઓ યથાર્થ ધર્મદાન કર્યું એમ જાણે છે. મિ. રૉજર્સ ધર્મદાન કરનારા પુરુષોમાંનો ગણાતો ન હતો પરંતુ તેણે ઘણું આપ્યું હતું. પણ તે કશી ધાંધલવિના શાંતિથી જ આપવામાં આવ્યું હતું. તેણે ઘણું ખરૂં દાન તો તેની પ્રિય ભૂમિ 'ફેરહેવન' નામના શહેરને આપ્યું હતું.

તેની સ્ત્રીની ઇચ્છા, એ શહેરને તેના પતિની ઇચ્છાનુસાર એક અલંકારરૂપ અથવા અદ્વિતીયસરખું કરવાની છે. તેના પતિએ તે નિમિત્ત જે પ્રવૃત્તિ કરેલી તેને વધારીને અને બીજી અનેકરીતે કરીને પણ તેના પતિની ઇચ્છા સફળ થાય એ જ તેનો હેતુ છે. અને તેની જ સાથે તે સ્ત્રીની સ્વતંત્ર ધર્મદાન કરવાની પ્રવૃત્તિ તો ચાલ્યા જ કરે છે. મનુષ્યજાતિના હિતમાટે તે આગળ પડતો ભાગ લેતી આવી છે. મજુરી કરનારી છોકરીઓપ્રતિ તેની વિશેષ મમત્વબુદ્ધિ છે. તેવી છોકરીઓને સાહાય્ય કરનારી એક મંડળી સ્થપાઈ ત્યારે તેમાં સઉથી પ્રથમ સાહાય્ય કરનારી સ્ત્રી તે હતી. એવી જ એક બીજી સંસ્થાની તે પ્રમુખ (President) છે. એ સંસ્થા લગભગ ૧,૦૦૦,૦૦૦ (દસ લાખ) રૂપૈયાના ખર્ચથી ચાલે છે, અને તેની વ્યવસ્થા કરવાનું કામ બહુ જોખમભર્યું છે.

વ્યાપારકાર્યમાં અત્યંત કુશલ ગણાતી એક મિસિસ ઈ. એચ હેરિમેન નામની સ્ત્રી છે. તેના પતિના સમયમાં મનુષ્યોનું તેની સ્ત્રીપ્રતિ લક્ષ ગયું નહતું. પરંતુ આજે વ્યાપારીવર્ગની દૃષ્ટિ તેના તરફ વળી છે. તેના પતિએ 'વિલ' (વસીયાતનામું) કરીને તે સ્ત્રીને જે પૈસા આપ્યા છે તેટલા હજી સુધી કોઇ પણ સ્ત્રીને અપાયા નથી. એ 'વિલ'-માં માત્ર નવ્વાણું શબ્દો લખેલા હતા. અને એ દરેક શબ્દના ૩,૦૦૦,૦૦૦ (ત્રિશ લાખ) ઉપરાંત રૂપૈયા થાય એટલા પૈસા તેને મળ્યા છે ? ગણ્યા એકંદરે કેટલા થયા ? લગભગ ત્રિશ કરોડ રકમ ! નિઃશંકપણે એક જ સહીની સાથે તેના પતિએ તે સ્ત્રીને એ ગંજાવર રકમ સ્વાધીન કરી દીધી. જો કે તે પુરુષને પાંચ છોકરાં હતાં, પરંતુ તેમને માટે વિલમાં કશું જ લખવામાં આવ્યું નહતું. તેણે કેવલ તેની સ્ત્રીને જ એ સંપત્તિની વ્યવસ્થા કરવા, તે પણ ઇચ્છાનુસાર અને સ્વતંત્રપણે વ્યવસ્થા કરવા મૂકી દીધી.

તેણે એક ઓફીસ રાખી છે, અને ત્યાંથી પોતાની સમગ્ર સંપત્તિની વ્યવસ્થા કરે છે. ત્યાં 'ટેલીફોન' રાખીને તેવડે તે સ્ત્રી પોતાનો સમગ્ર વ્યાપાર કરે છે. અને તેની મરજીપ્રમાણે જ સર્વ વ્યવસ્થા કરવામાં આવે છે.

જો કે તે સ્ત્રીનો પ્રધાનલક્ષ વ્યાપારતરફ છે, તોપણ ધર્મદાનસંબંધી અને લોકહિતકારી કાર્યોપ્રતિ તેનો અલક્ષ નથી. એક સાર્વજનિકબાગ કરવાને માટે તેણે તેની જમીનમાંથી ૧૦,૦૦૦ એકર જમીન આપવાની યોજના કરી છે. તેની એક પુત્રીએ ઉત્તમ પ્રકારની ૩૫૦ ગાયોવાળી એક 'ડેરી' (દુધમાંથી માંખણ બનાવવાનું કારખાનું) કાઢી છે. એ ડેરી ત્યાંની મોટામાં મોટી ડેરીઓમાંની એક છે. તે પુત્રી આ કાર્ય કુશલતાથી કરે છે કે કેમ તે તેની માતા જુએ છે, અને જો તેમાં તે પુત્રી ફતેહમંદ નીવડશે તો તેના કરતાં પણ કોઇ મોટું કાર્ય તે પુત્રીની માતા તેને આપવા ધારે છે,

ધનાઢ્ય વિધવા સ્ત્રિઓ જે દિશામાં યત્ન કરે છે, તે દિશા વિવિધ પ્રકારની હોય

છે. મિસિસ. ઓ. પી. એચ બેલ્મોંટ નામની સ્ત્રી, સ્ત્રિઓને રાજ્યદ્વારી હક મેળવવાની બાબતમાં આગેવાનીભર્યો ભાગ લે છે. એ યોજનામાં તે તનમનથી કામ કરે છે, અને ધનની પણ પુષ્કળ મદદ આપે છે. તેનું નામ માત્ર હજારો રૂપિયા આકર્ષી લાવવાને માટે બસ છે, પણ એટલા માત્રથી તે સંતોષ પામતી નથી. તેના પતિએ તેને ૧૫,૦૦૦,૦૦૦ (દોઢ કરોડ) રૂપિયા આપ્યા છે, અને તેની તે જાતે જ વ્યવસ્થા કરે છે. તેમાંથી ઉપર કહેલી યોજનાને તે ઉત્તેજન આપ્યા જ કરે છે. અને તેનો ઘણો ભાગ એ કાર્યને આગળ વધારવામાં જાય છે. સ્ત્રિઓના હકસંબંધી વિચારો ચલાવવાને માટે મેળા ભરવાને તથા વ્યાખ્યાનો કરવાને સારૂ ન્યુપોર્ટમાં તેને 'માર્બલ હાઉસ' નામનું એક મકાન ખુલ્લું મૂકાવી આપીને તેણે સર્વને આશ્ચર્યચકિત કરી મૂક્યા છે. તે અત્યંત ભવ્ય, ઘણું જ રમણીય અને શિલ્પકળાના એક નમુનારૂપ છે. પહેલાં તેમાં કોઈને જવા દેવામાં આવતા ન હતા. પૂર્વે એ શિલ્પકળાના અનેક રસજ્ઞ પુરુષોને તે જોયા વિના જ ત્યાંથી પાછું ફરવું પડતું હતું. આજે આ સ્ત્રીએ તે મકાનના દરવાજા સર્વ માટે ખુલ્લા મૂકી દીધા છે.

ન્યુયોર્કમાં જેવી એ સ્ત્રી છે, તેવી મિસિસ પૉટર પામર નામની સ્ત્રી ચીકાગોમાં છે. તે અત્યંત લાગવગવાળી છે, અને વિવિધ દેશોને તે ઉપયોગી થઇ પડી છે. તે જ્યાં ત્યાં કંઇને કંઇ મદદ કરવાને પોતાનો હાથ લંબાવ્યા જ કરે છે. ચીકાગોમાં તે પોતાની સંપત્તિનો ઉદારતાથી વ્યય કરે છે.

ચીકાગોમાં તે સ્ત્રીની સાથે ગણાતું બીજી એક સ્ત્રીનું નામ મિસિસ. માર્શલ ફીલ્ડ છે. સમગ્ર વ્યાપારીવર્ગના મુકુટરૂપ ગણાયેલા માર્શલ ફીલ્ડની તે વિધવા પત્ની છે. તે પુરુષની દુકાનમાં હલકામાં હલકી કિંમતની સાવરણીથી ભારેમાં ભારે કિંમતના હીરા વગેરે રત્નોસુધીનો તમામ સામાન મળે છે. એ દુકાને ચઢનારાને કોઇ પણ વસ્તુમાટે બીજી દુકાને જવું પડતું નથી. તે દુકાનને પૂરેપૂરી જોતાં જ આઠેક દિવસ થાય એમ છે. એ સર્વ સંપત્તિની માલિક તે સ્ત્રી થઇ છે. તેની સઘળી મિલકત ૬૦૦,૦૦,૦૦,૦૦ (સાઠ કરોડ) ઉપરાંત રૂપિયાની છે. તે સ્ત્રીને શહેર સુધારવાની બાબતમાં બહુ રસ છે અને એ કામમાં આગળપડતો ભાગ લે છે; અને લોકના સામાન્ય સુખનો વિચાર કરનાર વર્ગમાં તે એક અત્યંત પ્રમાણભૂત સ્ત્રી ગણાય છે. મજુરવર્ગને યોગ્ય, ન્યાય આપવાના વિચારથી, કેટલી સુગમતા કરવાને માટે તેણે પોતાના ભવ્ય મહાલયને એક શેરીનું રૂપ થોડા વખત પહેલાં આપી દીધું છે.

બીજી એક વિધવા સ્ત્રી પણ જનસમાજના સામાન્ય હિતમાટે પ્રવૃત્તિ કરવામાં બહાર પડી છે. તે દુર્બલ નાનીસરખી સ્ત્રી છે, અને વાયુની એક ઝપટ તેને ઉડાડી મૂકે એવું તેનું શરીર છે. તેમ છતાં પણ તે અત્યંત ચપળ છે. તેના ઉપર આવતાં પ્રત્યેક યાચનાપત્રોને તે પોતાને હાથે જ ઉપાડે છે. એવા પત્રોની નિત્યની સંખ્યા સો ઉપરાંત હોય છે.

મિસિસ. ફ્રેબેરા. એ. હીઅરર્ટ નામની સ્ત્રી પણ અત્યંત ઉદારતાથી લોકોપકારક કામોમાં ભાગ લેતી આવી છે. નાનાં બાળકોને કેળવણી અને તેમની પ્રગતિમાં તે અત્યંત આગ્રહી અને રસવૃત્તિવાળી છે. વૉશિંગ્ટનમાં બાળકોને માટે એક નિવાસાલય-ગૃહ-બાંધું

છે. એ જ શહેરમાં કીંડરગાર્ટન પદ્ધતિવાળી પણ શાળાઓ સ્થાપી છે, અને તે ઉપર લગભગ પાંસઠ હજાર રૂપૈયા તે દરવર્ષે ખર્ચે છે. મજુરી કરનાર સ્ત્રિઓઉપર પણ તેની સાહાય્યકદૃષ્ટિ પ્રસરેલી છે, અને તેને ઉત્તેજન આપે છે.

તે પોતાના પૈસા, જેને જરૂર છે તેના હાથ ન પહોંચી શકે એટલે ઉંચી મૂકી રાખતી-સાચવી રાખતી નથી, તેમ ગમે તેવી નિરુપયોગી બાબતોમાં ઉડાઉ ખર્ચ કરતી નથી. પોતાના કરતાં દુર્ભાગી સ્ત્રિઓપ્રતિ તેને અનુકંપા રહે છે, અને તેના જીવનને તે અન્યના હિતમાં વાપરતાં પાછી પાની કરે એમ નથી.

આ પ્રકારે ત્યાંની અનેક ધનાઢ્ય વિધવા સ્ત્રિઓ પોતાની સંપત્તિનો સદ્વ્યય કરી રહી છે, અને એ રીતે પતિની ઇચ્છાઓને અદ્યાપી પોષણ આપી તેમને ફલવતી અને નવપલ્લવિત રાખી રહી છે, અને તેવડે પોતાના પતિવ્રતનું ઉત્તમરીતે પાલન કરે છે.

આ દેશમાં આ કાલમાં અજ્ઞાનને લીધે વિધવા સ્ત્રિઓ પોતાની સામાન્ય ઇચ્છાઓનું સ્મરણ કરી તેનું પાલન કરવામાં આગ્રહી રહે છે, જ્યારે ત્યાંની સુશિક્ષિત સ્ત્રીઓ પતિની ઉત્તમ અને પ્રધાન ઇચ્છાને વિચારી તેને અનુસરવા યત્ન કરે છે. અને આમાં કેળવણીની ખામી એ જ મુખ્ય કારણ છે. નહિં તો પતિની ઇચ્છાને અનુસરવામાં આ દેશની સ્ત્રિઓને હજી કોઇ આંટી શક્યું નથી, અને તોપણ કેળવણીની ન્યૂનતાને લીધે આ દેશની સ્ત્રીઓનો એ અપૂર્વ સદ્ગુણ સૂર્યસમાન ઝળકી રહ્યો નથી.

આર્યદેશની પૂર્વની અનેક સ્ત્રીઓનાં દૃષ્ટાંત મળી આવે છે કે જેમાં તેઓએ પતિની ઇચ્છાને અનુસરીને અનેક કાર્યો કર્યાં છે. યુદ્ધ, રાજ્યકાર્ય, સર્વસ્વ ત્યાગ, તપ વગેરે અનેક કાર્યો કર્યાનું પ્રસિદ્ધ છે. અને તેથી આ દેશની સ્ત્રિઓને આ માર્ગ અજાણ્યો રહ્યો નથી, પણ વસ્તુતઃ તેમણે જ એ માર્ગનું જગતને દિગ્દર્શન કરાવ્યું છે.

પરંતુ આજની ભારત મહિલાઓએ પૂર્વજોનું સ્મરણ કરી, તેમની કરેલી ક્રિયાનાં સ્વરૂપને માત્ર પોતાની વાણીમાં જ રાખી મૂકી બેસી રહેવાનું નથી. પરંતુ સમયને યોગ્ય વિચાર કરીને પોતાનામાં રહેલા સદ્ગુણોને બહાર ઝળકાવવા પૂર્ણ યત્ન કરવાનો છે. અને યત્ન કરતાં શું સિદ્ધ નથી થતું ?

---

# સ્પિરિચ્યુઆલિઝમના બંધમાં સ્વાનુભાવ.

સ્પિરિચ્યુઆલિઝમના નામથી પ્રસિદ્ધ વિદ્યાના અનેક વ્યતિકરોનું પ્રજાને વારંવાર શ્રવણ થતું રહે છે. મોટી વયનું કોઇ એક પણ મનુષ્ય ભાગ્યે હશે કે જેના સાંભળવામાં આવા વ્યતિકરો એક વા અનેક નહિ આવ્યા હોય અમુકને ભૂત આવે છે, અમુક પ્રેતને બોલાવે છે, અમુક ગૃહમાં ભૂત રહે છે, અમુક સમયે દેખાય છે, અમુક ભુવો છે, અમુક જતિ છે અને તે અમુક પ્રેતને બોલાવે છે અને અમુક અમુક વ્યતિકર કરે છે ઇત્યાદિ વિવિધ પ્રસંગોનું શ્રવણ થતું જ આવ્યું છે. આ સર્વમાંથી સેંકડે લગભગ ૯૮ ટકા જેટલા વ્યતિકરો તો સાફ તર્કટતા જ હોય છે. વિજ્ઞાનના બળથી અને તેમાં વર્ણવેલી યુક્તિઓથી કેટલાક ચમત્કારિકજેવા વ્યતિકરો કોઇ કોઈ દર્શાવે છે, કેટલાકમાં ઘણા મનુષ્યો

પરસ્પર સંકેત કરી માનવાને તત્પર પ્રજાને કાવતરૂં કરી છેતરે છે. કેટલેક સ્થળે મંત્રજાતન્ત્રના વ્યાધિઓને તેના સ્વરૂપથી અજ્ઞાન પ્રજા ભૂતનાં કાર્યરૂપે સ્વીકારી લે છે, કે માતા આવે છે કહી વર્ણે છે. ઘણેઅંશે આ પ્રકારની જ આ વિદ્યાના પ્રયોગોના સંબંધમાં સ્થિતિ છે.

સાયકિક રીસર્ચ સોસાઇટીના ધ્યાનપર આવા ઘણા વ્યતિકરોના ઠુમારો આવતા હતા. અને તેથી એમાં સત્ય છે કે એ સર્વત્ર તર્કટથી જ પ્રયોગો થાય છે. એનો નિર્ણય કરવા એ સોસાઇટીએ મી. હેરીવર્ડ કેરિંગટનને કેટલાંક વર્ષો નીમ્યા હતા. એમણે વિવિધ સ્થળે ફરી એ પ્રયોગો જ્યાં કહેવાતા હતા ત્યાં ત્યાં જઇ એનું બારીકીથી નિરીક્ષણ કર્યું છે અને તે સંબંધમાં પોતાનો અભિપ્રાય વિવિધ ગ્રંથોમાં બહાર પાડ્યો છે. તે ઉપરથી એમનો પણ એજ નિશ્ચય થયો છે કે ઘણેખરે સ્થળે એ વ્યતિકરો સાફ ખોટા જ હોય છે અને એમાં તર્કટ, કાવતરૂં અને યુક્તિ તથા સંકેતસિવાય બીજું કાંઇ જ હોતું નથી. એમણે જે જે સ્થળે ફરી આવા તર્કટો પકડ્યા છે તેનું સવિસ્તર વર્ણન એમના એ સંબંધના સ્વાનુભવને પ્રદર્શન કરનાર પુસ્તકમાં જાહેર કર્યું છે. પણ જેમ દશમણ રેતીની અંદર એક બે ગ્રેઇનજેટલું સુવર્ણ ક્વચિત્ ક્વચિત્ હોય છે તેમ આ સર્વત્ર પ્રચલિત કપટના મધ્યમાં એમને એના સાચા વ્યતિકર પણ જણાયા છે. એવા સાચા પ્રયોગો છે કે જેમાં અશરીરી જીવો ભાગ લે છે, અશરીરી જીવોની સહાયતાથી તે થાય છે એમ એમનો નિશ્ચય થયો છે.

તત્ત્વવિચારમાં આ વ્યતિકરોનો મુખ્ય ઉપયોગ એ જ છે કે એ એવું સિદ્ધ કરી આપે છે કે શરીરથી જીવાત્મા ભિન્ન વસ્તુ છે અને શરીરના વિનાશપછી એ વિદ્યમાન રહે છે. કેટલાક વ્યતિકરો આંતર મનના અદ્ભુત સામર્થ્યથી ઉપપન્ન કરી શકાય છે પણ તે સાથે આ વિદ્યાના કેટલાક પ્રયોગો એવા પણ છે કે જેમાં આંતર મનની પ્રક્રિયા લેશ પણ ચાલે તેમ નથી એટલે કે આંતર મનવડે એ ઉપપન્ન થઇ શકે તેમ નથી પણ એની ઉપપત્તિમાટે અશરીરી જીવાત્માનું અસ્તિત્વ અવશ્ય સ્વીકારવું પડે છે. અને અત્ર એ આશયથી જ એ પ્રયોગોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

મી. હેરીવર્ડની મુસાફરીમાં એમને લગભગ બધે સ્થળે તર્કટ અને કાપટ્ય જ જણાયું હતું પણ જ્યારે યુસેપિઆ પેલેડિનો નામની એક સ્ત્રીવ્યક્તિદ્વારા થતા પ્રયોગો એમણે જોયા ત્યારે એમની ખાતરી થઇ હતી કે આ વિદ્યા કેવળ અસત્ય નથી, આ પ્રયોગો કેવળ કપટમય જ નથી પણ એવા સત્ય પ્રયોગો હોય છે ખરા અને તે અશરીરી વ્યક્તિવડે ઉપજાવવામાં આવે છે.

આ સ્ત્રીવ્યક્તિના સંબંધમાં એક નવી વાત અને ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે એ બે રીતે વ્યતિકરો દેખાડતી હતી. પોતાનો બનતો પ્રયત્ન સાચા વ્યતિકરો ઉપજાવવા એ કરતી હતી, અને એનું મન અમુક સ્થિતિવિશેષમાં હોય અને તેવડે અશરીરી જીવને આકર્ષણ કરી શકતી ત્યારે તો સત્ય વ્યતિકરો થતા હતા. પણ જ્યારે એવું કરવા એ અસમર્થ થતી ત્યારે સમાજની મતિને અનુસરીને પ્રસંગે તર્કટનો ઉપયોગ પણ એ કરતી હતી. એ તર્કટ કોઇ અદ્ભુત પ્રકારનાં નહોતાં પણ મી. રિચેટ, મોરસેલિ અને બીજાએ વર્ણન કરેલા અને તેથી વિશ્વપ્રસિદ્ધ હતા. તેથી એ તર્કટો કુશળ અને

જાણીતા મનુષ્યો તરત જ જાણી શકે તેવા હતા. આમ હોવાને લીધે કોઈ કોઈ વ્યક્તિએ આવા પ્રયોગો જોયેલા છે તે એ બાઈના પ્રયોગોમાં કાપટ્ય હોય છે એમ વર્ણન કરી અટકે છે. એ વાત સત્ય છે, પણ તે સાથે એના પ્રયોગોમાં લેશ પણ કપટ નહિ હોય અને એ પ્રયોગ કેવળ સત્ય હોય તેવા પણ એણે કરી બતાવ્યા છે એ વિસ્મરણ કરવાનું નથી. એક સો પ્રયોગ મિથ્યા હોય તો તે સાથે સંબંધ નથી પણ જો એક પણ પ્રયોગ યથાર્થ સત્ય હોય તો તે અશરીરી જીવની સ્થિતિ સિદ્ધ કરવા પૂરતો છે અને તેથી સુજ્ઞ નિરીક્ષકો એ પ્રતિ જ ધ્યાન આપે છે.

એ બાઈએ વિવિધ પ્રયોગો અમેરિકામાં કરી બતાવ્યા છે અને તેવા જ પ્રયોગો મી. હેરીવર્ડની સમક્ષ મી. હેડીવર્ડના સ્થાનમાં જ હોટેલમાં કરી બતાવ્યા છે. અમુક સ્થળે જ એ પ્રયોગ કરે છે માટે પ્રથમથી એમાં કોઇ યોજના કરાય છે એવી શંકાને અવકાશ રહેતો નથી. મી. હેરીવર્ડના સમક્ષ આવા પ્રયોગો દશવાર એણે દર્શાવ્યા છે તેથી એમાં કોઇ છળકપટ હોય તો તે ખુલ્લું થવાને જોઇએ તે કરતાં અધિક સમય હતો. મી. હેરીવર્ડ જેવા નિપુણ નિરીક્ષક એકવારમાં જ છળકપટ પકડી કાઢવા સમર્થ છે તો એમના ગૃહમાં જ, તાત્કાલિકરૂપે કરાતા અને દશવાર કરાતા એ પ્રયોગોમાં છળકપટ હોય અને તે એકે પકડી નહિ શકે એ સંભવતું નથી.

આટલું સંક્ષેપમાં કહી એ પ્રયોગો કેવી રીતના હતા તેનું સંક્ષિપ્ત સ્વરૂપ અત્ર આપવામાં આવે છે. દિગ્દર્શનાર્થે એ પ્રયોગોનું અત્ર વર્ણન કરાય છે તેથી બધા પ્રયોગોનું વર્ણન અત્ર આપ્યું નથી, તે જેમણે જાણવા ઇચ્છા હોય એમણે મી. હેરીવર્ડનું પુસ્તક જોવું અથવા સવિસ્તર વર્ણન વાંચવું હોય તો યુસેપિઆ પેલિડીનો અને એના વ્યતિકરો એવા અર્થના નામવાળું એમનું વિસ્તૃત પુસ્તક જોવું.

યુસેપિઆ ઈ. સ. ૧૯૦૯ ના નવેમ્બરની તા. ૧૦ મીએ અમેરિકામાં ઉતરી અને ત્યાં ૧૯૧૦ ના જૂનની તા. ૧૮ મી સુધી રહી હતી. આ સમયમાં એણે ૩૦ થી ૪૦ વાર પ્રયોગો કરી બતાવ્યા હતા, કે જેમાં ઘણાખરામાં મી. હેરીવર્ડ હાજર હતા. આમાંના ઘણાંખરા પ્રયોગો એ માટેના ઓરડામાં કર્યા હતા. એ ઓરડો એના ત્યાં આવ્યા પછી ખાસ તૈયાર કરાયો હતો, એ ઓરડામાં પાંચ ન્યૂનાધિક પ્રકાશવાળા વિજળીના દીવા રાખવામાં આવ્યા હતા. એક પૃથક્ ટેબલ તથા દીવો પણ રાખ્યાં હતાં. લાકડાની એક કેબીનેટ ઓરડાનો એક છેડે તૈયાર કરવામાં આવી હતી. ખુરસીઓ, વાજીંત્રો અને પ્રયોગમાટેની એક મોટી ટેબલ પણ ત્યાં તૈયાર રાખ્યાં હતાં. એ મોટી ટેબલનું માપ ૩૬×૨૦ ઇંચ હતું તથા ૩૦½ ઇંચ ઉંચાઈ હતી અને વજન ૧૨ રતલ હતું અને એમાં ધાતુમાત્રનો અભાવ હતો. કાગળ વગેરે સાહિત્ય પણ તૈયાર હતાં.

યુસેપિઆએ અમેરિકામાં આવતાં આગબોટમાં પણ એકવાર પ્રયોગ કર્યો હતો. એ પ્રયોગ એ આગબોટના એક ઓફીસરની કેબિનમાં કર્યો હતો અને એ પ્રયોગમાં રીતસર વ્યતિકરો દર્શાવ્યા હતા. એ પ્રયોગ જોનાર સાક્ષીના કહ્યા પ્રમાણે એ પ્રયોગના સંબંધમાં પેપરમાં આવા ભાવનું બીજે દિવસે પ્રસિદ્ધ થયું હતુંઃ—

એકદમ ત્રણ ટકોરા મારી ખુરસીની પીઠપર થયા, અને એક જોરથી મારી ગરદનની પાછલા ભાગમાં અને બીજો એક મારા પૃષ્ઠના મધ્યમાં થયો. ઓરડામાં હાજર રહેલા

દરેકને આવું ભાન થયું હતું: યુસેપિઆ હાંફતી હતી તથા એનો ચહેરો ફીકકો પડયો જણાતો હતો. કોઇ શબ્દ મોંઢેથી ત્યાં બોલાયો નહોતો, માત્ર યુસેપિઆનો રડતો અવાજ શ્રવણગોચર થતો અને એ જડ તથા સ્તબ્ધ થઇ પોતાની ખુરસીપર બેઠી હતી. એનો હાથ મેં પકડયો હતો અને તે ગરમ હતો અને એ હાથને મારા ઘુંટણપર મેં દબાવી રાખ્યો હતો. આ પછી યુસેપિઆ જ્યાં હતી ત્યાંથી સામી બાજુપર રાખેલી ટેબલમાંથી આવતો જણાતો એક ધ્વનિ સંભાળાયો. કોઇ મારા પગને પકડતું હોય એવું ભાન થયું. એક કન્યા બૂમ પાડી ઉઠી કે કોઇએ મારા ખભાપર હાથ રાખ્યો છે. આ વખતે અત્યંત ઠંડા પવનની લેહેર એ ઓરડામાં આવી અને ઓરડાની ટેમ્પરેચર કેટલીક ડીગ્રી ઓછી થઇ ગઈ અને ત્યાંના પડદા ઉડવા લાગ્યા. હાજર રહેલા સ્ત્રીવર્ગે તરફથી નિઃશ્વાસ નખાતો જણાયો અને સીલીંગની પાસેના પડદાપર એક ભયજનક હાથ તથા આંગળીઓ જણાયાં. તેની નીચેના ભાગમાં કાળો માસ્કજેવો જણાયો કે જે થોડા વખતમાં તિરોધાન થઇ ગયો પણ પેલો હાથ તો દેખાયા જ કરતો હતો અને છેવટે એ હાથ એક ડાકટરના ખભાપર મુકાયો. ડૉ. ઓટેરીએ પોતાની દીકરીના સ્પિરિટને જોવા ઇચ્છા દર્શાવી અને તત્કાળ જ એને એવું ભાન થયું તથા પિતૃપ્રેમનું આલિંગન કરવા એને ઉમળકો આવ્યો. એણે પૂછયું કે તું આ નવા લોકમાં સુખી છે? એના ઉત્તરમાં યુસેપિઆથી છેક દૂર જે ટેબલ હતી તેના પર ત્રણ ટકોરા થયા. આ સમયે તે શીતલ પવન ઓરડામાં ચક્કરે ફરવા લાગ્યો; પડદાઓ જોરથી ઉડવા લાગ્યા અને એક પડદો ડાકટરના ખભાપર વીંટાઇ ગયો. પડદા ઉપર એક કાળવિરૂપ આકૃતિ સર્વેને જણાઈ......"

આ પ્રકારનો પ્રયોગ આગબોટમાં જ થયો હતો. ત્યારપછી અમેરિકામાં આવી યુસેપિઆએ પ્રયોગો કરી બતાવ્યા તેમનો પ્રથમ દિગ્દર્શનાર્થે આપીએ છીએઃ

પ્રથમ પ્રયોગ પ્રેસના લાભમાટે કરવામાં આવ્યો હતો અને એમાં પ્રેસના માલિકો જ હાજર હતા. એની શરુઆત ૯–૩૮ થઇ અને ૯–૪૪, પદાર્થો હવામાં અધર સ્થિત થવા લાગ્યા. ત્વરાથી એક પછી એક વ્યતિકર થવા લાગ્યો અને ટેબલપર ટકોરા વગેરે પણ સંભળાયા. ટેબલ હવામાં અધર રહેલી હતી ત્યારે યુસેપિઆના બંને હાથ ટેબલથી દૂર હતા, મૂઠી બંધ હતી અને ટેબલથી ૭ ઇંચ જેટલે ઉંચે રાખેલા હતા. ૧૦–૪ (મિનીટે કેબીનેટમાં વિવિધ પદાર્થોની ગતિ શરુ થઇ અને એક કલાકથી અધિક સમયસુધી એમ થયા કર્યું. સ્ટોકસનું યંત્ર ટેબલપર મુકવામાં આવ્યું અને તે પોતાની મેળે ઉંચું થયું. આ સમયે એ બાઇના બંને હાથ દૂર હતા, એટલે કે કોઈ રીતે એ ઉંચું કરી શકે તેમ નહોતું.

૧૦–૪૨ ના સમયે સ્ટુલ એના તરફ ૭ ઇંચ જેટલું ખસીને આવ્યું. કોઇ અદસ્ય એના શરીરની આસપાસ પોતાના હાથ પ્રસારી રહ્યું અને તેણે કહ્યું " અહિં દોરી નથી કે એવું કાંઇ જ નથી." આ સમયે હેરલ્ડ પેપરના મી. હેરિંગટને ટેબલની નીચે જઈ યુસેપિઆના કહેવાથી યુસેપિઆના પગને પકડયા. સ્ટુલ પોતાની મેળે ઉંચું થયું અને ટેબલપર મુકાયું. યુસેપિઆપર બરાબર સંભાળથી સાવચેતી રખાઇ હતી.

સ્ટૂલની વિવિધ પ્રકારે ગતિ આગતિ થઇ અને છેવટે મોટી પ્રયોગટેબલ ઉંચી થઇ ગઇ. આ વખતે યુસેપિઆના પગને ટેબલની નીચે હેરલ્ડના રીપોર્ટર બરાબર પકડી

રહ્યા હતા, અને એના ઘુંટણ તથા હાથ પણ બરાબર પકડી રાખવામાં આવ્યા હતા. બે મિનિટપછી આ વ્યતિકરની પુનરાવૃત્તિ થઇ હતી.

૧૧-૧૫ રીપોર્ટરો જતા રહ્યા અને ૭ સાત મનુષ્યો માત્ર રહ્યા હતા. આ સમયમાં કેટલાક ચમત્કારિક વ્યતિકરો થયા. યુસેપિઆ શ્રમિત થઇ ગઇ હતી પણ પ્રયોગને બંધ કરવા અશક્તિમાન્ જણાતી હતી. એની વૃત્તિ ગાઢ અંતર્મુખજેવી થઇ ગઇ અને એ સમયે મી. હેરીવર્ડ એની પાસે આવી બેઠા, અને એને ટેકો આપી રહ્યા તથા એના શરીરની એક બાજુને બરાબર નિયંત્રિત કરી રહ્યા. પડદાઓ ઉડવા લાગ્યા, બેઠેલા મનુષ્યોને કોઇ વ્યક્તિનો સ્પર્શ થવા લાગ્યો અને પછી કોઇ હસ્ત અને બાહુ સ્પષ્ટરીતે જણાવા લાગ્યા.

બેઠેલા મનુષ્યોને અને મુખ્યત્વેકરીને મી. બેડીને કોઈ સ્પર્શ કરતું હોય તેમ જણાવા લાગ્યું,

૧૧-૩૭ યુસેપિઆ $C$. ના મસ્તકને પોતાના મસ્તકથી સ્પર્શ કરતી કે તરતજ મી. બેડીને કોઇ સ્પર્શ કરતું હોય તેવું ભાન થતું.

૧૧-૪૦ ટેબલ ધીમે ધીમે હાલવા માંડયું અને પછી સાફ અધર થઈ રહ્યું. એ સ્થિતિમાં લગભગ નવ સેકન્ડ રહ્યું. પછી ઉંચે નીચે ડોલવા લાગ્યું અને પછી નીચે પડયું.

૧૧-૪૧ કેબીનેટમાં વ્યતિકરો શરુ થયા, અવાજ સંભળાવવા લાગ્યા. ન્યુસ્પેપરના માણસોએ એક નાની ટેબલ કેબીનેટમાં મુકી હતી તે હાલતી ચાલતી સંભળાઇ અને ઘંટનો અવાજ સંભળાવા લાગ્યો.

૧૧-૪૨ કેબીનેટમાં મોટા અવાજસાથે પદાર્થોની ફરહર થઇ રહી. આ સમયે યુસેપિઆના હાથપગ વગેરે સર્વ પકડવામાં આવેલા હતા અને તેની બરાબર ચોકસી રાખવામાં આવી હતી. કેબિનેટમાં મોટા અવાજો સંભળાયા.

૧૧-૪૩ કેબીનેટમાં અવાજ ટકોરા તથા પદાર્થોની ફરહર અંદરની ટેબલ ગતિ કરી બહાર આવી તથા મોટી ટેબલની ધારસુધી ઉંચી થઇ રહી.

૧૧-૪૪ ફ્લેજીઓલેટ ઉંચું થઈ મી. બેડીના ખોળામાં આવી રહ્યું.

૧૧-૪૫ નાની ટેબલ ચાલવા લાગી. કેબીનેટમાંથી નાની ગોળ ટેબલ ઉંચી થઈ અને મી. બેડીની સામે આવી. ટેમ્બુરીન નામનું વાદ્યંત્ર ટેબલપર ચઢયું અને જ્યાંથી કોઈ અદૃશ્યવ્યક્તિના સ્પષ્ટ દેખાતા હાથથી મી. બેડીના ખોળામાં મુકાયું. આ વખતે યુસેપિઆ બેભાનજેવી દશામાં હતી અને એના હાથ પરસ્પરથી દોઢફુટના અંતરે રાખેલા હતા. બે ત્રણ મનુષ્યોના દેખતાં દેખતાં નાની ગોળ ટેબલ સ્પષ્ટપણે ફરવા લાગી.
૧૧-૪૮ નાની ટેબલ મોટી ટેબલપર કોઇ સ્પષ્ટ દેખાતા ગૈર હસ્તવડે ઉંચી કરાઈ. નાની ટેબલ હરફર કરવા લાગી અને મોટી ટેબલપર પહોંચવા યત્ન કરવા લાગી. પણ તે ન થતાં નીચે પડી. યુસેપિઆ બૂમ પાડી ઉઠી કે હવે બસ કરો. મોટામાં મોટો દીવો પ્રકાશ્યો અને યુસેપિઆએ પાણી માગ્યું. બે માણસોની મદદથી યુસેપિઆ ટેબલપરથી ઉભી થઇ. એને વેદના થતી હોય તેવું જણાયું; ત્રણ નાની ખુરસીપર એને સુવાડવામાં આવી અને દશેક મિનિટ ત્યાં સુઈ રહ્યા પછી એ પુનઃ સ્વસ્થ થઇ રહી.

આ પ્રકારના ન્યૂનાધિક ભેદવાળા ૩૦ થી ૪૦ પ્રયોગ યુસેપિઆએ અમેરિકામાં દર્શાવ્યા હતા. એના બધા પ્રયોગોમાં કેટલેક અંશે સમાનતા હોય છે તેમ આ પ્રયોગોમાં પણ હતું. ઘણું કરીને શરુઆત ટેબલના ઉંચકાવાથી થાય છે; ત્યારપછી યુસેપિઆ પોતાનો હાથ ઉંચો અધર રાખી જેવાં ટકોરા તથા ઘર્ષણ કરે છે તેવા જ ટકોરા અને ઘર્ષણો ટેબલપર થાય છે. પછી પડદાઓ ઉડવા લાગે છે અને આ સમયે પ્રકાશ કાંઇક ઓછો કરવામાં આવે છે. આ થયા પછી પદાર્થોની સ્વતઃ ગતિ શરુ થાય છે; ઘંટ વાગે છે; ટેમ્બુરીન નામનું વાદ્યંત્ર વાગવા માંડે છે, વગેરે. ત્યારપછી આ પદાર્થો કેબીનેટમાંથી બહાર આવે છે અને પ્રયોગની વિશાલ ટેબલપર આવી પડે છે અને અન્તે કેબીનેટમાંની નાની ટેબલ જમીનપર ઘસડાતી બહાર પડે છે અથવા મોટી પ્રયોગટેબલપર આવી રહે છે. આ પછી બેઠેલા મનુષ્યોને વિવિધ પ્રકારે સ્પર્શનું ભાન થાય છે અને પ્રસંગે સ્પષ્ટપણે કોઈ અદૃશ્ય વ્યક્તિનાં હસ્ત તથા ચહેરા સ્પષ્ટપણે જણાય છે. યુસેપિઆ નિયમસર કેબીનેટથી બહારજ બેસે છે અને એના હાથપગના પર બરાબર એ દાબ રખાવે છે. યુસેપિઆના મસ્તકપર એક લાખું છે અને તેમાંથી અત્યંત ઠંડો પવન નીકળતો પ્રયોગને અન્તે જણાય છે અને તેનું સર્વેને ભાન થાય છે.

આ સર્વે પ્રયોગોમાં યુસેપિઆના હાથપગને બંધનમાં રાખવામાં ચોકસપણે આવે છે તેથી એ જાતે આમાંથી કોઇ વ્યતિકર કરી શકે એ સંભવતું નથી. એણે મસલતીઆ રાખેલા હતા એ શંકાને લેશ પણ અવકાશ નથી કારણકે જેવા પોતાની પ્રયોગશાળામાં એણે પ્રયોગો કર્યા છે તેવા જ પ્રયોગો ખાનગી ઘરોમાં કર્યા છે, લેબોરેટરીઓમાં કર્યા છે, અને આગબોટમાં પણ કર્યા છે. બેસનારાને ભ્રાન્તિ થાય છે એ સંભાવનાનું તો, મી. હેરીવર્ડ જણાવે છે કે, હજારોવાર નિરાકરણ થઇ ગયું છે અને છળ કપટ અથવા તર્કટની સંભાવના પણ એટલી જ પાયાવિનાની છે. તેથી બધીરીતે મી. હેરીવર્ડજેવા મનુષ્યને એ પ્રયોગોની સત્યતાવિષે ખાતરી થઇ છે અને તેથી પ્રયોગની સત્યતા જણાવે છે કે એ પ્રયોગો કોઇ અદૃશ્ય અશરીરી વ્યક્તિદ્વારા થતા હતા અર્થાત્ તેથી નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે મનુષ્યોના જીવો મરણોત્તર વિદ્યમાન રહે છે, શરીરથી જીવ પૃથક્ છે. તોપછી આ સ્થૂલ શરીરનું જીવન તે જ જીવન છે એમ સમજી જે પ્રવૃત્તિ કરવામાં આવે છે, આ લોક તે જ સમગ્ર સૃષ્ટિ છે એમ માની જે જીવન વ્યતીત કરવામાં આવે છે તે કેટલું ભૂલભરેલું છે તે સ્પષ્ટ સમજાય છે. આ લોકના હિતની સાથે, ઇતર જીવનના હિતને સંભાળવાની અને પરિણામે સર્વોત્કૃષ્ટ હિતરૂપ શ્રેયસ્માટે પ્રયત્ન કરવાની કેટલી અગત્ય છે તે આ વ્યતિકરો જણાવે છે.

# વિવિધ પ્રકારના દંપતીના મેલાપો.

પ્રિય દંપતી ! બાલ્યાવસ્થામાં, કિશોરાવસ્થામાં કે યુવાવસ્થામાં જ્યારે તમારૂં લગ્ન થયું હશે, ત્યારે તે લગ્નના મુખ્ય વિધિરૂપે તમારો ઉભયનો હસ્તમેલાપ થયો હશે. અને તેટલું થતાં તમે જાણ્યું હશે કે લગ્ન પૂર્ણ થયું, પરંતુ તેમ નથી. હસ્તમેલાપ થવાથી માત્ર અમુક પુરુષ તે અમુક સ્ત્રીનો પતિ અને અમુક સ્ત્રી તે અમુક પુરુષની પત્ની, એટલો નિર્ણય થાય છે. પરંતુ એટલું જ નક્કી કરવાથી તમારૂં આખું જીવન સાર્થક થયું એમ કંઇ ગણાતું નથી. તમારા જીવનમાં માત્ર તમારા ઉભયનો હસ્તમેલાપ કરવો એ જ કંઈ ઉદ્દેશ નથી, તે વિના પણ તમારે અનેક પ્રકારના મેલાપ કરવાના છે. હસ્તમેલાપ એ તો માત્ર પ્રથમનું પગથીયું છે. પરંતુ તે ક્રિયામાં પણ અત્યંત રહસ્ય રહેલું છે. તેનો કોઇ પ્રસંગે સવિસ્તર વિચાર કરીશું. હાલ તો એક જ વિચાર કરીશું કે હસ્તમેલાપ થવાથી તમારાં ઉભયના શરીરને એકરૂપે કરવાનું તે સૂચવે છે. અર્થાત્ તમે બે નથી પણ એક જ છો, બંને છુટાં હતાં ત્યારે અર્ધ હતાં, તે હવે એક થયાં અને બંનેના શરીરનો સંબંધ સેવવાનો અધિકાર પ્રાપ્ત થયો.

**હસ્તમેલાપ.**

અને ઘણાં દંપતી આટલાને જ પૂર્ણ કાર્ય માને છે. એટલું કરવું એ જ પરણીને કરવાનું છે, એમ તેઓ જાણે છે, અને તે વિના બીજું કંઇ પણ પરસ્પરે કરવાનું છે કે કેમ તેનો તેઓ વિચારસરખો કરતાં નથી. અને તે કરવાને લીધે તેઓ એક જ કાર્યમાં પરસ્પર સંગી રહે છે, એક જ કાર્યમાં તેઓ એક બીજાની મદદ લે છે, અને તેથી ખરૂં જોતાં જીવનનો મોટોભાગ તો તેઓ સદા એકબીજાથી વિયોગી જ રહે છે. ભલે દિવસના ચોવીસે કલાક તેઓ એકબીજાની સાથે રહેતાં હોય તોપણ સ્થૂલ શરીરના વિવિધ વ્યાપારોવિના તેઓ બીજા કશાવડે કદાપિ એક બીજાના સંબંધને સેવી શકતાં નથી. તેથી તેઓ ખરૂં જોતાં થોડા જ સમયના અને થોડા જ અંશનાં સ્ત્રીપુરુષો અથવા દંપતી છે એમ ગણાય છે, અને તેને લીધે તેઓને સુખ અથવા આનંદ પણ થોડો જ સમય અને થોડા જ અંશમાં મળે છે.

માત્ર એકબીજાના શરીરથી હળવું મળવું, વાતો કરવી, લઢવું, એ કંઇ બંનેના જીવનનો એક જ ઉદ્દેશ નથી. શરીરના સંબંધની સાથે અનેક પ્રકારના સંબંધો તેમણે કરવાના છે. અને તેથી કેવળ હસ્તમેલાપ થવાથી જ તેમણે સંતોષ માનવાનો નથી, પરંતુ બીજા પણ મેળાપો તેમણે કરવાના છે.

હસ્તમેલાપ કરાવવાનો અધિકાર, ગુરુ, બ્રાહ્મણ, માતાપિતા આદિને અપાયો છે, અને તેથી તેઓ તે કરાવી આપે છે, પરંતુ તેઓ તે કરાવવાની સાથે જ બીજા મેલાપો કરવાનું કેવી રીતે સૂચવે છે તે અન્ય પ્રસંગે આપણે વિચારીશું. પરંતુ હાલ તો એ જ વિચારવાનું છે કે હસ્તમેલાપ કરાવવાનો તેમનો અધિકાર છે અને તે કરાવ્યા પછી બાકીના મેલાપો તે દંપતીએ સ્વતંત્રપણે અને પોતાની મેળે જ કરવાના છે અને તે કરવાનો અધિકાર તે બંનેનો જ છે.

જેમ જેમ બીજા મેલાપો એ દંપતી કરતાં જાય છે, તેમ તેમ તેમનામાં વધારે અને વધારે એકતા થતી જાય છે. અને જ્યારે પૂરેપૂરી એકતા થાય છે ત્યારે તે દંપતી સર્વોત્તમ સુખ, સર્વોત્તમ આનંદ અને જે કંઈ જોઇએ તે સર્વોત્તમ પ્રકારનું પામે છે. તે વખતે જ તેઓ સર્વ અંશથી એક ગણાય છે, અને તે સમયના તેમના સુખનો અવધિ હોતો નથી.

આથી પ્રિય દંપતી ! તમારા સુખને સંપૂર્ણ કરવા ઇચ્છતાં હો, તમારે ઉન્નતિના શિખરે ચઢવાની ઇચ્છા હોય, પરમ આનંદને મેળવવો હોય અને વાણીથી જે કહી પણ શકાય નહિ એવું અલૌકિકસરખું કંઇ કંઇ મેળવવું હોય તો તમારા અધીનમાં જે બીજા મેળાપો છે તે નિરંતર કરો. એ જ્યારે યથાર્થ રીતે કરશો ત્યારે જ તમે યથાર્થ દંપતી થયાં એમ ગણાશે, અને ત્યારે જ દંપતીનાં અનંત અદ્ભુત સુખોનું, શાસ્ત્ર તથા અનુભવી સત્પુરુષો જે કથન કરે છે તેને તમે પામશો, અને તે મળતાં તમારાં જીવનનું મૂલ્ય કોઇથી આંકયું જશે નહિ. અહો ! તે જીવનની રમણીયતા શી રીતે કહેવી ! ત્યારે બીજા મેલાપો કયા છે તેનો સ્વલ્પમાં વિચાર કરીએ.

**નયનમેલાપ.**

પ્રિય દંપતી ! તમારે સ્વતંત્રપણે પરસ્પરમાં જે મેલાપો કરવાના છે તેમાં પ્રથમ નયનમેલાપ અથવા દૃષ્ટિમેલાપ છે. નેત્ર એ શું છે તે તમે જાણો છો ? પ્રેમની સ્થૂલ સરિતા અથવા નદી છે. એમાંથી જે પ્રેમરસ વહે છે તે અન્યની દૃષ્ટિએ આવી શકે એવો છે અને તે તમારે પરસ્પરને દર્શાવવાનો છે. અને એ ઉભયમાંથી વહેતી પ્રેમસરિતાના વિશાળ પટમાં તમારે ઉભયે તરવાનું છે. આવો મેલાપ કદી કર્યો છે ? એક બીજાનું એક બીજાં સ્મરણ કરતાં તમારાં બંનેનાં નેત્રોમાં વિશુદ્ધ પ્રેમની સરિતા ઉભરાઇ આવી છે ? એક બીજાને જોતાં તો કદાપિ તેવો ભાવ પ્રકટે, પણ એક બીજાનાં સ્થૂલ દર્શનના અભાવે, માત્ર તેમનું સ્મરણ થતાં પણ નેત્રો પ્રેમરસથી ભીનાં થયાં છે ? જો ન થયાં હોય તો જાણવું કે તમારૂં જીવન નિષ્ફલ છે, તમારાં યથાર્થ લગ્ન થયાં નથી, સંપૂર્ણ લગ્ન થયાં નથી. તમારાં માતાપિતાએ તમારાં લગ્ન કર્યાં છે, પણ તમે તમારાં લગ્ન કર્યાં નથી, તમારાં માતાપિતા અથવા બીજાઓ તમને પરણેલાં જુએ છે, પણ તમે તમને પરસ્પર પરણેલાં જોતાં નથી. અને તેથી તમને પરણેલાં જોઇ જાણીને બીજાં જેટલાં પ્રસન્ન અને સંતુષ્ટ થાય છે તેટલાં તમે તમને પોતાને જોઇને પ્રસન્ન તથા સંતુષ્ટ થતાં નથી.

દૃષ્ટિમાં સાચા સ્નેહને પ્રકટાવો. ખોટો સ્નેહ પણ એ દૃષ્ટિવડે બતાવી શકાય છે. પરંતુ તે શું તમે જાણી શકો એમ નથી ? અને જો જાણો છો તો પછી એ પ્રકટાવવાનું શું ફળ ? તમને કાચના કટકાનાં ખોટાં ઘરેણાં લાવીને કોઇ ભેટ આપે તો તેથી શું તમે રાજી રાજી થઇ જશો ? નહિ જ. તો પછી તમે એક બીજાને ખોટો સ્નેહ બતાવી પરસ્પરને રાજી કરવા જો ધારતા હશો તો તે શું સફળ થશે ? નહિ જ. ખોટાં ઘરેણાં આપનારઉપર જેમ તમે પ્રસન્ન થતાં નથી, તેમ તમારા એક બીજાપ્રતિના ખોટા પ્રેમથી તમે એક બીજાઉપર કદાપિ પ્રસન્ન રહી શકો એમ નથી. અને જ્યારે તમારાં લગ્ન સાચાં છે તો પછી ખોટો પ્રેમ શા માટે બતાવવો ? તમારે સાચું સુખ જોઇએ છે, તમારે પરસ્પરનું સાચું આકર્ષણ કરવું છે અને તમારે પરસ્પરનાં સાચાં સંગી રહેવું તો શું

તમને એમ લાગે છે કે ખોટો સ્નેહ બતાવવાથી એ પ્રમાણે રહી શકાશે ? કદી નહિ.

સ્નેહને બતાવવાનું જેમ નેત્ર સાધન છે, તેમ સંમાન બતાવવાનું સાધન પણ તે જ છે. અને તેથી તેનાવડે બને તેટલું સન્માન દર્શાવો. ત્યારે શું પુરુષે સ્ત્રીને, અને તે પણ પોતાની સ્ત્રીને સન્માન દર્શાવવું ? હા, કેમ એમાં કાંઇ પાપ છે ? પોતાની સ્ત્રીને પોતાનાં નેત્રથી સન્માન દર્શાવતાં શું આંખે અંધાપો આવે એમ છે ? તમે પૂર્વનાં શાસ્ત્ર પુરાણો વાંચ્યાં છે ? શંકરે પાર્વતીને કેવાં સંબોધનો કર્યાં છે, વિષ્ણુએ લક્ષ્મીને શાં સંબોધનો દઇને બોલાવ્યાં છે, એ જાણો છો ? એમાં એક પણ સ્ત્રીજાતિની હલકાઇ અથવા અપમાન કે ઓછું માન દર્શાવે એવું હલકું સંબોધન છે ? જો નથી તો પછી સ્ત્રીને સન્માન આપવામાં બીજા પ્રમાણની શી જરૂર છે ?

દૃષ્ટિવડે એક બીજાને તિરસ્કાર કરવો, ધિક્કારનો ભાવ દર્શાવવો, ક્રોધનો ભાવ સૂચવવો એ બધું એક બીજાના છૂટાછેડા કરનારૂં સાધન છે, એકબીજાના જીવનઉપર પ્રહાર કરનાર બલવાન્ શસ્ત્ર છે. અને તેથી અત્યંત વિશુદ્ધ પ્રેમભર્યો નયનમેલાપ કરજો. અને તેની સાથે સંમાનના ભાવને ધરવાનો ભૂલી જશો નહિ. સંમાન તથા સ્નેહપૂર્વક થતો તમારો પરસ્પરનો નયનમેલાપ તમારામાં એવો ભાવ જગાડશે કે જે તમને અત્યંત આકર્ષનાર થઇ પડશે. અને તમારા જીવનમાં પરસ્પરને માટે એકબીજાનું અત્યંત આકર્ષણ એ ખાસ અગત્યનું છે. તમારૂં એકબીજાપ્રતિ જેમ અધિક અને અધિક આકર્ષણ રહે છે, તેમ તમારા સંબંધની અધિક સાર્થકતા થાય છે, તમારો અધિક અને અધિક ગાઢપણે સંબંધ બંધાય છે. તમારા સંબંધમાં જેમ વિશેષ ગાઢપણું પ્રકટે છે તેમ તેનાથી આનંદ, સુખ અને જીવનના વિશેષ અંશો પ્રકટે છે. અને આનંદ, સુખ તથા જીવનની અધિકતા કરવી એ જ મુખ્ય કર્તવ્ય છે.

પરંતુ આ નયનમેલાપની જ તમારા પરસ્પરના મેલાપથી પૂર્ણાહુતિ થતી નથી. હજી તમારે બીજો મેલાપ કરવાનો છે, અને તે વિચારમેલાપ છે.

**વિચારમેલાપ.**

હસ્તમેલાપ અને નયનમેલાપ એ બંને કરતાં આ વિચારમેલાપ અત્યંત ચઢીઆતો છે. ઘણા મનુષ્યો નયનમેલાપ કરી શકે છે, પરંતુ આ વિચારમેલાપ ઘણા જ ઓછા મનુષ્યો કરે છે, અને તેથી ઘણા જ ઓછા મનુષ્યોનો ગૃહસ્થાશ્રમ સર્વોત્તમ સુખવાળો હોય છે. વિચારમેલાપ એ જેમ અત્યંત ચઢીઆતો મેલાપ છે, તેમ તેનાથી પ્રકટતું સુખ પણ અત્યંત ચઢીઆતું છે.

ઘણા ગૃહસ્થાશ્રમમાં જોઇશું તો જણાશે કે સ્ત્રીના વિચારો કંઇક હોય છે તો પુરુષના વિચારો એથી કંઇક જૂદી જ જાતના હોય છે. અને તેથી અનેક બાબતોમાં તે સ્ત્રીપુરુષોને નિત્યનો વિરોધ હોય છે. સ્ત્રી કહેશે મારે આમ કરવાનો વિચાર છે, તો પુરુષ તેથી વિરુદ્ધપણે જ કરવાનો વિચાર દર્શાવવાનો. અને તેમ થવાથી એક બીજામાં જે વિચારમેલાપ હોવો જોઇએ તે કદી નહિ થવાનો. અને તેથી પરસ્પરમાં ઐક્યનો યોગ જામવાનો નહિ. ગૃહસ્થાશ્રમમાં મુખ્ય સુખ ઐક્યનું હોવું જોઇએ, અને તે ઐક્ય જ્યારે વિચારમેલાપ થાય છે ત્યારે જ જામેલું રહે છે. તેથી વિચારમાં બને તેટલો મેલાપ રાખતા જાઓ. કદાપિ કોઇ કોઇ બાબતમાં વિચારભેદ પ્રકટતાં એક બીજાના વિચારમાં કોઇ પણ ઉપાયે કરીને મળી જવાનો યત્ન કરો, અને જેમ જેમ વિચારનું ઐક્ય રાખતા જશો

તેમ તેમ તમારા સુખની કળા વધતી અને વધતી જવાની.

વિચારમાં વિરોધ પ્રકટવાથી પછી કેટલીક બાબતો સ્ત્રી પુરુષને અને પુરુષ સ્ત્રીને જણાવતાં નથી. અને પછી એ પ્રમાણે ધીમે ધીમે અનેક બાબતો એકબીજાથી છાની રાખવા તેઓ યત્ન કરે છે, અને તેથી તે છાની વાત રખેને પ્રકટ થાય એવા સંશયથી પછી તેઓ એકબીજાની સાથે વાર્તા કરવાના ઓછા પ્રસંગો પાડતાં જાય છે. અને તેવા પ્રસંગો ઓછા થાય તેને માટે તેઓ એકબીજાનીસાથે વધારે સમય મળવાનું પણ ઓછું કરતાં જાય છે. આથી પરિણામ એ આવે છે કે બંનેનાં મન જૂદી જૂદી દિશામાં વહેંચાઈ જાય છે. અને તેમ થતાં બંનેનો પ્રેમ પણ જૂદી જૂદી દિશામાં વહેંચાતો થઇ રહે છે. વિચારના ઐક્યવડે પ્રેમનો વધારો થતો રહે છે, બંને એમ જાણે છે કે આપણે એક વિચારમાં કામ કરનાર છીએ, અને તેથી તે વિચાર પૂર્ણરીતે સિદ્ધ કરવાને આપણે બંને પ્રયત્ન કરી શકીએ એમ છે. આને લીધે તેઓને હિંમત રહે છે, પરસ્પર વધારે મળવાનો અને તે પણ ઉપરઉપરથી નહિ પણ અંતઃકરણથી મળવાનો તેમને વારંવાર પ્રસંગ આવે છે, અને તેમાં તેમના અંતઃકરણનો સંયોગ થાય છે. તેમ થવાથી તેમનો પરસ્પરમાં ઉપરઉપરથી પ્રેમ પ્રકટતો નથી, પરંતુ અંતઃકરણથી પ્રકટે છે, અને એવા પ્રેમનો જ્યારે તેઓ સ્વાદ લે છે, ત્યારે તેમના આનંદનો અવધિ રહેતો નથી.

એકબીજાથી વિચારોને છાના રાખવાની જરૂર નથી. પરંતુ એકબીજાએ એક બીજાના અંતઃકરણમાં ભળી જવાની જરૂર છે. સ્ત્રીના વિચાર એ જ પુરુષના વિચાર અને પુરુષના વિચાર એ જ સ્ત્રીના વિચાર, એમ જ્યારે થઇ રહે છે ત્યારે તેઓમાં અદ્ભુત ઐક્ય પ્રકટે છે. પરસ્પરના વિચારથી એકબીજાના વિચારને અત્યંત પોષણ તથા સહાય મળે છે. તેથી પ્રિય દંપતી! આવા અલૌકિક વિચારમેલાપને તમે કર્યા કરજો. તમારા જીવનને અત્યંત ભવ્ય, ઉચ્ચ અને મહાન તથા રસમય કરવાં હોય તો આ વિચારમેલાપને કરજો.

**હૃદયમેલાપ.**

પરંતુ વિચારમેલાપ કરીને અટકી જવાથી તમારૂં દાંપત્યજીવન કેવલ પરિપૂર્ણ અને સુખના શિખરે ગાજતું થાય એમ નથી. જો કે આજ કરતાં તમે અનંતગણુઅધિક સુખને તે સમયે પામશો, પરંતુ તેથી ચઢીને પણ જ્યારે તમે હૃદયમેલાપ કરશો ત્યારે તમારા જીવનમાં કોઈ અવનવો પ્રેમ પ્રકટતો જણાશે. તમારાં અણુઅણુમાં અદ્ભુત સ્ફુર્તિ પ્રકટશે, અને તમારો અત્યંત પ્રમાણમાં વિકાસ થશે. હૃદયથી હૃદયનો જ્યારે મેલાપ થાય છે ત્યારે એ હૃદયમાં રહેલું જે અનંત સામર્થ્ય છે તે પરસ્પરમાં ભળે છે. અને તેમ થતાં તે દંપતી અનંતસામર્થ્યસંપન્ન થાય છે. દિવ્ય પ્રેમનું સ્થાન હૃદય છે, તેથી તે મળતાં એકબીજામાં દિવ્ય પ્રેમ ભળે છે. અને તે પ્રેમ સામર્થ્યને, બળને, જીવનને તથા સુખને પૂર્ણ અંશમાં પ્રકટાવે છે.

જે વખતે હૃદયથી હૃદય મળે છે ત્યારે વિરોધમાત્ર ટળી જાય છે, અપૂર્વ શાંતિ, અપૂર્વ આનંદ, અપૂર્વ નિશ્ચિંતતા, અપૂર્વ ઉન્નતિ, અને અપૂર્વ નિવૃત્તિ પ્રકટે છે. તમારાં જીવનમાં કોઇ પણ સમયે જે સુખશાંતિ નહિ અનુભવી હોય તેવી સુખશાંતિ તે વખતે જણાય છે. તમારામાં અનાયાસે પ્રસન્નતાની લહરિઓ પ્રકટતી તમને લાગે છે, તમે કેવળ પૂર્ણ હો એમ તમને બંનેને જણાય છે. તમને કોઇ પ્રકારની ખોટ ન હોય, તમારામાં

કશું ઓછાપણું ન હોય એવું ભાન તમને રહે છે. તમારા બંનેનો હૃદયથી હૃદયનો મેલાપ થતાં તમને એટલી તૃપ્તિ લાગે છે કે જાણે હવે તમારે બીજું કશું જ જોઇતું ન હોય. તમારે માથે ગમે તેવાં દુઃખ હોય, ગમે તેવાં કષ્ટ હોય, વ્યવહારની ગમે તેટલી અડચણો નડતી હોય તોપણ તેની કશી જ અસર તમને જણાતી નથી. તમને દુઃખો પણ સુખરૂપે જણાય છે, દરેક ક્રિયામાં અને દરેક સ્થિતિમાં તમારી રસવૃત્તિ કાયમ રહ્યા કરે છે. ગમે તેવી પ્રતિકૂલતા છતાં કોઇ પણ કાર્ય કરવામાં તમને શિથિલતા આવી જતી નથી. પણ ઉત્સાહ રહ્યા કરે છે. તમારાં જીવનમાં તમને નિત્ય નવીનતા અને નવીનતા જ લાગ્યા કરે છે: કંઇ અપૂર્વ વસ્તુ તમારા જીવનમાં અનંત પ્રમાણમાં વધ્યા કરતી હોય એમ તમને અનુભવ થાય છે. આશા, શ્રદ્ધા, નીતિ, ધર્મ, બલ એ વગેરે સદ્ગુણો તથા સામર્થ્યો તમારામાં અત્યંત પ્રમાણમાં રહેલાં તમને લાગે છે.

જે સમયે તમારાં હૃદયથી હૃદય મળેલાં હોય છે તે સમયે તમારા ઉપર કદાપિ કોઇ મોટી વિપત્તિ આવી પડે છે તોપણ તમને તે વિપત્તિરૂપ લાગતી નથી. તમારૂં ધૈર્ય અત્યંત પ્રમાણમાં વધ્યું હોય છે. કોઇ પણ પ્રકારની ચિંતા તમને વિકળ કરતી નથી. કેમકે તમને કોઇ મોટામાં મોટી સહાય મળેલી હોય એવું લાગ્યા કરે છે, તમારાં બંનેના મનની મસ્તી એટલી બધી હોય છે કે નિર્ધનતા કે એવી કોઇ પણ પ્રકારની પ્રતિકૂલતાની તમારાં મનઉપર કશી જ અસર થતી નથી. તમારામાં કોઇ એવું અલૌકિક સામર્થ્ય લાગે છે કે જે એ સર્વને હઠાવી દેવાને સમર્થ છે. તમારાં પરસ્પરનાં હૃદયથી હૃદય મળતાં જાણે સર્વ મળ્યું હોય એમ જણાય છે.

આ હૃદયથી હૃદય મળવું એટલે શું ? એકબીજાના હૃદયમાં એકબીજા માટે એવો અદ્ભુત પ્રેમ પ્રકટવો, એવો અદ્ભુત સંતોષ રહેવો, એવો અદ્ભુત ઉમળકો હોવો અને એવું તો અદ્ભુત આકર્ષણ હોવું જોઇએ કે જેવું બીજું ક્યાંહિ અને કોઇમાં ન હોય; એનું નામ હૃદયથી હૃદયનું મળવું છે. એકબીજાનું સ્મરણ થતાં અને એકબીજાને જોવામાત્રથી અત્યાનંદપૂર્વક રોમેરોમ ખડાં થઇ જાય, અંતઃકરણમાં એકાએક પૂર્ણ પ્રસન્નતા પ્રકટી આવે, અને કેવલ નિર્દોષ ભાવના એકબીજાને માટે નિરંતર રહ્યા કરે તે હૃદયનો મેલાપ છે.

હૃદયથી હૃદયનો મેલાપ થતાં એકબીજાને જોવામાત્રથી તથા એકબીજાના સ્મરણમાત્રથી પરસ્પરને અત્યંત શાંતિ તથા તૃપ્તિ થતી હોય છે. તેમના અંતઃકરણમાં એકબીજા માટે કદાપિ વિરોધ પ્રકટતો નથી. એકબીજાની કોઇ પણ પ્રકારની ઇચ્છાને તેઓ અનુસરે છે અને એકબીજાનું શી રીતે અધિક કાર્ય કરવું, અધિક હિત કરવું, અધિક આકર્ષણ કરવું તેનું તેમને ચિંતન થયા કરે છે. તેમના આકર્ષણમાં ત્રિભુવનમોહકમૂર્તિ કે અનંતૈશ્વર્યસંપન્ન વ્યક્તિ પણ વિક્ષેપ કે અડચણ નાખી શકતી નથી. તેઓ ગમે તેટલાં દૂર હોય તોપણ તેઓ નિરંતરનાં મળેલાં જ રહે છે. અને એકબીજાની ઇચ્છાને તેઓ અનાયાસે જાણી લે છે. બંનેના હૃદયમાં એક સરખાં સ્ફુરણો અનેક પ્રસંગે થાય છે અને તેઓ ઉભય સાથે રહીને કાર્ય કરતાં તે કાર્યની સિદ્ધિ કરે છે.

પ્રિય દંપતી ! કોઇ પણ ઉપાયે કરીને આ હૃદયમેલાપ કરો. હૃદયમેલાપવિના દંપતીધર્મ તથા દંપતીસામર્થ્ય અને તેના અલૌકિક આનંદનું યથાર્થ ભાન તથા પૂર્ણ રહસ્ય

કદાપિ સમજાવાનું નથી. અને તે સમજાયાવિના દંપતીપણાનું ખરૂં અને પૂર્ણ સુખ કદાપિ જણાવાનું નથી. અને એ મેળવવું એ જ દંપતી થઇને કરવાયોગ્ય ક્રિયા છે. પરસ્પરના હૃદયમાં જે વિક્ષેપ હોય, જે કંઇ ન્યૂનતા હોય. તેને ટાળવાનો પૂર્ણ પ્રયત્ન કરો, ગમે તેટલા પરિશ્રમથી એ યત્ન થતો હોય, ગમે તેટલા ભોગ ( Sacrifice ) ને પરિણામે એ યત્ન થતો હોય. તોપણુ કરો, અને તે યથાર્થરીતે થતાં સંપૂર્ણ સુખની તમને પ્રાપ્તિ કરાવશે. મનના આમળાને છોડી દો, એકબીજાના દોષોને જોઇને તેની ટીકા કર્યા કરવાની ટેવ છોડી દો, એકબીજાપ્રતિ ક્રોધ કરવાનો છોડી દો, એકબીજાનાં કાર્યમાં ભૂલો કહાડવાનું છોડી એકબીજાનો તિરસ્કાર કરવાનું, એકબીજાપ્રતિ અસંતોષ પ્રકટાવવાનું અને એકબીજાનું હલકાપણું જોવું છોડી દો, અને કોઇ પણ ઉપાયે કરી હૃદયમેલાપ કરો.

એકબીજાના ગુણને જુઓ, એકબીજાની નિર્દોષતાને જુઓ, એકબીજાના કાર્યમાં બને તેટલી સહાય આપો, એકબીજાને બને તેટલા વધારે પ્રસન્ન રાખવાનો યત્ન કરો, એકબીજાને વધારે ઉત્તમ કરવાનો યત્ન કરો. એકબીજાને મેળવી લેવાનો યત્ન કરો, પરંતુ તે બીજી કોઇ યુક્તિ કે કળાથી નહિ પરંતુ એકબીજાના કાર્યમાં સહાય કરીને એકબીજાને મેળવી લો. એકબીજાના કાર્ય તથા સામર્થ્યની સાચા હૃદયવડે પ્રશંસા કરીને પરસ્પરનું આકર્ષણ કરો, અને એ રીતે કોઇ પણ ઉપાયે કરી હૃદયમેલાપ કરો.

આ પ્રકારે હૃદયમેલાપ કર્યા પછી કરવાનો મેલાપ તે આત્મમેલાપ છે. હૃદયમેલાપ સાચો થતાં આ આત્મમેલાપ સહજમાં થઇ જાય છે. અને તે થતાં દંપતી કૃતકૃત્યતાને અનુભવે છે. દંપતીના એકબીજાના આત્મા સાથે એકબીજાનો આત્મા જ્યારે મળે છે ત્યારે અવર્ણનીય આનંદ, અને અવર્ણનીય તૃપ્તિ પ્રકટે છે. આ સમગ્ર વિશ્વના કોઇ પદાર્થ તેને આકર્ષી શકતા નથી. તે દંપતીના સંતોષમાં કદાપિ ન્યૂનતા પ્રકટતી નથી. તે દંપતીને કોઇ પણ પ્રકારનું ઓછાપણું જણાતું નથી. તેમને સંતાપનું કષ્ટ થતું નથી. તેઓ પોતાને એકબીજાથી ભિન્નરૂપે જોતાં નથી. તેઓ એકબીજાથી કશું છૂપાવતાં નથી. તેઓના આત્માનું સામર્થ્ય અલૌકિકપ્રકારે પ્રકટી નીકળે છે તેમના ઉભયમાં આત્મા એકરૂપે રહી અત્યંત જ્ઞાનને પ્રકટાવે છે.

**આત્મમેલાપ.**

આવા આત્મમેલાપ કરનાર દંપતી સર્વરીતે વિશુદ્ધ થયાં હોય છે. તેમનાં મુખ નિરંતર મલકતાં હોય છે, તેઓ ગમે તેવા સંજોગોમાં મૂકાયાં હોય છતાં અંતર અને બહારથી પ્રસન્ન, નિર્ભય, નિશ્ચિંત અને સુખમાં જ રહે છે. કોઇ વસ્તુની અપ્રાપ્તિથી તેમનો કશો ખેદ થતો નથી. તેઓને એકબીજા તરફથી એવું કાંઇ મળ્યું હોય છે કે જેથી તેમને બીજા કશાની અપેક્ષા રહેતી નથી. તેમ છતાં તેમનામાં પ્રયત્ન કરવાની શક્તિ એટલી બધી હોય છે કે તે કોઇ પણ ધારેલા કાર્યને કરી શકે છે. તેમનામાં ઉત્સાહ, આગ્રહ, નિશ્ચય, ધૈર્ય, નિઃશંકતા, વિશ્વાસ વગેરે સલક્ષણો જામેલાં જ રહે છે, અને તેથી ગમે તે કાર્ય કરવાને તેઓ શક્તિમાન્ થાય છે.

આત્માનો આત્માસાથે મેલાપ થતાં જે કંઇ પ્રકટે છે તે વાણીવડે કહી શકાતું નથી, એનો અનુભવ તો તે દંપતી જ યથાર્થરીતે કરી શકે છે. અને જે દંપતી તેનો

અનુભવ કરવા ભાગ્યશાળી થાય છે તે આ જગતમાં અત્યંત તૃપ્તિનો અનુભવ કરે છે. તેમના જીવનમાં રમણીયતા, પ્રેમ, આનંદ અને ઉન્નતિજ હોય છે. તેમના વિચારોમાં અને ક્રિયામાં ઐક્ય તથા આત્માનો પ્રકાશ ઝળકી રહે છે.

પ્રિય દંપતી ! આવા અનુપમ સુખ તથા ઐશ્વર્યને આપનાર આત્મમેલાપને કરવાનો, તમારામાં રહેલાં સર્વ બળ અને સમગ્ર અંશથી યત્ન કરો. નિરંતર એકબીજાના આત્મામાં તમારી વૃત્તિ પરોવેલી રાખો. એકબીજાનો આત્મા કેવો મનોહર છે, કેવો નિર્દોષ છે, કેવો સામર્થ્યમય છે અને કેવો પ્રેમાળ છે તેનું જ ચિંતન કરો. અને એવા આત્માને જ પરસ્પરમાં જુઓ. તમારાં પત્નીના આત્મામાં જે ગુણો અને સામર્થ્ય છે, તે જ ગુણો અને સામર્થ્યને તમારાં પત્નીના સર્વ અંશમાં જુઓ, અને પ્રિય બહેનો ! તમારા પતિના આત્મામાં જે ગુણો અને સામર્થ્ય છે, તે જ ગુણો અને સામર્થ્યને તમારા પતિના સર્વ અંશમાં જુઓ.

અને બીજું બધું જૂદું છે, પરંતુ ગમે તેટલા મનુષ્યો હોય પણ તેનો આત્મા કોઇ જૂદો છે ? અને તેથી જ્યારે તમારા આત્માના ઐક્યનો તમને અનુભવ થશે અને તેવડે *તમે દંપતી જુદાં નથી પણ એક જ છો એ પ્રકારનો જ્યારે તમને અનુભવ થશે,* ત્યારે તમારા એ ઐક્યમાંથી તમને બ્રહ્મા પણ છોડવી શકશે નહિ.

આત્માના જે ગુણો છે તે જ પરસ્પરમાં જુઓ. આત્માના શિવાય બીજે જે ગુણ જણાય તેને જોવાની જરૂર નથી. કેમકે તે સાચા નથી. તેને સ્થાને આત્માના ગુણોને જોવાનો યત્ન કરો. એકબીજાને તે ગુણોનું ભાન કરાવો. એકબીજાપ્રતિ આત્માના ગુણોનું કથન કરો. અને તે તમારામાં પ્રકટ છે એમ વારંવાર એકબીજાને કહો. જ્યારે જ્યારે પરસ્પર મળો ત્યારે ત્યારે એ આત્માને જ જોવાનો યત્ન કરો, અને તમે પરસ્પર આત્માથી કેવળ અભિન્ન છો એ ભાવને દૃઢ કર્યા કરો. અને એ રીતે આત્મમેલાપ કરો, અને આત્માના ગુણોને જ આપણામાં જાગ્રત્ કરવા, અને તે ગુણોસહિત પરસ્પર મળવું, આત્માના ગુણને ધારણ કરીને તેના વડે જ સર્વ ક્રિયાઓ કરવી, એકબીજામાં આત્માને અને આત્માના ગુણોને જ જોવા, એ આત્મમેલાપ કરવાની ક્રિયા છે;

આ પ્રકારે જ્યારે સર્વ પ્રકારથી પ્રિય દંપતી ! તમે પરસ્પર મેલાપ કરશો ત્યારે *તમારા ઐક્યનું અદ્ભુત બળ જામશે. અને તમારાં જીવનને પરમ રમણીય કરશો. તમારાં* આ જ જીવનમાં તમારે જે કંઇ જોઇએ છે તે તમને પ્રાપ્ત થશે. લૌકિક અને અલૌકિક સર્વ સદ્‌ગુણો સર્વ સામર્થ્યો અને સર્વ સંપત્તિ તમને પ્રાપ્ત થશે. તે પ્રાપ્ત થતાં તમે પૂર્ણ કૃતકૃત્ય અને સર્વઅંશે પૂર્ણતાનો અનુભવ કરશો.

આ પંચ પ્રકારનો મેલાપ, એ જ યથાર્થ મેલાપ છે, અને તે પાંચ અંગુલિઓવાળા તમારા હસ્તનો લગ્નસમયે પરસ્પર મેલાપ કરાવીને તમારાં વડિલો અને ગુરુજનો એ જ પ્રચ્છે છે કે તમે આ પંચ પ્રકારના મેલાપને કરી સર્વોત્તમ સુખ અને સર્વોત્તમ અભ્યુદયને પામો.

# ધર્મવ્રતની ભઠ્ઠીમાં યુધિષ્ઠિરની ધર્મબુદ્ધિ.

## ધર્મભાવનાથી વાસ્તવ ઉન્નતિ.



પરાપૂર્વથી આપણો ભારતવર્ષ ધર્મભૂમિ ગણાતો આવ્યો છે; અને તે સર્વથા યોગ્ય જ છે, એમ મહાકાલ ભગવાને પોતાની લીલાઓથી પૂરવાર કરી આપ્યું છે. દુનીયાનાં પ્રાચીન સુધરેલાં મહારાજ્યો બેબીલોનીયા, એસીરીયા, મીસરી, યુનાની અને રોમન તેમ જ મહાદેશો કેવળ ઐહિક કર્મો અને અભ્યુદયમાં જ પરાયણ રહેવાથી એક સમયે બહારથી રમણીય દેખાતી, ઐહિક પ્રગતિ, અને સંસ્કૃતિના શિખરે ચઢવા પામ્યાં હતાં, પરંતુ ઇતિહાસનાં જ્વલંત દૃષ્ટાંતો સચોટરીતે સૂચવે છે તેમ नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण–ચક્રની ધરી એક વાર ઉંચે આવી તે નીચે જવાની જ, એ અટલ ન્યાયે તે તે મહારાજ્યો અને મહાદેશોની ઉન્નતિ સંસ્કૃતિના મધ્યાકાશમાં ટકી રહી નથી. પરંતુ એ મહારાજ્યોકરતાં પણ વિશેષ પ્રાચીન ભારતવર્ષ મુખ્યત્વે ધર્મપરાયણ અને તેને અંગે, કર્મપરાયણ હતો. ઐહિક અભ્યુદયસાથે વાસ્તવિક પરંતુ શાશ્વત નિઃશ્રેયસ્‌ની સિદ્ધિના માર્ગે પણ તેણે આબાદ સંપાદન કરેલા હોવાથી, કાલચક્રની નાભીની પેઠે તે પોતાની, એવી ને એવી, મધ્યસ્થ સ્થિતિ અદ્યાપિ પર્યંત ટકાવી શક્યો છે. જો કે તે અટલ અધોગતિના ઝોકથી તદ્દન મુક્ત તો થઇ શક્યો નથી, છતાં તે પોતાની મધ્ય સ્થિતિથી ચ્યુત થયો નથી. એ નિર્વિવાદ સત્ય છે કે, આકાશની સૂર્યાદિક ગ્રહમાલા પરસ્પર આકર્ષણશક્તિવિના વ્યવસ્થાસર વિશ્વભ્રમણ અને વિશ્વવ્યતિકરનું કાર્ય સાંગોપાંગ સાધી શકે જ નહીં, અને એવા આકર્ષણબલના અભાવે વિશ્વચક્રનાં અંગો કેવળ અસ્તવ્યસ્ત થઇ, અનેક ઉત્પાતો પ્રકટાવી પૂરેપૂરી જ અંધાધુંધી જ મચાવે, તેમ સમાજનાં, પ્રજાઓનાં બંધનો ધર્મભાવનારૂપી આકર્ષણશક્તિવિના એકત્રિત ટકી શકે જ નહીં. હાલની વિશ્વવ્યાપી માદવી જગવવામાં નિમિત્ત થયલું જર્મની, ધર્મભાવનાના અભાવે, કેવળ વિજ્ઞાન અને સૈનિકબલનાં સાધનો છેલ્લામાં છેલ્લી કોટિપર્યંત ખીલવ્યું ગયું, પરંતુ તે આયંદે તો સંહારક કાર્યનું જ સાક્ષીત થઇ શક્યું છે, એ ઉઘાડુંજ છે. આ દૃષ્ટાંતથી હવે જડવાદી યૂરોપ ધર્મભાવનાનું રહસ્ય કંઇક સમજતું થશે, એવાં શુભ ચિહ્નો દીસે છે. તાત્પર્ય કે, ધર્મભાવના જ, પ્રજા પ્રજાનાં અને સમાજ સમાજનાં બંધનો જાળવી શકે છે.

### પ્રજાનાં બંધનો—સંબંધો ટકાવે તે ધર્મ.

આથી જ મહાભારતમાં શાંતિપર્વમાં "સત્યતાનૃત" (૧૦૯) અધ્યાયમાં ૧૨ મા શ્લોકમાં ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને વાસ્તવિક ધર્મનું આ લક્ષણ કહેલું છેઃ—

धारणाद्धर्ममित्याहुः धर्मो धारयते प्रजाः।
यत्स्याद्धारणसंयुक्तं सधर्म इति निश्चयः॥

(ધૃ એટલે ધારણ કરવું, ટકાવવું એ ધાતુઉપરથી જે તત્ત્વ વિશ્વને ધારણ કરવાનું, ટકાવવાનું કાર્ય કરે છે, તેને જ શાણા પુરુષો ધર્મ કહે છે; ધર્મ પ્રજાને અને સમાજને ટકાવે છે. માટે જે તત્ત્વથી પ્રજાને ટકાવવાનું કાર્ય થાય છે, તે જ ધર્મ છે, એવો નિશ્ચય છે.)

આ ઉન્નત ધર્મભાવના એ જ સૂચવે છે કે, ધર્મનો ત્યાગ થયો, એટલે સમાજનાં, પ્રજાનાં બંધનો, અરસપરસના સંબંધો પણ તૂટવાના જ, અને આયદે અસ્તવ્યસ્ત સ્થિતિ

પ્રવર્તવાની જ. જેમ મહા સમુદ્રમાં વાયુના ઝપાટા અને પાણીના વાંસવાંસપૂર ઉછાળા-સામે વહાણનો ટકાવ તેનું સુકાન જ કરી શકે એમ છે, તેમ અનેક પ્રલાભનો; સ્વાર્થોના ઝપાટાસપાટાઓસામે, ધર્મરૂપી સુકાન જ આ સંસારનૌકાને ટકાવી શકે છે. આ ભાવના આપણા ભારતવર્ષમાં કૃપાળુ ઋષિમુનિઓએ એટલી તો દૃઢમૂલ કરી છે કે, કામ, અર્થ અને મોક્ષ એ ત્રણે પુરુષાર્થોને ધર્મના અંગીભૂત બનાવ્યા છે, એટલું જ નહીં પણ કેવળ સ્વાર્થ સારુ જ એ ત્રણ પુરુષાર્થની પ્રવૃત્તિ આદરાય તો તે ધર્મમૂલક નહીં પણ અધર્મ માનવાનો પ્રબોધ ટોકી ટોકીને અવારનવાર કર્યા કર્યો છે. આથી પ્રાચીન કાલથી જ આપણા ભારતવર્ષમાં પરમાર્થને પ્રધાનસ્થાન ધર્મપ્રવૃત્તિના કાર્યવાહીમાં અપાયું છે; અને પુરુષે કામ આદિ વાસના તૃપ્ત કરવી જ હોય તો ધર્મબુદ્ધિથી નહિં કે સ્વાર્થબુદ્ધિથી કરવી એવો ઉપદેશ અપાયો છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે સર્વ કર્મ બ્રહ્માર્પણ કરવાનો અને શરણ્ય પ્રભુની શરણતા સાધતાં આવશ્યક કર્મ કર્યા જવાનો પ્રબોધ અર્જુનને કર્યો છે. શ્રી વેદવ્યાસે પણ મહાભારતમાં ઠામ ઠામ ધર્મભાવનાથી પ્રેરાઈને કર્મ કરવાનો ઉપદેશ મુમુક્ષુ શ્રોતાઓને આપ્યો છે, એટલેથી નહીં અટકતાં તેમણે અંતમાં "ભારતસાવિત્રિ"-માં પોકાર કરીને કહ્યું છે કે,—

न बालुकामान्न भयान्न लोभाद्धर्मं
त्यजेज्जीवितस्यापि हेतोः।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये
जीवो नित्यः हेतुरस्य त्वनित्यः ॥

(સ્વર્ગારોહણ પર્વ-અધ્યાય શ્લોક ૭૬)

(ભાવાર્થ-પામર જીવન જીવવાની ખાતર કોઇ પણ શાણા મનુષ્યે કામ-સુખેચ્છાથી પ્રેરાઇને, ભયથી ત્રાસીને તેમ જ લોભથી આકર્ષાઇને ધર્મનો ત્યાગ કરવો નહીં જોઇએ. કારણ કે જીવિતમાટે ધર્મનો ત્યાગ કરવાને મનુષ્ય પ્રેરાય છે, તે જીવિત તો વાસ્તવિક રીતે જોતાં નાશવંત છે, ચિરકાલ ટકનારૂં નથી, પરંતુ એવા જીવનને માટે જે તત્ત્વનો ત્યાગ કરાય છે, તે ધર્મ તો નિત્ય છે, સદાકાલ ટકે એવો છે. વળી આ જે અનિત્ય જીવિતનો ભોગ જેને માણવાનો છે, જેને માટે આ નાશવંત જીવન જીવવાની લાલસા કરાય છે, એ જીવ પણ નિત્ય છે; ત્યારે એવા જીવિતથી મેળવાતાં સુખ અને દુઃખો અનિત્ય અને ટુંક સમયમાં નાશ પામનારાં છે. તો પછી શા માટે નિત્યધર્મનો ત્યાગ કરી નિત્ય જીવને અનિત્ય સુખ દુઃખોરૂપી સાંકળોથી બાંધી અનિત્ય જીવિતરૂપી કેદમાં ગોંધી રાખવો?)

આમ ઉપદેશ આપતાં છતાં, ચંચળ લોકવૃત્તિ અને પ્રબળ સુખેચ્છાના પાશમાં સદાકાળ લોક બંધાઇ રહે છે, એવા પોતાના લોકાનુભવનું સ્મરણ કરીને શ્રીવેદવ્યાસ પુનઃ પોકારે છે કે,—

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम्।
धर्मादर्थश्च कामश्च स धर्मः किम्नु सेव्यते ॥

(ભાવાર્થ-હું હાથ ઉંચા ઉંચા કરીને પોકાર મારી રહ્યો છું, છતાં લાચાર છું કે, કોઈ પણ મારૂં કહેલું સાંભળતું નથી. હું અનુભવસિદ્ધ એ કહું છું કે, ધર્મથી જ અર્થની

પ્રાપ્તિ થાય છે અને કામની પ્રાપ્તિ પણ ધર્મથી જ થાય છે; તો પછી આમ સર્વ પુરુષાર્થની પ્રાપ્તિ કરાવી આપનાર ધર્મનું સેવન શામાટે કરવામાં આવતું નથી ? વળી શ્રી વેદવ્યાસ કહે છે કે જેને નિત્ય-અનિત્ય નાશવંત કે અનાશવંત શું છે તેનો વિવેક કરવાની શક્તિ હોતી નથી, એ મૂઢ પુરુષ હજારો હર્ષસ્થાનોથી આકર્ષાય છે, તેમ જ અસંખ્ય ભયસ્થાનોથી ગભરાઈ જાય છે; અનેકવિધ માતાપિતા, દારા, પુત્ર, પૌત્રાદિની ઘટમાળભર્યા સંસારમાં દિનપરદિન લુબ્ધ થાય છે, પરંતુ વિવેકશક્તિવાળો પંડિત તેની સારાસારતા સમજી નિત્ય ધર્મને જ અનુસરે છે.

## મહાત્મા પુરુષોનાં મનનીય ચરિતની અગત્ય.

આ પ્રકારે શ્રીવ્યાસ ભગવાને ઉપલક્ષિત ધર્મભાવનાને પોતાના જીવનમાં, ગમે તે સંકટે, ગમે તે ભોગે, ચરિતાર્થ કરનારા મહાત્મા પુરુષોનાં ચરિત્રો સર્વથા આદર્શભૂત છે; અને એવાં અનુકરણીય તેમ જ અનુસરણીય ચરિત્રોરૂપી આદર્શો ( આરસા ) પામરલોકસમક્ષ સદાકાળ ધરવાના અને એ રીતે તેમને વાસ્તવ કર્તવ્યમાં પ્રેરવાના ઉન્નત હેતુથી પ્રેરાઈને જ મહાભારત, રામાયણ આદિ અનુપમ ઇતિહાસો અને વેદાનુકૂલ પુરાણોની પ્રવૃત્તિ કરેલી છે. શ્રીવ્યાસભગવાને ધર્મના આકર ગ્રંથ મહાભારતમાં આવાં આદર્શભૂત જીવનચરિત્રો સંખ્યાબધ નિરૂપેલાં છે અને ઠામ ઠામ ધર્મભાવનાને જ વળગી રહેવાનો પ્રબોધ ઠોકી ઠોકીને મુમુક્ષુ જીવોને કર્યો છે. તેમાંયે યુધિષ્ઠિરનું નિર્મળ ધર્મમય ચરિત અતિશય સ્પષ્ટ અને માર્મિક રીતે ચીતર્યું છે.

## પુણ્યશ્લોક યુધિષ્ઠિરનું અડગ સંકલ્પબળ.

ઉપર ઉતારેલા મહાત્મા વેદવ્યાસના અનુપમ ઉપદેશને પોતાના જીવનમાં અડગ સંકલ્પબળથી ચરિતાર્થ કરનારા, સત્ય વચન, સત્ય વિચાર અને સત્ય કર્મને માટે સ્વર્ગસુખને પણ ઠોકર મારનારા, સાક્ષાત્ ઇન્દ્રાદિ દેવોનાં પ્રલોભનો ને નહીં ગણનારા, ધર્મચરિત સ્વાર્થત્યાગ અને ઈશ્વરશરણતામાં જ પરમાનંદ માણનારા, અને એ ખાતર પોતાના તેમ જ પોતાના પ્રિય સ્વજનોના ઐહિક સુખોપભોગ અને પ્રાણની લેશ માત્ર પણ પરવા નહીં કરનારા, અંતે મનુષ્યોને, રે, દેવોને પણ દુર્લભ એવી સદેહસ્વર્ગપ્રાપ્તિથી વિભૂષિત થયેલા પુણ્યશ્લોક યુધિષ્ઠિર રાજાની પરમ પવિત્ર કથા કયા કયા મુમુક્ષુ સાધકના મનને આહ્લાદ આપનારી અને તેને સત્ય માર્ગે પ્રેરનારી નહીં નીવડે ? અડગ સંકલ્પબલથી સત્ય ધર્મનું પાલન કરનારા સત્યપ્રતીમ મહાત્મા યુધિષ્ઠિર અતિવિષમ કટોકટીના અનેકાનેક પ્રસંગો આવ્યા છતાં, વનવાસથી મુક્ત થઈ, રાજ્યપાટ અને સ્વર્ગસુખ પ્રાપ્ત કરી લેવાની સર્વરૂપ અને સર્વાકર્ષક અનુકૂલતાઓ આવી છતાં, લેશ માત્ર પણ પોતાના સત્યવ્રત કે સત્ય વચનથી ડગ્યા કે ચળ્યા નહીં, ત્યારે જ તેઓ પુણ્યદાયી, પાવન, પ્રભાતના નામસ્મરણને યોગ્ય પુણ્યશ્લોકતરીકે પોતાની અમરકીર્તિ આ વિશ્વમાં સ્થાપી ગયા અને સત્યવાદી હરિશ્ચંદ્ર, પ્રતિજ્ઞાપાલક નલરાજા, ધર્મરક્ષક અને લોકસંગ્રહાર્થે અવતાર લેનારા, શ્રી જનાર્દન ભગવાન, અને ત્યાગવૃત્તિના આદર્શભૂત વિદેહી જનકરાજાની પંક્તિમાં આવ્યા એટલું જ નહીં પણ ધર્મરાજાની પદવીથી વિભૂષિત થયા. એ તો સર્વથા સત્ય છે કે, જેમ શુદ્ધ સુવર્ણની કસોટી સખ્ત ઘસારાથી, છેદવાથી, સખ્ત ભઠ્ઠીમાં તપાવવાથી તેમ જ હથોડાના ઉપરાઉપરી કઠોર ઘા કરવાથી થાય છે, અને તે આ ચારે રીતિઓમાંથી પસાર થયા છતાં

પોતાનું શુદ્ધ સ્વરૂપ વિશેષે પ્રકાશે છે ત્યારે જ તે ખરા મૂલ્યને પાત્ર ગણાય છે; તેમ પુરુષનું ખરું પુરુષાતન ચારિત્ર્ય, જ્ઞાનપ્રાપ્તિ, સુજનતા અને સત્કર્મો એ જ ચાર કસોટીમાંથી અણિશુદ્ધ તવાઇ ઝળકી ઉઠે ત્યારે જ તે ખરું પુરુષાતન ગણાય. આવા જ સમર્થ પુરુષોનાં પુણ્ય ચરિત પ્રત્યેક મુમુક્ષુએ નિત્ય સ્મરણ કરવા અને અનુસરણ કરવા યોગ્ય છે. તો આપણે પણ મહાત્મા યુધિષ્ઠિરના અડગ સંકલ્પબલ અને અનુપમ સત્યવ્રતનો એક આદર્શભૂત પ્રસંગ–સદેહસ્વર્ગપ્રાપ્તિનો રમણીય પ્રસંગ–અહીં વિચારીશું તો તે યોગ્ય જ થઇ પડશે.

## પૂર્વ પ્રસંગનું નિવેદન.

દ્વેષી દુર્યોધન આદિ કૌરવબંધુઓ અને અન્ય કૌરવપક્ષી રાજાઓનું નિકંદન કાઢી નાંખનારૂં મહાયુદ્ધ સમાપ્ત થયા પછી, રાજા યુધિષ્ઠિરને સ્વજનોના મરણનો શોક અને યુદ્ધમાં રાજ્યનિમિત્તે થયેલા સંહારનો તાપ અતિ અસહ્ય થઇ પડ્યો; ભીષ્મ પિતામહે શાંતિપર્વ અને અનુશાસન પર્વ સંભળાવી તેમને તત્ત્વજ્ઞાનનો પ્રબોધ કર્યો; પછી અશ્વમેધ યજ્ઞ કરી યુધિષ્ઠિર સર્વ તાપથી મુક્ત થયા. પછી તેમણે રાજ્યમર્યાદા અને પ્રજાપાલનની વ્યવસ્થા અને નીતિ નિયમો સુસ્થાપિત કરવામાં કેટલોક સમય વીતાવ્યો. છતાં, કાલબલને જાણનારા યુધિષ્ઠિરનું મન આ સંસારની પ્રવૃત્તિઓમાં મગ્ન થઇ શક્યું જ નહીં અને ભવિષ્યની ગતિના ભણકારા તેમના કાનમાં હરઘડી વાગવા લાગ્યા. કુદરતી રીતે પ્રસંગો પણ એક પછી એક એવા બનતા ગયા કે, જેથી સંસારમાંથી તેમની રાગવૃત્તિ ઉઠવા લાગી અને ધીરે ધીરે પરલોકપ્રાપ્તિતરફ મન વળતું ગયું.

પ્રથમ તો અંધ ધૃતરાષ્ટ્ર રાજા, ગાંધારી અને કુંતામાતા તેમની સંમતિ લઇ, વનમાં સીધાર્યાં. તેને કેટલોક સમય વીત્યો એટલે નારદ મુનિએ આવી, તેમને વનના દાહમાં તે સર્વે બળીને ખાખ થયાના સમાચાર નિવેદન કર્યા. શોકથી સંતપ્ત થયેલા યુધિષ્ઠિરે તેમની ઉત્તર ક્રિયા કરી અને મનનો શોક દૂર કરવા ઘણા ઘણા પ્રયાસો કર્યા. પરંતુ કાલબલ જ તેમને આ સંસારમાંથી ઉદ્ધારી કરાવવા, અને ઐહિકસુખોપભોગથી વિરક્ત કરવા મથતું હતું; તેથી અનેક વિપરીત નિમિત્તોએ વિશેષ ને વિશેષ વિરાગનાં પ્રસંગોનો અનુભવ તેમને આબાદ કરાવવા માંડ્યો. કુંતામાતા આદિના દાહનો શોક દૂર થયો નહતો, ત્યાં તો યાદવોના અરસપરસ સંહારના દુઃખદ સમાચાર કહેવા શ્રીકૃષ્ણનો સારથી દારુક હસ્તિનાપુર આવ્યો. દારુકે પાંડવોને જણાવ્યું કે, યૌવન, ધન, પ્રભુત્વ, અને અવિવેક એ ચાર તત્ત્વોના મદથી મત્ત થયેલા, વિષયવાસના, બળ, મદ્ય આદિથી બહેકેલા, યાદવો પ્રભાસપાટણમાં ઉત્સવાનર્ગમન કરતાં કરતાં, શ્રી કૃષ્ણ પરમાત્માની સન્નિધિમાંજ વજ્રરૂપ મુસળ બની ગયલાં તૃણોના મારથી અન્યોન્યને નિર્દયતાથી કાપી યમને ધામ પહોંચી ગયા છે; અને શ્રી કૃષ્ણે અવશેષ રહેલી યાદવીસ્ત્રિઓ અને સંપત્તિ પોતાના રક્ષણહેઠળ લઈ જવા અર્જુનને દ્વારકાં બોલાવ્યો છે.

એટલે તુરત યુધિષ્ઠિરની સંમતિથી અર્જુન, દારુક સારથીસાથે દ્વારકાં સીધાવ્યો. તે માર્ગમાં હતો તે દરમ્યાન બીજા ક્ષોભ ઉપજાવનારા શોકકારક બનાવો બન્યા. યાદવોના સંહારથી શ્રીકૃષ્ણને જણાયું કે, હવે પોતાનો અંશ પૃથ્વીઉપરથી ઉઠાવી લેવાનો અનુકૂલ સમય આવ્યો છે. એટલે તેમણે પ્રભાસથી દ્વારકાં આવી પોતાના પિતા વસુદેવને વિનતિ કરી કે, અર્જુનને દ્વારકાં આવી યાદવીસ્ત્રિઓ અને સંપત્તિ પોતાને શરણે લે-

વાને બોલાવી લાવવા દારુકને મેં મોકલ્યો છે. તેથી અર્જુન અહીં આવતા સુધી તમે એ સર્વનું સંરક્ષણ કરજો અને હું તથા બલરામ વનવાસઅર્થે જઇએ છીએ. આમ વ્યવસ્થા કરીને તે બન્ને ભાઇઓ વનમાં સીધાવ્યા. અર્જુન દ્વારકા આવ્યો ત્યારે તેણે યાદવોના સંહારની અને શ્રીકૃષ્ણ તેમ જ બલરામના વનવાસની વાત સાંભળી તેથી તે બહુ જ ખિન્ન થયો અને જાણે પોતાનામાંથી પુરુષાર્થપણું સખાનારાયણ શ્રીકૃષ્ણની સાથે જ પરવરી ગયું હોય એમ નરઅર્જુનને લાગ્યું છતાં શ્રીકૃષ્ણની આજ્ઞા શિરે ઉઠાવી સર્વ યાદવી સ્ત્રિઓ અને સંપત્તિ પોતાને શરણે લઇ તે હસ્તિનાપુર આવવા નીકળ્યો. તે માર્ગે પડ્યો ત્યાં તો દ્વારકા એકાએક સમુદ્રમાં ડુબી ગઇ. આ જોઇ તેને સંતાપ થયો છતાં મન વાળી તે આગળ ચાલ્યો. તે વનમાંથી પસાર થતો હતો તેવામાં ભિલ્લ અને કાબાઓએ તેની ઉપર હલ્લો કરી તેને હરાવ્યો અને કેટલીક યાદવી સ્ત્રિઓ અને સંપત્તિ ઉઠાવી ગયા. ગાંડિવ ધનુર્ધારી, સવ્યસાચી, અતિરથી, અર્જુન આ લુંટારાઓને હાથે હાર્યો, એ પણ કાલઘટના જ. આંથી જ આ લોકોક્તિ આપણામાં પ્રચલિત છે કે

સમય બડા બલવાન હય, નહિ પુરુષ બલવાન્,
કાબે અર્જુન લુંટીઓ, એહી ધનુષ્ય એહી બાન.

## પાંડવોને આ લોકમાંથી પ્રયાણ કરવાનો બોધ.

કાબાના હાથે લુંટાયા પછી હસ્તિનાપુર આવતાં અર્જુને માર્ગમાં સાંભળ્યું કે; વનવાસમાં બલરામ સ્વર્ગે સીધાર્યા, અને મહાયોગમાં નિમગ્ન થઇ શ્રીકૃષ્ણ સુતા હતા ત્યાં મૃગયા શોધવા નીકળેલા પારધીનું બાણ તેમના તેજસ્વી પાદતલમાં વાગ્યું અને તેઓ પણ સ્વધામ બ્રહ્મલોકમાં સીધાર્યા. જેમના પ્રસાદથી તેમ જ જેમના અવરનવર, અનિવાર્ય મિત્રતા અને સહાયતાઓથી પોતે અને યુધિષ્ઠિર આદિ પાંડવો પોતાના ધર્મવ્રત તથા પ્રતિજ્ઞાપાલનનો નિર્વાહ કરી શકયા હતા, એ કૃષ્ણ પરમાત્મા પણ બ્રહ્મલોકમાં સીધાર્યાના સમાચારથી અર્જુન ઘણો જ વિકળ અને શૂન્ય મનવાળો બની ગયો, અને પોતાના પરવારેલા પુરુષાતનના ખ્યાલથી તો તે ચોંકી જ ઉઠ્યો. માર્ગમાં શ્રી વ્યાસાશ્રમમાં વેદવ્યાસે પ્રત્યક્ષ થઇ તેના મનનું સમાધાન કરતાં કહ્યું કે

"હે અર્જુન! ધર્મની વ્યવસ્થાના રક્ષણને અર્થે, દેવોના અંશોસાથે શ્રીકૃષ્ણ પૃથ્વી ઉપર અવતર્યા હતા. પૃથ્વીનો ભાર કમી કરવાનું કાર્ય પૂરૂં થતાં તેઓ સ્વધામ સીધાર્યા છે; તેમની સાથે ઘણા ખરા દેવોના અંશો પણ દેવલોકમાં પરવર્યા છે, પરંતુ તારા જેવા જે જે દેવાંશો હજી સ્વર્ગમાં જવા અવશેષ રહેલા છે, તેમનો કાલ હજી સમીપ આવ્યો નથી તેથી તેમને અહીં પડતા મૂકી તેઓ ચાલ્યા ગયા છે. હે અર્જુન! તમારે સર્વ ભાઇઓએ પોતે પણ આ લોકમાંથી સવેળા ઉઠાંતરી કરવી, એ વિશેષ હિતકર છે. કારણ

कृतकृत्यांश्च वो मन्ये संसिद्धान्कुरुपुङ्गव ।

..............................

बलं बुद्धिश्च तेजश्च प्रतिपत्तिश्च भारत ।
भवन्ति भवकालेषु विपद्यन्ते विपर्यये ॥
कालमूलमिदं सर्वं जगद्बीजं धनंजय ।
काल एव समादत्ते पुनरेव यदृच्छया ॥

( મોસલ પર્વ અધ્યાય ૮ શ્લો ૨૬-૩૮ )

" હે અર્જુન ! તમે હવે કૃતકૃત્ય થયા છો; તમે તમારાં કર્તવ્યો સારી રીતે સિદ્ધ કર્યાં છે, તમે હવે સિદ્ધ મોક્ષદશા પણ પ્રાપ્ત કરી છે, તેથી તમારે હવે આ લોકમાંથી ચાલ્યા જવું, એ સર્વથા હિતકર છે. હે ભારત ! બલ, બુદ્ધિ, તેજ, જ્ઞાન, સાધનો આદિ કાલ જ્યારે અનુકૂલ હોય છે ત્યારે મનુષ્યને કલ્યાણકારી નીવડે છે, પરંતુ કાલ પ્રતિકૂલ થતાં એનાં એ સર્વે સાધનો ઉલટાં હાનિ કરનારાં વિનાશ ઉપજાવનારાં થઇ પડે છે. ( વર્તમાન સમયે જર્મનીની યુદ્ધકલા નિરખતાં આ કથન સત્ય લાગશે. ) હે અર્જુન ! તારૂં જ ગાંડિવ ધનુષ્ય પ્રતિકૂલ કાલ આવતાં કાબાઓસામે નિરર્થક થઇ પડયું. તારૂં પરાક્રમ પાણીમાં ગયું. હે ધનંજય ! સમસ્ત જગત્‌નું મૂળ કાલ છે, તે જ જગતરૂપી બીજને ખીલવે છે અને પાછો સમય આવતાં એ જ બીજને ઉપાડી લે છે. તે જ પ્રમાણે કાલ એક વેળા મનુષ્યને બલવાન્ બનાવે છે તો પાછો તેને દુર્બળ કરી દઇ શત્રુઓને હાથે પરાજય પમાડે છે. તેમ તમે પણ કાલને વશ છો, માટે હવે તમે પણ આ મૃત્યુલોકમાંથી ઉતારી કરવા માંડો. "

## પાંચ પાંડવો અને યુધિષ્ઠિરનું પ્રસ્થાન.

શ્રી વેદવ્યાસનાં આવાં સમયસૂચક, તેમજ શ્રેયસ્કર વચનોનું મનન કરતો, અર્જુન હસ્તિનાપુરમાં આવ્યો અને યુધિષ્ઠિરને વૃષ્ણિ તથા અંધક કુલોના વિનાશની, શ્રીકૃષ્ણના સ્વધામગમનની, દ્વારકાના સમુદ્રનિમજ્જનની, લુંટારાઓને હાથે થયલા પોતાના પરાજયની તેમજ શ્રી વ્યાસજીની સમયસરની સલાહની વાત યથાસ્થિત કહી સંભળાવી. તે સાંભળી કાલની ગતિને જાણનારા યુધિષ્ઠિરે અર્જુનને ચેતાવતાં કહ્યું કે,

**कालः पचति भूतानि सर्वाण्येव महामते ।**
**कालपाशमहं मन्ये त्वमपि द्रष्टुमर्हसि ॥**

[ભાવાર્થઃ—હે બુદ્ધિમાન્ અર્જુન ! કાળ પોતાના કડાયામાં પ્રાણીમાત્રને નાંખી તેમનો વિનાશ કરે છે, કાલ પોતાના પાશથી, મનુષ્યમાત્રનું મરણ નિપજાવે છે, એ મત હું અંગીકાર કરૂં છું, તારે પણ એ રહસ્ય સમજવું ઘટે છે કે, કાલના પાશમાં સપડાયેલો કોઈ પણ મનુષ્ય સટકી શકતો જ નથી. કાલ ખરેખર અટલ કાલ જ છે. ]

અર્જુનને આ રીતે સંસારઉપરથી મન ઉઠાવવાનો પ્રબોધ કરી, યુધિષ્ઠિરે ભીમસેન, નકુલ, સહદેવ અને દ્રૌપદીને પણ એવો જ ઉપદેશ આપ્યો, પછી તેમણે ધર્મકામનાથી સંસારમાંથી નિવૃત્ત થઇ, હિમગિરિનિવાસ કરવાનો નિશ્ચય યુયુત્સુ આદિ ભાયાતો, રાજબંધુઓ અને કૃપાચાર્ય રાજગુરુને જણાવી અર્જુનના પૌત્ર પરિક્ષિતને રાજ્યાભિષેક કર્યો, અને સુભદ્રાને સલાહ આપી કે " તારો પૌત્ર કુરુઓનો રાજા થશે અને વજ્ર, યાદવોનો રાજા થશે. તારે તે બન્નેનું રક્ષણ કરવું અને કદી પણ ( **मा चाधर्मे मनः कृथाः** ) **અધર્મમાં કદી પણ મન પ્રેરવું નહીં.** " પછી તેમણે મૃત માતુલ, ગુરુ અન્ય વડીલો, બલરામ, કૃષ્ણ આદિનાં શ્રાદ્ધો વિધિસર કર્યાં, દ્વૈપાયન વ્યાસ, નારદ, માર્કંડેય આદિ તપોધન ઋષિઓને ભોજનાદિથી સંતુષ્ટ કર્યા, હરિકીર્તન કર્યું, રત્નો, વસ્ત્રો, અને ગાયો આદિ, દાનમાં તેમ જ ભેટમાં પાત્ર મનુષ્યોને સમર્પણ કર્યાં અને પ્રધાન્ ગુરુ કૃપાચાર્ય તેમ જ સર્વ પ્રજાપ્રતિનિધિઓને બોલાવી પાંચ બંધુઓ અને દ્રૌપદીસાથે પોતાના હિમગિરિનિવાસનો નિશ્ચય તેમને કહી દીધો.

અહીંથી જ ધર્મરાજાના સત્યવ્રતની કસોટી શરૂ થાય છે. પ્રજાજનો યુધિષ્ઠિરનો હિમગિરિનિવાસનો નિશ્ચય સાંભળી ઘણા જ ઉદ્વેગ પામ્યા અને તેમણે તેમને કહ્યું કે, "તમારે અમારો ત્યાગ કરવો ઘટતો નથી." શાસ્ત્રની એવી આજ્ઞા છે કે, પરિવ્રાજક ધર્મનો અંગીકાર કરવા ઇચ્છનારા પુરુષે પોતાના એ કર્મસાથે જે જે કોઇને અતલગ સંબંધ હોય તે તે સર્વને સંતોષ્યા કે તેમની અનુમતિ લીધાવિના પરિવ્રજન કદી કરવું નહીં. યુધિષ્ઠિર તો શાસ્ત્રમર્યાદા પાળવામાં અડગ હતા. તેથી કાલની ઘટના અને કર્તવ્ય જાણનારા યુધિષ્ઠિરે તે સમયે તો પ્રજાના વચનને માન આપી હિમગિરિનિવાસનો વિચાર પડતો મૂક્યો, અને પ્રજાને ખુશી કરી. કોણ કહેશે કે, પૂર્વે ભારતવર્ષના રાજાઓ પ્રજાની વૃત્તિની લવલેશ દરકાર કરતા ન હતા અને તેમને પશુવત્ ગણી તેમની સલાહ માનતા ન હતા? ઉલટું તેઓ પ્રજાના ન્યાય્ય અનુરંજન જે રાજ્યવહીવટનું એક પ્રધાન કર્તવ્ય લેખતા હતા, એમ પુરાણ, ઇતિહાસાદિથી જણાય છે. યુધિષ્ઠિરે જેમ પ્રસ્તુત પ્રસંગે લોકની વિનંતિને માન આપ્યું તેમ અન્ય રાજાઓએ પણ આપ્યાના જ્વલંત દૃષ્ટાંતો મળી આવે છે, એટલું જ નહીં પણ વેનજેવા અપ્રિય અધર્મી રાજાઓ લોકસંતાપક હોવાથી પ્રકૃતિક્ષોભથી વિનાશને પામ્યાનું જણાય છે. અસ્તુ.

યુધિષ્ઠિરે હિમગિરિનિવાસનો નિશ્ચય તુરતાતુરત તો પડતો મુકયો, અને પોતાની પ્રતિભા જમાવી લોક તેમને તેમના નિશ્ચયની સિદ્ધિથી અટકાવી જ ન શકે, એવી કાલઘટનાની રાહ જોવા લાગ્યા. દરમ્યાન ત્રેતાયુગ બદલાવાનાં અને ઘોર કલિયુગ બેસવાનાં ચિહ્નો પ્રકટ થયાં. અગાઉ જે બે ખેડુતો (એક ખેતર વેચનાર અને બીજો લેનાર) ખેતરમાંથી ખોદતાં નીકળેલા ધનનો ચરુ એ ધન પોતાનું રળેલું નથી, એમ કહીને તેમના રાજ દરબારમાં સોંપી ગયા હતા, તેઓ એ જ ધનના ચરુમાટે લડતા અને પોતાની માલીકીનું હોઇ પોતાને કબજે લેવાનો દાવો કરતા આવી ચઢ્યા. એટલે યુધિષ્ઠિરે હસીને સહદેવને કહ્યું કે, [ धर्मो नष्टस्तुसङ्करः ] ધર્મ નષ્ટ થયો છે અને હવે સંકરધર્મ ઉભો થયો છે."

પછી તેમણે અને અન્ય ચારે ભાઇઓએ તેમ જ દ્રૌપદીએ અલંકારાદિ મમત્વની વસ્તુઓનો ત્યાગ કરી વલ્કલ ધારણ કર્યાં. અને એ ૭ જણ તથા સાતમો કુતરો હિમગિરિનિવાસમાટે ચાલી નીકળ્યા. તે વેળાની તેમની પ્રતિભા એવી તો ઉજ્જવલ હતી કે, પ્રજા તેમને તેમ કરતાં અટકાવી શકી નહીં. "પાછા ફરો" એવો ઉચ્ચાર પણ કાઢી શકી નહીં. "(नचैनमशक्तत्क कश्चिन्निवर्तस्वेतिमाषितुम्) પણ ઉલટી તેમને વળાવવા નગરમર્યાદા સુધી આવી. આવો તેમના સત્યવ્રતનો પ્રભાવ હતો. કાલ બદલાતાં પ્રજાની સત્યવ્રતની વૃત્તિ બદલાઇ એટલે તેની પ્રબળતા ઘટી અને તે ધાર્મિક યુધિષ્ઠિરાદિને અટકાવવા સમર્થ થઇ શકી નહીં. સત્યવ્રતનો આવો પ્રભાવ છે.

હસ્તિનાપુરથી નીકળી, એ સાતે જણે કઠિન ઉપવાસવ્રત ધારણ કરી, દેશપ્રદેશમાં અટન કર્યું, અને તીર્થાદિ કરતાં હિમગિરિ આવી પહોંચ્યાં. અર્જુનનું સ્વપરાક્રમનું અભિમાન હજી ગળ્યું ન હતું. જો કે તેણે હવે વલ્કલ ધારણ કર્યાં હતાં છતાં ગાંડિવ ધનુષ્યનો ત્યાગ કર્યો નહતો. તેના ત્યાગવિના પૂર્ણ વૈરાગ્યની પ્રાપ્તિ થઇ ન ગણાય. તેથી હિમગિરિની તળેટીમાં તે આવ્યો એટલે અગ્નિદેવે સામા આવી પાંડવોને રોકયા અને ગાંડિવ

ધનુષ્યનો ત્યાગ કરવા અર્જુનને જણાવ્યું અને કહ્યું કે (नानेनार्थोऽस्ति कश्चन) હવે વનવાસમાં તમારે આ ધનુષ્ય કાંઇ કામનું નથી; માટે તે છોડીને તમે આગળ સુખેથી ચાલ્યા જાઓ. પણ અર્જુનનું મન તેમ કરવા માન્યું નહીં એટલે અન્ય ભાઇએએ તેને બહુ બહુ સમજાવી અંતે ગાંડિવ છોડાવ્યું. પછી તે સર્વે હિમગિરિ ઉપર આગળ વધ્યા.

## દ્રૌપદી અને ચારે ભાઈઓનું અવસાન.

ત્યાંથી તેઓ હિમગિરિઉપર ઉપવાસ વ્રત ધારણ કરી, ચાલ્યાં જતાં હતાં તેવામાં યોગભ્રષ્ટ થયલી દ્રૌપદી પ્રવાસના થાકથી તેમ જ વ્રતની નિર્મલતાથી પૃથ્વીઉપર પટકાઈ પડી. દૃઢતાથી ધર્મરાજનું લક્ષ તેમાં ન હતું. તેઓ તો સુવ્રતી હોવાથી આસપાસની ઘટના નહીં અવલોકતા આગળ ચાલ્યા જ હતા, પણ ભીમસેને બુમ પાડી, તેમને કહ્યું કે "હે પરમ તપસ્વિ ! આ રાજપુત્રીએ કદી પણ અધર્મ આચર્યો નથી, તો પછી તે શા માટે સૌથી પહેલી પટકાઇ પડી ?" એટલે યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો કે આપણે પાંચ ભાઇઓ એના પતિ હતા, અને સર્વઉપર તેણે સમાનભાવ રાખવો જોઇતો હતો છતાં ધનંજયઉપર વિશેષ પક્ષપાત તેને હતો; માટે તેનું ફલ તે આજે ભોગવે છે."

આ પ્રમાણે બોલી પ્રીતિને અવકાશ જ ન આપતાં મનને સંયમમાં રાખી, ધર્માત્મા યુધિષ્ઠિર ગિરિનિવાસના વ્રતને પાળતા, આગળ ચાલ્યા જ ગયા અને મોટા ભાઇની આજ્ઞાને પાળનારા, અન્ય ભાઈઓ તથા કૂતરો પણ તેમને અનુસર્યો. આગળ ચાલતાં વિદ્વાન્ સહદેવ પટકાઇ હેઠો પડ્યો. યુધિષ્ઠિરે તો તે ઉપર લક્ષ જ ન આપ્યું. આગળ ચાલ્યાં જ કર્યું, પરંતુ ભીમસેને અટકાવી તેમને પૂછ્યું કે, "સહદેવ તો અહંકારી ન હતો, આપણુ સર્વની સેવા ચાકરી ઉઠાવતો હતો તો પછી આ માદ્રીપુત્ર શાથી નીચે પડ્યો ?" ત્યારે યુધિષ્ઠિરે તેને જણાવ્યું કે, "મારા જેવો વિદ્વાન્ કોઇ પણ નથી એવું તેને અભિમાન હતું. અને આ દોષથી તે હેઠો પડ્યો છે.'

સહદેવને પણ દ્રૌપદીની માફક ત્યાં જ પડતો મૂકી બાકીના સર્વે આગળ ચાલ્યા. પણ નકુલને પોતાનો સહોદર ભાઇ સહદેવ તથા પત્ની દ્રૌપદીના અવસાનનો શોક બહુ જ થયો અને એ સુંદર રાજપુત્ર આગળ ચાલતા તરત પટકાઇ પડ્યો. એટલે પાછો ભીમસેને તેના પડવાના કારણનો પ્રશ્ન યુધિષ્ઠિરને પૂછ્યો કે "આ ધર્માત્મા ધર્મમાં અડગ હતો, આપણાં વચન શિરે ઉઠાવતો અને રૂપમાં અપ્રતિમ હતો, તે કેમ પડ્યો વારુ ?" યુધિષ્ઠિરે તેના મનનું સમાધાન કરતાં કહ્યું કે, "રૂપમાં મારા જેવો અન્ય કોઇ પણ નથી, હું એકલો જ સુંદરતામાં અધિક છું, એવું તેને અભિમાન હતું, તેથી તે પડ્યો છે."

અન્ય મૃત સ્વજનોની પેઠે નકુલને પણ ત્યાં જ પડતો મૂકી અન્ય સર્વે આગળ ચાલ્યા, ત્યાં તો શત્રુઓને હણનારો અર્જુન શોકથી સંતાપ પામતો હેઠો પડયો. તરત ભીમે હાક મારી યુધિષ્ઠિરને પૂછ્યું કે, "આ મહાત્માએ તો મજાકમાં પણ કદી અસત્ય વચન ઉચ્ચાર્યું નથી, તો પછી તેનામાં એવો તે કયો વિકાર થયો કે જેથી તે પટકાયો ?" એટલે યુધિષ્ઠિરે તેને કહ્યું કે, "આખી દુનીયાને હું એકલો બાળી શકું એમ છું, એવાં અભિમાની વચન અર્જુન બોલતો હતો, પરંતુ તે તેમ કરી શક્યો નહીં. અને અસત્યના માનથી તેની પડતી થઇ."

અર્જુનને પણ તેના પતનસ્થલે જ છોડી તેઓ આગળ વધ્યા. ત્યાં ભીમ પ-ટકાયો અને તેણે પડતાં પડતાં પોતાની પડતીનું કારણ યુધિષ્ઠિરને પૂછ્યું અને તેનો તેમણે આવો ઉત્તર વાળ્યો કે, "તું અતિશય ખાઉધરો હતો અને બલનો અતિશય અહંકારી હતો અને બીજાના બલની અવગણના કરતો હતો તેથી તું પડ્યો છે."

આમ પોતાનાં અતલગનાં સ્વજનો એક પછી એક પડતાં ગયાં, પોતે એકલા પડ્યા શ્વાનસિવાય કોઇ સહચારીનું રહ્યું નહીં છતાં ભાઇઓ અને પત્નીતરફના સ્નેહ કે મમત્વથી યુધિષ્ઠિર લેશમાત્ર ડગ્યા નહી અને પ્રસ્થાનવ્રતમાં મક્કમ જ રહ્યા. તેમણે હિમગિરિનિવાસ સ્વીકારતાં ત્યાગધર્મ પણ અંગીકાર કર્યો હતો એટલે તે સાથે સ્નેહ તેમ જ મમત્વને તિલાંજલિ આપી હતી, મોહ અને પ્રેમનો બહિષ્કાર કર્યો હતો. એટલે પોતાની સાથે અંતપર્યંત આવવા જે કોઇ સમર્થ હોય તે ભલે સાથે આવે અને તેમ આવતાં તેને અટકાવવો નહીં, પણ માર્ગમાં જો કોઇ આપોઆપ અશક્ત થઇ પટકાઇ પડે તો તેની ગણના કરવી નહીં, તેનો શોક ધરવો નહીં ને પોતે ન અટકતાં ત્યાગધર્મને જ અડગપણે વળગી પ્રસ્થાનના નિશ્ચયથી નહીં ડગી પ્રયાણ ચાલુ જ રાખવું, એવો તેમનો દૃઢ સંકલ્પ હતો. આ સંકલ્પ તેમણે ઠેઠ સુધી પાળ્યો. અને સર્વ સ્વજનો પટકાઇ પડ્યાં છતાં પોતે અને તેમનો અનુચર કૂતરો સ્વસ્થતાથી તેમ જ ઉદાસીનતાથી આગળ ચાલ્યા જ ગયા. તેમનો આ ત્યાગધર્મ બેશક અનુપમ હતો; તેમનું સંકલ્પબલ અપ્રતિમ હતું, તેમ તેનું સદેહસ્વર્ગપ્રાપ્તિનું ફળ પણ અદ્ભુત હતું.

(અપૂર્ણ.)

---

# व्यापारादिमां केवी रीते विजय मेळववो.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩૭ થી.)

(૨)

વર્તમાન સમયમાં એવું માનનારા અનેક મનુષ્યો છે કે મનુષ્યના મોટા ભાગને લાભ પ્રાપ્ત કરવાના પ્રસંગો અથવા તક મળવી દુર્લભ હોય છે, અને વાસ્તવ લાભ તો કોઈ વિરલ ભાગ્યશાળી મનુષ્યને માટે જ હોય છે. પરંતુ આ માનવામાં તેઓ બધી રીતે ભૂલતા જ હોય છે. જેમની વિરલ ભાગ્યશાળીમાં ગણના કરવામાં આવે છે તેવા મનુષ્યોએ પોતાના ભાગ્યને તેવું બનાવ્યું છે, તે બનાવવામાં અશ્રાંત પુરુષાર્થ કર્યો છે. તેમણે પોતાની મેળે પોતાના ભાગ્યને સર્જ્યું છે, અને તેથી જ તેઓ ભાગ્યશાળી ગણાયા છે, પરંતુ જેવું ભાગ્ય રચવું હોય તેવું રચવાનો અધિકાર પ્રત્યેક મનુષ્યને મળ્યો છે, અને તેથી જો ધારે તો અનેક મનુષ્યો 'ભાગ્યશાળી' ના પદને પ્રાપ્ત કરી શકે એમ છે.

તોપણ ભાગ્યશાળીમાં ગણના થવાને માટે મનુષ્યે યોગ્યતા મેળવવાની જરૂર છે. મનુષ્યે કંઈ પણ ઉત્તમ કાર્ય કરવાના સામર્થ્યને મેળવવાની જરૂર છે. આ મેળવતાં કોઇને હાનિ ઉપજે એવી રીતે કાર્ય કરવાનું નથી. પ્રગતિ અથવા આગળ વિકાસ એ સર્વને માટે છે, સર્વ તેને પ્રાપ્ત કરી શકે એમ છે. મનુષ્યે પોતે કેવી રીતે સુધરવું અને તેવડે કેવી રીતે આગળ વિકાસ પામવો એવું જ્યારે તેને જ્ઞાન થાય છે અને પછી તે માર્ગે તે અનુસરવા માંડે છે તો કોઇ પણ મનુષ્ય સુધરી શકે છે, અને

આગળ વિકાસ પામી શકે છે, કેવી રીતે સુધરવું એનું જ્ઞાન પણ સર્વ મનુષ્ય મેળવી શકે છે, એ કળાને કોઇ પણ શીખી શકે છે.

યોગ્યતાવાળા મનુષ્યોની જ્યાં ત્યાં જરૂર હોય છે, અને સર્વ કોઇ સર્વ વિષયમાં તેવા મનુષ્યોની માગણી કર્યા જ કરતા હોય છે, સર્વત્ર તેમનો આદર અને સ્વીકાર થવાનો સંભવ હોય છે. અને કોઈ પણ મનુષ્ય યોગ્યતાને પ્રાપ્ત કરી શકતો હોવાથી સર્વ મનુષ્યનો ભાવિઉદય તેના પોતાના જ હસ્તમાં મૂકાયો છે, વિજયની કુંચી તેની પોતાની જ કેડમાં છે એ નિર્ણય સત્ય જ છે. જો તે નિષ્ફળ રહે છે તો તેનો દોષ તેણે બીજા કોઈના ઉપર મૂકવાનો નથી પરંતુ તેના પોતાના ઉપર જ મૂકવાનો છે. તેના પોતાના સ્વપ્રયત્ન-વડે, પોતાના એકલા સ્વતંત્ર પ્રયત્નવડે તે પોતાની સ્થિતિ સુધારી શકે એમ છે અને મનુષ્યને પ્રાપ્ત એવા કોઇ પણ સમર્થ વિજયને તે સિદ્ધ કરી શકે એમ છે.

વિજય જે મૂળ સિદ્ધાંતરૂપ પાયાઉપર રચાયો છે તે સિદ્ધાંતોનું જ્ઞાન પામવું, અને તે સિદ્ધાંતોને એવી રીતે આચારમાં ઉતારવા કે જેથી મનુષ્યે પોતાને માટે નિર્ણય કરેલા ક્ષેત્રમાં પ્રત્યક્ષ ફળની પ્રાપ્તિ થાય એ કરવું પ્રથમ અગત્યનું છે. જેમ ગણિત શાસ્ત્રના સિદ્ધાંતો સારી રીતે જાણવાથી અને તેનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાથી હીસાબ સારી રીતે થઇ શકે છે, તેમ વિજયને ઉત્પન્ન કરનાર સિદ્ધાંતોથી જ્યારે આપણે સંપૂર્ણ રીતે જાણીતા થઇએ છીએ, તો પછી તે સિદ્ધાંતોને ઉપયોગમાં ન લઇએ અને વિજયને ન પ્રાપ્ત કરીએ, એ શિવાય બીજું કોઈ પણ કારણ આપણને વિજયપ્રાપ્તિમાં વિઘ્નરૂપ થઈ પડે એમ નથી.

વિજયને પ્રકટાવનાર સિદ્ધાંતોનું જ્યારે પદ્ધતિપૂર્વક ( Systematically ) વિધાન કરવામાં આવે છે—તેમનો પદ્ધતિપૂર્વક ક્રિયામાં ઉપયોગ કરવામાં આવે છે, અર્થાત્ મનુષ્યમાં રહેલી શક્તિઓ ( Faculties ) અને સામર્થ્યોને કોઈ ચોકસ નિયત પદ્ધતિમાં ગોઠવવામાં આવે છે, અને તેને વિજ્ઞાન ( Science ) ના રૂપથી અંકિત કરવામાં આવે છે ત્યારે એ વિજ્ઞાનપૂર્વક કરેલો તે જ્ઞાનનો ઉપયોગ સર્વ મનુષ્યમાં અવશ્ય કરીને વિજયને પ્રકટાવે છે. આ જ્ઞાનનો ઉપયોગ કરનાર ગમે તે હોય, પરંતુ એ કારણો એક જ પ્રકારના વિજયરૂપ પરિણામને ગમે ત્યાં ઉપજાવવા સમર્થ હોય છે. બાહ્ય હેતુઓ ઘણી વખતે કેટલાક મનુષ્યોમાટે એમ સંશય ઉત્પન્ન કરે છે કે 'આવા મનુષ્યને તે અમુક બાબતમાં આવો મોટો વિજય શી રીતે મળ્યો હશે' પરંતુ આ સંશય ઉપરના સિદ્ધાંતથી નિરર્થક છે એમ જણાશે. બીજી બાબતોનું ગમે તેમ હોય પણ જેમાં તેણે વિજયને મેળવ્યો છે તેમાં તેના યોગ્ય કારણોને તેણે જાણતાં અથવા અજાણતાં આચારમાં મૂકર્યા હોય છે, અને એમ હોવાથી જ તેણે અમુક વિષયમાં વિજય મેળવ્યો હોય છે. આથી એ નિર્ણય થાય છે કે જે મનુષ્ય વિજયના પદ્ધતિવાળા માર્ગને—વિજયની વિજ્ઞાનશ્રેણીને—આચારમાં મૂકી હોય છે, કામે લગાડી હોય છે, તે મનુષ્ય નિશ્ચયપૂર્વક વિજયને સિદ્ધ કરે છે. અને આ વૈજ્ઞાનિક વિજયશ્રેણીને પોતાના કાર્યમાં લગાડવાને માટે કોઈ પણ મનુષ્ય જ્ઞાન મેળવી શકે એમ છે.

* * * * *

આ વૈજ્ઞાનિક વિજયશ્રેણી ત્રિપાદ છે, અર્થાત્ વિજયને પ્રાપ્ત કરવાનાં ત્રણ રહસ્યો છે, અને તેમાંનું મુખ્ય તે કાર્ય છે.

ક્રિયા અથવા કાર્ય કંઈ પણ વસ્તુને રચે છે. વિજયમંદિર રચવામાં વાપરેલી પ્રત્યેક ઈંટ એક ઉત્તમ ક્રિયારૂપ છે. ચોકસપણે એક પણ ઈંટ તે મંદિર રચવામાં ગોઠવવી એ એક મહત્વનું કાર્ય થયું એમ બુદ્ધિમાનો માને છે. તેથી એ સ્પષ્ટ જ છે કે મનુષ્ય જેમ જેમ વિશેષ ક્રિયા કરે છે તેમ તેમ તે વિજયમંદિરને વિશેષ અને વિશેષ પ્રમાણમાં રચતો જાય છે. પરંતુ એ લક્ષમાં રાખવાની અગત્ય છે કે ક્રિયા તે વાસ્તવ ક્રિયારૂપે જ હોવી જોઇએ. આપણે એ વાર્તામાં ભૂલાવો ન ખાવો જોઇએ. ક્રિયાઓ તો બંને હોય છે, અને વ્યાપારો ક્રિયારૂપ જ હોય છે, પરંતુ તે ઉભયમાં ઘણો જ અંતર–ભેદ–રહેલો છે. નિષ્ફળ વ્યાપાર એ પણ ક્રિયા છે અને સફળ તથા સપ્રયોજન વ્યાપાર એ પણ ક્રિયા છે. અનુકૂળ વ્યાપાર એ પણ ક્રિયા છે અને પ્રતિકૂળ વ્યાપાર એ પણ ક્રિયા છે.

ક્રિયા કરવી એટલે આપણામાં રહેલા બળને ગમે તેમ વાપરી નાખવું એવો અર્થ નથી. ક્રિયા એનો અર્થ એવો નથી કે જ્યારે મનુષ્યો કંઇ પણ વસ્તુ રચવાને માટે પ્રયત્નશીલ હોય તે સમયમાં તેઓ એવા પ્રકારનો પ્રયત્ન વા ક્રિયા કરે કે જે તેમને થાકી પાકીને લોથ કરી મૂકે અને અત્યંત કંટાળાભરેલા શ્રમનું ભાન કરાવે. મનુષ્ય જેવી રીતે કોઇ વસ્તુને રચે છે, તેવી રીતે તેની ક્રિયા તે મનુષ્યને રચનાર રૂપ થઇ રહેવી જોઇએ, નહિ કે તેનો નાશ કરનાર અથવા તેને રસવિના કેવળ ત્રાસ ઉપજાવનાર.

આજ કાલ મનુષ્યો જેટલી ક્રિયા કરે છે તે ક્રિયાના મોટા ભાગે ધારેલો પરિણામ ઉપજાવેલો હોતો નથી. તે ક્રિયામાં તે મનુષ્યના સત્વ ( Energy ) નો જ માત્ર વ્યય થયો હોય છે. સત્વના આ પ્રકારના નિરર્થક ક્ષયે મનુષ્યને નિઃસત્વ કરી મૂક્યો હોય છે. અને 'પદ્ધતિપૂર્વક કાર્ય કરવું એ તો અત્યંત કઠિન છે' એવો નિશ્ચય તેનામાં ઠસી બેસાડ્યો હોય છે. શરીરને શ્રમિત અને ક્લાંત કરનાર આ ક્રિયા કારણરૂપ નથી. સત્વનો અત્યંત વ્યય થવો એ જ શરીરને શ્રમનું ભાન થવામાં અથવા ક્લાંતિ જણાવામાં કારણ છે. વાસ્તવ ક્રિયા અને સત્વનો વ્યર્થ ક્ષય કરનાર વ્યાપાર એ બેમાં ઘણો જ ભેદ છે. આ બેમાં કોઈ પણ પ્રકારનું સામ્ય નથી.

શ્રમવાળું અથવા કઠિન કાર્ય કરવા માટે કદી જ ભય ન ધરશો. એવું કાર્ય તમને કશી હાનિ પ્રકટાવે એમ નથી. વાસ્તવ ક્રિયા થોડા વખતને માટે પણ થાક અથવા દુર્બળતાને ઉપજાવતી નથી. એથી ઉલટું સમગ્ર શરીરમાં બળની તે સ્થાયી વૃદ્ધિ કર્યા કરે છે.

વાસ્તવ ક્રિયા, સત્વને પ્રકટાવનાર જે જે સાધનો છે તેને જેટલા અધિક પ્રમાણમાં પૂરાં પાડવામાં આવે છે, તેટલા પ્રમાણમાં તે સત્વનો સંગ્રહ અને વૃદ્ધિ જ કરે છે, અને તેટલા પ્રમાણમાં તે ( વાસ્તવ ક્રિયા ) સત્વને જ સર્જે છે, પૌષ્ટિક આહાર, શુદ્ધ આચાર, શાંત અને સ્વસ્થ સાત આઠ કલાકની નિદ્રા,—આ સર્વ પેલા સત્વની વૃદ્ધિ તથા ઉત્પત્તિ કરવામાં હેતુરૂપ હોય છે.

મનમાં કંટાળો ઉપજાવનાર, અને શરીરમાં પીડાસૂચક પ્રકટાવનાર કારણો તો બળનો હ્રાસ, સત્વનો નાશ, વિપાક ક્રિયાઓ, અને અત્યંત કંટાળાપૂર્વક તથા યોગ્ય અવકાશ વિશ્રાન્તિને માટે આપવો જોઇએ તે આપ્યા વિના કરવામાં આવતી પ્રવૃત્તિઓ, ક્રિયાનું જ અખંડ ચિંતન અને તેની ચિંતા—આ છે. પરંતુ આ સર્વનો ત્યાગ થઈ શકે એમ છે. તેથી શરીરનો દુર્વ્યય કરનારી સર્વ પ્રવૃત્તિઓનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ.

મનની સાથે શરીર વ્યાપેલું છે. એ બેનો સૂક્ષ્મપણે અત્યંત દૃઢ સંબંધ છે. જેવા પ્રકારની પ્રથમ માનસ ક્રિયા થાય છે તેવા પ્રકારે શારીરિક વ્યાપારો થયે જાય છે. તેથી એ સહજ સ્પષ્ટ થાય એ જ છે કે યોગ્ય પ્રકારે કાર્ય કરવાને માટે મનની યથાયોગ્ય સ્થિતિ હોવી જોઇએ. મનુષ્યનાં પોતાનાં સર્વ કાર્યોને એના એ જ પ્રકારથી અને એની એ જ સ્થિતિમાં અખંડ કાયમ રાખવાં હોય તો મને અમુક એક પ્રકારની ચોકસ સ્થિતિને ધારણ કરી રાખવી જોઇએ.

મનુષ્યમાં રહેલી શક્તિઓ અને સામર્થ્યોના વ્યાપારો થવામાં મન પોતાની મેળે તે બધાની સાથે એકરાગવાળું નથી રહેતું ત્યાં સુધી મનુષ્યની એ વિવિધ શક્તિઓ તથા સામર્થ્યો તેનામાં એકતાપૂર્વક પોતપોતાનાં કાર્યો કરવાનાં નહિ. તેજ પ્રમાણે મન પોતાના વ્યાપારો કરતી વખતે તે વ્યાપારોની સાથે રચનાત્મક (constructive) સ્થિતિમાં નથી રહેતું તો મનુષ્યનો કોઇ પણ વ્યાપાર સંપૂર્ણ અંશમાં રચનાત્મક થઇ શકતો નથી, અર્થાત્ મનુષ્યમાં કંઇ પણ ઉપયોગી એવું નવું રચી શકે-બાંધી શકે-એવી ક્રિયા તેની થતી નથી.

એ જ વાતને સ્વલ્પમાં કહીએ તો મનુષ્યના વ્યાપારોનું મનની અમુક પ્રકારની સ્થિતિવડે જ નિયમન થતું હોય છે, અને મનુષ્ય જે વ્યાપારો કરે છે એ બીજું કંઇ નથી પણ શ્રેણીબંધ ક્રિયાઓ જ હોવાથી જ્યારે યથાર્થ કાર્યપ્રતિ જ સાક્ષાત્પણે દોરાયા કરે-દોરાયેલી રહે-એવી જાતની મનની સ્થિતિ નથી હોતી ત્યાં તે મનવડે યથાર્થ કાર્ય-જેને આપણે કાર્ય એમ કરી શકીએ તેનું કાર્ય ( મિથ્યા અથવા નિષ્પ્રયોજન વ્યાપારો નહિ તે ) કદી થતું નથી. યથાર્થ કાર્ય ત્યારે જ થાય છે કે જ્યારે મનનું કેવળ યથાર્થ કાર્ય કરવા તરફ જ વલણ હોય છે.

આ વાર્તા અસાધારણ અગત્યની છે. અને તે કેવળ સત્યરૂપ છે એ સરલતાથી સ્પષ્ટ થાય એમ છે. જે મનુષ્યને આધુનિક માનસ શાસ્ત્રનું જ્ઞાન છે તે તત્કાલ સમજી શકશે કે આ વાર્તા સત્ય છે. તેથી એનો વિશેષ વિસ્તાર નિષ્પ્રયોજન છે.

વિજય પ્રાપ્ત કરવો એટલે આગળ વૃદ્ધિ કરવી-વિકાસ કરવો. આ પ્રકારે આગળ વધવાના પ્રત્યેક વ્યાપારમાં તેની પાછળ ક્રિયા-પુષ્કળ પ્રમાણવાળી ક્રિયા-રહી છે, વિજયને જ મેળવવો છે તો તેમાં થોડા થોડા સમયને અંતરે પરિશ્રમજનક કઠિન કાર્ય કરવાની અવશ્ય જરૂર છે. પરંતુ તે પરિશ્રમ કંટાળાભરેલો અને બોજારૂપ હોય એવા ભાવમાં ગ્રહણ કરવાનું નથી, તેવું તે હોવું પણ ન જોઇએ. અને વિશેષમાં પ્રત્યેક કાર્ય ઉપયોગી હોવું જોઇએ. સામાન્ય રીતે જેને પરિશ્રમવાળું કાર્ય કહીએ છીએ એ બીજું કાંઈ જ નથી પણ સત્વબલ પૂર્ણ વિધાન (Application, કામે લગાડવું તે) જ છે. પરંતુ મન જો તે કાર્યની સાથે અને તેનાં આસપાસનાં સાધનો વા કારણોની સાથે પૂર્ણ એકરાગવાળું, પૂર્ણ રસવાળું અને પૂર્ણ મમત્વવાળું રહે છે તો જ તે કાર્ય શરીરને ભારરૂપ નથી લાગતું. તેથી આપણે કઠિન કાર્યોમાં પણ આનંદ અને પ્રસન્નતાપૂર્વક પ્રવેશ કરવો જોઇએ. અને એ તો આપણે જાણવું જ જોઇએ કે આ પ્રકારે જેમ જેમ વિશેષ કાર્ય આપણે કરીશું તેમ તેમ વિશેષ વિશેષ પ્રમાણમાં આપણે કાંઈ કંઇ સિદ્ધ કરતા જઇશું.

જેની આપણે કાર્યમાં ગણના કરી શકીએ તેવાં કાર્યો કરવાને માટે મન સર્વદા રચનાત્મક સ્થિતિમાં જ અખંડિતપણે વહ્યા કરવું જોઇએ, અર્થાત્ પ્રત્યેક કાર્ય એવા ભાન-

પૂર્વક થતું જોઇએ કે તે કાર્ય માત્ર અમુક ઉદ્દેશને જ સિદ્ધ કરશે અથવા અમુક વસ્તુને જ પ્રકટાવી અટકશે એમ નહિ પણ જે મનુષ્ય તે કાર્ય કરે છે તેનામાં તે અધિકાર મહાન્ સામર્થ્યને તથા ધારણશક્તિને પણ પ્રકટાવશે જ.

તમારા પ્રત્યેક કાર્યપ્રતિ તે કાર્ય તમારા શરીર તથા મનનો વિકાર કરનાર છે એ પ્રકારના ભાવપૂર્વક જોજો. આમ કરવાથી અને તે કાર્ય રસપૂર્વક કરવાથી તમે વધારે અને વધારે પ્રમાણમાં વિજયી થશો એટલું જ નહિ પરંતુ તે કાર્યો તમારા શરીરને પણ સુધારશે. આવા ભાવપૂર્વક તમે તમારા કર્તવ્યમાં પ્રવેશો: તેમ કરવાથી તમે તમારા વ્યાપારને વિજયી કરી શકશો એટલું જ નહિ, પરંતુ તે કાર્ય તમને પણ વિજયસિદ્ધ પુરૂષરૂપે તૈયાર કરશે. આવી રીતે થતું કાર્ય યથાર્થ મનુષ્યને પ્રકટાવે છે અને આવકની પણ વૃદ્ધિ કરે છે. આવકની વૃદ્ધિ થવા સાથે મનુષ્યના મનુષ્યત્વને પણ ઉત્કૃષ્ટ પ્રકારે કરનાર આ સાધનને કોણ બુદ્ધિમાન્ લક્ષબહાર રાખશે ?

( અપૂર્ણ. )

---

# प्रासंगिक उक्तिओ.

—ઘણા દીર્ઘકાળના અવધિએ આ પત્રદ્વારા આજે પરમાત્માના અનુગ્રહથી પુનઃ આપણું પરસ્પર મળવું થાય છે એ પ્રસંગ ઉભયને આનંદજનક હોય એ સ્વાભાવિક છે. આ અભીષ્ટ પ્રસંગની ઉભય પક્ષને તીવ્ર ઇચ્છા હતી, અને તેને માટે સર્વ તરફથી વિવિધ પ્રકારથી અનેક ઉદ્‌ગારો નીકળતા હતા અને અદ્યાપિ નીકળ્યા કર્યા છે. ઈશ્વરાનુગ્રહથી ઉભય પક્ષના ઈપ્સિતાર્થની સિદ્ધિ કરનાર આજના પુણ્ય સમયને આપણે સહકારી અભિનંદન આપીશું.

—સામ્યાવસ્થાને પામેલું વિશ્વ પુનઃ યથાકાલે પ્રતીતિમાં આવતાં જેમ પૂર્વવત્ વ્યવહાર વ્યાપાર કરતું પ્રતીત થાય છે, તેમ પોતાના મૂલ કારણમાં અમુક કાલપર્યંત શમેલું આ શ્રી મહાકાલ પુનઃ પ્રતીયમાન થઇ પૂર્વવત્ અને તેથી પણ અધિકતાને ધરતું ક્રમે કરીને પ્રકાશમાન્ થશે એ નિઃસંશય છે.

—સૂર્યગ્રહણ સમયે જેમ સૂર્યનો વિનાશ થતો નથી પરંતુ મધ્યે પૃથ્વીનો અમુક ભાગ આવવાથી પૃથ્વીના ઇતર પ્રદેશને સૂર્યની અપ્રતીતિ હોય છે, સૂર્યની અપ્રતીતિનો હેતુ સૂર્યમાં નથી પણ મધ્યવર્તી પ્રદેશમાં છે, તેમ શ્રી મહાકાલનું વાસ્તવ સ્વરૂપ અવિનાશી હોવા છતાં તેના અને આપણા મધ્યવર્તી પ્રદેશમાં એવાં કારણો ઉત્પન્ન થયાં હતાં કે જેથી તેની આપણને પ્રતીતિ થઇ ન હતી. સૂર્યગ્રહણમાં જેમ મધ્યનો પૃથ્વીનો પ્રદેશ દૂરતાં-દૂર થતાં પુનઃ સૂર્યદર્શન થાય છે, તેમ આપણાં જ કેટલાંક કારણો કે જે મધ્યવર્તી પ્રદેશમાં વ્યાપેલાં હતાં તે દૂર થતાં પુનઃ આજે શ્રી મહાકાલનાં દર્શન કરી શકીએ છીએ. પૃથ્વી એ જ જેમ સૂર્યનું પૃથ્વીને અદર્શન કરાવવામાં કારણરૂપ છે, તેમ આપણે જ—આપણામાંનો જ અમુક અંશ—શ્રી મહાકાલના અદ્યાપિ દર્શન ન થવામાં હેતુરૂપ હતો. તેણે પોતાનું પરિવર્તન અનુકૂળ રૂપમાં કરવા માંડ્યું છે, અને તેથી મધ્યનું આવરણ વિલાયું છે.

—આ જ બાબતમાં એવું બન્યું છે એમ નથી, પરંતુ આપણી અનેક બાબતોમાં એમ બનતું હોય છે કે આપણે પોતે જ આપણા તરફ જેની આપણને જરૂર છે તે વસ્તુને અટકાવવામાં કારણરૂપ હોઈએ છીએ. આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા નથી, અને તેથી આપણને વિઘ્નકારક વસ્તુ આપણે પોતે જ છીએ એમ જાણતા નથી, જેથી કરીને આપણા ઇપ્સિતાર્થને ન સિદ્ધ થવામાં બીજાને જ કારણરૂપ માનીએ છીએ.

—ખરું જોતાં આપણો પોતાનો જ અમુક અંશ આપણને પ્રાપ્તવ્ય પદાર્થથી વિમુખ રાખતો હોય છે. આપણે એક અંશથી અમુક વસ્તુ અથવા સ્થિતિની ઇચ્છા કરતા હોઇએ છીએ, અને બીજી તરફથી આપણા જ બીજા અંશને આપણી અને તે વસ્તુની વચ્ચે આડરૂપે રાખ્યા કરતા હોઈએ છીએ. એક તરફથી અમુક સ્થાને જવાને માર્ગે કરીએ છીએ અને બીજી તરફથી આપણે જ તે માર્ગમાં પથરા નાંખતા હોઇએ છીએ. જમણા હાથથી આપણી પ્રાપ્તવ્ય વસ્તુને પકડવાનો યત્ન કરીએ છીએ, અને ડાબા હાથથી તેને આઘી ધકેલતા જઈએ છીએ.

—પ્રાપ્તવ્યને સિદ્ધ કરવાને એક તરફથી મનુષ્ય તીવ્રેચ્છાને અને એવાં જ બીજાં સાંધનને સેવે છે, અને બીજી તરફથી ભય, શંકા, ચિંતા વગેરેને પણ તે જાતે જ ઉપજાવ્યા કરે છે. મનુષ્યનો પૂર્વ પ્રદેશ જ્યારે પ્રાપ્તવ્યપ્રતિ વેગવાળો હોય છે ત્યારે ઉત્તર પ્રદેશ પ્રાપ્તવ્યથી દૂર રહેવાવાળો હોય છે. આમ તે જાતે જ કરે છે. અને તોપણ સમય જતાં તેને ધારેલું પ્રાપ્ત થતું જણાતું નથી, ત્યારે કશો જ વિચાર કર્યા વિના-પોતાના પ્રતિ જરા પણ પાછું વાળી જોયા વિના-બીજાને માથે તેનો દોષ નિઃસંકોચપણે મૂકે છે. તમારા જીવનમાં આ પ્રકારનું ઘણાએ પ્રસંગે બન્યું હશે. પરંતુ તમે તે તરફ જોયું નથી.

—પ્રાપ્તવ્યને જો આપણે મેળવવું જ હોય તો આપણા સમગ્ર અંશોને તેની અભિમુખ રાખવા જોઇએ. થોડા અંશથી આપણે તેને અભિમુખ રહીએ અને થોડા અંશથી આપણે તેનાથી વિમુખ રહીએ તો આપણે આપણા સર્વ પ્રદેશમાં પ્રાપ્તવ્યને સિદ્ધ કરી શકતા નથી. આપણી કલ્પનાશક્તિને જો આપણે પ્રાપ્તવ્યપ્રતિ અભિમુખ રાખીએ છીએ અને આપણા અનુભવના અંશને તેના પ્રતિ અભિમુખ નથી રાખતા તો પ્રાપ્તવ્યનું દર્શન કેવળ કલ્પનાના જ પ્રદેશમાં થાય છે અને અનુભવના પ્રદેશમાં નહિ. આપણા વિચારમાં અમુક વસ્તુને રાખીએ છીએ અને આચારમાં નથી રાખતા તો તે વસ્તુનું દર્શન આપણા વિચારમાં થઇને જ અટકે છે અને આચારમાં ઘોર અંધકાર જ રહે છે. તે જ પ્રમાણે માત્ર આચારથી જ અમુક વસ્તુપ્રતિ આપણે જોડાઇએ છીએ અને બુદ્ધિ અથવા વિવેકશક્તિને તેની સાથે જોડતા નથી તો તે વસ્તુ માત્ર આચારમાં જ ઉતરી આવે છે, અને તેના રહસ્યથી બુદ્ધિ અજ્ઞાત જ રહે છે.

—પ્રાપ્તવ્યને જે જે પ્રદેશમાં પ્રકટ થયેલું અનુભવવું હોય તે સર્વ પ્રદેશને તેના અભિમુખ રાખો. સર્વ પ્રદેશમાંથી પ્રાપ્તવ્યને આકર્ષનાર હેતુઓ ઉપજાવો, અને એ સમગ્ર હેતુઓવડે પ્રાપ્તવ્યપ્રતિ ધસો. પ્રાપ્તવ્ય એક જ પ્રદેશમાં સિદ્ધ થઇને અટકી જાય એમ નથી, પરંતુ તમારો એક જ પ્રદેશ તેના તરફ ધસતો હોવાથી તેટલામાં જ તેની સિદ્ધિ થતી જણાય છે.

—તમને પ્રાપ્ત થનાર ઈપ્સિતાર્થોને પ્રતિબંધ કરનાર આ જગતમાં અન્ય કોઈ જ નથી, પણ તમે છો. પરંતુ એ તમે જૂદા જૂદારૂપે થતા હોવાથી ઈપ્સિતાર્થ ન સિદ્ધ થવામાં ભ્રમથી બીજાને કારણરૂપ માનો છો. જેને તમે ભાગ્ય, દૈવ, ગ્રહબળ, સંજોગો, વગેરે કહો છો તે બીજું કશું જ નથી પરંતુ તમારૂં જ રૂપ છે. એક વખતે તમે એવું કાર્ય કર્યું કે જેથી બીજી વખતના અર્થાત્ આજના જે તમે તેને તે વિઘ્નરૂપ, દુર્ભાગ્યરૂપ, અથવા પ્રતિકૂળ ગ્રહબળરૂપ થઇને નીવડ્યું. આજે જેને તમે દુર્દૈવ માનો છો એ દુર્દૈવ તે બીજું કોઇ જ નહિ પણ ગઈ કાલના અથવા ગયા જન્મના તમે પોતે જ છો. આજના તમારા જન્માક્ષરમાં જોઇ, આજના તમારા કાર્યને સિદ્ધ ન થવા દેનાર કારણમાં જે પ્રતિકૂળ ગ્રહબળ છે એમ માનો છો, પનોતીને જાણો છો, એ ગ્રહબળ અથવા પનોતી બીજું કોઈ જ નથી પણ ગઇ કાલના અથવા પૂર્વ જન્મના તમે પોતે જ છો. પૂર્વે કોઈ સમયે તમે એવાં કાર્યો કર્યાં કે જેને પરિણામે, આજના તમારામાં તે પનોતીરૂપ થઇને આડા આવ્યાં તમે પોતે જ પનોતી છો, તમે પોતે જ માઠી દશા છો, તમે પોતે જ રાહુની દશા છો, તમે પોતે જ બારમા ચંદ્રમા છો.

—તમારી પાછળની વસ્તુ ન દેખાવામાં બીજું કશું કારણ નથી પણ તમે જ છો, તમારી પુંઠ જ છે, તેવી રીતે તમને ધારેલી વસ્તુ ન પ્રાપ્ત થવામાં કોઇ પણ સમયે તમે જાતે તેની વચ્ચે નાંખેલી આડ એ જ કારણ છે. ભલે તમને આ ક્ષણે તેનું જ્ઞાન હો વા ન હો.

—પરંતુ તેથી નિરાશ થવાનું કારણ નથી. આજે આ જ્ઞાન જાણ્યું તો હવે તત્પર થાઓ. તમને પોતાને એવા કરો કે જેથી તમારા ઈપ્સિતાર્થની આડે તમારો કોઈ પણ અંશ આવી ન શકે. આ કરવું તમારા હાથમાં છે. જેમાં જેમાં તમે અન્યને નિમિત્તરૂપ ગણો છો તેમાં તેમાં ખરૂં જોતાં તમે પોતે જ નિમિત્તરૂપ હો છો. તમને ઘી ન પચવામાં, બોર ન પચવામાં, કે બદામ ન પચવામાં, ઘી, બોર કે બદામ કારણરૂપ નથી. પણ તમે પોતે જ છો, તમારૂં જઠર જ છે, તેમ અમુક વસ્તુ ન મળવામાં તમે પોતે જ કારણ છો, તમારૂં પોતાનું જ કોઈ એવું કારણ છે કે જે તે વસ્તુની સાથે તમારો સંયોગ થવા દેતું નથી.

—આ કારણ કાં તો તમારી ક્રિયામાં, વાણીમાં, વિચારમાં, કલ્પનામાં, નિશ્ચયબળમાં, શ્રદ્ધામાં, વિવેકમાં, અનુભવમાં, બુદ્ધિમાં, સમજમાં, મનમાં કે જ્યાં ત્યાં રહ્યું હોય છે. તે ક્યાં રહ્યું છે એ શોધી કઢાવવાનું કર્તવ્ય તમારૂં છે. તમારા પ્રત્યેક પ્રદેશને જોઈને જ્યાં જ્યાં તે કારણ હોય ત્યાં ત્યાંથી તત્કાળ તેને નિર્મૂળ કરો. ભૂલ થાય છે તે આ સ્થળે જ થાય છે. તમે તમારા અમુક અંશને જ જુઓ છો. અને તેમાં પ્રકટાવેલી ઇચ્છા સિદ્ધ ન થતાં તેમાં બીજાને કારણભૂત માનવા તત્કાળ લલચાઇ જાઓ છો. તમારો અમુક અંશ અથવા પ્રદેશ ઘણી ઉચ્ચ વસ્તુની સાથે સંબંધમાં રહેલો તમને લાગે છે અને તેમ છતાં તમે તેના ફળથી દૂર જ રહ્યા હો છો તેનું કારણ આ જ છે. તમારો બાકીનો પ્રદેશ તેનાથી કેવળ વિરુદ્ધ દિશામાં જ કાર્ય કરતો હોય છે. એક દૃષ્ટાંત છે કે એક સાધુ નદીકિનારે સ્નાન કરતો હતો. તે સ્થાન પીત્ળીગરો હોવાથી એક પોત્રી પોતાના પિતાનાં કપડાં લઇને ત્યાં આવેલ તેને કપડાં પીવાના પથરાઉપર જેવા સાધુને પોતાનાં કપડાં પીતાં જોયાં. પીડીવારમાં તે પરવારશે એમ ધારી તે વાટ જોતો ઉભો રહેલ પણ સાધુના

કપડાં ધોવાનો પાર આવ્યો નહિ. થોડીવાર વાટ જોઇ ધોબીએ સાધુને આઘા જવાનું કહ્યું. પણ તેણે તેનું કહેવું ગણકાર્યું નહિ અને કપડાં ધોતો રહ્યો. બે ચાર વખત તેણે કહ્યું છતાં ન માન્યું એટલે ધોબીએ પાસે બીજો પથ્થરો પડ્યો હતો તેના ઉપર ધોવા માંડયું. ધોતાં ધોતાં ધોબીના કપડાના છાંટા પેલા સાધુઉપર પડયા, અને તેની સાથે જ સાધુનો મીજાજ ગયો. તેજ ક્ષણે ધોબીપાસે આવીને તેને એક તમાચો ચોડી કહાડયો અને કહ્યું, મૂર્ખ! જોતો નથી કે તારાં કપડાંના છાંટા સાધુને ઉડે છે? તમાચાનો સ્વાદ ચાખવાથી ધોબીનો મીજાજ પણ એકદમ ગરમ થઇ આવ્યો. એટલે બે જણા કપડાં ધોવાનાં બાજુએ મૂકી દ્વંદ્વ યુદ્ધમાં ઉતરી પડ્યા. ગમે તેટલો પણ ધોબી તો બળવાન્ કાઠાનો હોવાથી લડતાં લડતાં સાધુઉપર ચઢી બેઠો, અને સાધુને હારવાનો વખત આવ્યો. તે સમયે સાધુ મહાત્માને ઇશ્વિરપ્રાર્થના કરવાનું યાદ આવ્યું. ધોબીની નીચે રહ્યા રહ્યા જ તેણે ઇશ્વરને પ્રાર્થના કરી કે 'હે ઇશ્વિર! આ ધોબીજેવો હલકો મનુષ્ય મને સાધુને હરાવે એ તમે કેમ જોઇ રહ્યા છો? મને મદદ શા માટે નથી કરતા, આ પ્રમાણે પ્રાર્થના કરવાની સાથે જ દેવવાણી થઇ કે "ઇશ્વિર તો મદદ આપવાને તૈયાર જ છે પણ આમાં સાધુ કયો અને ધોબી કયો તેની તેમને સમજણ પડતી નથી."

— દૃષ્ટાંત એ જ બોધ આપે છે કે મનુષ્ય પોતાના એક જ પ્રદેશને જુએ છે અને તેમાંથી માગણી કરે છે, પણ પોતાનો જે બીજો પ્રદેશ કે જેમાંથી પેલી માગણીનો કદી સ્વીકાર ન થાય એવાં જ કાર્યો કરનો હોય છે તે તરફ તે જોતો નથી. તમારો સમગ્ર પ્રદેશ–સ્થૂલ સૂક્ષ્મ સમગ્ર પ્રદેશ–તમારા ઇપ્સિતને અનુકૂળ સહાય આપે એ રીતે વર્તાવો.

—આ સિદ્ધાંતને તમે જાણો છો એમ કહો છો ખરું? ભલે, તે સત્ય હશે. પરંતુ તેની સાથે એ પણ તેટલું જ સત્ય છે કે આ સિદ્ધાંતને તમારા એક જ પ્રદેશે જાણ્યો છે. કાં તો કેવળ કાને જાણ્યો છે, કાં તો કેવળ આંખેએ વાંચ્યો છે, કાંતો કેવળ વિચારમાં આવ્યો છે, પરંતુ તમારા સમગ્ર પ્રદેશ અથવા અંશમાં તે જાણીતો થયો નથી. તમારા આચારના પ્રદેશને આ સિદ્ધાંત અજાણ્યો જ છે. સર્વને તે જણાવો, અને સર્વ પાસેથી તમારા એક પ્રધાન વિષયને સિદ્ધ કરનાર પ્રયત્નમાં જ સહાય માગો. આ પ્રકારે કરવાથી તમે તમારા ઇપ્સિત વિષયને વિનાવિઘ્ને સિદ્ધ કરી શકશો.

—શ્રી મહાકાલના ચઢેલા તમામ અંકો ધીરે ધીરે વાચકોને મળશે. વ્યવસ્થાપકોને જેમ અનુકૂળ જણાશે તે પ્રમાણે એક બે વા ત્રણ માસના સંગ્રહરૂપે અંકો કહાડવામાં આવશે. અથવા છૂટા છૂટાં કહાડવામાં આવશે, જેમ જેમ પ્રસિદ્ધ થશે તેમ તેમ તે વાચકોને પ્રાપ્ત થતા રહેશે. ઇશ્વિરાનુગ્રહથી ચઢેલા સર્વ અંકો જલ્દી પૂર્ણ થાય એ જ અભિલાષા છે.

—તમે અદ્યાપિ મહાકાલના સંગી રહ્યા છો, તે જ પ્રકારથી ભાવિમાં પણ તેના સંગી રહેશો તો આજ સુધી જે રીતે અનેક હિતકર વસ્તુનું જ્ઞાન તમે પ્રાપ્ત કર્યું છે તે જ પ્રકારે ભાવિમાં પણ અધિકાધિક હિતકર જ્ઞાનને તમે પ્રાપ્ત કરી શકશો.

—તત્કાલ તો આ શ્રીમહાકાલના પ્રથમ દર્શનના આનંદજનક પ્રસંગમાં વિવિધ શુભ ભાવનાઓનો અંતર વૃત્તિમાં ઉદય કરી ઇષ્ટસ્મરણપૂર્વક વિરમીશું.

---

# आत्मविना अन्य कशुं स्थिर नथी.

પદ. ( વાલમજી વહેલા વળજો રે—એ લય )

જોજો શું જગે સ્થિર ભાસે રે, દષ્ટિ કરીને,
સ્થિર આત્મસ્વરૂપ જણાશે રે, જોજો ફરીને;
પરિવર્તન તો આ વિશ્વે, વસ્તુ સકલનું થાતું,
કદિ એકરૂપે ન જણાતું, કદિ ન જણાતું રે;—
નગરીને સ્થલ, વન થાતું, વનસ્થલમાં નગ બની જાતું,
સિંધુસ્થલ રણ દેખાતું, રણ દેખાતું રે;—
ક્ષણમાં જે ગિરિ દેખાતો, ક્ષણમાં તે ખીણરૂપ ભાસે;
અસ્તોદિત સૂર્ય જણાશે, સૂર્ય જણાશે રે;—
થતું કમનીય ક્ષણમાંહી જે, નભ, તારા, ચંદ્ર પ્રકાશે,
વળી ક્ષણમાં અભ્રે છવાશે, અભ્રે છવાશે ને.—
આ કાળ, ઋતુને વૃષ્ટિ, નિત્ય ક્રમથી બદલાતાં,
સુખ દુઃખ પણ આવી વિલાતાં, આવી વિલાતાં રે;—
આ બાલ, યુવાને વૃદ્ધા,-અવસ્થા જે ત્રય વહેતી,
સ્થિરતાથી એક ન રહેતી, એક ન રહેતી રે;—
લક્ષ્મીપતિ રંક જ થાતો, લક્ષ્મી સકલ અળપાતાં,
વળી રંક થતો ધનદાતા, ધનનો દાતા રે;—
એમ વિશ્વ સકલના પામે, રૂપાંતરો આ પદાર્થો,
તેને રહેતાં સરે ન સ્વાર્થો, સરે ન સ્વાર્થો રે;—
અંતર, મન, મતિ, ઇન્દ્રિયો, વૃત્તિ અને આ બુદ્ધિ,
ત્યાં પણ થતી હાનિ વૃદ્ધિ, હાનિ વૃદ્ધિ રે;—
અવિચલરૂપે તો રહેવું, આ આત્મસ્વરૂપ અંતરમાં,
( એ ) જોજો વિચારી તે ઉરમાં, તેહ જ ઉરમાં રે;—
આ શબ્દ લક્ષણાવૃત્તિ–ને તેહ સ્વરૂપશું સાંધી,
શમી રહેવું પ્રભુઆરાધી રે, પ્રભુ આરાધી રે;—

**જ્યારે તમારા કોઈ અંગત વિષયના પ્રશ્નનું**

નિરાકરણ કરવું હોય છે ત્યારે તમે શું કરો છો? મનુષ્યના પોતાના અંગત વિષયના અનેક કઠિન પ્રશ્નોનું નિરાકરણ, તે પ્રશ્નના વિષયને અનુકૂલ જે કંઇ કર્તવ્ય હોય તે કરવા પ્રતિ જ મનુષ્ય આગ્રહપૂર્વક લક્ષ આપે, લમણે હાથ દઇને અમુક બાબતનું કેમ થશે, અમુક ઉપાધિમાંથી મારો ક્યારે છૂટકો થશે, મારું અમુક કામ કોણ સિદ્ધ કરશે, એ વગેરે વિચારો ન કરતાં અને માત્ર કલ્પનામાં જ પોતાના પ્રશ્નનું ચિંતન ન કર્યા કરતાં તેને અનુકૂલ ક્રિયા કરવામાં જ જો લક્ષ આપે, તો તે પ્રશ્નનું ઉત્તમ રીતે નિરાકરણ સહજમાં થઇ શકે છે.

એ તો ખરૂં જ છે કે મનુષ્યે પોતાના કર્તવ્યની યોજના (Plan) તો ઘડવી જોઇએ અને તેના વિચારની સાથે જ ક્રિયા પાછળ પાછળ ચાલવી–અનુસરવી જોઇએ. મનની અનુકૂળ સ્થિતિ કાર્યસિદ્ધિના રહસ્યને–કુંચીને–દર્શાવે છે, પણ જ્યાંસુધી તે કુંચીનો ઉપયોગ કરવામાં નથી આવતો ત્યાંસુધી કુંચી એકલી કશા જ કામની હોતી નથી. અવશ્ય, તે નિર્ભયતા ઉપજાવે છે, છતાં એ નિર્ભયતા કુંચીનો ઉપયોગ કરવાવડે જ ફલવતી થાય છે.

હજારો મનુષ્યો એનો એ વિચાર કરતા હોય છે કે તેઓને અનેક મહાન્ પ્રશ્નોના સંમુખ ધસવું પડે છે અને એ પ્રશ્નો એવા હોય છે કે જે અડદાલો કહાડી નાંખે છે. આવા વિચારને અંગે કોઈ તેમને મદદ કરે, અથવા તેમને મદદરૂપ થઈ પડે એવું કાંઇ સાધન આપે એવી આશામાં ઝુલ્યા અને ઝુર્યા કરતા હોય છે. આમાં ખરૂં જોતાં એમ હોય છે કે તેઓને ૯૯ ટકા પોતાને પ્રયત્ન કરવાની અગત્ય હોય છે અને એક ટકો જ અન્યના સાહાય્યની અપેક્ષા હોય છે, પરંતુ એક ટકો પોતે શ્રમ કરવો અને ૯૯ ટકા બીજાની સહાય મળે એવા વિચારવાળા પણ બહુ જ થોડા હોય છે. સોએ સો ટકા બીજા તરફથી મદદ મળે અને પોતાનું હિત થાય તો તેમાં રાજી થનાર જગતનો મોટો ભાગ છે, પણ કુદરત તેમને અનુકૂળ થાય એવી ગાંડી નથી, અથવા કુદરતમાં એટલો પરોપકાર કરવાની શક્તિ નહિ હોય!

પોતાના ઉપાધિના ચિંતનમાં એ ઉપાધિથી પોતે વ્યાપૃત થઇ જવું–પોતે તેની અસર નીચે દબાઈ જવું–એવો મનુષ્યનો સ્વાભાવ જ પડી ગયો હોય છે. તેના મનનું વલણ જ એવી જાતનું થઇ ગયું હોય છે કે પોતાના ઉપાધિના સંમુખ ન થતાં તેને જોતાં જ એકદમ કરમાઇ જવું. અને જે ક્ષણે એવું થાય છે કે પેલો ઉપાધિ તે મનુષ્યને માથે ચઢી બેસે છે.

તમારી પોતાની ક્રિયાવડે ઉપાધિનાં બંધનોને તત્કાળ તોડી નાંખો.

પછી આગળનું પગલું ભરો.

બીજા કોઈ તમને ઉંચા કરે એ પ્રકારની કોઇના તરફથી વાટ જોશો જ નહિ.

તમારા ઉપાધિને ટાળવાનો માર્ગ તમે જ શોધી કહાડો.

બીજાઓ કદાપિ તમારા કર્તવ્યની દિશા સૂચવશે, પરંતુ એ દિશામાં પ્રયાણ તો તમારે જાતે જ તમારા પગવડે કરવું પડશે. તમારા ઉદ્દેશને ક્રિયામાં ઉતારવો પડશે અને તમારામાં તમારે જાતે જ નિશ્ચયબળને વધારી–સંકલ્પ બળને વધારી–તે માર્ગમાં ગતિ કરવી પડશે.

અન્ય મનુષ્યોપાસેથી સારી સલાહ મેળવવાનો જરૂર પ્રયત્ન કરજો. તમારા સંદિગ્ધ પ્રશ્ન પર જે માર્ગે અધિક પ્રકાશ નાંખી શકાય તે માર્ગે નાંખજો. પરંતુ બીજાવડે નંખાયેલો તે પ્રકાશ અને મળેલું જ્ઞાન તમને તમારી મુંઝવણમાંથી મુક્ત કરશે એવું ધારશો નહિ. બીજાઓ કંઇ કામ કરશે એમ જાણશો નહિ.

મહાકાળે અનેક પ્રસંગે તમને કહી મૂક્યું છે કે તમારા ભાવિનો ઉદય કરનાર બીજું કોઈ જ નથી, પરંતુ કુશળતાપૂર્વક કર્તવ્ય કરવાનું જ્ઞાન-આચારનું જ જ્ઞાન-એ એક જ તમારા ભાવિનો સર્વોત્તમ ઉદય કરનાર છે.

જેઓ સામર્થ્યનો યોગ્ય ઉપયોગ કરે છે તેના પ્રતિ જ સામર્થ્ય આકર્ષાઈ આવે છે. પ્રજ્ઞાનો જેઓ પોતાના જીવનમાં વિકાસ કરી બતાવે છે તેમના જ જીવનમાં પ્રજ્ઞા (Wisdom) પ્રવર્તી રહે છે.

પ્રેમીને અર્થે જ પ્રેમ હોય છે.

તમે જડજેવા થઇને બેસી રહો અને આરોગ્ય અનુભવો એ બનવું અશક્ય છે. તેમ હાથ જોડીને કશું કર્યા વગર પડ્યા રહો અને સંપત્તિ, સુખ, ઐશ્વર્ય, અભ્યુદય, નિવૃત્તિ, શાંતિ, વગેરે એની મેળે તમારા તરફ ચાલ્યાં આવશે એવી આકાશવૃત્તિ ધરશો નહિ. એમ કરવાથી નિષ્ફળ રહેવાય છે એ શું પેલો ઉંટનો હોઠ શીખવતો નથી ? તમે પોતે જે પ્રકટાવવાને માટે પ્રયત્ન નહિ કરો તે બીજી કોઇ રીતે તમારામાં પ્રકટનાર નથી. દુઃખ પણ તમે તમારામાં પ્રકટાવતા નથી તો નથી પ્રકટતું તો સુખ પણ શી રીતે પ્રકટે ? તમારા પોતાના યત્નવડે જેટલો ભાર ઉંચકશો તેટલો જ તમને લાભ છે.

તમારા સંદિગ્ધ પ્રશ્નના નિરાકરણના માર્ગનું એકાગ્રતાપૂર્વક ચિંતન કરો, પરંતુ તેની કઠિનતા અથવા પ્રતિકૂળતાનું અખંડ ચિંતન કરી તે હોળીમાં તમારા સંકલ્પ બળને અને ઉદ્દેશને હોમી દેશો નહિ.

---

**આભાસિકી દૃષ્ટિ અને ધ્યાનાવસ્થા.**

જ્યારે તમે ધ્યાનમગ્ન થવાનો યત્ન કરોછો તે સમયમાં ઘણી વખતે આભાસિકી દૃષ્ટિ (Vision જેમાં મિથ્યા સૃષ્ટિની પ્રતિતિ થાય છે એવી દૃષ્ટિ) વડે તમને કંઇ ચિત્રો દેખાય છે. કોઇને વિવિધ પ્રકારના રંગો દેખાય છે, કોઇને કંઇ કંઇ પ્રકારની આકૃતિઓ દેખાય છે, કોઇને જળ, અગ્નિ, નદી, પહાડ અથવા એવું જ કંઇ કંઇ દેખાય છે. તેને તેઓ સત્યરૂપે માની લે છે, અને ધ્યાનમાં અમને અમુક દેખાય છે એમ સમજે છે.પરંતુ વસ્તુતઃ તે ખોટું છે. એ એક પ્રકારનો ભ્રમ છે અને તે મનુષ્યની વ્યગ્રતાને દર્શાવે છે. માનસ ભૂમિમાં અવ્યવસ્થાના પરિણામે એ બધું મોટે ભાગે જણાય છે. તેનાં પ્રતિ અલક્ષ કરજો, એ આભાસોની કશી અસર તમારા ઉપર થવા દેશો નહિ. એને તમે ધ્યાનમાં લેશોજ નહિ. કાંઇ જ છે નહિ એવી રીતે તમે તમારા ધ્યાનના ક્રમમાં આગળ વૃદ્ધિંગત થજો. ધ્યાનકાલે તમારા વિચારોને રોકો છો તેમ આ બધી ભ્રાંતિઓને પણ બાધી જ મૂકજો, તેને સત્યરૂપે માની લેશો નહિ. જ્યાં તમારા સંકલ્પો અને વિવિધ પ્રકારનાં દર્શનો શમી જાય છે, તે સ્થાને જ્યાં સુધી તમે પ્રાપ્ત નથી થતા, એટલે

ઉડે નથી ઉતરતા ત્યાં સુધી ધ્યાનમાં પ્રવેશવાનું જે ફળ પ્રકટે છે તે ફળથી તમે વિમુખ જ રહો છો.

એક વખતે સામટો ઘણો લાંબો સમય ધ્યાનમાં તલ્લીન થવાનો પ્રયત્ન કર્યા વિના અમથા પલાંઠી વાળી આંખ મીચી બેસી રહેશો નહિ. તમને મધ્યે વિક્ષેપકારક વિવિધ કલ્પનાઓ અથવા આળસો જણાવા માંડે એટલે તેના તરફ અલક્ષ કરતા રહેજો, અને તેમ છતાં વારંવાર તેનું જ દર્શન થાય કે તત્કાળ ત્યાંથી ઉઠી જજો, થોડીવાર આમતેમ ફરજો, અથવા ધ્યાનને બદલે ધ્યાનને અનુકૂલ એવા પૂજા વગેરેના વ્યાપારમાં જોડાજો. એ રીતે વૃત્તિને બાહ્ય અનુકૂલ વિષયમાં વાળી થોડો સમય બીજા ચિંતનમાં નાંખી પુનઃ ધ્યાનના ક્રમમાં જોડાજો.

ધ્યાનના નિમિત્તે અમથા બેસી રહેવાના અને કલ્પનાવડે ગમે તેવા કોકડાં કાંતવાના સમયનો વધારો કરવાની જરૂર નથી. ભલે થોડો સમય ધ્યાનમાં ગાળો પરંતુ તે ધ્યાનમાં જ ગાળો. અભ્યાસ એવા પ્રકારનો કરો કે જેમાં વૃત્તિ ઓછા ઓછા સમયમાં ધ્યાનમગ્ન થતી જાય. એક કલાકના પ્રયત્ને તે ધ્યાનમગ્ન થતી હોય તો એક અઠવાડીયાપછી તે પચાસ કે પંચાવન મિનિટે ધ્યાનમગ્ન થઈ જાય, એવો યત્ન કરજો. આ પ્રકારનો વિકાસ તમે નિત્ય ઘણો વખત સંયમમાં ગાળો તેના ઉપર નથી. પરંતુ કેવી નિયમિતરીતે એક જ સમયે તે ક્રિયા કરો છો, અને તેને માટે કેવી સારી રીતે તત્પરતાને પ્રકટાવો છો તેના ઉપર જ તેનો મુખ્ય આધાર છે.

સંયમના પોષક એવા તત્ત્વવિચારના ગ્રંથોને વાંચીને, અર્ધો કલાક તેનું મનન કરીને પછી તમે સંયમમાં પ્રવેશશો તો એમને એમ જેટલી એકાગ્રતા એક કલાકમાં પણ તમે નથી કરી શકતા તેટલી એકાગ્રતા ઉક્ત પ્રકારના ગ્રંથ વાંચ્યા પછી પાંચ કે દશ મિનીટમાં જ કરી શકશો. આ પ્રકારે ધ્યાન અથવા સંયમમાં પરમઉપકારક વેદાંતશાસ્ત્ર હોવાથી જ તેની શાસ્ત્રમાત્રમાં પ્રધાનતા સ્થપાઈ છે. વિવિધ પ્રકારના સ્તુતિઆદિનાં સ્તોત્રો, પાઠો, વગેરે ભણવાનું જે પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેનું કારણ આ જ છે. તે બધાથી ચિત્તની સ્થિરતા થાય છે, જેથી તેની પછી સંયમ સહજ સિદ્ધ થઈ શકે છે.

શાસ્ત્રનું નિરંતર પરિશીલન કરવાનો જે અનુભવી પુરુષો આગ્રહ કરે છે તેનો હેતુ પણ આ જ છે. તેવડે વૃત્તિનો નિરોધ ઘણે અંશે બન્યો રહે છે, પરંતુ વૃત્તિના નિરોધને કરનાર તથા સંયમને પોષક જે વિચારો હોય તેવા જ શાસ્ત્રનું પુનઃ પુનઃ ચિંતન કર્તવ્યરૂપ છે.

ધ્યાનપૂર્વે સુંદર સ્તોત્રોનું પઠન કરો. વૃત્તિને સ્વરૂપાભિમુખ કરનાર, જીવત્વને છેડીને પોતાનામાં આત્મત્વનું નિદર્શન કરાવનાર જે જે સ્તોત્રો હોય તેને ધ્યાનપૂર્વે સુંદર રીતે ગાઓ, સમજીને અર્થમાં તન્મય થઈને તેનું ગાન કરો અને પછી ધ્યાનમય થાઓ.

તેમ નહિ તો તેવા જ ઉચ્ચભાવનું કોઈ કીર્તન ધ્યાનમગ્ન થવા પૂર્વે એકાગ્ર ચિત્તથી ગાઓ. અને પછી, સંયમમાં પ્રવેશતાં વૃત્તિને કોઈ વિલક્ષણ પ્રકારનું ભાન થશે. ત્યાર પછી થોડો સમય સંયમમાં ગાળવા છતાં તે સંયમની ખુમારીને વધારે પ્રમાણમાં પ્રકટાવશે.

---

વિજયના સંબંધમાં પ્રથમ તમારો એ નિર્ણય હોવો જોઇએ કે તે તમારો જ છે, તમને સિદ્ધ જ છે, તમે સ્થૂલમાં પ્રકટાવો એટલો જ વિલંબ છે.

**કાર્યનો બદલો ક્યારે મળે છે.**

દૃઢ નિર્ણય કરી રાખજો કે વિજય તો તમારો પોતાનો જ છે. અને જેમ જેમ તેનું તમારામાં પ્રકાશન કરતા જાઓ છો તેમ જગત્ તેનો સ્વીકાર કરવાને તત્પર જ છે. તેમ તમે વિજયને પ્રત્યક્ષ કરવાનો જ જો વાસ્તવ પ્રયત્ન કરો છો તો જગત્ તમને સહાય કરવાને તૈયાર છે. વિજયપ્રાપ્તિનું આ પ્રથમ પગથીયું છે.

બીજું પગથીયું એ છે કે જગતના પ્રવાહને અનુકૂળ રહીને કાર્ય કરો. જગત્ જ્યાં જ્યાં તમને અવકાશ આપે ત્યાં ત્યાં કાર્ય કરવા મંડો. જગત્ અનેક પ્રસંગે તમને અનુકૂળ થઇને તમારા કર્તવ્યને યોગ્ય અનુકૂળતા રચી આપે છે, એ પ્રસંગને તત્કાળ પકડી લો. એને ગુમાવવો એ આપણા વિજયને દૂર ફગેટી દેવા સરખું છે. એ વાર્તાનો પૂર્ણ વિશ્વાસ રાખો કે તમે તમને પોતાને આગળ વૃદ્ધિ પામતા જેમ જેમ સાબીત કરી બતાવો છો તેમ તેમ જગત્ તમને વૃદ્ધિ પામવાનાં કારણોને જ રચી આપતું જશે, અને વિકાસ પામેલા મનુષ્યરૂપે તમને કબુલ કરશે.

તમે વૃદ્ધિંગત થતા જાઓ છો એ પ્રકારની તમારી યોગ્યતા સિદ્ધ કરવાને માટે જગત્ તમને જે કાર્ય સોંપે તે પ્રત્યેક કાર્યને **સર્વોત્તમ પ્રકારે** કરવાની તમારે અગત્ય છે. અને તેની જ સાથે, તમને તે કામ કરતાં બાકીનો અવકાશ મળે તે અવકાશને તથા તમારા વિચારને, તમે વધારે ઉત્તમ પ્રકારના થાઓ તેવી ક્રિયામાં તમારે સ્વતંત્રપણે ગાળવાની અગત્ય છે.

આ બેમાંથી એકાદ કર્તવ્ય કરવું એટલામાં તમારા કર્તવ્યની સમાપ્તિ થતી નથી. જે મનુષ્ય પોતાનુ પ્રાપ્ત કર્તવ્ય અદ્વિતીય પ્રકારનું કરે છે, તે મનુષ્યને જ્યાં સુધી તેનાથી પણ અધિક મૂલ્યવાન્ કાર્ય કરવાના સામર્થ્યનું દર્શન નથી કરાવતો ત્યાં સુધી તેને તેના તે જ કાર્યમાં પડયા રહેવું પડે છે. જે અધિક કઠિન કાર્યો છે તેને સિદ્ધ કરનાર મનુષ્યની જગત્ અત્યંત આતુરતાથી વાટ જોતું હોય છે. એવા મનુષ્યોને જગત્ મોટા પગારો, ઉંચી સ્થિતિ, વિવિધ પ્રકારના ઇલકાબો, અનેક પ્રકારનાં માનપાન વગેરેથી વધાવે છે, અને ઇતર સર્વને ઉચ્ચ કર્તવ્ય કરવા તરફ લલચાવે છે. જે મનુષ્ય નિમકહલાલીપણે અને અત્યંત કુશળતાપૂર્વક કાર્ય કરી બતાવે છે, એક સ્થળે આ પ્રકારનું કાર્ય કરવાની યોગ્યતાને સિદ્ધ કરી બતાવે છે, અને તેથી પણ ઉચ્ચ કાર્ય કરવાના સહજ પણ સામર્થ્યને તે પ્રાપ્ત છે એમ ખાતરી કરી આપે છે, તો જગતમાં તેને સર્વથી પ્રથમ લાભ મળે છે.

લાભનો ટોટો નથી, લાભ લેનારનો ટોટો છે. કાર્યની અત્યંત કુશળતા અને તે પણ મહત્વના કાર્યની અત્યંત કુશળતા મનુષ્યને મોં માગ્યો બદલો આપવાને શક્તિમાન્ છે.

કોઇ પણ અદ્વિતીય સરખા કાર્યને સિદ્ધ કરવાની કુશળતા પ્રાપ્ત કરો, વિજયની તેમાં દૃઢ શ્રદ્ધા રાખો, અને પછી જોજો તો જગત્ તમને તેનો અત્યંત પ્રમાણમાં યોગ્ય બદલો આપવા ઉપરાંત તે તમારૂં સદાનું ઋણી રહેશે.

**એક મુખ્ય સિદ્ધાંત.**

તમારૂં જીવન આટલું બધું કષ્ટમય શાથી છે તેનું કારણ શોધવાને તમે ઘણુંએ મથ્યા છો, તેમ છતાં પણ તેનું કારણ તમને સમજાતું નથી, ખરૂં ને ? એનું કારણ બીજું કાંઇ જ નથી પણ દીવાતળે અંધારૂં છે. જ્યાં સુધી તમને પ્રાપ્ત થતા પ્રત્યેક અનુભવના મૂળ કારણરૂપ તમે જ છો, અને બીજાઓ તમારી સાથે વિવિધ પ્રકારના સંબંધ ને અંગે જે વર્તન કરે છે, તેમાંથી તમે જાતે જેવો ભાવ ઉપજાવી લેવા માગો છો તેવો જ. ઉપજાવી શકતા હોવાથી, તેના વડે પ્રાપ્ત થતા કષ્ટના પણ મૂળ કારણરૂપ તમે જ છો જ આ પ્રકારના સત્ય અને મુખ્ય સિદ્ધાંતનું તમને જ્ઞાન નથી હોતું અને તેનો તમે સ્વીકાર કર્યો નથી હોતો ત્યાં સુધી તમારા કષ્ટનું ખરૂં કારણ તમને જડવાનું પણ નથી.

તમને અમુક પ્રકારની સ્થિતિ મળવામાં દોષ બીજાઓનો છે એ પ્રકારનું તમારૂં માનવું, પ્રિય વાચક ! તમને હજી પણ વધારે અજ્ઞાન દશામાં રાખી તમને મૂઢ બનાવે છે. ત્યારે તમે મુખ્ય સિદ્ધાંતને ધારણ કરતા થાઓ છો કે તમે પોતે જ તમને પોતાને સરજનાર, રચનાર, નવીકરણ કરનાર અથવા વિનાશ કરનાર છો, તમારા પોતાના શરીરના તેમ જ તમને આવી મળનાર સંજોગો તથા તમને હાલ પ્રાપ્ત પરિવેષ્ટનો ( આસપાસની સ્થિતિ ) ના કારણરૂપ તમે પોતે જ છો, આ સિદ્ધાંતને સ્વીકારીને તમારી બુદ્ધિમાં અથવા નિશ્ચયમાં તેને અગ્રણી સિદ્ધાંતરૂપે સ્થાન આપો છો ત્યારે જ તમને પ્રાપ્ત કષ્ટાદિના કારણનું જ્ઞાન થાય છે, તમારા જીવન માટે જ આ સમજવાનું નથી, પણ તમારા સંબંધવાળા બીજા મનુષ્યોમાટે તથા આખા વિશ્વમાટે પણ આ જ પ્રકારે સમજવાનું છે.

બીજી બધી વાત અને તર્કો બાજુએ મૂકીને આ મુખ્ય સિદ્ધાંતનું જ્યાં સુધી તમારા અંતઃકરણમાં દૃઢપણે સ્થાપન કરતા નથી ત્યાં સુધી તમારા પોતાને માટે તેમ જ તમારી આસપાસના બીજા મનુષ્યોના જીવનને માટે કષ્ટ પ્રાપ્ત થવાના કારણને જાણવામાં હમેશાં ભૂલ જ કરો છો. કેમકે આ વિના બીજું મુખ્ય કારણ જ નથી.

---

**સુખની ઉત્પત્તિ:**

વિશાળ ક્ષેત્રમાં ઉગતા હરીયાળા ધાન્યને જોવું, ફલથી લચી પડેલાં વૃક્ષો જોવાં, ખીલેલાં પુષ્પો અને કળીઓવાળાં પુષ્પવૃક્ષો નિહાળવાં, ખેતરમાં કોદાળો પાવડો લઇ કામ કરીને તેના પરિશ્રમના અંતે થાક ખાવા ઉભા રહેવું, આજનું કાર્ય આજે જ પૂરેપૂરૂં અને ઉત્તમ રીતે કરીને પછી 'હાશ' કરી બેસવું, માથાઉપરના કોઇ મોટા ભારને થોડા પ્રમાણમાં પણ ટાળવાનો પ્રયત્ન કરી તે ટળેલો અનુભવવો, ઉત્તમ ગ્રંથ વાંચવા, ઉત્તમ વિચાર કરવા, ઉત્સાહવર્ધક નિશ્ચયો કરવા, કોઇના ઉપર પણ નિર્મળ પ્રેમ પ્રસારવો, ઇશ્વરની થોડો સમય પણ સાચી ભક્તિથી પ્રાર્થના કરવી: આથી મનુષ્યને સુખ ઉપજે છે.

---

# શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

## ષોડશ સાધનસમારંભ.

'સાધનસમારંભ' નામના સ્વતંત્ર ઉત્સવમાં ૧૬ સંખ્યા ધરતો પરંતુ શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગની ઉત્સવમાલાનો ૯૮ મો ઉક્ત મહોત્સવ પ્રતિવર્ષના નિયમાનુસાર ફાલ્ગુન શુક્લ પૂર્ણિમાથી આરંભી ફાલ્ગુન કૃષ્ણ ષષ્ઠીપર્યંત નર્મદાતટસ્થિત શ્રી અંકુલેશ્વર મહાદેવનિકટ તથા તેની સમીપના-માલસરવાળા મહંત શ્રી માધવદાસજીના આશ્રમનાં ક્ષેત્રોમાં પાલન કરવામાં આવ્યો હતો. નર્મદાના સલિલ તટઉપર જ એ આશ્રમ આવેલો છે. સુંદર વૃક્ષો તથા તેની મધ્યમાં એ આશ્રમનું સ્થાન કોઇ પ્રાચીન આર્યસ્થાનની ઝાંખી કરાવે છે. આસપાસ બીજી વસતિ ન હોવાથી તે સ્થાનને શાંતિ સ્વભાથી જ પ્રાપ્ત છે. તેની રમણીયતાનું ભાન જોનારને તત્કાળ જ સમજાય છે, તથા નિરુપાધિક કર્તવ્યમાટે આવાં સ્થાનો અતિ ઉપયોગી છે એમ સહજ સ્પષ્ટ થાય છે.

એ સ્થાનમાં પ્રથમથી કરેલી વ્યવસ્થાપ્રમાણે સાધનસમારંભોત્સવનાં અંગ ઉપાંગનું ઉત્તમ રીતે પાલન થયું હતું. નાનાં નાનાં લીલાં સુંદર વૃક્ષોની ઘટાની નીચે અને નૈસર્ગિક શોભાની વચ્ચે સંયમશાલા રચી હતી. આ સ્થાનને મૃત્તિકા તથા ગોમયથી લીંપાવી પવિત્ર અને સ્વચ્છ બનાવ્યું હતું. સંયમના કર્તવ્યમાં સૂચક એવાં કેટલાંક સૂત્રોને-વસ્ત્રઉપર લખીને તે સ્થાને ટાંગવામાં આવ્યાં હતાં તેથી સુંદરતાની વૃદ્ધિસાથે તેઓમાં ઉત્તેજન તથા લક્ષણાવૃત્તિને લક્ષ્યપ્રતિ દોરવામાં તે બહુ ઉપયોગી થતાં હતાં. આવા અત્યંત શાંત અને એક તરફથી નર્મદાના જલને દશ્યમાન કરતા તે સ્થલમાં પ્રાતઃકાળમાં એક પ્રહરઉપરાંત સર્વ સાધનો સંયમની વિવિધ ક્રિયાઓ આનંદ અને ઉત્સાહપૂર્વક સાધતા હતા. યથાસમય તેમાંથી નિવૃત્ત થઇ ઇષ્ટપૂજન, અર્ચન, આરાત્રિક વગેરે સત્ક્રિયાવડે સંયમના કર્તવ્યની સમાપ્તિ કરતા હતા.

ત્યાર પછી મધ્યાહ્નસ્નાન કરવાને નર્મદાતટે સર્વનું જવું થતું હતું. તે સમયે સ્નાનનો નિર્દોષ તથા આરોગ્યવર્ધક આનંદ સારી રીતે પ્રકટતો હતો. ત્યાં મધ્યાહ્ન સંધ્યા કરીને પછી ભોજનઅર્થે સર્વ ભોજનશાલાપ્રતિ જતા હતા. ત્યાં શ્લોકગાનના આનંદપૂર્વક પ્રાપ્તભોજનને કરી પછી સ્વસ્થાને નિવૃત્તિમાટે સર્વનું જવું થતું હતું. ત્યાં કોઇ નિવૃત્તિમાં, કોઇ પરસ્પરમાં આનંદચર્ચામાં, કોઇ સ્વતંત્ર વાચનમાં અને એવી એવી હિતકર પ્રવૃત્તિઓમાં, સમગ્ર વર્ગ પોતાનો કાળ વ્યતીત કરતો હતો. એ સમયમાં, જેને કોઈ શંકા હોય તે આ વર્ગના સદ્ગુરુશ્રીના આશ્રમમાં જઇ તેઓશ્રીને પૂછી સમાધાનને પામતો હતો. કોઇ કોઈ દિવસે આ મધ્યાહ્નોત્તર સમય એક વિશાલ વટવૃક્ષનીચે સર્વના સંમેલનપૂર્વક ગાળવામાં આવતો હતો. તે પ્રસંગ વિવિધ જ્ઞાનચર્ચા, નિર્દોષ આનંદવાર્તા, તથા કીર્તન વગેરેમાં ગાળવામાં આવતો. એ સમય પણ સર્વને અત્યંત આહ્લાદજનક થવાથી સર્વને સ્મરણીય થઇ રહેલો હતો.

પછી સાયંસમય પુનઃ નદીતટે વ્યાયામ, સ્નાન તથા સંધ્યાવંદન, ઉપાસના આદિ ક્રમમાં વ્યતીત થતો. રેતીના તટમાં સર્વ કોઇ સ્નાન કર્યા પશ્ચાત્ સ્થિર આસનથી બેસી

પ્રાપ્ત અધ્યાત્મકર્તવ્યને કરતા તે દશ્ય હજી પણ વિસ્મરી શકાય એમ નથી. કેવળ પ્રશાંત, કેવળ નિરુપદ્રવ, તથા કેવળ નૈસર્ગિક રમણીયતાને ધારણ કરેલા તે સ્થળમાં શુભ્ર વસનથી શોભતો આ સમુદાય જોનારના અંતઃકરણમાં સ્વભાવથી જ મહદ્ભાવને ઉપજાવતો, અને ચિત્તને પ્રસાદમય કરતો. એક દોઢ કલાક એ સત્ક્રિયામાં ગાળ્યા પછી એ સમુદાય કીર્તન, વ્યાખ્યાન આદિમાટે નિર્ણીત કરેલા એક સ્વચ્છ ક્ષેત્રમાં એકત્રિત થતો હતો. તે ક્ષેત્ર ચારે બાજુ ધ્વજા પતાકાથી શૃંગારિત કરવામાં આવ્યું હતું. તેમાં બેસીને વિવિધ વાદ્યંત્રપૂર્વક આ ઉત્સવને અર્થે રચવામાં આવેલાં કીર્તનોનું ગાન થતું હતું. વિવિધ પ્રકારના નૂતન અર્થવાળાં, વિવિધ રસને પ્રકટાવતાં તે કીર્તનો તેમનામાં રહેલા પ્રત્યેક ભાવને શ્રોતાના અંતરૂમાં જાગ્રત્ કરવામાં સારી રીતે વિજયી થતાં હતાં. તે કીર્તનશ્રવણનો આનંદ માત્ર કર્ણેન્દ્રિયને જ સંતુષ્ટ અને પ્રસન્ન કરવામાં સમાપ્ત થતો નહતો, પરંતુ અંતઃકરણમાં અદ્દ્ભુત જાગ્રતિ અર્પતો તથા પોતાના ધર્મનું ભાન કરાવતો અને વાસ્તવ કર્તવ્યપ્રતિ અભિમુખતાને સધાવતો હતો. એ ઉત્સવનાં કેટલાંક પદો અત્યંત અપૂર્વરસપૂર્ણ હતાં. જે ઉદાસીન સજ્જનો પણ તેને શ્રવણ કરતા તેઓ તેના નિર્મળ આનંદમાં તલ્લીન થઇ સહજે હૃદયની ઉચ્ચ ભૂમિકાનો અનુભવ કરતા.

કોઇ કોઈ દિવસે આ સમયે વ્યાખ્યાન પણ રાખવામાં આવતાં હતાં. પ્રસંગને અનુરૂપ વિવિધ પ્રકારનાં વ્યાખ્યાનો વિવિધ શ્રેયસ્સાધકોતરફથી આપવામાં આવ્યાં હતાં.

એક શ્રેયસ્સાધક બંધુએ આ સમારંભના સાતે દિવસ કેવલ મૌનપૂર્વક ગાળ્યાદીના અને એ રીતે વાણીનિરોધના સાધનનું રુડી રીતે પાલન કર્યું હતું. કોઇ કોઇ સાધકે આ દિવસો કેવળ દુગ્ધાહારઉપર જ વ્યતીત કર્યા હતા, અને એક સાધકે કેવળ જળપાનઉપર આમાંના ઘણા દિવસો વીતાવ્યા હતા.

માલસરના સાધુરત્ન શ્રી માધવદાસજીએ અત્યંત પ્રેમ તથા શ્રમપૂર્વક આ ઉત્સવઅર્થે વિવિધ અનુકૂલતાઓ કરી આપી હતી. તેમના શિષ્યોતે પણ તેઓ સમારંભના વિવિધ સત્કાર્યમાં ભાગ લેવાનું જણાવતા હતા. તેમના પટ્ટ શિષ્ય શ્રી કેશવદાસજી પણ બહુ ભાવપૂર્વક આગત સાધકમંડલનું સ્વાગત કરતા હતા. અને અનેક પ્રકારની સહાય અર્પતા હતા. શ્રીમાન્ માધવદાસજીએ સર્વને એક દિવસ ભોજન અર્પીને પોતાના ઔદાર્ય તથા સ્નેહનું ભાન કરાવ્યું હતું.

જે અર્થે આ ઉત્સવ કરવામાં આવે છે તે અર્થની અનેક અંશમાં સિદ્ધિને અનુભવતાં સપ્ત દિવસની સમાપ્તિએ સર્વ મંડલ સ્વસ્થાનપ્રતિ ઇશ્વરસ્મરણપૂર્વક ગતિમાન્ થયું હતું.

---

**નિર્જેતાપણું તથા સફૂર્તતા:**

મનુષ્યજીવની ઉત્કૃષ્ટ સફળતા તથા વિજય આમાં રહેલો છે; ઉચ્ચતા શબ્દમાં રહેલા સંપૂર્ણ ભાવવાળું જીવન ગાળવું, પોતાના અધિકારની નિત્ય વૃદ્ધિ કર્યા કરવી, દૈવી ચારિત્ર્ય રચ્યા કરવું, અને પોતાના સમગ્ર અંશને ઈશ્વરેચ્છાને અધીન કરી ચિંતા અને બંધનમાત્રથી અંતરથી મુક્ત રહેવું.

## શું શું સેવ્ય છે.

પદ (પ્રભુરૂપ થવા જો હું ધારું, એલય)

શાની શાની લીધી છે તે દીક્ષા, તેની આજે કરું હું પરીક્ષા.
તારી જિહ્વાવડે બોલતા આવડતા હશે શાસ્ત્રો તમામ,
પણ હું પૂછું છું બોલતા આવડયું શું તને પ્રભુતણું નામ, શાની૦
રાખતા સારી રીતે આવડયું હશે અંતરમાં વાત અનેક,
પણ હું પૂછું તને રાખતાં આવડી શ્રદ્ધા અંતરમાં એક, ? શાની૦
જિતી જાણ્યા હશે તેં તો કદાપિ, મોટા ઘણા ઘણા દેશ,
પણ હું પૂછું તને જિતતા આવડયો, મનકેરો નાનો પ્રદેશ; શાની૦
કર્ણથકી પણ અધિક ઉદારતા બતલાવી તો હશે તે જ,
કોઈના કહેલા કટુ શબ્દો ભૂલવા ઔદાર્ય વાપર્યું સે'જ ? શાની૦
તું તો કહે છે જે ટાળ્યા છે મેં તો વર્ણાશ્રમકેરા ભેદ,
પણ હું તો માત્ર પૂછું તે અનુભવ્યો, તારા સ્વરૂપથી અભેદ, શાની૦
હકને મેળવવા તું દાવો કરે છે રાજ્યસત્તાની પાસ,
હું પૂછું તારા આત્મામાંથી મેળવ્યા, કેટલા તેં હક ખાસ, શાની૦
મારા પૂછેલા પ્રશ્નોનો તારા ઉરથી તું કરજે અભ્યાસ,
યોગ્ય ઉત્તર જ્યારે દઇશ તું ત્યારે, ગણીશ હું તુજને 'પાસ', શાની૦

---

મુખપૃષ્ઠઉપરનું વચન તમે વાંચ્યું તો હશે જ પરંતુ વિચાર્યું ખરું ? અને વિચાર્યું હોય તોપણ તે પ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો ખરો ?

---

ધન અને ધાન્યપ્રાપ્તિનો ઉપાય.

જગતને તમે ઉપયોગી છો, એવું સાબીત કરી બતાવો—કેવળ તમારી વાણીવડે નહિ પણ વાણી અને ક્રિયા બન્નેવડે, અને જગત તમને જોઈશે તેટલું ધન અને અન્ન પૂરૂં પાડશે

---

" જે જે મે જોયું છે તેણે, જે જે મે નથી જોયું, તેના કર્તા ઈશ્વરપ્રતિ મારૂં શ્રદ્ધા વધારવાનું મને શિક્ષણ આપ્યું છે. " —એમર્સન.

---

" તમે આજે અને હાલ જ મુક્તસ્વરૂપ છો–તેનો અનુભવ લેવા માંડો "

—શ્રીવિવેકાનંદ

---

ભાવિને ઉત્તમ કરવું છે ? તો વર્તમાન સમયને ઉત્તમ કરો.

---

પ્રશાંત રહો—પ્રસન્ન રહો, ઉદ્વેગ અને ચિંતા તો નકામો તપારો કરનારી વસ્તુ

---

# સાધનસમારંભસંબંધી સૂચના.

**શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો સાધનસમારંભ નામનો અઢારમો મહોત્સવ** આવતા ફાલ્ગુન માસની પૂર્ણિમાથી (તા. ૨૦ મી માર્ચ સોમવારથી તા. ૨૬ મી રવિવાર સુધી ) સાત દિવસ સુધી પાલન કરવામાં આવશે. સમારંભનું સ્થળ **નર્મદા** નદીના પુણ્ય તટઉપર **શ્રી સોમનાથ** મહાદેવના પુણ્ય ક્ષેત્રમાં નિર્ણીત કરાયું છે. ત્યાં જવાને માટે વડોદરા (ગોયાગેટ સ્ટેશન) અથવા **વિશ્વામિત્રી** સ્ટેશનથી ચાણોદ ઉતરી કરનાળીમાં આવવાનું છે.

શ્રેયસ્સાધકોને તથા જે જે અન્ય ઉદાસીન સજ્જનોને સમારંભમાં ભાગ લેવાની ઇચ્છા હોય તેમણે મોડામાં મોડું ફાલ્ગુન માસની શુદિ ૮ સુધીમાં પોતાની કેટલા દિવસ, કયી તારીખથી કયી તારીખ સુધી સમારંભમાં ભાગ લેવાની ઇચ્છા છે, તે પત્રદ્વારા નીચેને સ્થળે જણાવવા કૃપા કરવી. જેમની જેટલા દિવસ સમારંભમાં ગાળવા ઇચ્છા હોય તેમણે પ્રતિદિનના આઠઆના પ્રમાણેનું દ્રવ્ય પણ પત્રસાથે જ મોકલવા કૃપા કરવી. **જેઓ ઠરાવેલી મુદ્દતપહેલાં દ્રવ્ય નહિ મોકલે તેમને પાછળથી પ્રતિદિનના બાર આનાપ્રમાણે દ્રવ્ય આપવું પડશે.** કેટલાક સજ્જનો 'ચાર દિવસ કે પાંચ દિવસ સમારંભમાં ભાગ લઈશું,' એમ લખે છે, પરંતુ કયા દિવસોમાં ભાગ લેવામાં આવશે તે ચોક્કસ જણાવતા નથી. આથી વ્યવસ્થા કરવાને બહુ અડચણ પડે છે. **માટે ચોક્કસ દિવસ નહિ જણાવનારને** પણ પ્રતિદિનના બાર આના આપવા પડશે. કેટલાક મનુષ્યો '**અમે પૈસા ત્યાં આવીને રૂબરૂમાં આપીશું, અમારું અનુમતિ પત્ર રાખી મૂકજો**' એમ લખે છે. અને પૈસા પહેલેથી મોકલતા નથી. આવા મનુષ્યોને પણ **પ્રતિદિનના બાર આનાપ્રમાણે દ્રવ્ય આપવું પડશે.** પૈસા ભર્યા છતાં કોઇ કારણથી સમારંભમાં ભાગ નહિ લઈ શકનારને ભરેલા પૈસા પાછા મળી શકશે નહિ. આવવા ઇચ્છનાર સજ્જનોને નીચેના નિયમો પાલન કરવાના હોય છેઃ—

૧ પ્રાતઃકાલે પાંચ વાગતાથી ઉઠી સ્નાન વગેરેથી પરવારી સાડા ૭ સુધીમાં પોતપોતાનો પ્રાપ્ત સંયમસાધક ક્રિયાઓમાં યોજાઇ જવું.

૨ સંયમની ક્રિયાઓ પ્રાતઃકાળે મુખ્યપણે સાડા છથી અગીઆર સુધી અને ત્યાર પછી સાયંકાળે સમારંભમાં સૂચવવામાં આવનાર સમયે અંતરે અંતરે કરવાની હોય છે.

૩ સંયમવિનાના સમયમાં વિશેષે કરીને પરમાર્થિક વિચારોમાં કાળ ગાળવો.

૪ સુવામાટે બિછાનું, જળપાત્ર, સંધ્યા પૂજાનિમિત્તનો સામાન તથા આસન પોતાની સાથે લેતા આવવું. ફાલ્ગુન માસ છતાં પણ નિર્જન પ્રદેશમાં ટાઢ લવરોજ વાય છે. માટે ઓઢવાનાં સાધનો સાથે રાખવાં.

૫ સ્નાન ઠંડા જળથી કરવાનું હોયછે, તથા ભોજન માત્ર દિવસમાં એકવાર મળેછે.

૬ બપોરપછીના સમયમાં મનન કરવાને કોઇ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ પ્રત્યેક સાધકે પોતાની સાથે લેતા આવવું તેમજ સામાજિક કીર્તનમાટે **શ્રીઉપેન્દ્રગિરામૃત** તથા **શ્રીસુધાસ્રોતસ્વિની-દ્વિતીયકલ્લોલ** એ બે પુસ્તકો સાથે રાખવાં.

☞ પોતાને અધિક રુચિકર જણાતો એવો સદ્વિચારવિષયક એક ગ્રંથ પ્રત્યેકે અવશ્ય લેતા આવવો.

સમારંભનું સ્થળઃ—
**સાધનસમારંભ-કૅમ્પ.**
ઠે. શ્રીસોમનાથ મહાદેવના સ્થાનમાં.
કરનાળી ( ચાણોદ. )

પત્રવ્યવહાર નિચેને સરનામે કરવોઃ
**વ્યવસ્થાપક 'શ્રીમહાકાલ'.**
શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા.

# नवीन ग्रंथो

## मंगलप्रेरित संदेशा

अथवा

## दूरदर्शकसरुनुं अद्भुत प्रकाशन.

રચનાર-શ્રીમાન્ વિશ્વબંધુ. (છોટાલાલ જીવનલાલ.)

તમારા ગામની જાણીતી વાતો સાંભળવાકરતાં પરદેશની નવીન વાતો સાંભળવી તમને જ્યારે વધારે ગમે છે, ત્યારે આ પૃથ્વીલોકકરતાં બીજા કોઇ નવીન લોકની વાતો સાંભળવી તમને વધારે ગમે એ સ્વાભાવિક જ છે. પણ તમારી તે ઇચ્છા ત્યારે જ પૂર્ણ થાય છે કે જ્યારે ઉપરની રસપૂર્ણ વાતને તમે વાંચો છો. કેમકે તે પુસ્તકમાં મંગલલોકના નગરની, પ્રજાની, વિદ્યાની, સામાહિકપત્રોની, અને એવી અનેક મોટી તથા ઝીણી બાબતોની રસભરી હકીકત જણાવી છે. અને તે પણ કેવળ કલ્પિત નહિ, પણ વિજ્ઞાન (Science) ની શોધોનો અનુસવ જેમાં પ્રમાણભૂત છે, એવી શાસ્ત્રીય વાતો આ પુસ્તકમાં છે. આ પુસ્તક એવી તો અપૂર્વ રીતે લખાયું છે કે તેને વાંચતાં વાચક મંગલલોકનો પોતાના ઘરમાં બેઠે અનુભવ કરી શકે એમ છે, તો એથી વિશેષ શું?

*મૂલ્ય રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૧-૦.

---

## योगिनीकुमारी.

રચનાર-શ્રીમાન્ વિશ્વબંધુ.

પૂર્વે શ્રીમહાકાલમાં આવેલી આ વાર્તા સ્વતંત્ર ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવામાં આવી છે. એ વાર્તાના રસની અલૌકિકતા વાંચનાર જ જાણી શકે છે. તેમાં બોધ અને જ્ઞાનનો ભાગ હોવા છતાં એવો તો અદ્ભુત રસ છે કે જે વાંચનારને તે વાર્તા જેમ બને તેમ જલદી પૂરી કરાવ્યાવિના રહેતો નથી. જ્યારથી આ વાર્તા મહાકાલમાં આવતી થઈ ત્યારથી મહાકાલની માગણી અત્યંત વધી પડી સેંકડો ગ્રાહકો થયા હતા. આજે જે જે તે વાર્તા વાંચે છે તેની એકસ્વરે પ્રશંસા કરે છે. આજ સુધીની ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલી તમામ વાર્તામાં આ વાર્તા પ્રથમ પંક્તિ ભોગવે છે એ પ્રકારનો ઉદ્ગાર વાંચ્યા પછી વાચક જ કહાડે છે.

મૂલ્ય રૂ. ૧-૪-૦ પોસ્ટેજ ૦-૨-૦.

બંને ગ્રંથો નીચેને સ્થળેથી મળશે.—

૧ વ્યવસ્થાપક મહાકાલ, વડોદરા.

૨ બાબુન ટ્રેડીંગ કંપની. પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઈ.

---

પ્રસિદ્ધ કરનાર-શ્રી વ્યવસ્થાપકઅધિકારિવર્ગ વડોદરા તરફથી શા. સાંકલચંદ હરિલાલ અમદાવાદ.

શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા સાંકલચંદ હરિલાલે છાપ્યું.-અમદાવાદ.-નવાદરવાજા.

श्री

# महाकाल

रूप २६ | श्रावण-भाद्रपद-आश्विन-१९७० | दर्शन १०-११-१२.





અનુકૂળ પ્રસંગને આપણે 'ઈશ્વરકૃપા' કહીએ છીએ,
પ્રતિકૂળ પ્રસંગને આપણે 'ઈશ્વરેચ્છા' માનીએ છીએ,

પરંતુ

ઉભયને 'ઈશ્વરકૃપા'રૂપે શામાટે ન માનવા ?

—વાર્ષિક મૂલ્ય—

રૂ. ૨-૦-૦.

# प्रभानुक्रमणिका.

[ श्रावण-भाद्रपद-आश्विन. ]




# *साधनमात्रना मुख्य अंशने सेव्याविना साधनसिद्धि गणाती नथी.

પદ ( કોઇ મનમેળાપી હોય તો મનકેરી કહીએ, એ લય. )

આ વિશ્વે સઘળું, એકવિના છે નકામું.
મહત્વનું જે રહ્યું સકલમાં, એક હું એવું ગણાતું,
જે વિણ બીજું સિદ્ધ કર્યું તે, અસિદ્ધ જેવું થાતું; આ૦
શરીરવિષે કોઈ અનન્ત શક્તિ, ભલે રહ્યું હોય પામી,
પણ એક દૃઢજીવનબલવિણ એ, સઘળી વસ્તુ નકામી; આ૦
ઉથલપાથલ ઘણી કરે, છો હોયે મોટું નામું,
પણ એક શાખં બજારે જો ના, તો એ સર્વ નકામું; આ૦
ગૃહસ્થધર્મી થઈને છો ને, મોજ મજા બહુ માણી,
પણ એક સાચી પ્રેમી પ્રિયાવિણ, ગૃહસ્થાઈ ધુળધાણી; આ૦
અનેક રીતે કરી ભસેને, સંબંધ જાગવી જાણ્યો,
પણ એમાં નથી આત્મયોગ એક, રત્ન ન તો, એ પ્હાણો; આ૦
ભલે ગુરુની અનેક રીતે, કરી શુશ્રૂષા ભારી,
પણ એક ભક્તિ ન જો તો જાણો, લીલા કાષ્ટની ભારી; આ૦
માનવ હૃદયવિષે છો જાતાં, અનેક બળ ઉભરાઇ,
પણ એક પ્રેમ નથી જો તો એ, હૃદયમાં માલ ન કાંઈ; આ૦
મગજવિષે છો અનન્ત શક્તિ, હોયે પૂર્ણ ભરેલી,
પણ એક પ્રતિભાશક્તિ નથી તો, જાણો એ ચર્મની થેલી; આ૦
અગાધ, સૂક્ષ્મ અને છો હોયે, વળી બુદ્ધિ બહુ ઉંડી,
પણ એક ઉદારતા નથી તેમાં, તો તો એ ઘરની ખાળકુંડી; આ૦
અનેક શાસ્ત્રવચનને છો કો, બોલે થઇને શાણો,
પણ ના ધૈર્યવચન વદી જાણે, (તો) પોપટ એ પિંજરાનો જાણો; આ૦
આ વિધિ સર્વ વિષયમાં ખામી, એકવિના જ ગણાયે,
જ્યાં લગી એવું એક ન મળીયું, શત શૂન્યે શું થાયે; આ૦
મર્મરૂપ ને વળી મુખ્ય જે, લક્ષણ ગણાય જેનું,
તે તો જેણે સિદ્ધ કર્યું છે, સાર્થક જીવન તેનું; આ૦

શોધી હોવાં ઘટતાં નથી. માત્ર અંતઃકરણની સ્થિતિનો ભેદ ઉત્તરોત્તર સુખરૂપ સ્થિતિમાં અપેક્ષિત હોવાથી કેટલાંક સાધનો તથા લક્ષણોની સ્વરૂપની અધિકતા હોવી ઘટે છે, અર્થાત્ અનુક્રમથી સાધનો તથા લક્ષણોની પરાકોટિ કે અતિભૂમિ અંતિમ પદમાં પ્રાસંવ્ય હોય છે.

આ કારણથી જ લૌકિક વૈષયિક સુખની સ્પૃહાવાળાએ માત્ર વિષયસુખને જ અવશ્ય સંપાદનીય ગણીને વિષયપ્રાપ્તિમાં જ આયુષ્યનો સર્વ કાળ ગાળવાનો નથી.

પ્રાણિમાત્રને શરીરાંતર હોવાથી સ્થાનાંતર તથા સ્થિત્યંતર હોય છે. પ્રત્યેક શરીરારંભક કર્મ તથા તે તે જન્મમાં પ્રારબ્ધરૂપ થતાં ક્રિયમાણ કર્મ, તે તે શરીરના આયુષ્યનો આધાર છે. તેથી તથા અલ્પજ્ઞ જીવો મરણના સમયને તથા ઉત્તર જન્મને જાણતા નથી તેથી તેમણે તો સ્વસામર્થ્યાનુસાર ઉત્તરોત્તર પ્રાસંવ્ય સુખાર્થે સદા યથાશક્તિ યત્ન કરવો જોઇએ. પણ જે પ્રથમ પ્રાસંવ્ય છે તેને અર્થે પ્રધાનપણે પ્રયત્ન રાખવો ઘટે છે, અને અનુક્રમે પ્રાસંવ્ય સુખમાટે અનુક્રમથી ગૌણ પ્રયત્ન સેવવો ઉચિત છે.

જે મનુષ્ય આ લોકનાં સુખને સામાન્ય પ્રયત્નથી પ્રાપ્ત કરી શકે છે, અને સામાન્ય પ્રયત્નથી પ્રાપ્ત થતા સુખમાં અધિક સંતુષ્ટ છે, અપ્રાપ્ત હોય એવાં સુખોમાં સ્પૃહારહિત હોય, અને તેની પોતાને અપ્રાપ્તિથી અને અન્યને તે સુખોની પ્રાપ્તિ થતી કે થયલી જાણીને જેના અંતરમાં કદાચિત્ પણ ક્લેશનો આવિર્ભાવ થતો નથી, અને ઐહિક સુખપ્રાપ્તિના પ્રયત્નને સામાન્યપણે યોગ્ય સાવધાનતાથી સેવતો વિશેષ સાવધાનતાથી ઉત્તર જન્મ વા પરલોકનાં સાધનોને સેવે છે; તથા યથાવકાશ અલૌકિક સુખનાં સાધનોને, ઉત્સાહથી સેવે છે, તથા તે ઉત્તર ભૂમિકામાં આવશ્યક અંતઃકરણનાં લક્ષણોની સિદ્ધિઅર્થે સાવધાનતાથી સત્ત્વબલની વૃદ્ધિના ઉપાયોને યથાશક્તિ સેવે છે, તે પારલૌકિક સુખનો મુખ્ય અધિકારી ગણાય છે, તેથી ગૌણ ઐહિક સુખનો, અને તેથી ગૌણ અલૌકિક સુખનો અધિકારી ગણાયઃ એમ છે.

આ પ્રમાણે પારલૈકિક સુખનો મુખ્ય અધિકારી થયલો પુરુષ અંતઃકરણની ઉત્કૃષ્ટતાથી અલૈકિક સુખનો મુખ્ય અધિકારી થાય છે. ત્યાં જે પુરુષ આ લોકનાં સુખને અદૃષ્ટબલથી, તથા પોતાના સ્વાભાવિક શુભ પ્રયત્નથી, તથા અન્ય શરીરીઓના પ્રયત્નથી અનાયાસ પ્રાપ્ત કરતો છતો સંતુષ્ટ હોય છે, અધર્મરૂપ પ્રયત્નને સેવતો નથી, આ લોક તથા પરલોકના સુખમાં તથા તેના ઉપાયોમાં સ્પૃહારહિત થયો હોય છે, પ્રાપ્ત ધર્મજન્ય સુખનો તિરસ્કાર કરતો નથી, તેમ જ અપ્રાપ્ત સુખને અધર્મના લેશથી પણ પ્રાપ્ત કરવા પ્રસન્નતાને અનુભવતો નથી, અન્યને પ્રાપ્ત ઉંચા પ્રકારના સુખથી પણ જેના અંતરમાં કોઇ પણ દોષના લેશથી ક્ષોભ થતો નથી પણ ઉલટી પ્રસન્નતા જ હોય છે, જનસમૂહને દેખાડવાને જ માત્ર જે અલૈકિક સુખની અભિવ્યક્તિમાં અનાવશ્યક એવા વેષાદિક આડંબરને સ્વીકારતો નથી પણ નિરંતર પ્રાપ્તવ્યની સિદ્ધિમાં આવશ્યક એવાં સાધનોને તથા અંતરનાં શુદ્ધ લક્ષણોને સેવવા તથા ધારણ કરી રાખવાને અતિ સાવધાન હોય છે—સૂક્ષ્મમાં કહીએ તો જે મનુષ્ય ઐહિકપારલૈકિક સુખની પ્રાપ્તિઅપ્રાપ્તિમાં સમચિત્તવાળો હોઇને કેવલ અલૈકિક સુખની અભિવ્યક્તિનિમિત્તે જ સાવધાનતાથી યત્ન કરનાર હોય છે તે અલૈકિક સુખનો મુખ્ય અધિકારી ગણાય એમ છે.

આ ત્રિવિધ અધિકારીનાં સામાન્ય લક્ષણો કહ્યાં છે, તેથી યોગ્ય વિચારથી કોઈ પણ મનુષ્ય પોતાના અધિકારનો નિર્ણય કરી શકે એમ છે. તથાપિ પોતાના અંતકરણમાં સમયપરત્વ ઉઠતા ભાવોવડે કેટલોક કાળસુધી સાવધાનતાથી અંતરમાં રહેલ સંસ્કારબલને અનુભવતા રહીને ધૈર્યથી નિશ્ચય કરનાર પુરુષ જ ખરો નિશ્ચય કરવાને સમર્થ થાય છે. જો ત્વરાથી તથા અધૈર્યથી માત્ર એક સમયની જ અંતઃકરણની સ્થિતિઉપરથી પોતાના બલાબલનો કે અધિકારનો નિશ્ચય કરે છે તો તે પરીક્ષા કાલાંતરે યોગ્ય ભાસતી નથી, કારણ કે સંસ્કારની વિલક્ષણ ગતિ છે. જે કાલે જે સંસ્કારને ફલ આપવાની યોગ્યતા થાય છે ત્યારે જ તે ફલ આપવાને પ્રકટ થાય છે. તે સંસ્કાર પ્રકટ થયેથી જ તેનું સ્વરૂપ તથા બાહ્ય બલ સમજાય છે. અનુદ્ભૂત કે અપ્રકટ સંસ્કારનું બલ કે સ્વરૂપ સહસા જાણ્યું જતું નથી. તેથી ઓછામાં

પોતાના અંતિમ જન્મને તેમ જ શેષ રહેલા જન્મને જાણતા નથી, તેમને અધૈર્ય પ્રાપ્ત થવા સંભવ છે. તોપણ તેમણે વિવેકથી પોતાના અધિકારના નિર્ણયપૂર્વક નિઃશંકપણે પ્રયત્નમાં પ્રવૃત્ત રહેવું ઘટે છે. અદૃષ્ટજન્ય લીલાવિગ્રહ આદિ સાંકેતિક વ્યક્તિઓમાં અન્ય કર્મ જ વ્યક્તિઓના સર્વ નિયમો સમાનપણે વર્તતા નથી. તોપણ જેમ કર્મજ શરીરધારીઓને કર્મજ સત્તા પ્રવર્તક હોય છે, તેમ સંકેતજન્ય શરીરધારીઓને સંકેતજન્ય સત્તા પ્રવર્તક હોય છે અને તે ઉભય સત્તા કાલપ્રયત્નની તથા સંકેતના અવધિની ફલપ્રાપ્તિમાં અપેક્ષા રાખે છે. જેથી સર્વ સુખની અભિલાષાવાળાએ ધૈર્ય તથા ઉત્સાહથી સદા પોતપોતાના અધિકારાનુસાર પ્રાપ્તવ્યનિમિત્ત કર્તવ્યમાં સાવધાનતાથી વર્તવું અવશ્યનું છે.

મનુષ્યમાત્રને આ લોકનાં સુખ ન્યૂનાધિક અંશે પણ અનુભવથી તથા અનુમાનથી પ્રત્યક્ષસિદ્ધ છે. તેથી એ સુખમાં સર્વ જીવની સ્વભાવથી પ્રવૃત્તિ થાય છે. પરલોકનાં તથા અલૌકિક સુખની સિદ્ધિ અન્ય શબ્દાદિ પ્રમાણોથી થાય છે, તેથી તે પરોક્ષસમ મનાય છે. અને તેમાં જીવો સશંક રહેવાથી તેની પ્રાપ્તિનિમિત્ત ઉત્કટ પ્રવૃત્તિ સર્વની થતી નથી. તો પણ જેમણે આ વિશ્વવિભવના સ્વરૂપનો, તેની ગતિઆગતિના હેતુનો, તેના આધારનો અને તેના આદિમધ્યઅંતના નિત્યાનિત્ય સ્વરૂપનો યોગ્ય પ્રકારે વિચાર કરેલો હોય છે તેમને તે પારલૌકિક તથા અલૌકિક સુખમાં પણ સંશયનો ભાગ્યે જ ઉદય થાય છે. સંશયવિપર્યયઆદિ દોષો પણ અંતઃકરણના અધિકારના પ્રમાણમાં ન્યૂનાધિક અંશે મનુષ્યના અંતરમાં પ્રકટે છે. તેથી ભિન્નભિન્ન અધિકારવાળા મનુષ્યના સમુદાયરૂપ આ વિશ્વમાં એક વાર્તા કે નિશ્ચયને કેટલાક નિઃશંકપણે ગ્રહણ કરે, અને કેટલાક ન ગ્રહણ કરે એમાં લેશમાત્ર પણ આશ્ચર્ય પામવા સરખું નથી. તેથી ઉંચા અધિકારવાળાએ નીચા અધિકારવાળાના અને નીચા અધિકારવાળાએ ઉંચા અધિકારવાળાના નિશ્ચયો સરખાવીને પ્રવૃત્ત થવાનું હોતું નથી; કારણ કે અંતઃકરણના તથા અધિકારના ભેદથી નિશ્ચયભેદ હોવાનો સંભવ નિરંતર હોય છે જ.

આ સુખ તથા અધિકારસંબંધમાં સ્વલ્પ વિચાર કરવાથી એ નિશ્ચય પ્રાપ્ત થાય છે કે આ સંસારમાં જેમ ઔપાધિક સુખના અને ઉપાધિવિરહિત સ્વરૂપસુખના ભેદ છે તેમ અધિકારીમાં પણ ભેદ છે; અને અધિકારભેદથી પ્રાપ્તવ્યસુખનો ભેદ હોવાથી તેના કર્તવ્યનો પણ ભેદ હોય છે." અધિકારિઓમાં પ્રથમ જેઓ આ લોકવિના અન્ય લોકના અને લોકોત્તર સુખના અભાવના નિશ્ચયવાળા છે, તેઓ તો માત્ર આ લોકના જ વૈષયિકઆદિ સુખના અધિકારી છે; અને તેમણે તે નિમિત્તે જ સદા પ્રયત્ન કરવાનો હોય છે. બીજા જેઓ ઐહિક પારલૌકિક તથા અલૌકિક સુખના સદ્ભાવને સ્વીકારનારા છે, તથાપિ ઐહિક સુખની આશાના પ્રબલ સંસ્કારવાળા છે, તેમણે તો પ્રધાનપણે ઐહિક સુખને અર્થે ઉદ્યોગ કરવો હોય છે, અને અન્ય સુખાર્થે ગૌણપણે પ્રયત્ન કર્તવ્ય છે. ત્રીજા જેઓ ત્રિવિધ સુખના સદ્ભાવને સ્વીકારનારા છે, તથા જેમને આ જન્મમૃત્યુરૂપ ક્ષણિક સંસારના સ્વરૂપના વિચાર તથા અનુભવથી ઐહિક સુખની લાલસા ક્ષીણ થવા લાગી હોય છે, અને જેને ઉત્તરોત્તર સ્થિતિમાં પ્રાપ્ત થનારાં સંકટોનાં પ્રબલ અનુમાનો થયાં હોય છે, તથા અલૌકિક સુખના અધિકારનો વિલંબ સમજાયો છે તેવાં મનુષ્યો પ્રધાનપણે પારલૌકિક સુખના અધિકારી ગણાય છે. તેમણે તો પારલૌકિક સુખને અર્થે જ પ્રધાનપણે યત્ન કરવાનો હોય છે. અને ચોથા જેઓ ત્રિવિધ સુખના સદ્ભાવને સ્વીકારીને ઐહિકપારલૌકિક સુખનાં સાધનોને સેવીને લૌકિક સુખનો અનુભવ કરીને અને પારલૌકિક સુખના સ્વરૂપસંબંધી ઘટિત વિચાર કરીને સર્વ લૌકિક સુખની નિઃસારતા તથા અનિત્યતાના નિશ્ચયને પ્રાપ્ત થયા છે, તથા સર્વ લૌકિક સુખમાં થતી સુખબુદ્ધિનો વેગ શમ્યો છે, અને તેથી જેઓ લૌકિક સુખના પ્રયત્નમાં શિથિલ થયા છે, અને જેમને અલૌકિક સુખમાં જ માત્ર પ્રબલ આસક્તિ પ્રકટી છે, તેઓ તો પ્રધાનપણે અલૌકિક સુખના અધિકારી હોય છે. તેમણે તો પ્રધાનપણે અલૌકિક સુખનિમિત્તે જ પ્રયત્ન કર્તવ્ય છે. આ ચાર ભેદમાંના અધિકારીઓમાંના જે જે, જે સુખના મુખ્ય અધિકારી છે તેમણે તે તે સુખાર્થે તો પ્રધાનપણે પ્રયત્ન કર્તવ્ય છે, અને અન્ય સુખાર્થ ગૌણપણે પ્રયત્ન કર્તવ્ય છે.

આટલે સુધી પ્રધાનપણે અધિકાર તથા અધિકારપરત્વ સુખ પ્રાપ્તવ્ય છે તથા તદનુકૂલ પ્રયત્ન કર્તવ્ય છે એ સંબંધમાં અતિ સંક્ષિપ્ત કહેવાયું. હવે પછી તે ભિન્નભિન્ન અધિકારીઓએ જે જે વિચાર તથા ક્રિયાઆદિ હેયોપાદેય છે, તેના સ્વરૂપનો તથા તે હેયાપાદેય એટલે ત્યજવા મેળવવા યોગ્ય થયેલા નિશ્ચયના નિર્વાહાર્થ કરવાયોગ્ય ક્રિયા વિચારાદિ સંબંધમાં તથા અધિકારપરત્વ પ્રાપ્ત થતા તથા પ્રાપ્તવ્ય ઠરતા ગુણલક્ષણાદિનાં સ્વરૂપનો તથા દુર્ઘટ દોષાદિનાં સ્વરૂપનો યોગ્ય વિચારથી નિર્ણય કરવો અવશ્યનો છે.

॥ सुखार्थे अधिकारकर्तव्यादिनिर्णयदर्शक प्रथमोपदेश ॥



# સર્વોત્કૃષ્ટ શરીર.

આપણી કલ્પનાએ સૌંદર્યનું ઉંચામાં ઉંચું જે સ્વરૂપ કલ્પ્યું હોય, તેવા સાૈંદર્યવાળું, રસ, રુધિર માંસ, વીર્ય વગેરે અત્યંત નિર્દોષ સાતે ધાતુઓવાળું, તથા પોતાના વ્યાપાર જેવા જોઈએ તે પ્રમાણે યથાર્થ કરે એવા જઠર, યકૃત, ફેફસાં વગેરે બળવાન્ અવયવોવાળું, ટુંકામાં આપણી કલ્પનાએ પૂર્ણશરીરનું જે ઉંચામાં ઉંચું શરીર કલ્પ્યું હોય તેવું પૂર્ણતાવાળું શરીર, એ સર્વોત્કૃષ્ટ શરીર છે.

આવું સર્વોત્કૃષ્ટ શરીર આ મૃત્યુલોકમાં પ્રાપ્ત થવું સર્વને સંભવિત નથી, એમ ઘણાને લાગે, એ સ્વાભાવિક છે; કારણ કે સર્વોત્કૃષ્ટ શરીર કેવા નિયમે રચી શકાય છે, તેનું સર્વને જ્ઞાન હોતું નથી, પરંતુ સર્વોત્કૃષ્ટ શરીર પ્રાપ્ત કરવાના નિયમો હોય છે, અને તે પ્રત્યેક મનુષ્ય પ્રયત્નવડે આચારમાં મૂકી શકે એવા હોય છે, તેનું જ્યારે મનુષ્યોને જ્ઞાન થાય છે ત્યારે સર્વોત્કૃષ્ટ શરીર પ્રાપ્ત કરવું, એ અસંભવિત છે, એમ કોઇને પણ ભાસતું નથી.

કોઈ પણ વસ્તુને પ્રાપ્ત કરવાના નિયમોનું જ્યાંસુધી જ્ઞાન નથી હોતું ત્યાં સુધી જ તે વસ્તુ પ્રાપ્ત કરવી કઠિન અથવા અશક્ય લાગે છે, પણ જ્યારે તેને પ્રાપ્ત કરવાના નિયમોનું યથાર્થ જ્ઞાન થાય છે, ત્યારે કઠિનતા અથવા અશક્યતાને સ્થળે સરળતા અને શક્યતા જ ભાસે છે.

સર્વોત્કૃષ્ટ શરીરના સ્વરૂપની આપણે કલ્પના કરી શકીએ છીએ, તથા તેને પ્રાપ્ત કરવાની આપણે ઇચ્છા થાય છે, એ જ સિદ્ધ કરે છે કે તેવું શરીર પ્રાપ્ત કરવું સંભવિત છે. કારણ કે માનસશાસ્ત્રનો એવો નિયમ છે કે જે અસંભવિત હોય છે, તેની આપણને કલ્પના અને ઇચ્છા થતી જ નથી. જે વસ્તુ પ્રાપ્ત કરી શકવી અસંભવ હોય છે, તેની ઇચ્છા અંતઃકરણમાં વ્યર્થ સ્ફુરાવવી, એવો પ્રકૃતિનો નિયમ નથી. ઇચ્છાની સાથે ઇચ્છાનો વિષય પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપણને આપવામાં આવ્યું જ હોય છે. ઇચ્છા આપીને તેને સિદ્ધ કરવાનું સામર્થ્ય ન આપી, પોતાનાં બાળકોને રીબવાં, એવું નિર્દયપણું જગતની માતા જે કુદરત તેનામાં છે જ નહિ.

ગમે તેવી અસંભવિત ગણાતી ઇચ્છાને, હૃદયમાં પ્રકટ્યા પછી, જેણે જેણે તેને સિદ્ધ કરવાનો પ્રયત્ન હિંમત હાર્યાવિના સેવ્યો છે, તેનો તે પ્રયત્ન મોડાવહેલો સફળ થયા વિના રહ્યા જ નથી, અને રહેતો નથી, એવાં હજારો ઉદાહરણો પૂર્વે બન્યાં છે, અને હજી નિત્ય બને છે.

હું સર્વોત્તમ બળવાળો, આરોગ્યવાળો, અને સાૈંદર્યવાળો થાઉં, એવી ઇચ્છા પ્રાણીમાત્રને સ્ફુરે છે, તેથી તે ઇચ્છા સિદ્ધ થવી સર્વદા સંભવિત છે.

પ્રત્યેક મનુષ્યની કલ્પનામાં સર્વોત્કૃષ્ટ શરીરનું, જગતમાં તેણે જોયેલાં ઉત્તમોત્તમ શરીરકરતાં પણ ચઢીયાતું કોઇ પ્રકારનું સ્વરૂપ હોય છે, અને મારૂં શરીર આવું થાય, એવી તેને પ્રબળ ઇચ્છા પણ હોય છે; અને જે કલ્પનામાં પ્રત્યક્ષ હોય છે તેને આ બાહ્ય જગતમાં ચર્મચક્ષુને પ્રત્યક્ષ કરવાનું મનુષ્યમાં સામર્થ્ય હોવાથી, તે સામર્થ્યનો કેવી રીતે ઉપયોગ કરવો, એ જ માત્ર હવે મનુષ્યને જાણવાનું અવશેષ રહે છે.

સર્વોત્કૃષ્ટ શરીરને રચવાનો જ્યારે પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે શરીર સર્વાંગ બદલાઇ જાય છે. શરીરનાં રૂપ, રંગ ઘાટ સર્વ જ બદલાઇ જાય છે. નેત્ર બેડોળ હોય છે, તો સુંદર થાય છે, અથવા નથી હોતાં તો નવાં આવે છે. ત્વચા કાળી હોય છે તો ગૌર થાય છે; અથવા તેના ઉપર ડાઘા હોય છે, તો તે જતા રહી તે સ્વચ્છ અને નિર્દોષ થાય છે. સ્વરૂપમાં પગથી તે શિખાસુધી જ્યાં જ્યાં જેવો જેવો ફેરફાર કરવો હોય છે તેવો થઇ શકે છે.

પ્રયત્નથી શરીરમાં ન્યૂનાધિક અંશમાં ફેરફાર થઇ શકે, એ વાર્તા ઘણા મનુષ્યો સ્વીકારી શકે છે, પણ મુખનો ઘાટ બદલાય, અથવા ગયેલા અવયવો પાછા આવે, અથવા વર્ણ બદલાય, એ વાર્તાનો સ્વીકાર કરતાં તેમને બહુ સંકોચ થાય છે, પરંતુ કાર્યને સિદ્ધ કરવાના નિયમોનું જ્ઞાન કાર્યને સિદ્ધ કર્યાવિના રહેતું જ નથી, એ વાતનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે જગતમાં કશું જ અસંભવિત અથવા ન સ્વીકારી શકાય એવું છે જ નહિ, એમ આપણે છાતી ઠોકીને કહી શકીએ છીએ.

ચિંતાથી અને એવા જ બીજા વિકારોના હદઉપરાંત સેવનથી સેંકડો મનુષ્યોનાં રૂપરંગ બદલાઇ ગયેલાં, મનુષ્યો જગતમાં નિત્ય જુએ છે તથાપિ તેથી વિરોધી ગુણોના વિધિપૂર્વક સેવનથી શરીરનાં રૂપરંગમાં ઉત્તમ પ્રકારનો ફેરફાર થાય છે, એ વાર્તા મનુષ્યો સ્વીકારતા નથી, એ થોડું આશ્ચર્યજનક નથી; એટલું જ નહિ, પણ બુદ્ધિમાન્ મનુષ્યો પણ આવા અનુભવોઉપરથી પોતાના શરીરને સુધારવાના નિયમોને અનુમાન કરી શોધી કાઢતા નથી, અને તેમને આચારમાં મૂકવા પ્રયત્નને સેવતા નથી.

જેમ જમીનની બહાર પ્રકટ દેખાતા વૃક્ષનું કારણ જમીનની અંદર રહેલા બીજંકમાં રહેલું છે, તેમ મનુષ્યનું શરીર બહાર જેવું દેખાય છે, તેને તેવું દેખાવાનું કારણ તેના અંતરમાં એટલે મનમાં રહેલું છે. મનમાં જેવા વિકારો, જેવા ભાવો, જેવી લાગણીઓ, જેવા વિચારો, જેવી સ્થિતિઓ, અને જેવાં સામર્થ્યો પ્રવર્તતાં હોય છે, તે પ્રમાણે શરીરનું બાહ્ય સ્વરૂપ રચાતું ચાલે છે.

કયા કયા વિકારો, ભાવો, લાગણીઓ, વિચારો વગેરે શરીરને સુધારનારા છે, અને કયા કયા વિકારો વગેરે શરીરને બગડનારા છે, તેનું જ્યારે મનુષ્ય જ્ઞાન મેળવે છે, અને તે જ્ઞાન મેળવીને, શરીરને બગાડનારા વિકારોને અંકુશમાં રાખવાનું જ્યારે શીખે છે, ત્યારે શરીરને પોતાની ઇચ્છાનુકૂળ રચવાનું સામર્થ્ય તે પ્રાપ્ત કરે છે. આવા મનુષ્યનો પ્રત્યેક વિચાર અને પ્રત્યેક મનોભાવ તેના શરીરના સામર્થ્યને, અને સૌંદર્યને પ્રતિક્ષણે વૃદ્ધિને પમાડે છે.

સામાન્ય મનુષ્ય તો પોતાના મનમાં જે કંઇ વિચાર ઉઠચો તેને ઉઠવા દે છે. તે વિચાર કરતો નથી કે આ વિચારથી મારા શરીરનું સામર્થ્ય અને સૌંદર્ય વધશે કે ઘટશે. કેટલાક વિચારો તેના શરીરને લાભ કરનારા હોય છે તો કેટલાક તેની છેક જ પાયમાલી કરનારા હોય છે. પ્રસંગે તે પોતાના ઘરમાં એક ટોપલો ભરીને દ્રવ્ય લાવે છે, તો અન્ય પ્રસંગે પાવડો લેઇને જેટલું ઘરમાં ભર્યું હોય છે તેને ઉસરડીને બહાર કાઢી નાંખે છે. તેનામાં કોઇ પણ પ્રકારનો વિવેક હોતો જ નથી. તેના મનના દરવાજા આઠે પહોર ઉઘાડા રહે છે. તેમાં ગાયોજેવાં સારાં પશુઓ પણ પ્રવેશે છે, અને કુતરાં બિલાડાંજેવાં

અપવિત્ર પશુઓ પણ પ્રવેશે છે. બહારથી જેનો જેનો તેને સંબંધ થાય છે, તે સર્વની તેના ઉપર અસર થાય છે; અને સઘળા જ પદાર્થો કે પ્રાણીઓ કંઇ ઉત્તમ હોતાં નથી. તેથી તેના મનઉપર મોટે ભાગે તો અયોગ્ય વિકારો અથવા અયોગ્ય ભાવો પ્રકટે એવી જ અસર થાય છે, અને તેના પરિણામમાં તેનું શરીર દિવસે દિવસે વધારે બેડોળ વધારે કુરૂપ અને વધારે રોગી થતું જાય છે.

મનને ઉત્તમ પ્રાણીપદાર્થોનો જ સર્વદા સંબંધ થાય, અને તેમ થતાં તેમાં ઉંચા પ્રકારના મનોભાવો પ્રકટે તો જ શરીરને અધિક અધિક સુંદર અને નિરામય થવાનો સંભવ આવે.

ઉત્તમ પ્રાણીપદાર્થો આખા જગતમાં સ્થળે સ્થળે હોતા નથી; તેથી મનને તેમનો નિરંતર સંબંધ હોવાનો અસંભવ છે. આથી મનુષ્યે પોતાની મેળે જ ઉંચી ઉંચી માનસિક સ્થિતિઓ કલ્પનાથી રચીને મનનો તે સ્થિતિઓસાથે સંબંધ કરાવી, મનમાં અખંડ ઉચ્ચ ભાવો પ્રવર્તતા રહે, એવું સામર્થ્ય અભ્યાસથી સિદ્ધ કરવું જોઇએ. આમ જેઓ કરી શકે છે, તેઓ જ પોતાના શરીરને સર્વોત્કૃષ્ટ કરી શકે છે.

નારદાદિ ઋષિઓનાં શરીર અત્યંત તેજસ્વી હોવાનું શાસ્ત્રોમાં આપણે વાંચીએ છીએ, પણ શાથી તેઓ એટલા તેજસ્વી થયાં હતાં તેનો આપણે વિચાર કરી જોઇશું તો આ સ્થળે વર્ણવેલો માનસશાસ્ત્રનો નિયમ જ તેમાં કારણભૂત હતો, તે તત્કાળ આપણને સ્પષ્ટ થશે. તેઓ પોતાના મનમાં પોતાની ઇષ્ટની અત્યંત મનોહર મૂર્તિ કલ્પીને તેના સંબંધથી અત્યંત ઉચ્ચ ભાવને જ નિરંતર અંતઃકરણમાં પ્રકટ રાખતા, અને આ ઉચ્ચ ભાવ તેમના શરીરને પ્રતિક્ષણે ઉત્તમ પ્રકારનું કર્યા જતો.

જે મનુષ્યો વધારે ઉંચા અને ઉંચા ભાવોને પોતાના અંતઃકરણમાં પ્રતિદિન પ્રકટાવતા જાય છે, તેઓ વયમાં ભલેને વધતા જતા હોય છે તો પણ તેઓનાં શરીર જેમ જેમ વર્ષ વીતતાં જાય છે તેમ તેમ અધિક સૌંદર્યવાળાં અને અધિક નિરામય થતાં જ જાય છે.

શરીરના ઘાટમાં ફેરફાર થવો એ કુદરતના નિયમને અનુકૂળ જ છે. દરરોજ શરીરમાંથી હજારો અણુઓ બહાર નીકળી જાય છે, અને તેમને સ્થાને નવા હજારો અણુઓ આવે છે. આ નવા આવતા હજારો અણુઓને ઇચ્છાપ્રમાણે ગોઠવવામાં જ શરીરનો ઘાટ બદલવાની કુંચી રહેલી છે.

જ્યાં જ્યાં વૃત્તિને એકાગ્ર કરવામાં આવે છે, ત્યાં ત્યાં અત્યંત પ્રબળ માનસિક ક્રિયા થાય છે; જ્યાં જ્યાં અત્યંત પ્રબળ માનસિક ક્રિયા થાય છે ત્યાં ત્યાં ઓજસ્ અથવા જીવનમય સામર્થ્ય એકઠું થાય છે જ્યાં જ્યાં ઓજસ્ અથવા જીવનમય સામર્થ્ય એકઠું થાય છે, ત્યાં ત્યાં રુધિરની ગતિ વધે છે. અને જ્યાં જ્યાં રુધિરની ગતિ વધે છે. ત્યાં ત્યાં રુધિરની ગતિ વધે છે, અને જ્યાં જ્યાં રુધિરની ગતિ વધે છે ત્યાં ત્યાં રુધિરની ગતિની વૃદ્ધિ તે ભાગમાં અણુઓની વૃદ્ધિ કરે છે, અને કેટલાક માસસુધી જો આમ નિત્ય કરવામાં આવે છે તો શરીરના તે ભાગને જેવો પુષ્ટ કરવો હોય તેવો કરી શકાય છે.

આથી શરીરના કોઇપણ ભાગને પુષ્ટ કરવાનો ઉપાય કેટલાક માસસુધી મનને તે ભાગમાં એકાગ્ર કરવું એ છે, એ સહજ સિદ્ધ થાય છે. મગજના અણુઓને વધારીને

માનસિક શક્તિઓને પણ આ જ રીતે વધારી શકાય છે.*

અણુઓને વધારવાને માટે એકાગ્રતાની સાથે સહજ કસરત રાખી હોય છે તો અણુઓને સત્વર વધવામાં બહુ મદદ મળે છે. કસરતવિના એકલી એકાગ્રતાથી અણુઓ નથી વધતા એમ કંઇ નથી; વધે છે જ, પણ તેમાં જરા સમય અધિક લાગે છે. એકાગ્રતા યથાર્થ થાય છે તો તો કસરત બહુ જ જુજજેવી હોય છે તો પણ શરીરનો જે ભાગ પુષ્ટ કરવા ધાર્યો હોય છે, તે બહુ જ સત્વર પુષ્ટ થાય છે. મુખ્ય ઉદ્દેશ તે ભાગમાં લોહીની ગતિ વધારવાનો છે, અને એકાગ્રતા અને કસરતથી નિત્ય તેમ થતાં ઉત્તમ પરિણામ અવશ્ય આવે છે.

શરીરને જોઇને તેવું હષ્ટપુષ્ટ કરવાનો બીજો ઉપાય, કોઇ ઉત્તમ હષ્ટપુષ્ટ શરીરનું ચિત્ર વૃત્તિમાં એવું ઉંડુ કોતરી રાખવું, કે વારંવાર તેના જ વિચારો આપણા મનમાં આવ્યા કરે. અન્ય શબ્દોમાં કહીએ તો જેવું આપણા શરીરને આપણે કરવું હોય તેવા શરીરને આપણા ધ્યાનનો વિષય કરવો.

આપણું શરીર નિત્ય બદલાયા જ કરે છે, પણ આપણા મનની દૃષ્ટિસમીપ જો કોઇ ઉત્તમ નમુનો આપણે નિરંતર ધરી રાખેલો નથી હોતો તો જે જુનો નમુનો તેના ધ્યાનમાં હોય છે, તે પ્રમાણે શરીરને રચનાર સામર્થ્ય આપણા શરીરને રચે છે. આથી જ શરીર નિત્ય નવું થતું છતાં, આપણે આપણા શરીરને તે જેવું હોય છે તેવું જ અથવા વધારે ખરાબ રચાયેલું જોઇએ છીએ.

આ નિયમ કલ્પિત નથી, પણ અનુભવથી સિદ્ધ થયેલો છે. તમે પણ તેનો અનુભવ કરવા ધારશો તો તેની ખાતરી થયાવિના રહે તેમ નથી. દશ અથવા બાર મહિનામાં શરીર બધું નવેસરથી બંધાય છે. આથી તમારા મનમાં કોઇ ઉત્તમ શરીરનું ચિત્ર રચીને તે ચિત્રને જો તમે એક વર્ષપર્યંત જોયા કરશો તો તે નમુનાપ્રમાણે તમારૂં શરીર થયું છે કે કેમ તેની તત્કાળ તમને ખાતરી થશે.

નિયમના ખરાખોટાપણાનો યથાર્થ અનુભવ કરવામાટે જે ચિત્ર મનની દૃષ્ટિસમીપ ખડું કરવામાં આવે, તે જેમ બને તેમ આબેહુબ રચવા પ્રયત્ન કરવો જોઇએ; અને પ્રત્યેક કલાકે પાંચ અથવા દશમિનિટ તે ચિત્રતરફ એકાગ્રતાપૂર્વક જોયા કરવું જોઇએ. વળી શરીરને રચનાર સામર્થ્ય પૂર્ણ વેગથી પોતાનું કાર્ય કરે, માટે અયોગ્ય વિકારોવડે તેમનો ક્ષય કરી ન નાંખવા સાવધાન રહેવું જોઇએ. ચિંતા, શોક, ભય, વિરોધ, અપ્રસન્નતા વગેરે અયોગ્ય વિચારો સેવવાનું છોડી દેઇ, નિર્ભયતા, શ્રદ્ધા, શાંતિ, અવિરોધ, પ્રસન્નતા, વગેરે શુભ વિચારોને સેવવા જોઇએ.

દરરોજ રાત્રિએ સુતી વખતે આ નવા ચિત્રમાં મનને એકાગ્ર કરીને પછી નિદ્રાંવશ થવું. આથી મનમાં એ ચિત્રના સંસ્કાર બહુ સુદૃઢ સ્થપાશે, અને તેમ થતાં તમારા શરીરનો ઘાટ તે ચિત્રપ્રમાણે જ રચાતો જશે.

---

*આ સંબંધમાં અધિક જાણવા ઇચ્છનારે મહાકાલના સંવત્ ૧૯૬૭ ના વર્ષમાં શ્રાવણ તથા ભાદ્રપદના અંકમાં આવેલો 'માનસિક શક્તિઓનું સામર્થ્ય કેવી રીતે વધારવું,' એ વિષય વાંચવા કૃપા કરવી.

હાલઆપણને જે ઘાટનું અને જેવા રૂપરંગનું શરીર મળ્યું છે, તેનો તેવો ઘાટ અને રૂપરંગ થવાનું કારણ આપણા મનમાં તેવા જ પ્રકારનું ચિત્ર કાં તો આ જન્મમાં અથવા આ જન્મપૂર્વે આપણે સેવ્યું હોય છે, અથવા આપણાં માબાપે ગર્ભસમયે તેવા ચિત્રને આપણા અંતઃકરણમાં પોતાના વિચારવડે સુદૃઢ છાપ્યું હોય છે. આ ચિત્રમાં જન્મ થયા પછી આપણી વિવિધ ટેવો તથા વર્તનથી ફેરફાર થતા ચાલ્યા હોય છે; પરંતુ એ સઘળું છતાં એક વર્ષ જો આપણે પૂર્વોક્ત પ્રકારે સતત પ્રયત્ન કરીએ તો તે જૂની છાપને ભુસી નાંખી આપણે નવી છાપ પાડી તે પ્રમાણે નવા શરીરને રચીએ, એમાં કશો જ સંશય નથી.

જ્યાંસુધી આપણા મનમાં આપણા શરીરસંબંધી જુની છાપ હોય છે ત્યાંસુધી પ્રતિવર્ષે જો કે આપણું શરીર નવું થાય છે તો પણ તે, તે જૂની છાપપ્રમાણે જ થાય છે. કારણ કે શરીરને ઘડનાર જે સામર્થ્ય આપણા શરીરમાં રહેલું છે તે આપણા મનમાં પડેલી ઉંડી છાપપ્રમાણે જ આપણા શરીરને રચે છે. આથી નિરંતર ઉત્તમ ઉત્તમ પ્રકારની છાપ મનઉપર પાડયા કરવાથી શરીર નિરંતર ઉત્તમ ઉત્તમ પ્રકારનું બદલાતું ચાલે છે.

આપણે રચેલા ઉત્તમ ચિત્રની છાપ મનમાં સુદૃઢ પાડવામાટે દિવસમાં પ્રસંગોપાત્ત થોડો થોડો સમય એકાગ્ર થઇને કલ્પનાવડે તે ચિત્રને રચીને તેનું ધ્યાન ધરવું; અને તે ચિત્ર મનમાં સુદૃઢ કોતરાઇ જાય એવો સંકલ્પ કરવો. રાત્રે સુતી વખતે તો આમ કરવાને કદી પણ ચુકવું નહિ.

જે ચિત્ર રચવું તે જેમ બને તેમ પૂર્ણ રચવું, તથા આપણા શરીરને જેવું આપણે કરવા ઇચ્છતા હોઇએ તેવું રચવું; તેને અત્યંત સુંદર, સુદૃઢ આરોગ્યવાળું તથા પૂર્ણ જીવનમય રચવું.

આની ઉત્તમ કલ્પના કેમ થાય, એવી શંકા કદી જ કરવી નહિ. સૂર્યથી પણ અધિક તેજસ્વી તમારા મુખની કાંતિ કલ્પશો તોપણ તેમાં દોષ નથી. તેવી કાંતિ થવાનો પૂર્ણ સંભવ છે. તમારો પ્રયત્ન અને શ્રદ્ધા બંનેની જ અગત્ય છે.

ગમે તેવી ઉંચી કલ્પના કરવાની સર્વને સ્વતંત્રતા છે. કારણ કે ગમે તેવી કરેલી ઉંચી કલ્પના પણ પ્રકૃતિતત્ત્વમાં જે ભર્યું છે, તેનાથી સર્વદા ઉતરતા પ્રકારની જ થવાની.

આ બીજા વિધિની સાથે પ્રથમના વિધિને જોડનાર મનુષ્ય આશ્ચર્યકારક ફળનો એક વર્ષના સંધિમાં અનુભવ કરશે. ખાસ કોઈ અવયવ અથવા અવયવોને કેળવવામાટે જ આ બીજા વિધિનો ઉપયોગ કરવાનો પ્રસંગે અગત્ય રહે છે.

આ બને વિધિની સાથે આખો દિવસ ચાલતા મનોભાવઉપર અંકુશ રાખવાનું વિસરી જવું જોઇતું નથી. ઉદ્વેગ વગેરે વિકારોના પરિણામ શરીરઉપર પ્રકટયાવિના રહેતા જ નથી, તેથી સૌંદર્યવાળું ઉત્તમ શરીર કરવા ઇચ્છનારે વિકારોને સેવવા લેશ પણ પરવડે તેમ નથી.

બીજી રીતે બેડોળ શરીર હોય છે તથાપિ જો અંતઃકરણ નિર્મળ અને વિકારવિનાનું હોય છે તો તેનું મુખ સુંદર હોય છે, એનો વ્યવહારમાં અનેક પ્રસંગે આપણને અનુભવ થાય છે. એથી ઉલટું સુંદર મુખવાળાં મનુષ્યો પણ વિકારોના સેવનથી

અણગમો ઉપજાવે એવા મુખવાળાં થયેલાં અનેક પ્રસંગે જોવામાં આવે છે. વિચારવાળાને આટલું જ સૂચન વિકારોનો સમૂળ ત્યાગ કરવાને માટે નિરંતર સાવધાન રાખવા પૂર્ણ છે.

મનની પ્રત્યેક ઉચ્ચ સ્થિતિ શરીરના સૌંદર્યને વધાર્યાવિના રહેતી જ નથી, અને મનની પ્રત્યેક નીચ સ્થિતિ શરીરને બગાડયાવિના રહેતી જ નથી. સ્વાદિષ્ટ પદાર્થો પીરસેલા જોઇને જેઓ હડકાયલા કુતરાની પેઠે તેને ખાવા તલપાપડ થઇ રહે છે તેમના મુખની આકૃતિ લક્ષપૂર્વક અવલોકી જોજો, અને તમારી ખાતરી થશે કે મનની નીચ સ્થિતિ મુખને કેવું વિરૂપ કરે છે.

સુંદર થવાની ઇચ્છા કરવી, આમાં લેશ પણ દોષ નથી. કેટલાક એ ઇચ્છાને દોષરૂપ ગણે છે, પણ તેમાં તેઓએ વિચાર કર્યો હોતો નથી. રામ કૃષ્ણ વગેરે ઈશ્વરાવતારોનાં શરીર સુંદર જ વર્ણેલાં છે. દેવોને પણ સૌંદર્યવાળા જ્યાં ત્યાં વર્ણ્યા છે. સૌંદર્ય એ દોષ હોત તો આવી પૂજ્ય વ્યક્તિઓ તેનો સ્વીકાર કરત જ નહિ, પણ ભૂષણ હોવાથી જ સર્વે ઉચ્ચ વ્યક્તિઓના એક આવશ્યક ધર્મરૂપ તે સ્વીકારાયલું છે, અને એમ છે તો પછી તેની ઇચ્છા એ દોષરૂપ શી રીતે હોય ? અને જ્યારે એ દોષરૂપ નથી પણ ભૂષણરૂપ હોવાથી મનુષ્યમાત્રે પોષવાયોગ્ય છે તો પછી શરીરને બેડોળ અને મુખને કદરૂપ કરનાર મનની નીચી સ્થિતિઓને શામાટે આપણે સેવવી જોઇએ ?

સુંદર અને ઉત્તમ શરીરવાળા થવા ઇચ્છનાર મનુષ્યે મનની પ્રત્યેક સ્થિતિ ઉચ્ચ પ્રકારની કરવા સર્વદા સાવધાન રહેવું જોઇએ. જેટલા જેટલા સાંસારિક વિષયો છે તેઓ તેમના સંબંધથી જો કે વિષયી મનુષ્યને પ્રસન્નતા ઉપજાવનારા છે, તથાપિ જ્યારે જ્યારે તેઓ રાગપૂર્વક સેવાય છે ત્યારે તેઓ મનની પ્રકારની નીચા પ્રકારની સ્થિતિ કરનાર છે. વિષયોના સંબંધથી ઉપજેલી પ્રસન્નતામાં સ્વતંત્રતાજેવું કશું જ નથી. તે મનનું વિષયોઉપર સ્વામિ-સૂચવતી નથી, પણ વિષયોનું મનઉપર સ્વામિત્વ સૂચવે છે, અને તેથી કરીને સદ્વિવેકીએ ઇચ્છવાયોગ્ય નથી. વિષયોના સેવનથી પ્રકટાવેલી પ્રસન્નતા, યદ્યપિ ઉદ્વેગ, ચિંતા વગેરે વિકારોકરતાં સારી છે, તથાપિ તે છે ઉચ્ચ સૌંદર્ય આપણે ઇચ્છીએ છીએ તેને આપનાર નથી; ઉલટી તે શરીરમાં અને મુખમાં જડભાવને જ પ્રકટાવે છે.

શરીરનું અને મનનું પ્રત્યેક કાર્ય શરીરને ઉત્તમ પ્રકારનું સર્જે છે. એવો એક ભાવ જો અખંડ બન્યો રહે છે તો તે ભાવ પ્રસંગે અસાવધાનતાથી ગમે તેવી ક્રિયા થઇ જાય તોપણ શરીરને ઉત્તમ પ્રકારનું જ કરવામાં મદદગાર થઇ પડે છે. ક્રિયાઉપરથી સર્વદા ફળનો નિશ્ચય થાય છે એમ કંઇ નથી. પણ ક્રિયાસમયે હૃદયસ્થિત ભાવઉપરથી ફળનો નિશ્ચય થાય છે.

જે નિયમે સર્વોત્કૃષ્ટ શરીર કરી શકાય છે, તે જ નિયમે સર્વોત્કૃષ્ટ મન, બુદ્ધિ વગેરે પણ કરી શકાય છે. વિચારવાન્ પુરુષ આ વિષયમાં વર્ણેલા નિયમોઉપર અધિક મનન કરશે તો તે તેને સ્પષ્ટ થયાવિના નહિ જ રહે.

# શ્રી યોગસાર.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૩૪ થી. ).

આ જ અર્થે શ્રી યોગસૂત્રમાં शान्तोदिताव्यपदेश्य धर्मानुपाती धर्मी । ३. १४ ॥ એ સૂત્રથી કહેલ છે. એ સૂત્રમાં એ કહ્યું કે શાન્ત, ઉદિત અને અવ્યપદેશ્ય એ ત્રણ પ્રકારના, એ ત્રણ અવસ્થાના ધર્મો હોય છે અને ધર્મની એ ત્રણે અવસ્થા થતાં છતાં તેમાં કાયમરૂપે સંબંધવાળો થનાર, એ ત્રણે અવસ્થામાં ધર્મસાથે સંબંધ રાખી સદા વર્તમાનરૂપે રહેનાર તે ધર્મી છે.

આ રીતે ધર્મ અને ધર્મીનો ભેદ છે તેથી ધર્મીનું અસ્તિત્વ સ્વીકારવું જોઈએ અને ધર્મોનો આવિર્ભાવ તથા તિરોભાવ થાય ત્યારે ધર્મનો ઉચ્છેદ થાય છે એમ ન સ્વીકારતાં ધર્મનું અસ્તિત્વ એ સર્વમાં સ્વીકારી ધર્મોનો ધર્મપરિણામ, ધર્મનો લક્ષણપરિણામ અને એ ઉભયનો અવસ્થાપરિણામ માત્ર થાય છે એમ જ માનવું ઘટે છે.

પ્રાસંગિક પ્રાપ્ત થયેલી શંકાનું આ રીતે સમાધાન થયાથી હવે પ્રસ્તુત પ્રસંગમાં પુનઃ જોડાઇએ. એ પ્રસંગ તે ૧૬ વિકારોના આ ત્રણ પરિણામો-ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામ થાય છે એ ચાલેછે. એ ત્રિવિધ પરિણામોનું સ્વરૂપ સ્પષ્ટ થયું એટલે હવે એ પરિણામો આ સર્વના થાય છે એ ધ્યાનમાં આવવું કઠિન નથી. ભૂત અને ઇન્દ્રિયો એ ૧૬ વિકારો છે તેમાં ઇન્દ્રિયોમાં પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મન તથા ભૂતમાં પૃથ્વી આદિ પાંચ તત્ત્વોનું ગ્રહણ કરાયું છે. એ પાંચ ભૂતોના અણુઓ ન્યૂનાધિક અંશે મિશ્રિત થઈ ગાય, અશ્વ, ઘટ આદિ પદાર્થોને રચે છે તથા તેમાં પૃથ્વીપરમાણુનો અંશ મોટો હોવાથી એ પાર્થિવ પદાર્થો ગણાય છે. તે જ પ્રમાણે જે કાર્યોમાં જલના અણુઓનો મુખ્ય ભાગ હોય છે તે આપ્ય અથવા જલીય પદાર્થ ગણાય છે. અને આ નિયમથી જ, જેમાં જેનો અંશ પ્રધાન હોય તેને તેને અનુસરીને નામ આપવું એ નિયમપ્રમાણે તૈજસ, વાયવીય અને આકાશીય પદાર્થો એ નામો તે તે પદાર્થોને આપવામાં આવે છે. પણ એ નામોઉપરથી એવું સમજવાનું નથી કે તે તે પદાર્થમાં તે તે ભૂતના અણુઓ જ માત્ર હોય છે અને ઇતર ભૂતના અણુઓ હોતા નથી. આપણાં શરીરો પાર્થિવ કહેવાય છે પણ તેમાં પૃથ્વીના અણુઓ જ માત્ર રહેતા નથી પણ પાંચે ભૂતના અણુઓથી એ બનેલાં છે છતાં પૃથ્વીના અણુઓની પ્રધાનતા હોવાથી એ પાર્થિવ ગણાય છે. વરુણ લોકનિવાસી પ્રાણીઓના શરીર પાંચ ભૂતનાં બનેલાં છતાં તેમાં જલના અંશો વધારે હોવાથી તે શરીરો આપ્ય અથવા જલીય કહેવાય છે. આ જ પ્રમાણે આદિત્યલોકનિવાસી આદિનાં શરીરો પાંચે ભૂતોનાં બનેલાં છતાં તેમાં તૈજસ આદિની પ્રધાનતા હોવાથી જ તે અનુક્રમે તૈજસ, વાયવીય આદિ કહેવાય છે. જે જે શરીરદ્વારા ભોગની એટલે સુખદુઃખની પ્રાપ્તિ થાય છે તે સર્વ શરીરો પાંચભૌતિક છે છતાં તે તે ભૂતના પ્રધાન અંશની તેમાં સત્તા હોવાથી તે તે ભૂતને અનુસરીને તેનાં નામો અપાયાં છે. આ જ નિયમથી સુવર્ણઆદિ પદાર્થોમાં પણ પાંચે ભૂત રહેલાં છે છતાં પ્રધાન અંશ તૈજસના અણુઓનો હોવાથી તેને તૈજસ આદિ નામો અપાય છે. વિશ્વમાં જે જે સ્થૂલ પદાર્થો આપણી ઇન્દ્રિયથી જણાય

છે તે સર્વ પાંચભૌતિક છે. હવે અહિં પંચભૂતના અણુઓ એ ધર્મીરૂપ છે અને તે જ રચનાવિશેષમાં ગોઠવાવાથી તે તે કાર્ય ઉદ્ભવે છે તેથી તે રચનાવિશેષ અને તેને લીધે થતા સર્વ ગુણો તે સર્વ એના ધર્મરૂપ છે. જેમકે ગાય વ્યક્તિના ઉપાદાન કારણરૂપ પંચભૂતના અણુઓ એ ધર્મી છે અને ગાયની આકૃતિ, એ વ્યક્તિમાં પ્રતીત થતા સર્વ ગુણો તે એ અણુઓના ધર્મરૂપ છે. ઘટ એ આકૃતિ છે અને એના મૂલરૂપ પૃથ્વીના અણુઓ છે તે ધર્મીરૂપ છે. હવે જ્યારે એ ઘટાદિ પદાર્થો પૃથક્કરણને પામી જઇ એમાંથી કોડીયું આદિ નવીન કાર્યો ઉદ્ભવે છે ત્યારે એ ઘટાદિ પદાર્થોના મૂળભૂત અણુઓ તો કાયમ જ રહે છે પણ તેના ધર્મરૂપ ઘટાદિ આકૃતિ તથા તેને લીધે પ્રતીત થતા ઇતર ગુણોરૂપ ધર્મ તે અતીત કાલસાથે સંબંધવાળા થઇ જાય છે અને તેને સ્થાને કોડીયું આદિ નવીન ધર્મો ઉદ્ભવે છે. આથી આ પ્રકારનો ભેદ થવો એ ધર્મપરિણામ છે. એ જ ગો ઘટાદિ પદાર્થો નવીન, જીર્ણ, સબલ, દુર્બલ આદિ સ્થિતિમાં ક્રમે ક્રમે આવે છે ત્યારે એ પદાર્થોનો મૂલધર્મી કાયમ રહે છે અને ક્રમે કરી ઉભય અવસ્થાસાથે સંબંધવાળો થાય છે તેથી એ એમનો અવસ્થાપરિણામ છે. ગો ઘટાદિ આકૃતિ વિશેષરૂપ ધર્મ ક્રમવડે વર્તમાન, અતીત અને અનાગત કાલસાથે સંબંધવાળા થાય છે એ, એ ધર્મનો લક્ષણપરિણામ છે. આ જ રીતે સર્વ ભૌતિક પદાર્થો આ પાંચભૂતના ધર્મપરિણામરૂપ સમજી શકાય છે અને એ ભૌતિક પદાર્થોનો આવિર્ભાવ તથા તિરોભાવ એ લક્ષણપરિણામરૂપે અને એ ધર્મી તથા એ ધર્મો એ બંનેનો ભિન્ન ભિન્ન અવસ્થાસાથે સંબંધ થવો એ અવસ્થાપરિણામરૂપે સમજી શકાય છે. તેથી પાંચભૂતના સંબંધમાં આ ત્રિવિધ પરિણામો સ્પષ્ટરીતે આપણને જણાય છે.

ઇન્દ્રિયોના સંબંધમાં પણ આ જ ત્રિવિધ પરિણામ થાય છે, ચક્ષુ ઇન્દ્રિયનો વ્યાપાર પદાર્થોને જોવાનો છે. અર્થાત્ રૂપ આદિનું જ્ઞાન આપવાનો છે, શ્રોત્રનો વ્યાપાર શબ્દોને શ્રવણ કરવાનો છે, ઘ્રાણનો વ્યાપાર પાર્થિવ પદાર્થમાં રહેલા ગંધનું જ્ઞાન કરાવવાનો છે, રસનાનો વ્યાપાર રસનું અને ત્વગ્નો વ્યાપાર સ્પર્શનું જ્ઞાન કરાવવાનો છે. આ સર્વ વ્યાપાર તે એમના ધર્મરૂપ છે અને એ પાંચ જ્ઞાનેન્દ્રિય તે ધર્મીરૂપ છે. બધાની ઇન્દ્રિયો એ પોતપોતાના વ્યાપાર કરવા સરખા સામર્થ્યવાળી હોતી નથી. કેટલાકની ઇન્દ્રિયો જે વસ્તુઓને સ્ફુટપણે ગ્રહણ કરી શકે છે તે જ વસ્તુઓને ઇતરની ઇન્દ્રિયો અસ્ફુટપણે ગ્રહણ કરે છે. કેટલાકની શ્રોત્રેન્દ્રિય સરગમના સ્વરને સ્ફુટપણે અને શીઘ્રતાથી ઓળખી શકે છે તે એટલે સુધી કે શ્રુતિના ભેદને પણ તરત તેઓ પારખી શકે છે ત્યારે ઇતરની શ્રોત્રેન્દ્રિય સા અને ગનો પણ ભેદ પારખી શકતી નથી. કેટલાકની ઘ્રાણેન્દ્રિય સૂક્ષ્મ ગંધને પારખે છે ત્યારે ઇતરની ઘ્રાણેન્દ્રિય ઘણા વિસ્તારમાં પ્રસરેલા ગંધને પણ ગ્રહણ કરતી નથી. જ્યારે એક વ્યક્તિની રસના બે જાતના ગોળના સ્વાદનો સૂક્ષ્મ ભેદ પણ તરત ઓળખે છે ત્યારે અન્ય વ્યક્તિની રસના ગોળ અને ખાંડના સ્વાદનો ભેદ પણ જાણી શકતી નથી. આ જ રીતે એક પુરુષની સર્વ ઇન્દ્રિયો પણ સદાકાળ એક સરખા સામર્થ્યવાળી રહેતી નથી. અમુક સમય સુધી અધિક સામર્થ્ય જે ઇન્દ્રિયમાં દેખાયું હોય છે તે જ ઇન્દ્રિયમાં કાળ જતાં તે સામર્થ્ય લુપ્ત થયું દેખાય છે. તેથી આ સ્થળે ઇન્દ્રિયોના પોતાના વિષયને ગ્રહણ કરવાના સામર્થ્યરૂપ ધર્મનો આવિર્ભાવ તથા તિરોભાવ થાય છે એટલે ઇન્દ્રિયોનો

ધર્મપરિણામ થાય છે અને વિષયજ્ઞાનની સ્ફુટકલા અને અસ્ફુટકલા થવી એ અવસ્થાપરિણામ છે, તથા એ વિષય ગ્રહણરૂપ ધર્મનો લક્ષણપરિણામ થાય છે. આ જ પદ્ધતિથી વિચારતાં પાંચ કર્મેન્દ્રિઓનો પોતપોતાની ક્રિયા કરવી એ વ્યાપારરૂપ ધર્મ છે. એ ધર્મ સદાકાલ એક જ ઇન્દ્રિયમાં સરખો હોતો નથી તથા રહેતો નથી. તેથી એ સર્વમાં ઉપર પ્રમાણે જ ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામ સ્પષ્ટ જણાય છે. મનના સંબંધમાં પણ આ જ રીતે આ ત્રિવિધ પરિણામો સ્પષ્ટ છે. તેથી સર્વ ઇન્દ્રિયોમાં આ ત્રિવિધ પરિણામો થાય છે એ આપણને સમજાય છે અને પાંચભૂતના સંબંધમાં તો એ ત્રિવિધ પરિણામોનું ઉપર આપણે પ્રતિપાદન કર્યું છે. તેથી આ ૧૬ વિકારરૂપ તત્ત્વોનાં આ ત્રિવિધ પરિણામો થાય છે.

આ જ પ્રમાણે એ ૧૬ વિકારરૂપ તત્ત્વ છોડી આપણે કારણપરંપરામાં ઉપર જઈએ છીએ તો આઠે પ્રકૃતિના આ ત્રિવિધ પરિણામ જણાય છે. સત્વાદિ ત્રણ ગુણો એ ધર્મી છે અને મહત્તત્ત્વરૂપ રચનાવિશેષ વા સ્થિતિવિશેષ એ એનો ધર્મ છે. એ ધર્મ સર્વ સમયે હોય છે અને પ્રલયસમયે તિરોભાવને પામે છે તેથી ધર્મીરૂપ સત્ત્વાદિ ત્રણ ગુણો વિદ્યમાન રહીને સર્ગ તથા પ્રલયરૂપ ભિન્ન ભિન્ન સમયે ક્રમવડે મહત્ તત્ત્વરૂપ ધર્મના પ્રાદુર્ભાવ અને તિરોભાવસાથે અર્થાત્ ભૂતકાલસાથે સંબંધવાળા અને વર્તમાન કાલસાથે સંબંધવાળા આ મહત્ તત્ત્વરૂપ ધર્મસાથે સંબંધવાળા થાય છે, તેથી એ એનો ધર્મપરિણામ છે. વળી સત્ત્વાદિ ત્રણ ગુણો એક સમયે મહત્તત્ત્વરૂપ ધર્મને પોતામાં પ્રતીત કરાવે છે અને અન્ય સમયે કે જ્યારે એ મહત્ તત્ત્વ પરિણામ પામી અહંકારરૂપ થઈ રહે છે ત્યારે ઇતર ધર્મોને જ પોતામાં પ્રતીત કરાવે છે તેથી એ પણ એનો ધર્મપરિણામ છે. અને ધર્મપરિણામ થવાથી એ ધર્મનો અતીતાદિ કાળસાથે ક્રમિક સંબંધ જે થાય છે તે એ ધર્મનો લક્ષણપરિણામ છે. સત્ત્વાદિ ત્રણ ગુણો સર્ગના આરંભમાં અધિક વેગવાળા તથા બલવાળા હોય છે અને સમય જતાં એ જ ન્યૂનવેગ તથા બલવાળા થાય છે તેથી એ સત્ત્વાદિ ત્રણ ગુણોરૂપી ધર્મીનો સબળત્વ અને દુર્બળત્વ એ બે અવસ્થાસાથે ક્રમિક સંબંધ જે થાય છે તે એનો અવસ્થાપરિણામ છે. આ જ પ્રમાણે મહત્તત્ત્વ એ અહંકારનો ધર્મી છે, અહંકાર એ પોતાનાં કાર્યોનો ધર્મી છે અને એ કાર્યમાંની જે તન્માત્રા તે પાંચભૂતની ધર્મી છે તેથી એ સર્વના સંબંધમાં પણ આ જ પ્રમાણે આ ત્રિવિધ પરિણામો થાય છે એ સમજવું કઠિન નથી. આ રીતે સર્વ પદાર્થો આ ત્રિવિધ પરિણામોમાંથી કોઈ કોઈને નિરંતર, પ્રતિક્ષણે પામતા હોવાથી જ યોગશાસ્ત્ર चलं च गुणवृत्तम् એ સિદ્ધાન્તને સ્થાપે છે. આ ત્રિવિધ પરિણામ આ રીતે સર્વ વસ્તુના છે છતાં આઠ પ્રકૃતિયોનો ખાસ પરિણામ તત્ત્વાન્તર પરિણામ છે અને ૧૬ વિકારોનો ખાસ પરિણામ તે આ પરિણામત્રય છે. આમ હોવાથી જ શ્રી યોગસૂત્ર જણાવે છે કે एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्थापरिणामाव्याख्याताः ॥ ३. १३ ॥ આ પ્રતિપાદનથી પાંચ ભૂત અને એકાદશ ઇન્દ્રિયો અર્થાત્ ૧૬ વિકારના ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપ પરિણામોનું વ્યાખ્યાન થઈ જાય છે. એ સૂત્રથી એ અર્થ જણાવ્યો છે કે પૂર્વ સૂત્રમાં પ્રતિપાદન કરેલા નિરોધપરિણામ, સમાધિપરિણામ અને એકાગ્રતાપરિણામના વ્યાખ્યાનથી ધર્માદિ ત્રણ પરિણામોનું વ્યાખ્યાન થઈ જાય છે. પુરુષ જ્યારે

સંયમ સાધતો ચાલે છે ત્યારે તે પ્રયત્ન કરી નિરોધનો અભિમુખ જવા ધસે છે પણ ઘણા વખત સુધી સેવેલી વ્યુત્થાન સ્થિતિના સંસ્કારો વચ્ચે આવ આવ કરે છે. જેમ જેમ નિરોધયત્નનું અનુષ્ઠાન થાય છે તેમ તેમ નિરોધના સંસ્કારો બલવાન્ થતા જાય છે, અને વ્યુત્થાનના સંસ્કારો દુર્બલ થતા જાય છે. ચિત્તનો એ બંનેસાથેનો જે સંબંધ અર્થાત્ વ્યુત્થાનસંસ્કારનો અભિભવ તથા નિરોધસંસ્કારનો પ્રાદુર્ભાવ એ બે સાથેનો જે સંબંધ થવો તેનું નામ નિરોધપરિણામ છે. આ આદિ પ્રકારે નિરોધપરિણામાદિનું પૂર્વે યોગસૂત્રમાં પ્રતિપાદન કરયું છે. તેમાં વ્યુત્થાન એ ચિત્તનો ધર્મ છે, તે જ રીતે નિરોધ પણ ચિત્તનો ધર્મ છે. સંયમના પ્રયત્નથી વ્યુત્થાનસંસ્કારનો જેમ જેમ અભિભવ થાય છે તેમ તેમ વ્યુત્થાન અસ્ત પામતું જાય છે અને જેમ જેમ નિરોધસંસ્કારનો પ્રાદુર્ભાવ થતો જાય છે તેમ તેમ નિરોધદશા ઉદ્ભવે છે. તેથી ચિત્તરૂપ ધર્મી ક્રમવડે આ સ્થિતિમાં વ્યુત્થાન અને નિરોધરૂપ બે ધર્મસાથે સંબંધવાળો થાય છે તેથી એ ચિત્તનો ધર્મપરિણામ છે. અને વ્યુત્થાન સંસ્કાર અતીત થતા જાય છે તેથી તેમનો એ લક્ષણપરિણામ છે તથા નિરોધસંસ્કાર જે પૂર્વે ભવિષ્યત્ કાલસાથે સંબંધવાળા હતા તે હવે વર્તમાન કાલસાથે સંબંધવાળા થતા જાય છે તેથી એ સંસ્કારોનો પણ આ લક્ષણપરિણામ છે. વળી નિરોધસંસ્કાર જે પૂર્વે દુર્બલ હતા તે સંયમથી સબલ થતા જાય છે તેથી દુર્બલત્વ અને સબલત્વ એ બે અવસ્થાસાથે નિરોધસંસ્કારનો ક્રમિક સંબંધ થવાથી એ અવસ્થાપરિણામ છે, આ જ રીતે સમાધિપરિણામ તથા એકાગ્રતાપરિણામ [ કે જેનું વર્ણન આગળ વિસ્તારથી કરવામાં આવશે ] તેમાં પણ આ ધર્માદિ પરિણામોનું સૂચન થાય છે. તેથી શ્રી યોગસૂત્રકારે ઉપર જણાવ્યું છે કે આ નિરોધપરિણામાદિના પ્રતિપાદનથી ધર્માદિ ત્રણ પરિણામોનું સ્વરૂપ સમજાય છે અને તે પરિણામો ૧૬ વિકારોના થાય છે અર્થાત્ એમના એ ખાસ પરિણામો છે.

અત્યાર સુધીના વિચારથી પ્રકૃતિનું સ્વરૂપ હવે આપણને સ્પષ્ટ થાય છે કે એ સત્ત્વાદિ ત્રણ ગુણોનું નામ પ્રકૃતિ છે. કેમકે એ સર્વના મૂલ ઉપાદાન કારણરૂપ છે, પણ પ્રકૃતિમાં કેવલ એ ગુણોની સામ્યાવસ્થાનું ગ્રહણ ન કરતાં એની સર્વ અવસ્થાનું ગ્રહણ કરવાનું છે અર્થાત્ મહત્તત્ત્વથી આરંભી જગતનો સ્થૂલમાં સ્થૂલ પદાર્થ તે સર્વ પ્રકૃતિ જ છે. ઉપર ઉપર વિચાર કરનારને લાગશે કે મહત્તત્ત્વ આદિ વ્યક્તિઓને શામાટે પ્રકૃતિ ગણવી ? એ ભિન્ન તત્ત્વ છે એમ તો આ શાસ્ત્ર પણ સ્વીકારે છે તો એ ભિન્ન હોવા છતાં એને પ્રકૃતિ કેમ ગણાય ? બીજ અને અંકુર એ બેના ધર્મો ભિન્ન ભિન્ન દેખાય છે તેથી ધર્મના ભેદની પ્રતીતિ થયા છતાં એ બે ધર્મોને એક કોણ ગણે ? જેમ બીજનો ઉચ્છેદ થાય છે ત્યારે જ અંકુરનો જન્મ થાય છે તેમ પ્રકૃતિરૂપ સામ્યાવસ્થાનો ભંગ થાય છે ત્યારે જ ગુણોના વૈષમ્યરૂપ મહત્ તત્ત્વનો જન્મ થાય છે તેથી પ્રકૃતિ તથા મહત્‌ને એકરૂપ ન ગણતાં ભિન્નરૂપે જ લેવાં ઘટે છે. આ જ ન્યાય ઇતર વ્યક્તિઓમાં લગાડીયે તો પ્રકૃતિ એ ભિન્ન વસ્તુ છે અને અહંકારાદિ વ્યક્તિઓ ભિન્ન છે એ જ નિશ્ચયપર આપણે આવીશું. આ પ્રકારની શંકા કોઇ કોઇને આ પ્રસંગમાં થશે પણ એ શંકા આ શાસ્ત્રના રહસ્યના યથાર્થ જ્ઞાનના અભાવે જ ઉદ્ભવેલી છે. ન્યાય અને વૈશેષિક શાસ્ત્રો આરંભવાદ અથવા અસત્ કાર્યવાદને સ્વીકારે છે

મૃત્તિકા તથા ઘટ એ બે ભિન્ન ભિન્ન વસ્તુઓ છે અને તે સમવાયસંબંધથી સંબદ્ધ થઈ રહે છે. તન્તુઓ જ્યાં સુધી છૂટા છવાયા હોય છે ત્યાં સુધી તન્તુ જ છે. પણ જ્યારે એ વણવામાં આવે છે ત્યારે પટ નામનો પદાર્થ નવો ઉત્પન્ન થાય છે. હાઈડ્રોજન એ એક જાતનો વાયુ છે અને ઓક્સિજન એ પણ એક જાતનો વાયુ છે. હાઈડ્રોજન બળી શકે છે, ઓક્સિજન બળતું નથી પણ અગ્નિને પોષણ આપે છે. એ બનેનું મિશ્રણ થઈ જલ થાય છે. એ જલ બળતું નથી, અગ્નિને પોષણ કરતું નથી પણ એથી વિપરીત ધર્મને જ આશ્રય આપે છે, કેમકે અગ્નિને છાંટી નાંખે છે. આથી હાઈડ્રોજન અને ઓક્સિજન એ બે કારણોના વ્યાપારથી જન્મ પામતું જલ એ બનેમાંથી કોઈના રૂપ નથી પણ બનેથી ભિન્ન તૃતીય વસ્તુરૂપ જ છે. આ પ્રકારે સર્વત્ર કાર્યોમાં જોવામાં આવશે તો કાર્યો કારણથી પૃથક્ જ જણાશે. કાર્યો અને કારણો જો એક જ હોય તો તેમની વચ્ચે કાર્યકારણભાવ જ સંભવતો નથી. તેથી કારણના વ્યાપારથી કાર્ય નામનો પદાર્થ નવો ઉત્પન્ન થાય છે એમ નૈયાયિકો માને છે. એ મતમાં નવીન કાર્યો અસ્તિત્વમાં આવે છે એમ સ્વીકારેલું હોવાથી એ મતને આરંભવાદ કહેવામાં આવે છે. વળી એ મતમાં કાર્ય ઉત્પત્તિપૂર્વે નહોતું અને કારણોનો વ્યાપાર થવાથી જ નવું અસ્તિત્વમાં આવે છે એમ માનવામાં આવે છે તેથી એને અસત્કાર્યવાદ પણ કહે છે. અસત્ એટલે સત્તાવિનાનું નહિ હોય તેવું. કાર્ય ઉત્પત્તિપૂર્વે અસત્ છે, છે જ નહિ એમ માનવું તથા કહેવું તેનું નામ અસત્કાર્યવાદ છે, આ પ્રમાણે સામાન્ય મતિને અનુસરી ન્યાય વૈશેષિક દર્શનો આ વાદને સ્થાપે છે, પણ યોગશાસ્ત્ર તથા સાંખ્યશાસ્ત્ર એ એથી વિશેષ મતિને અનુસરી આરંભવાદને બદલે પરિણામવાદ એટલે સત્કાર્યવાદને જ સત્ય માને છે. યોગશાસ્ત્ર અને સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાન્ત છે કે આખા વિશ્વમાં કોઇ પણ પદાર્થ વા વ્યક્તિ નવી અસ્તિત્વમાં આવતી જ નથી. જે છે તેનું જ રૂપાન્તરમાત્ર થયાં કરે છે; જે છે તેની જ રચના જૂદી જૂદી થઈ જૂદી જૂદી પ્રતીતિ કરાવે છે. જેમ નાટકનું પાત્ર એક ક્ષણે સાડી પહેરી, સ્ત્રીઓને છાજે એવાં આભૂષણ સજી, માથે ચોટલો રાખી રંગભૂમિપર આવે છે ત્યારે તે સ્ત્રી છે એવી પ્રતીતિ પ્રેક્ષકોને થાય છે અને એનો એ જ નટ જ્યારે એ સ્ત્રીવેષને બદલી પુરુષનો પોષાક અને આભૂષણ ધરીને અને માથે પાઘડી આદિ મૂકીને રંગભૂમિપર આવે છે ત્યારે એ પુરુષ છે એમ પ્રેક્ષકોને દેખાય છે. પણ આ બને વેષમાં જે નટ છે તે તેનો તે જ છે, તેમાં વસ્તુતઃ ભેદ થયો નથી. આ જ પ્રમાણે સત્ત્વાદિ ગુણો જ્યારે એક પ્રકારની રચનામાં ગોઠવાય છે ત્યારે અમુક અમુક ધર્મોને પ્રતીત કરાવે છે અને એ જ ગુણો જ્યારે બીજા પ્રકારની રચનામાં ગોઠવાય છે ત્યારે તે બીજા ધર્મોને પ્રતીત કરાવે છે પણ તેટલાથી એ બે સ્થિતિમાં એ સત્ત્વાદિ ગુણોનો ભેદ થતો નથી. એ તો સદા સર્વદા સત્ત્વાદિ ગુણો જ છે. વળી એમાં જે જે ધર્મો વારાફરતી દેખાય છે તે પણ એમાં સદાસર્વદા જ હોય છે, માત્ર અભિવ્યંજકના મેલન પ્રમાણે અભિવ્યક્તિ અને તિરોભાવને પામે છે પણ નવા ઉત્પન્ન થતા નથી તેમ નાશ પણ પામતા નથી. સ્પષ્ટીકરણાર્થે તેજસ્‌ના અણુઓ લઇએ. એ તેજસ્‌ના અણુઓ અમુકપ્રકારે અને અમુક પ્રમાણમાં ગોઠવાય છે ત્યારે સૂર્યરૂપ થઇ રહે છે અને એ પ્રકાર અને પ્રમાણમાં નહિ હોય તો બીજા પ્રકાર તથા પ્રમાણમાં ગોઠવાય છે ત્યારે સુવર્ણરૂપે થઈ રહે છે; વળી

તૃતીય પ્રકાર તથા પ્રમાણમાં ગોઠવાય છે ત્યારે રજતરૂપે થઈ રહે છે. અહિંએ તેજસ્‌ના અણુઓનો ભેદ થતો નથી, એ તો સર્વ રૂપમાં તેજસ્‌ના જ અણુઓ છે અને રહે છે. તેમ જ જેમ બીજમાં અનંત શક્તિઓ હોય છે તે જેમ જેમ સહકારીઓ મળતાં જાય છે તેમ તેમ અભિવ્યક્તિમાં આવતી જાય છે; જેમ શરીરારંભક પ્રોટોપ્લેઝમમાં સર્વ શક્તિઓ છતાં જેમ જેમ આસપાસના સહકારીઓ મળે છે તેમ તેમ એ પ્રોટોપ્લેઝમના કેટલાક અણુઓ હૃદયરૂપે તો કેટલાક ફેફસાંરૂપે, કેટલીક યકૃતરૂપે તો કેટલાક આંતરડાંરૂપે સ્થિત થાય છે તે જ પ્રમાણે આ જે જે ધર્મો રૂપું, સુવર્ણ અને સૂર્યમાં પ્રતીત થાય છે તેમાંથી કોઈ પણ ધર્મ તેજસ્‌ના અણુઓમાં પ્રતીત નહિ થતો હોય તોપણ એ સર્વ ધર્મ એ તેજસ્‌ના અણુઓમાં રહેલા જ છે. માત્ર તે તે પ્રકારની રચનારૂપ અભિવ્યંજક મળવાથી તે તે સમયે અભિવ્યક્તિને પામે છે અને તે તે રચના બદલી નાંખવામાં આવે છે એટલે તે તે ધર્મ અપ્રતીત થઈ જાય છે. જેમ સુવર્ણમાં હાર, કડાં, દોરો એ આદિ સર્વરૂપમાં થવાની યોગ્યતા છે, જેમ એ વિકારોમાં પ્રતીત થતા સર્વ ધર્મો સુવર્ણમાં યોગ્યતારૂપે રહેલા જ છે અર્થાત્ અનભિવ્યક્તદશામાં રહેલા જ છે અને હાર, કડાં અને દોરો એ અંતર્ બહિર્ સુવર્ણ જ છે, સુવર્ણથી અતિરિક્ત બીજું કંઇ જ વસ્તુતઃ નથી તે જ પ્રકારે સૂર્ય, સુવર્ણ અને રજત આદિ તૈજસ પદાર્થો અંતર્ બહિર્ તેજસ્ અને તેજસ્ માત્ર જ છે અને તેજસ્‌થી અતિરિક્ત કંઇ જ નથી. આ જ પ્રમાણે પાર્થિવ અણુઓ જે ગંધતન્માત્રાની રચનાવિશેષ જ છે. ગંધમાત્રા જ્યારે અમુક પ્રકારે અમુક પ્રમાણમાં ગોઠવાય છે ત્યારે એ પોતે જ પૃથ્વીના અણુરૂપે પ્રતીત થાય છે. પૃથ્વીના અણુઓ થયા એમાં કોઇ નવો ધર્મ ઉત્પન્ન થતો નથી; કોઇ પૂર્વે નહિ એવો પદાર્થ જન્મતો નથી પણ ઉપર કહ્યું તેમ નટની માફક કારણરૂપ ગંધતન્માત્રાના જ અણુઓ તે તે વેષમાં માત્ર પ્રતીત થાય છે. આ જ નિયમપ્રમાણે ઉપર ચઢતાં, કાર્ય એ કારણમાત્ર જ વસ્તુતઃ છે એ નિયમને લગાડતાં પરિણામે આપણે પ્રકૃતિના અણુઓ એટલે સત્વાદિ ત્રણ ગુણોપર જ આવી સ્થિત થઇએ છીએ અને એ ગુણોની જ અવસ્થાવિશેષ તે મહતત્ત્વ આદિ તત્ત્વો છે અને એ તત્ત્વો તે સત્ત્વાદિ ત્રણ ગુણોથી કોઈ પણ અતિરિક્ત વસ્તુ નથી એ સમજાય છે. શ્રી સાંખ્યકારિકામાં આ પરિણામવાદની સિદ્ધિ કરતાં સ્પષ્ટ જણાવ્યું છે કે **असदकरणादुपादानग्रहणात्सर्वसंभवाभावात् । शक्तस्य शक्यकरणात्कारणभावाच्च सत् कार्यम् ॥९॥** આ કારિકાનો અર્થ આ પ્રમાણે છેઃ કાર્ય એ કારણરૂપ જ છે, કાર્ય ઉત્પત્તિપૂર્વે અસત્ નથી પણ કારણરૂપે અસ્તિત્વમાં હોવાથી સત્ છે એ સિદ્ધાન્ત અવશ્ય સ્વીકારવો જોઇએ અર્થાત્ કારણથી કાર્ય કોઇ નવીન વસ્તુ છે અને તે નવું જ ઉત્પન્ન થાય છે એમ ન માનતાં કારણ જ કાર્યાકારપરિણામને પામે છે એમ માનવું ઘટે છે, અને તેનાં કારણો આ છેઃ—

( અપૂર્ણ )

## મનુષ્ય તથા સૃષ્ટિનો સંબન્ધ.

मुक्तिमिच्छसि चेत्तात विषयान् विषवत् त्यज—હે ભાઇ! જો તું મોક્ષને ઇચ્છતો હોય તો આ વિષયોને વિષની માફક ત્યજી દે, અર્થાત્ જેમ તું વિષને જોઇ જાણી ત્યજી દે છે, તેમ આ વિષયોને પણ ત્યજી દે—એ પ્રમાણે શાસ્ત્રવચન સ્પષ્ટ છે. પણ એનો મર્મ જ્યારે વિચારવામાં આવે છે ત્યારે એ નવા રહસ્યને સૂચવે છે. વિષયોને છોડી દેવાનું એ શાસ્ત્રવચન કહે છે અને તેને પ્રજા યથાશ્રુત સમજી ઉચ્ચરે છે. પણ એ વિષયોનો ત્યાગ કેવી રીતે થાય એ પ્રશ્ન જ્યારે આવે છે ત્યારે ત્યાં વિશેષ વિચારની આવશ્યકતા રહે છે. વિષયોનો ત્યાગ કયાં જવાથી થાય છે? એક સ્થાન ત્યજી અન્ય સ્થાનમાં જવામાં આવે છે તેથી શું વિષયો છૂટે છે? ના, નહિ જ. એક સ્થાનમાં એક જાતિના વિષયો ભરેલા હોય છે તો અન્ય સ્થાનમાં અન્ય વિષયો ભરેલા હોય છે. ગ્રામ અથવા નગરમાં ગૃહો, રમણીય પ્રાસાદો, મહાલયો, તળાવ, મનુષ્યો વગેરે વિવિધ પદાર્થો તથા તેમના વ્યવહારો ચાલી રહેલા હોય છે તો જંગલમાં વૃક્ષોની ઘટા, ફલ, મૂલ, કંદ, પક્ષિઓ, પશુઓ અને અસંખ્ય પ્રકારના તેમના વ્યવહારોવડે તે સ્થાનને તેવું જ સંકીર્ણ બનાવી રહેલા હોય છે. એક શરીરમાં એક પ્રકારના વિષયોનો અનુભવ થાય છે તો અન્ય શરીરની પ્રાપ્તિ થતાં અન્ય પ્રકારના પદાર્થોનો અનુભવ થાય છે. તેથી જેમ સ્થાનાન્તર કરવાથી વિષયત્યાગની સિદ્ધિ થતી નથી, તેમ શરીરાન્તર થવાથી પણ વિષયત્યાગની સિદ્ધિ થતી નથી. ખરૂં જોતાં આખો પ્રકૃતિદેશ, વિદ્યાત્મિક તથા અવિદ્યાત્મિક માયાનો પ્રદેશ માયિક પદાર્થોથી સંભૃત છે અને તેથી એ અખિલ પ્રદેશમાં ગમે તે સ્થાન, ગમે તે સ્થિતિ અથવા ગમે તે વ્યવહારને સેવવામાં આવે તોપણ માયિક પદાર્થનો સંસર્ગ કાયમ જ રહે છે અને યથાશ્રુત અર્થમાં વિષયત્યાગની સિદ્ધિ થઇ શકતી નથી. તેમ જ માયિક મર્યાદા ઉલ્લંઘી કોઈ અન્ય સ્થાનમાં જવાનું રહેતું નથી, સંભવતું નથી. સ્થાન, આકાશ તથા કાલ એ સર્વે માયાની મર્યાદામાં જ છે. તેથી જ્યાં માયાની મર્યાદા પૂરી થાય છે ત્યાં સ્થાન નથી, ત્યાં અવકાશ નથી, ત્યાં કાલ નથી, ત્યાં કર્મ નથી અને તેથી ત્યાં ગતિ પણ નથી. તેથી આ અર્થમાં વિષયત્યાગનો અસંભવ છે અને જેઓ એમ કરવા મચે છે તે સર્વ મિથ્યા ફાંફાં જ મારે છે. તેથી આ શાસ્ત્રવચનનો કોઈ અન્ય અર્થ હોવો જોઇએ એ સ્પષ્ટ છે.

એ અન્ય અર્થ તે વિષયપદનું રહસ્ય છે. વિષય શબ્દથી સર્વ પદાર્થોનું ગ્રહણ કરવું એ ભૂલ છે. વિષયનો અર્થ બંધન કરનાર પદાર્થ, વ્યતિકર તથા વ્યવહાર છે. તેથી જે પદાર્થો, જે વ્યતિકરો અથવા જે વ્યવહારો જેને બંધન કરનાર નથી તેને માટે એ વિષયો નથી અને તેથી તેમણે એનો ત્યાગ કરવાનો રહેતો નથી. જેમને જે બંધન કરનાર છે તેમણે તેનો ત્યાગ કરવાનો રહે છે.

આ અર્થ જ્યારે લેવામાં આવે છે ત્યારે જ એ શાસ્ત્રવચન અર્થવાળું થઈ રહે છે, અને એ અર્થની પર્યાલોચના કરતાં આપણને નવું રહસ્ય સ્ફુટ થાય છે. તે આ રીતેઃ આપણે પોતે અને આપણી આસપાસના સઘળા પદાર્થો પરમાત્માની સૃષ્ટિ છે. એ સૃષ્ટિ પોતે સ્વરૂપથી બંધન કરનાર છે કે નહિ? સહજ પણ વિચાર કરનાર સર્વ જાણી શકે તેમ છે કે પરમાત્માની રચેલી સૃષ્ટિ સ્વતઃ કોઇને બંધન કરનાર થવાનો સંભવ નથી.

પ્રતિમા બીજામાં પાડવા દેતું નથી પણ પોતે વચ્ચે આવી, જેવું તે ધારે છે તેવી પ્રતિમા સામાના અંતરમાં પાડી જાય છે. આ ભેદને લીધે પશુઆદિની પરીક્ષા કરતાં મનુષ્યની પરીક્ષા કરવી કઠિન થઇ રહે, પણ એ જ હેતુથી મનુષ્ય જ્યારે અસાવધ હોય છે ત્યારે તેની પરીક્ષા સાચી અને સહેલથી થાય છે.

આ નિયમનું અવલોકન કરતાં હવે સમજાયું હશે કે મનુષ્યની પરીક્ષા તેની કૃતિ તથા તેના વિચારોથી થઇ શકે છે, પણ બધી કૃતિ તથા વિચારોથી થતી નથી, પણ જે કૃતિ આંતર મનની શુદ્ધ પ્રતિમારૂપ છે, જે વિચારો આંતર મનના પ્રતિબિંબરૂપ છે તે કૃતિ તથા તે વિચારો ઉપરથી જ મનુષ્યનો ખરો સ્વભાવ સમજાય છે, તે કૃતિ તથા તે વિચારોઉપરથી તેની પરીક્ષા થાય છે. બાહ્ય મનરૂપ દર્પણ સર્વ કૃતિ તથા સર્વ વિચારોને વિરૂપ કરતું નથી; એવી કૃતિ તથા એવા વિચારો પણ હોય છે કે જેમાં એ વિરૂપપણાની અસર થયેલી નથી હોતી. બાહ્ય મન તથા આંતર મનના સ્વભાવમાં આ એક મહાન્ ભેદ છે કે આંતર મન અષ્ટ પ્રહર વ્યાપારયુક્ત રહે છે. ત્યારે બાહ્ય મન એટલો વ્યાપાર કરી શકતું નથી. થોડો વ્યાપાર કરવામાં આવે છે એટલે બાહ્ય મનને વિશ્રાન્તિની જરૂર પડે છે, થોડો વ્યાપાર કર્યા પછી બાહ્ય મન શ્રમિત થઇ જાય છે અને તેથી વ્યાપારવિનાનું થાય છે. આથી જે સમયે એના વ્યાપાર શિથિલ થયા હોય છે તે સમયે જે કૃતિ તથા વિચારો થાય છે તે મનુષ્યના સાચા સ્વભાવના પ્રતિબિંબરૂપ થઇ શકે છે.

મનુષ્યનું બાહ્ય મન શ્રાન્ત થઇ જવાના સ્વભાવવાળું હોવાથી, મનુષ્યમાત્ર સ્વભાવથી સર્વ વ્યવહારોપ્રતિ સરખો લક્ષ આપતા નથી. કેટલાક વ્યવહારોપ્રતિ પૂર્ણ લક્ષ આપવામાં આવે છે ત્યારે કેટલાક વ્યવહાર ખાસ લક્ષવિના જ થાય છે. જે જે મોટા મોટા વ્યવહારો છે, મોટાં મોટાં કૃત્યો છે તે સર્વમાં મનુષ્ય લક્ષ આપે છે, તે કરતાં એ બરાબર સાવધ રહે છે અને જે નાનાં કૃત્યો છે તેમાં શ્રમિત થઇ ન જવાય એટલા માટે સ્વભાવથી જ જાણે મનુષ્ય અસાવધ થઇ રહે છે. તેથી જે નાની નાની કૃતિ છે તે પરીક્ષા કરવાનું મુખ્ય સ્થાન છે એ સ્પષ્ટ થાય છે.

મોટું જ્ઞાતિભોજન કરવું હોય છે ત્યારે તેમાં કયા કયા પદાર્થો કરવા, તેમાં મરી મસાલા વગેરે કેટલા પ્રમાણમાં વાપરવા, તેને કેવા નિયમથી શણગારવા, કયા નિયમથી વ્યવસ્થાસર પીરસવા, એ આદિ સર્વ બાબતોમાં પૂર્ણ લક્ષ આપવામાં આવે છે. આવાં કાર્ય કરવામાં કુશળ મનુષ્યોને ઘેર આપણે ભોજન કરવા જવાનો સમય આવે છે ત્યારે ઘણીવાર આ જ્ઞાતિની સદ્બુદ્ધિ બધી જ જતી રહેલી હોય છે. તેમના ઘરના મનુષ્યોને પદાર્થો તૈયાર કરતાં પણ આવડતા નથી. તેમ પીરસતાં પણ આવડતા નથી, છતાં મોટું જ્ઞાતિભોજન કરનાર, એમાં નિષ્ણાત એ મનુષ્ય એ અન્નને સ્વાદસહિત આરોગી જાય છે. એથી વધારે, એ ભાઇને સ્વતંત્રપણે ભોજન કરતાં જોવામાં આવે છે તો ત્યાં અવ્યવસ્થાનો પાર જ હોતો નથી. તેથી જ્ઞાતિભોજનરૂપ મોટા કાર્યમાં કરેલી વ્યવસ્થાથી, તે કરનાર મનુષ્ય એ વિદ્યામાં નિષ્ણાત છે, એની સ્વાદેન્દ્રિય એટલી વિકાસને પામેલી છે કે એને આ રસ સ્વભાવસિદ્ધ થઇ ગયો છે ઇત્યાદિ અનુમાનો કરવામાં આવે તો તે સર્વ અસત્ય થઇ રહે એ અને એમની સ્વતંત્રપણે કરવામાં આવતી ભોજનક્રિયાથી જે અનુમાન આ વિષય સંબંધમાં કરાય તે ઘણે અંશે સાચું ઠરે છે.

“ સફ઼ા મારેલો કોટ, સ્વચ્છ પાટલુન અથવા ધોતીયું, નેકટાઇ અને સુંદર ટોપી પહેરી

બહાર નીકળનાર ઘણા ગૃહસ્થોને તેમને ઘેર તપાસતામાં આવશે તો મેલાં ગંધાતાં વસ્ત્રો જ તેમના શરીરને શોભાવતાં જણાશે. તેથી બહારના પોષાકથી આ મનુષ્ય અતિ સ્વચ્છ રહેનાર છે એવું અનુમાન કરવામાં આવે તે ભૂલભરેલું છે, ત્યારે એમના ઘરના સાચા સુશોભિત પોષાકથી એમના ગંદા સ્વભાવનું કરવામાં આવતું અનુમાન સાચું છે. લગ્નાદિ પ્રસંગે સ્વચ્છ, તરતની ધોયેલી જાજમાથીનો મંડપ નહિ થાય તો મંડપ તૈયાર કરનારસાથે લઢી પડનાર અને તેની પાસેવધારે વ્યય કરી પણ તેવો મંડપ ઉભો કરાવનાર મનુષ્યોના ઘરમાં પાથરવાની ચાદરનો બે માસે પણ ધોવાનો વારો આવતો નહિ જણાય ત્યારે બહારના મંડપઉપરથી સુઘડતાનું કરેલું અનુમાન તે આ સુવાસિત ચાદરજેવી અલ્પ અને તુચ્છ વસ્તુથી કરાતા અનુમાનઆગળ પોતાનું મુખ સંતાડી દે છે.

આ જ પ્રમાણે બાહ્ય મોટાં મોટાં વ્યાખ્યાન આપનારા, સભાજને વ્યાખ્યાનમાં તલ્લીન કરી મુકનારા, ધર્મ કાર્યમાટે રોમાંચ ખડા કરાવી દેવાની છટાવાળા મનુષ્યોના ખાનગી વિચારો સાંભળવામાં આવે છે ત્યારે શ્રવણ કરનારને બેનો અંતર જોઈ ક્મકમાટ થયાવિના પ્રસંગે રહેતો નથી, ઉત્તમ ગ્રંથકર્તાની ખાનગી વર્તણુક તપાસીએ તો ત્યાં આવો જ મોટો અંતર બંને ક્રિયામાં પ્રતીત થાય છે, તેથી જે મનુષ્યની સાચી પરીક્ષા કરવી હોય તેની આવા મોટા પ્રસંગથી પરીક્ષા થઈ શકતી નથી. થાય છે તો તે સદા સાચી હોતી નથી. પણ એ જ મનુષ્ય જ્યારે અસાવધ હોય છે ત્યારે તેનાવડે કરાતી ક્રિયાઓ અને પ્રવર્તાવાતા વિચારોઉપરથી એનો સાચો સ્વભાવ સમજાય છે. માટે સુજ્ઞ વિવેકીએ મનુષ્યની નાની કૃતિની ઉપેક્ષા કરવી ઘટતી નથી, પણ એ જ ખરી પરીક્ષાનું સ્થાન છે એમ સમજવું ઘટે છે. અને એથી પણ અધિક વિવેકી સર્વે પોતે જે નાના વ્યવહારો કરે છે તેના પર બરાબર ધ્યાન આપી તેને વ્યવસ્થામાં ગોઠવવાની અને યથાર્થ રૂપે કરવાની અગત્ય રહે છે, અને પછી ક્રમે ક્રમે અભ્યાસ પડતાં એ વ્યવહારો સુવ્યવસ્થિત સિદ્ધ થઈ જાય ત્યારે જ તેના પ્રતિ અસાવધતા ધરવી ઘટે છે, જ્યારે નાના વ્યવહારો સુધરે છે ત્યારે જ સાચો આંતર સુધારો થયેલો ગણાય તેમ છે.

---

# पूर्व अने पश्चिम.

*नमो दिगतीताय परमात्मने ।* દિશાથી અતીત પરમાત્માને નમસ્કાર.

હિંદમાં બ્રિટિશ સત્તાની સ્થાપના થતાં પૂર જોસથી ચર્ચાતો એક વિષય એ છે કે— પશ્ચિમની પૂર્વઉપર કેટલી અસર થઇ છે, અર્થાત્ વિલાયતના કેટલા સંસ્કાર આર્યભૂમિઉપર પડ્યા છે. પૂર્વ અને પશ્ચિમ એ સામસામી દિશાઓનાં નામ છે, અને દિશાઓમાં કંઇ એવું તત્ત્વ રહેલું નથી કે અમુક દિશાની અસર અમુક દિશાઉપર અમુક જ થાય. સૂર્યનો પ્રકાશ પૂર્વ દિશાઉપર પડે છે તો શું પશ્ચિમ દિશામાં સમુદ્ર નદીને મળવા જતો હશે ? પૂર્વ દિશામાં અગ્નિ ઉષ્ણ લાગે છે તો પશ્ચિમ દિશામાં શું તે શીતલ લાગતો હશે? પૂર્વ દિશામાં વંટોળિયો ઝાડને ઉખેડી નાંખે છે તો શું પશ્ચિમ દિશામાં તે ઝાડનાં મૂળને અધિક દૃઢ કરતો હશે ? અર્થાત્ પૂર્વ અને પશ્ચિમ, અથવા તો કોઇ પણ દિશામાં, વસ્તુતઃ ચમત્કારિક સામર્થ્ય રહેલું નથી. મહાન્ એમર્સન કહે છે તે યથાર્થ જ છે કે—There is one mind

*common to all individual men.* વાસ્તવ દૃષ્ટિથી મનુષ્યસ્વભાવ એક જ છે.

મનુષ્યપ્રકૃતિ સામાન્ય રીતે એક છતાં વિવિધ પ્રજાઓમાં તેનાં વિશેષ લક્ષણોપરત્વે ભેદ પ્રવર્તે છે. એક વખત એવો હતો કે આર્યભૂમિના મહર્ષિરૂપ ગરડો પરમતત્ત્વરૂપ મધ્યાહ્નસૂર્યપ્રતિ નિર્નિમેષ નયને નિરખતા આધ્યાત્મિક ઉત્કર્ષરૂપ નભોમંડલમાં ઉંચે ઉંચે ઉડતા હતા. તે વખતે વિલાયતના લોકો નાગા ફરતા હતા અને શરીરે છુંદાણાં છુંદતા હતા. તે સમયે પૂર્વ દેશને પશ્ચિમ દેશથી સ્વીકારવા જેવું થોડું જ હતું, ઉલટા પશ્ચિમ દેશને પૂર્વ દેશપ્રતિ ઋણીની સ્થિતિમાં આવવું પડયું હતું. આજ સમય બદલાઈ ગયો છે, અને સવાલ જુદો જ થાય છે—પશ્ચિમે પૂર્વઉપર શા શા સંસ્કાર પાડ્યા છે?

આજનો સમય સર્વદા રહેશે એ પણ થોડું જ છે. પીતવર્ણની પ્રજાનો મુલક ચીન, કુંભકર્ણની પેઠે પોતાની દીર્ઘ નિદ્રામાંથી જાગ્રત્ થવાનાં ચિહ્નો દર્શાવી રહ્યો છે, અને પૂર્વમાં આવેલા એ દેશરાક્ષસ સંપૂર્ણ રીતે જાગ્રત્ થતાં તેના રાક્ષસી અવયવોથી પશ્ચિમના કયા કયા મુલકો નહિ છુંદાઈ જાય એ મહાભય જર્મન શહેનશાહવગેરેને થવા લાગ્યો છે. એક લેખક એમ કહે છે કે ચીનના અવરકંદથી બીજી પ્રજાઓને ઉત્તર ધ્રુવમાં નાસી જવું પડશે, તો આવતી કાલે બીજો લેખક દક્ષિણ ધ્રુવસંબંધી અને પરમ દિવસે ત્રીજો લેખક સહરાના રણસંબંધી તર્ક કરશે. સાર એ કે પશ્ચિમ દેશોની આજની સ્થિતિ સદા એવી ને એવી રહેશે એમ માનવું એ ભ્રાંતિ છે, તેમ પૂર્વ દેશો સદા સુતેલા રહેશે એ તર્કને ઇતિહાસ કે સામાન્ય વિચારો ટેકો આપી શકતો નથી. આથી જો કોઇ મનુષ્ય એમ કહે કે પૂર્વ તે સદા પૂર્વ રહેશે અને પશ્ચિમ કદાપિ પશ્ચિમ મટશે નહિ તો તે પુરુષ અવશ્ય એક અસત્ય સિદ્ધાંતનું ઉચ્ચારણ કરે છે. બહુ ખેદસહિત કહેવું પડે છે કે આવું અસત્ય કથન કરનાર એક પુરુષ છે. તે પુરુષ કોઇ સામાન્ય મનુષ્ય નથી, પરંતુ પોતાનાં ગદ્યપદ્યાત્મક લખાણોથી હજારો મનુષ્યોના મગજઉપર અસર કરનાર પ્રસિદ્ધ લેખક કિપ્લિંગ ( Rudyard Kipling ) છે. એ પુરુષ કહે છે—

East is east, and west is west,
And never the twain shall meet.

પૂર્વ એ પૂર્વ છે, અને પશ્ચિમ એ પશ્ચિમ છે; એ બેનો મેળાપ કદાપિ થાય એવો સંભવ નથી. અહહહ! કેવું હડહડતું અસત્ય! ત્યારે તો મનુષ્યપ્રકૃતિની સામાન્યતાઉપર હડતાલ મરાઈ, અને દિશામાં જ અવિચલ ગુણો રહેલા હોવાનો સિદ્ધાંત સ્થપાયો!

### ઉપાદેય ગુણો.—સ્વત્વસ્થાપન.

નીતિશાસ્ત્રવિદો અને ઇતિહાસકોવિદો મનુષ્યપ્રકૃતિની એકતાનો જ સિદ્ધાંત સ્વીકારે છે; નહિ તો જાપાનજેવી પ્રજાનો ચમત્કારિક ઉત્કર્ષ શી રીતે સમજાવી શકાય? પચાસ વર્ષઉપર જાપાનને કોઇ જાણતું ન હતું, આજ તે પ્રિય નામ સર્વના મુખમાં રમી રહ્યું છે. આમ હોવાથી હાલ વિલાયતમાં વિકાસ પામેલાં મનુષ્યપ્રકૃતિનાં વિશેષ લક્ષણો આપણી પ્રજામાં દાખલ થઇ શકે એમ છે, અને આર્યભૂમિમાં વિકાસ પામેલાં વિશેષ લક્ષણો વિલાયત ગ્રહણ કરી શકે એમ છે. મનુષ્યપ્રકૃતિની એકતાઉપર આ લઘુ નિબંધ રચાયો છે.

વિલાયતની પ્રજાના સંસર્ગથી આપણા ઉપર અનેક છાપો પડી છે, આપણા અનેક આચારવિચારો બદલાઇ ગયા છે એ એક સામાન્ય નિશાળિયાને પણ અવિદિત નથી. તેમાં જ

આપણા સંસર્ગથી રાજ્ય કરનાર સત્તાઉપર અમુક સંસ્કારો પડ્યા છે. એમાંના ઘણા સંસ્કારો સૂક્ષ્મ હોવાથી આપાતતઃ અવલોકન કરનારને તે જણાય આવે એમ નથી. આ સંસ્કારો-સંબંધી આ લેખમાં કહેવું ઉચિત ધાર્યું નથી. વિલાયતની પ્રજાનાં ક્યાં વિશેષલક્ષણો આપણી પ્રજાએ ગ્રહણ કરવા જેવાં છે, અને ક્યાં દરવા જેવાં નથી એ આ સ્વલ્પ લેખનો વિષય છે.

ત્યાં ઉપાદેય ગુણોમાં મુખ્ય **સ્વત્વસ્થાપન** છે. સ્વત્વ એટલે પોતાપણું, પોતાની પ્રકૃતિને અનુરૂપ વર્તન કરવાનું સ્વાતંત્ર્ય, પોતાની વૃત્તિઓને અનુસરવાની છુટ, પોતાના વિચારોનું પરિશીલન કરવામાં અડચણ ન થવી એ, પોતાની ઇચ્છાપ્રમાણે જીવનનોનિર્વાહ, પોતાની મરજીમુજબ હરવું ફરવું તે, પોતાનું બલ અજમાવવાનું ક્ષેત્ર મેળવવામાં અપ્રતિબંધ-સ્થૂલ રૂપમાં પોતાના વિવિધ હકો, અને સ્વત્વસ્થાપન એટલે તે હકો બીજા માન્ય કરે એ પ્રકારની આગ્રહયુક્ત પ્રવૃત્તિ. એક ઉદાહરણ* લઇએ. વિલાયતના એક રેલ્વેસ્ટેશન-ઉપર ધસમસતી આગગાડી આવે છે. ઉતારુઓ એકદમ પોતાની બેઠકો લઈ લે છે. એક સ્ત્રીને મોડું થાય છે. આગગાડી ઉપડવા માંડે છે અને તે સ્ત્રી અંદર દાખલ થવાનો પ્રયાસ કરે છે. સ્ટેશનનો નોકર આ જોખમકારી સ્થિતિ જુએ છે, અને સ્ત્રીને હાથ પકડી રોકી પાડે છે.આગગાડી ઉપડી જાય છે, અને સ્ત્રી સ્ટેશનઉપર રહી જાય છે, પરંતુ સ્ત્રી અબલા છતાં સ્વત્વસ્થાપનસંબંધમાં સબલા છે.તે પોતાના હકો બરાબર સમજે છેઅને તેને પળાવવા આગ્રહન્યૂન નથી. એકદમ તે ધાંધલ મચાવી મુકે છે. "આગગાડીમાં બેસતાં મને અટકાવનાર રેલ્વે કંપની કોણ" એમ અબલા સબલ ગર્જના કરે છે. રેલ્વે કંપની નરમાસથી કહે છેઃ "બહેન ! વાંક તમારો જ હતો, અને અમારા ઉપર શામાટે ભર્વા ચઢાવો છો ? તમારી સલામતીમાટે જ તમને રોકવામાં આવ્યાં હતાં. ચાલતી આગગાડીએ ચઢી બેસવું જોખમભરેલું છે એ તમારા જેવાં શાણીને અજાણ્યું હોવું ઘટતું નથી." સ્ત્રી રોકબંધ કહે છે. "ઘેર ગઇ સલામતી; પરંતુ મારા હકઉપર હુમલો કરનાર તમે કોણ ?" રેલ્વે કંપની પૂછે છેઃ "બહેન ! જરા સમજાવશો કે તમારો હક શું છે ?" વકીલને છાજે એવી નિઃશંકતાથી સ્ત્રી ભાર દઈ બોલે છેઃ "ગાડી ચાલી તે પહેલાં પગ મુકવાના પાટિયાઉપર મારો એક પગ હું મુકી ચુકી હતી. બીજો પગ મુકવા પહેલાં ગાડી ઉપડી એ ખરું છે, પરંતુ પહેલો પગ મેં મુકેલો હોવાથી ગાડી મારા કબજામાં આવી ચુકી હતી, અને તે કબજાનો ભંગ કરનાર તમે નિંદાપાત્ર તથા શિક્ષાપાત્ર થયા છો." આટલું ધાંધલ મચાવી તે સ્ત્રી જંપતી નથી, પરંતુ છાપાઓદ્વારા લોકમતને પોતાની તરફેણમાં ઉશ્કેરે છે. એક અબલાના હકઉપર હુમલો થયાનો ઘોષ સર્વત્ર થઇ રહે છે. રેલ્વે કંપનીથી આ દલીલનો જવાબ દઇ શકાતો નથી. પાણીથી તે પાતળી થઇ જાય છે. તેના ઉપર કામ ચલાવવાની તૈયારીઓ સ્ત્રીતરફથી કરવામાં આવે છે. પરંતુ આખરે રેલ્વે કંપની બહુ નમ્રતાથી માફી માગી બચે છે. આનું નામ તે સ્વત્વસ્થાપન. વિલાયતની આ **અબલાજેવું** પરાક્રમ કરવા આપણા દેશના કેટલા પુરુષો સમર્થ છે ? આપણા દેશનો સામાન્ય સિદ્ધાંત એથી જુદો જ છે. "ધપ્પો માર્યો તો ધૂળ ઉડી ગઇ" એ સિદ્ધાંતના હિમાયતી આપણે છીએ.

* આ વિષયમાં આપેલાં ઉદાહરણો કલ્પિત નથી, પરંતુ સાક્ષાત્‌બનેલા બનાવો છે.

## સ્વાશ્રય.

વિલાયતની પ્રજાનો બીજો ગ્રહણ કરવા યોગ્ય ગુણ સ્વાશ્રય છે. સ્વાશ્રય એટલે પોતાના ઉપર આધાર, પોતાના બળમાં વિશ્વાસ, પોતાની પ્રકૃતિનું અવલંબન—સ્વલ્પમાં, પોતાવિષે શ્રદ્ધા રાખી વર્તવું તે. આ ગુણ પણ ઉદાહરણથી સ્પષ્ટ થશે. બે માણસ સાંજના પહોરે વિલાયતના એક બગીચામાં ફરવા જાય છે. એમાંના એક માણસને અકસ્માતથી કંઇ ઇજા થાય છે, અને કળ ચઢવાથી તે પડી જાય છે. બીજો માણસ સમીપ ઉભો જોયા કરે છે. આપણને એમ થશે કે આ તે કેવી કઠોરતા! દુઃખિત મનુષ્યઆગળ હાથ બીડી ઉભા રહેવું કે તેને મદદ કરવી? પણ નહિ. વિલાયતનું શાસ્ત્ર જરા જુદું છે. તે શાસ્ત્ર જણાવે છે દુઃખિતના ભેદ હોય છે. સાધારણ કળ ચઢવાથી થતું દુઃખ પણ દુઃખ છે, અને સમરાંગણમાં દારુગોળાથી વક્ષસ્થળ ચીરાઇ જવાથી થતું દુઃખ પણ દુઃખ છે. પ્રથમ દુઃખમાં મનુષ્યની ક્ષણિક નિરાધાર સ્થિતિ થાય છે; બીજા દુઃખમાં તે કેવલ પરાધીન થઇ જાય છે. આ શાસ્ત્રનાસંસ્કારવાળો બીજો પુરુષ સમીપ રહી જોયા કરે છે. થોડીક ક્ષણપછી મૂર્છિત થયેલો પુરુષ સ્વાશ્રયથી ઉઠે છે. બીજાને તેની ખબર પૂછવાની જરૂર પડી નથી; તેને પંપાળવાની જરૂર નથી; વાદાદ મેળવવામાટે ધાલમેલ કરવાની જરૂર પડી નથી. ઇજા કેવા પ્રકારની છે–સામાન્ય કે ગંભીર, એનો નિર્ણય કરવા અર્થે બીજો મનુષ્ય સમીપ ઉભો જોયા કરતો હતો. તેણે જો ધાંધલ કરી હોત તો મૂર્છિત મનુષ્ય પ્રસન્ન થાત નહિ, પરંતુ પોતાના સ્વાશ્રયઉપર આક્ષેપ થવારૂપ એક નાનું સરખું અપમાન માનત. આપણી પ્રજામાંથી કોઇને એવો પ્રસંગ આવે અને બીજો મનુષ્ય ધાંધલ મચાવી તેને મદદ કરે તો સામાન્યરીતે તે એમ માનશે કે "ભાઇ! સારું થયું કે પરમેશ્વરે તમને મોકલ્યા. બાકી મારું તો આવી બન્યું હતું." જ્યાં વ્યક્તિ નિરાધાર બની જાય છે ત્યાં તો વગર પૂછ્યે મદદ કરવાનો ધર્મ સ્પષ્ટ જ છે.

## સ્વત્વનિયમન.

વિલાયતમાં સ્વત્વ આટલું પ્રબલ છતાં તેનું નિયમન એટલે મર્યાદામાં સ્થાપન પણ બહુ સ્તુત્ય હોય છે. સ્વત્વસંબંધી મોટી મુશ્કેલી એ છે કે પ્રત્યેક વ્યક્તિને પોતપોતાનું સ્વત્વ હોય છે. અનેક વ્યક્તિઓ પરસ્પર સંબંધમાં આવતાં એ અનેક સ્વત્વો પણ અથડાય છે. એવે પ્રસંગે પ્રત્યેક સ્વત્વ પોતપોતાની મર્યાદામાં રહે અને ઘર્ષણથી વિનાશકારક અગ્નિની ઉત્પત્તિ થાય નહિ એ બહુ સંભાળવાનું છે. ત્યાં બે દષ્ટાંતો લઇએ. વિલાયતની એક નાટકશાળામાં નવીન ખેલ મુકાવાનો છે. ટિકિટ ઑફિસઆગળ મનુષ્યોની ભારે ગિરદી છે. એવી વખતે પાંચસો કરતાં વધારે મનુષ્યો જોવામાં આવે છે. અર્થાત્ પાંચસેં મનુષ્યોનાં પાંચસેં સ્વત્વો અથડાવાનો સંભવ ઉપસ્થિત થયો છે. પરંતુ પ્રત્યેક વ્યક્તિ પોતાના સ્વત્વને નિયમમાં સ્થાપે છે. જેમ જેમ મનુષ્યો આવતા જાય છે તેમ તેમ હાર લંબાય છે. નવો આવનાર માણસ આગળ ધસારો કરતો નથી, હારની છેડે પ્રસન્નતાથી ઉભો રહે છે. તે વિચારે છે કે અમુક મનુષ્યો મારાથી વહેલા આવેલા છે તેમને ટિકિટ વહેલી મળવી જ જોઈએ. તેને બીજા ઉપર ધસારો કરવાનો જેમ સ્વપ્ને વિચાર થતો નથી તેમ તેના ઉપર ધસારો કરવાનો બીજાને થતો નથી. યંત્રવત્ સર્વ પોતપોતાને સ્થાને ગોઠવાઇ જાય છે. પોલીસના માણસને ખાસ દેખરેખ રાખવાની જરૂર પડતી

નથી. બીજા ઉદાહરણમાં લંડન શહેરનો અત્યંત વસતિવાળો અને વ્યાપારવ્યવસાયવાળો ચેરિંગ ક્રોસ ( Charing Cross ) નામનો ભાગ લઇશું. એ સ્થળે પ્રતિક્ષણ સેંકડો માલભરેલાં ગાડાં આવજા કરે છે, સેંકડો બાઇસિકલો, મોટરો અને બીજી ગાડીઓ ધસારો કરે છે, અને હજારો મનુષ્યો પસાર થાય છે. આ અપાર ગિરદીનું નિયમન શી રીતે થતું હશે? એ અમિત ઓઘોની અથડાઅથડીથી થતો અનર્થ અટકાવનાર સત્તા કઇ છે? પ્રત્યેક વ્યક્તિ પોતપોતાનું સ્વત્વ મર્યાદામાં સ્થાપે છે એ જ. અહિં પણ ટિકિટ ઓફિસજેવી યાંત્રિક પ્રવૃત્તિ થાય છે. સૈનિકોના વ્યૂહની પેઠે પ્રત્યેક વ્યક્તિ અને વાહન નિયતગતિ કરે છે. પ્રસંગે પ્રસંગે ગતિની દિશા દર્શાવનાર ધજા ફરકે છે. એ ધજા કઇ! રસ્તાની બાજુએ કોઇ જાણે નહિ એવી રીતે નમ્રતાથી ઉભા રહેલા પેલા ગોરા પોલીસ ફોજદારની આંગળીરૂપ. એ અઙ્ગુલિધ્વજ ધજાનો પ્રભાવ ચમત્કારિક છે. તેના ફરકવાથી ઇષ્ટવ્યૂહ એકદમ રચાઇ જાય છે. તેનું અપમાન કદાપિ થતું નથી. મિ. મલબારી એ ધજાથી એટલા મોહિત થઇ ગયા હતા કે તેઓ રમુજમાં કહે છે કે–હું જો કન્યા હોઉં તો અવશ્ય એ અંગુલિધ્વજ ફરકાવનાર લંડનના ફોજદારને પરણું.

( અપૂર્ણ. )

---

# બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃ૪ થી. )

આ પ્રમાણે એક શંકાનો પરિહાર કરી, આ જ પ્રસંગમાં અન્ય શંકા થાય તેમ છે તે દર્શાવી તેનો પરિહાર શ્રી સૂત્રકાર કરે છે.

असन्ततेश्चाव्यतिकरः ॥ ४९ ॥

સૂત્રાર્થઃ–સર્વ શરીરસાથે સંબંધ નહિ હોવાથી કર્મફળનો વ્યતિકર પણ થતો નથી.

असन्ततेः–સંતતિ એટલે સર્વ શરીરોસાથે સંબંધ, તે નહિ હોવો તે અસંતતિ છે તેને લીધે.

દેહવિશેષસાથે અવિદ્યાવડે થતા આભિમાનિક સંબંધને લીધે અનુજ્ઞા તથા પરિહાર, આત્મા એક છતાં, થઇ શકે છે એમ ઉપર કહ્યું. પૂર્વપક્ષી કહે છે કે એની ઉપપત્તિ ભલે એ રીતે થાય, પણ એક જ આત્મા સ્વીકારવામાં આવેલો છે તો કર્મફળના સંબંધની વ્યવસ્થા કેવી રીતે થાય? શુભકર્મકર્તાને અમુક ફળ મળે અને અશુભ કરનારને તેથી બીજું જ અનિષ્ટ ફળ મળે ઇત્યાદિ વ્યવસ્થા કેમ થઇ શકે? કારણ કે ઉભય ફળનો ભોગવનાર આત્મા એક જ છે. તેથી આમ કર્મફળની સંકીર્ણતા થઇ જશે.

આ શંકા પ્રાપ્ત થાય તો આ સૂત્રથી તેનું ઉત્તર આ પ્રમાણે આપવામાં આવે છે કે એ પ્રકારનો વ્યતિકર થતો નથી. કારણ કે કર્તા અને ભોક્તા આત્માનો સર્વ દેહોસાથે સંબંધ નથી. જીવ એ કર્તા અને ભોક્તા છે અને જીવનો જીવભાવ દેહાદિ ઉપાધિને અધીન છે. તેથી અમુક દેહરૂપ ઉપાધિથી યુક્ત જીવ તે, અન્ય દેહરૂપ ઉપાધિથી યુક્ત જીવથી ઉપાધિભેદને લીધે ભિન્ન છે અને તેથી કર્તાઓ તથા ભોક્તાઓનો ભેદ હોવાથી કર્મનો તથા કર્મફળનો વ્યતિકર થવાનો પ્રસંગ આવે તેમ નથી;

આ પ્રમાણે આકાશનો જેમ ઉપાધિરૂપ અવચ્છેદથી ઘટાકાશ અંશ થઇ રહે છે તેમ બુદ્ધિઆદિ ઉપાધિના અવચ્છેદથી જીવ બ્રહ્મના અંશરૂપ છે એ પ્રકારે અવચ્છેદક પક્ષનું શ્રી સૂત્રકારે પ્રતિપાદન કર્યું. એ પક્ષ જોઇએ તેટલો યુક્તિઉપેત નથી તેમ કેટલીક શ્રુતિથી પણ સંમત નથી તેથી શ્રી સૂત્રકારને એ પક્ષ રુચે તેમ નથી. માટે હવે પ્રતિબિંબ પક્ષનું પ્રતિપાદન કરે છે. **रूपं रूपं प्रतिरूपो बभूव**. ઇત્યાદિ શ્રુતિ આ પ્રતિબિંબવાદને સમર્થન કરે છે. તેથી હવે એ પક્ષ કહે છે કે જીવ બ્રહ્મના અંશરૂપ નથી, પણ પ્રતિબિંબરૂપ છે, આભાસરૂપ છે.

**आभास एव च ॥ ૫૦ ॥**

સૂત્રાર્થ-જીવ બ્રહ્મના આભાસરૂપ પ્રતિબિંબરૂપ જ છે.

**एव**-આ પદ વાપરી આ પક્ષ સૂત્રકારનો સિદ્ધાન્ત છે એમ સૂચવાયું છે.

આ સૂત્રથી એ જણાવ્યું કે અનુપહિત પરમાત્મા જીવરૂપે છે એમ લેવાય તેમ નથી. કેમકે જીવમાં જીવત્વઉપાધિપ્રયુક્ત છે એ અનુભવથી સિદ્ધ છે, તેમ જ જીવ પરમાત્માથી કેવલ ભિન્ન પણ નથી કારણ કે **स एष इह प्रविष्ट**-તે પરમાત્મા જ અહિં શરીરમાં પ્રવેશ કરી રહેલા છે ઇત્યાદિ અભેદપ્રતિપાદક શ્રુતિ સ્મૃતિથી એ મત વિરુદ્ધ છે, તેથી ઉભય રીતે જોતાં અવિદ્યા તથા તેના કાર્યરૂપ બુદ્ધિઆદિમાં પ્રતિબિંબિત પરમાત્મા તે જીવ છે એમ જીવને પરમાત્માના આભાસરૂપ-પ્રતિબિંબરૂપ-જ લેવા યોગ્ય છે. તેથી જેમ જળમાં પડેલું સૂર્યનું એક પ્રતિબિંબ કંપે ત્યારે તે જ સૂર્યનું અન્ય જળમાં પડેલું પ્રતિબિંબ કંપતું નથી તે પ્રમાણે એક બુદ્ધિ આદિમાં પડેલા પ્રતિબિંબરૂપ એક જીવનો અમુક કર્મસાથે અથવા તેના ફળસાથે સંબંધ થાય ત્યારે અન્ય પ્રતિબિંબરૂપ જીવનો તે સંબંધ ન થાય અર્થાત્ આ રીતે કર્મ તથા ફલનો વ્યતિકર થતો નથી એમ ઉપપન્ન થાય છે.

આભાસરૂપ પ્રતિબિંબ અવિદ્યાને લીધે થયેલું છે તેથી તેને લઈને પ્રવૃત્ત થતો સંસાર પણ અવિદ્યાકૃત છે એ ઉપપન્ન થાય છે અને તેથી અવિદ્યાનો નિરાસ કરવાથી પારમાર્થિક બ્રહ્મરૂપતા જીવની થઇ રહે છે એ ઉપદેશ પણ ઉપપન્ન થાય છે.

સાંખ્યાદિ સિદ્ધાન્તો કે જેમાં ઘણા પુરુષોનો સ્વીકાર કર્યો છે અને વળી તે સર્વ સર્વગત માન્યા છે તેમના મતમાં કર્મફળનો વ્યતિકર અવશ્ય પ્રાપ્ત થાય છે. તે આ રીતે: એ મતપ્રમાણે પુરુષ અથવા આત્મા અસંખ્ય છે; સર્વ વિભુ એટલે સર્વવ્યાપક છે; સર્વ ચૈતન્યમાત્રસ્વરૂપ છે, સર્વ નિર્ગુણ છે તથા નિરતિશય છે. એ સર્વને સાધારણ પ્રધાન એક છે અને એ પ્રધાન આ પુરુષોને અર્થે છે તથા એ પ્રધાનને લીધે આ આત્માઓને ભોગ તથા અપવર્ગની સિદ્ધિ થાય છે. આ રીતનો સાંખ્યનો સિદ્ધાન્ત છે.

જીવાત્મા નાના છે, અસંખ્ય છે તથા સર્વ વિભુ છે અને ઘટ, કુડ્યાદિની સમાન છે કેમકે જેમ એ સર્વ દ્રવ્યરૂપ છે તેમ જીવો પણ દ્રવ્યમાત્રરૂપ છે તથા અચેતન છે; જીવો સ્વતઃ ચેતન નથી પણ જ્ઞાન અથવા બુદ્ધિ નામનો એમનો અનિત્ય ગુણ છે. આ આત્માના ઉપકરણરૂપ જડ અણુઓ તથા મનસ્ છે. જ્યાં આત્મદ્રવ્ય તથા મનોદ્રવ્ય એ બેનો સંયોગ થવાથી નવ વિશેષ ગુણો ઉત્પન્ન થાય છે, તે નવ વિશેષગુણો તે બુદ્ધિ (જ્ઞાન), સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને ભાવના છે. આ નવ

ગુણો તે તે જીવાત્માસાથે અપ્યામકીહેતુરૂપે સમવાયસંબંધને પામે છે એટલે કે એક આત્માના વિશેષગુણો તે જ જીવાત્માસાથે સંબંધને પામે છે અને અન્ય સાથે નહિ જ. આ રીતનો જીવ તથા આ વિશેષગુણોનો સંબંધ તે સંસાર છે અને એ નવ આત્માના વિશેષગુણોનો અત્યંત અનુવાદ તે મોક્ષ છે. આ પ્રકારે કણાદના અનુયાયીઓ અર્થાત્ વૈશેષિકોનો સિદ્ધાન્ત છે.

ત્યાં સાંખ્યસિદ્ધાન્તપ્રમાણે સર્વ પુરુષો ભિન્ન તથા વિભુ છે, સર્વનો પ્રધાનસાથે, બુદ્ધિસાથે એક સરખો સંતિધાનસંબંધ છે. તેથી સંનિધાનાદિ સર્વ સમાન હોવાથી જ્યારે એક પુરુષને સુખ કે દુઃખસાથે સંબંધ થાય ત્યારે સર્વ પુરુષોને તે જ સુખ તથા દુઃખસાથે સંબંધ થવો જોઇએ એ પ્રાપ્ત થાય છે.

આની સામે સાંખ્ય એવો પરિહાર આપે છે કે પ્રધાનની પ્રવૃત્તિ ( પરિણામો ) પુરુષના ભોગ તથા અપવર્ગને અર્થે થાય છે અને તેથી સર્વ પુરુષોનું સંનિધાનાદિ સમાન છતાં જે પુરુષના ભોગ તથા અપવર્ગમાટે એની જે પ્રવૃત્તિ થઇ હોય તે, તે જ પુરુષના દૃશ્યરૂપ થઇ રહે. તેથી એ પ્રવૃત્તિનો જે ઉદ્દેશ્ય–પુરુષાર્થ તે વડે વ્યવસ્થા થઈ શકે છે. આમ નહિ લેવામાં આવે તો એટલે કે પુરુષને અર્થે પ્રધાનની પ્રવૃત્તિ નહિ સ્વીકારવામાં આવે તો પ્રધાનની પ્રવૃત્તિ પોતાના માહાત્મ્યને દર્શાવવા ખાતર જ થાય છે એમ લેવું જોઇએ અને તેમ થાય તો એ ઉદ્દેશ સર્વદા વિદ્યમાન રહેવાથી પુરુષને કદાપિ અપવર્ગની સિદ્ધિ નહિ થાય અર્થાત્ અનિર્મોક્ષની પ્રાપ્તિ આવે છે. તેથી ઉદ્દેશ્ય જે પુરુષાર્થ તેને અવશ્ય લેવો જોઇએ અને તે લેતાં વ્યવસ્થા થઇ શકશે.

આ પ્રકારનું સાંખ્યનું ઉત્તર સારરૂપ નથી. આ ઉત્તરમાં પુરુષાર્થની સિદ્ધિને હેતુરૂપે લઇ વ્યવસ્થા થાય છે એમ કહ્યું છે. પણ તે યોગ્ય નથી. કારણ કે પ્રધાન જડ છે અને તેથી એને એવો વિવેક સંભવતો જ નથી કે અમુક પુરુષમાટે મારે અમુક કરવું અને અમુક નહિ કરવું. તેથી એ વ્યવસ્થા જો થાય તો કોઇ ઉપપત્તિથી થવી જોઇએ. પણ સર્વ પુરુષોનું સંનિધાનઆદિ હેતુઓ પ્રધાનને સમાન છે તેથી એવી કોઇ ઉપપત્તિ થઇ શકે તેમ નથી. તેથી એ ઉપપત્તિના અભાવે 'પુરુષ કૈવલ્ય નહિ થાય ' એ પ્રાપ્તિ તે અનિષ્ટની પ્રાપ્તિ નથી પણ ઇષ્ટ જ ઠરે તેમ છે. તેથી વ્યવસ્થાનો હેતુ કોઈ નહિ રહેવાથી આ સિદ્ધાન્તમાં સર્વ પુરુષના સમાન સંનિધાનથી પ્રધાનની પ્રવૃત્તિ થતી હોવાથી કર્મફળનો વ્યતિકર પ્રાપ્ત થાય છે.

વૈશેષિક મતમાં જ્યારે મનનો એક જીવાત્માસાથે સંયોગ થાય ત્યારે તે જ સ્થાને બીજા અનંત જીવાત્મા તેટલા જ સંનિહિત રહેલા છે તેથી તે સર્વસાથે પણ અવશ્ય સંયોગ થશે જ કેમકે સર્વ જીવાત્માનું સંનિધાન આદિ કારણ સર્વમાટે એક સમાન છે. જ્યારે એ સંયોગરૂપ હેતુ હવે સરખો થયો ત્યારે સુખદુઃખની પ્રતીતિ એટલે કે નવ વિશેષ ગુણોની ઉત્પત્તિરૂપ ફલનું પણ સમાનપણું જ થઇ રહેશે, અર્થાત્ એક જીવનાં સુખદુઃખે સર્વ જીવો સુખી દુઃખી પ્રાપ્ત થશે. તેથી આ મતમાં પણ વ્યતિકર આમ પ્રાપ્ત થાય છે.

અહિં વૈશેષિક કહેશે કે યદ્યપિ સર્વ જીવાત્માનું સંનિધાનાદિ સંયોગના હેતુસમાન છે પણ અદૃષ્ટમાં ભેદ છે. એક જીવાત્માનું અદૃષ્ટ તે જ બીજાનું અદૃષ્ટ નથી. તેથી જે

આત્માના અદૃષ્ટને લઇને મનઃસંયોગ થાય તે મનઃસંયોગ તે જ આત્માના સુખાદિનો હેતુ થઈ રહે. આમ અદૃષ્ટનિમિત્તક વ્યવસ્થા થઈ શકે છે, સાંખ્ય પણ આવો જ પરિહાર આપશે.

આ રીતનો પરિહાર કરવામાં આવે તો, શ્રીસૂત્રકાર કહે છે કે એ અયોગ્ય છે.

अदृष्टानियमात् ॥ ५१ ॥

સૂત્રાર્થઃ-કેમકે અમુક અદૃષ્ટ અમુક જીવાત્માનું કે પુરુષનું છે એમ થવામાં કોઇ હેતુ નથી.

આ સૂત્રમાં એ કહ્યું કે આકાશની માફક સર્વત્ર વ્યાપી રહેલા તથા પ્રતિશરીર બાહ્ય તથા અભ્યંતર સમાનરૂપે સંનિહિત થઇ રહેલા અસંખ્ય જીવાત્મા તથા પુરુષો લેવામાં આવે છે અને એ સ્થિતિમાં મનસ્, વાણી અને શરીરવડે ધર્માધર્મરૂપ અદૃષ્ટનું ઉપાર્જન-સિદ્ધિ-થાય છે. તેથી સાંખ્યમતપ્રમાણે એ અદૃષ્ટ તે પ્રધાનવર્તિ છે અને આત્મામાં રહેનાર નથી, અને પ્રધાન એક તથા સર્વ પુરુષોમાટે સમાન છે તેથી એ અદૃષ્ટ અમુક પુરુષને જ સુખદુઃખના ભોગનું નિમિત થઇ રહે અને અન્યને નહિ એમ નિયમ થઇ શકે તેમ નથી. વૈશેષિક મતપ્રમાણે એ અદૃષ્ટ સર્વસાધારણ આત્મમનઃસંયોગ સિદ્ધ થાય છે તેથી એ અદૃષ્ટ અમુક જીવનું જ લેવું અને અન્યનું નહિ એમ લેવામાં કોઇ હેતુ નથી. તેથી બન્ને મતોમાં અદૃષ્ટનું નિયમિત થઈ નહિ શકવાથી તન્નિમિત્તક વ્યવસ્થા ગ્રહણ કરી શકાય તેમ નથી.

અહિં એ પૂર્વપક્ષીઓ કહેશે કે "હું અમુક ફળ પ્રાપ્ત કરૂં, હું અમુકને દૂર કરૂં, હું અમુક યત્ન કરૂં, હું અમુક કર્મ કરૂં" ઇત્યાદિ પ્રકારના રાગાદિજન્ય અભિસંધિઆદિ પ્રત્યેક આત્મામાં પ્રવર્તે છે અને તેથી તે આત્માના એ અભિસંધિ આદિથી જે અદૃષ્ટની ઉત્પત્તિ થઇ હોય તે અદૃષ્ટ તે આત્માનું લઇ શકાય.

આ પ્રકારે કહેવામાં આવે તો તે અયોગ્ય છે એમ હવે શ્રીસૂત્રકાર જણાવે છે.

अभिसंध्यादिष्वपि चैवम् ॥ ५२ ॥

સૂત્રાર્થઃ—અભિસંધિઆદિમાં પણ આ જ પ્રમાણે છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે અભિસંધિઆદિ પણ સર્વ જીવોનો મનસ્સાથેનો સાધારણ જે સંયોગ તેવડે ઉત્પન્ન થાય છે અને સાંખ્યમત પ્રમાણે સર્વ પુરુષના સંનિધિમાં ઉત્પન્ન થાય છે તેથી તે અમુક જીવાત્માના જ કે પુરુષના લેવા અને અન્યના નહિ એવો નિયમ કરનાર કોઇ હેતુ નથી તેથી એમાં પણ ઉક્ત દોષ જ લાગે છે.

આ પ્રમાણે આ પરિહારની અયોગ્યતા આપી સૂત્રી. હવે અન્ય પરિહાર મૂકી તેની અયોગ્યતા શ્રીસૂત્રકાર જણાવે છે.

प्रदेशादिति चेन्नान्तर्भावात् ॥ ५३ ॥

સૂત્રાર્થઃ—(શરીરાવચ્છિન્ન) આત્મપ્રદેશના (ભેદથી સર્વ વ્યવસ્થા થઈ શકે) એમ કહો તો તે અયોગ્ય છે. કારણકે સર્વ આત્માઓનો શરીરમાં પ્રવેશ(અંતર્ભાવ) છે.

આ સૂત્રમાં પ્રથમ શંકાનો અર્થ આ હતો કે જીવાત્મા વિભુ છે જ્યાં મન અણુ છે અને શરીરમાં રહેલા મનસાથે જ આત્માનો સંયોગ થાય છે તેથી શરીરઅવચ્છિન્ન જે આત્મપ્રદેશ તેમાં જ એ સંયોગ થાય છે. તેથી એ પ્રદેશને લઇને અભિસંધ્યાદિની, અદૃષ્ટની અને સુખદુઃખની વ્યવસ્થા થઇ શકશે. એટલે કે જે જીવાત્માના પ્રદેશનો મન-

સાથે સંયોગ થાય છે અને તેથી જે સંકલ્પ નિશ્ચયઆદિરૂપ અભિસંધિ આદિ થાય તે, તે જીવાત્માના થયા, અને તેથી ઉત્પન્ન થતાં કર્મનો તે કર્તા થયો, તે કર્મથી થતું અદૃષ્ટ તેનું થયું અને તે વડે પ્રાપ્ત થતાં સુખદુઃખનો ઉપભોગ તેમને જ થાય. અને ઇતર જીવાત્માને નહિ.

આ પ્રકારનું સમાધાન આપવામાં આવે તો, શ્રીસૂત્રકાર કહે છે કે, તે અયોગ્ય છે. કારણકે સર્વ જીવાત્માઓ એક સરખી રીતે વિભુ છે અને તેથી સર્વ જીવો સરખી રીતે સર્વ શરીરના અંતર રહેલા હોય છે. તેથી અણુ મનસાથે સંયોગ થાય તો તે સર્વ આત્માના પ્રદેશનો થશે, અને તેમ છતાં ઉક્ત વ્યવસ્થાને અવકાશ રહે તેમ નથી.

વળી વૈશેષિકો આત્માનો શરીરાવચ્છિન્ન પ્રદેશ પણ કલ્પી શકે તેમ નથી કેમકે આત્મા એમના મતપ્રમાણે પણ નિરવયવ છે. તેથી વાસ્તવ પ્રદેશ અને સંભવતો જ નથી. અને તેમ છતાં કલ્પે તો તે પ્રદેશ કાલ્પનિક પ્રદેશ થશે અને કાલ્પનિક થયો એટલે તે પારમાર્થિક અભિસંધ્યાદિરૂપ કાર્યને નિયમિત કરી શકશે નહિ.

અહિં એવું કહેવામાં આવે કે જે આત્માનું જે શરીર હોય, જે આત્મા જે શરીરનો સ્વામી હોય અને તેથી તેનું તે શરીરસ્વ હોય તે શરીરમાં રહેલા મનસાથેનો સંયોગ લેવામાં આવી વ્યવસ્થા કરી શકાશે, તો એ કથન પણ યોગ્ય નથી. કેમકે સ્થૂલ શરીરમાત્ર ઉત્પન્ન થાય છે ત્યારે તે પ્રત્યેક આત્માના સંનિધિમાં ઉત્પન્ન થાય છે તેથી તે શરીર અમુક જીવાત્માનું જ સ્વ છે અને અન્યનું નથી એમ નિયમ ન કરી શકાય તેમ નથી.

આ ઉપરાંત આત્મપ્રદેશ લઇ વ્યવસ્થા કરવામાં આ એક અધિક દોષ આવે છે. જે આત્મપ્રદેશમાં અદૃષ્ટની ઉત્પત્તિ થાય છે તે આત્મપ્રદેશ કાં તો ચળ લેવાય કે કાં તો સ્થિર છે એમ લેવાય. ત્યાં ચલ તો લેવાય તેમ નથી કારણકે અંશી સ્થિર હોય અને અંશ ચલ હોય એ અસંભવિત છે. આત્મા વિભુ હોવાથી સ્થિર છે તેથી આત્મપ્રદેશ જે તેનો અંશ તે કદાપિ ચલ હોઇ શકે નહિ. હવે એ પ્રદેશરૂપ અંશ પણ સ્થિર છે એમ લઇએ તો તે જ પ્રદેશમાં અન્ય આત્માને પણ ભોગની પ્રાપ્તિ થાય છે એમ દૃષ્ટ છે. તેથી તે આત્માનું પણ અદૃષ્ટ છે એ સિદ્ધ થાય છે. તેમ થતાં બે આત્માનું સમાન પ્રદેશવાળું અદૃષ્ટ થવાથી બે આત્માને કદાચિત્ એક જ શરીરથી ઉપભોગની સિદ્ધિ થઈ શકે, એમ પ્રાપ્ત થાય છે. સ્પષ્ટ કરી કહીએ તો જે પ્રદેશમાં દેવદત્તને સુખદુઃખનો અનુભવ થયો છે તે પ્રદેશને છોડીને દેવદત્તનું શરીર ચાલ્યું ગયું અને તે જ પ્રદેશમાં યજ્ઞદત્તનું શરીર આવી પ્રાપ્ત થયું તો તેવે સમયે યજ્ઞદત્તને દેવદત્તના સમાન સુખદુઃખનો અનુભવ થતો જણાય છે. હવે જો દેવદત્ત અને યજ્ઞદત્ત એ બંને સમાન પ્રદેશમાં રહેલું અદૃષ્ટ નહિ હોય તો આ પ્રકારનો સમાન સુખદુઃખાનુભવ જે થાય છે તે નહિ થવો જોઇએ, તેથી તેનું અદૃષ્ટ છે એ સિદ્ધ થાય છે. અને તેમ સિદ્ધ થયું તો એક શરીરમાં બે આત્માનું અદૃષ્ટ રહી શકે અને તેથી એકમાં જ બેને ભોગની સિદ્ધિ થઈ શકે, જે સર્વને અસંમત જ છે.

વળી જે આત્મપ્રદેશમાં શરીરાદિના સંયોગથી અદૃષ્ટ ઉત્પન્ન થયું હોય તે અદૃષ્ટ જો તે જ અચળ પ્રદેશમાં રહેતું હોય તો બ્રાહ્મણાદિ શરીરમાં અદૃષ્ટની નિષ્પત્તિ થાય છે અને એ જીવ જ્યારે એને લીધે સ્વર્ગાદિમાં જાય ત્યારે સ્વર્ગાવચ્છિન્ન આત્મપ્રદેશ

ભિન્ન થયો તેથી ત્યાં તો એ અદષ્ટ રહ્યું નથી તો ત્યાં ભોગ કયા હેતુથી થાય ? તાત્પર્ય કે જે શરીરમાં કર્મ કરવામાં આવે છે તે શરીરાવચ્છિન્ન આત્મપ્રદેશમાં અદષ્ટ રહ્યું અને સ્વર્ગાદિઉપભોગ તો પ્રદેશાંતરમાં થનાર છે તો પછી સ્પષ્ટપણે એ સ્વર્ગાદિ ઉપભોગનો અભાવ પ્રાપ્ત થાય છે; તેથી આ રીતે પણ આ પ્રદેશવાદ અનુપપન્ન છે.

કર્તા જીવાત્મા વિભુ છે એ સ્વીકારી આ રીતે વ્યવસ્થાનો અભાવ અથવા ભોગનું સાંકર્ય પ્રાપ્ત થાય છે એ દર્શાવ્યું. પણ ખરૂં જોતાં તો હું અહિં જ છું એ પ્રમાણે કર્તા અલ્પ છે અને વિભુ નથી એવો અનુભવ થાય છે. તેથી કર્તા જીવાત્માનું વિભુત્વ ઘટતું નથી. તેમ જ ઘણા આત્મા સ્વીકાર્યા તો એ સર્વ વિભુ હોઈ શકે જ નહિ કેમકે એવો કોઈ દૃષ્ટાન્ત જ નથી. એવું કહો કે એક જ ઘટમાં રૂપ, રસ આદિ રહી શકે છે તેમ સર્વ પ્રદેશમાં સર્વ આત્માઓ રહી શકે તો તે અયોગ્ય છે. કારણ કે ધર્મ અને ધર્મિનો અભેદ જ છે તેથી રૂપ, રસ આદિ સર્વનો ઘટરૂપ ધર્મીથી અભેદ હોવાથી અહિં ઘણાનું એક સ્થાનમાં રહેવાપણું નથી. વળી ઘણા જીવાત્મા મનાય કેવી રીતે ? સર્વ આત્મા હોવાથી સર્વનું એક જ લક્ષણ છે અને તેથી લક્ષણભેદ નહિ હોવાથી નાનાત્વ માની શકાય નહિ. આની સામે વૈશેષિકો કહેશે કે નિત્યદ્રવ્યમાં વિશેષો રહેલા છે તેથી પ્રતિઆત્મામાં વિશેષ રહેલા છે અને તે વિશેષને લઇને સર્વ આત્માનો ભેદ થઇ શકે છે. તો એ અયોગ્ય છે. કારણ વિશેષ પ્રત્યક્ષ નથી, પણ અનુમેય છે. તેથી જ્યાં કાર્યમાં ભેદ હોય ત્યાં તેની ઉપપત્તિમાટે કારણનો ભેદ અને એ ભેદમાટે એના કારણોનો ભેદ એમ થતાં જતાં નિત્યકારણોનો ભેદ પ્રાપ્ત થાય છે અને એ ભેદની ઉપપત્તિમાટે એ કારણોમાં વિશેષરૂપ ભેદકનો સ્વીકાર વૈશેષિકો કરે છે. અહિં જીવાત્મામાં ભેદ સિદ્ધ થાય તો તેની ઉપપત્તિમાટે વિશેષ સ્વીકારાય પણ જીવાત્માના ભેદની સિદ્ધિ વિશેષને લઇને કરવામાં આવે અને વિશેષની સિદ્ધિ જીવાત્માના ભેદને લઇને કરવામાં આવે તો તેમાં સ્પષ્ટ રીતે અન્યોન્યાશ્રયદોષ આવે છે, તેથી એ કલ્પના વ્યર્થ છે.

આકાશ, કાળ, દિક્ આદિ નાના વિભુ પદાર્થો છે તેથી તેમની માફક જીવાત્મા નાના છતાં વિભુ હોઇ શકે એ કથન પણ વેદાન્તમતસામે અનવકાશ છે કારણ કે વેદાન્તમતપ્રમાણે આકાશ આદિ સર્વ કાર્યરૂપ છે અને તેથી એ વિભુ છે જ નહિ. તેથી વિભુ પદાર્થ હોય તો તે એક જ હોવો જોઇએ. વિભુ પદાર્થો ઘણા છે એમ માનવામાં કોઈ દૃષ્ટાન્ત નથી. તેથી જીવાત્મા નાના અને વિભુ એમ કદાપિ સિદ્ધ થઈ શકે તેમ નથી.

આ રીતે આત્માનું નાનાત્વ માનવામાં ભોગસાંકર્યાદિ દોષો પ્રાપ્ત થાય છે, અને આત્માનું એકત્વ લેવામાં આવે તો બુદ્ધિ આદિ ઉપાધિને લઇને સર્વ દોષનું, પૂર્વે દર્શાવ્યા તેમ નિવારણ થઇ રહે છે. તેથી આત્મૈકત્વપક્ષ જ શ્રુતિસંમત હોવાથી અને દોષમાત્રથી રહિત હોવાથી સત્ય છે અને ઉપાદેય છે એમ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે ભોક્તૃશ્રુતિના અવિરોધનું પ્રતિપાદન કરી શ્રી સૂત્રકાર આ પાદની અહિંથી સમાપ્તિ કરે છે, અને હવે પ્રાણાદિ વિષયક શ્રુતિના વિરોધના પરિહારમાટે ચતુર્થ પાદનો આરંભ કરે છે.

( અપૂર્ણ. )

# કેવાં સાધનોવડે મનુષ્ય વિજય મેળવી શકે છે.

જેને ખરેખરો વિજય કહીએ છીએ તે પ્રત્યેક આત્માની નિત્યસિદ્ધ વસ્તુ છે. અને આત્માનો સર્વ પ્રકારનો આવિષ્કાર મનુષ્યમાં થતો હોવાથી ખરાખરો વિજય એ મનુષ્યના હકની એક વસ્તુરૂપ છે એમ કહેવામાં કશો જ બાધ નથી. મનુષ્યને અનેક વસ્તુઓ જેમ વારસામાં મળે છે તેમ વાસ્તવ વિજય એ પણ તેને વારસામાં મળેલી વસ્તુરૂપ છે. એમ કહેતાં કશી હરકત નથી. આમ હોવાથી મનુષ્ય જે કંઈ કાર્ય કરવાનું માથે લે તેમાં વિજયને પ્રાપ્ત કરવો, એ પ્રકારનો તેનો અરોધ્ય અને નિશ્ચયાત્મક આશય હોવો જોઈએ. આ આશય અત્યંત ઉચ્ચ અને અસાધ્યસરખો જ છે, એમ માની બેસવાનું કશું જ કારણ નથી. ઘણા મનુષ્યો એ પ્રકારે માને છે તેનું કારણ એ જ છે કે તેઓ પોતાની શક્તિને બહુ જ મર્યાદિત પ્રમાણમાં માને છે, તેઓનામાં ખરીરીતે જેટલું સામર્થ્ય હોય છે તેના કરતાં બહુ જ ન્યૂન પ્રમાણમાં પોતાના સામર્થ્યને તેઓ કલ્પે છે, અને તેથી તેઓ જેટલું સિદ્ધ કરી શકે એમ હોય છે તેના કરતાં અર્ધું પણ ભાગ્યે જ સિદ્ધ કરે છે. પુષ્કળ દ્રવ્ય અને જગતમાં પ્રાપ્ત થયેલી કીર્તિ એ બે ઉપરથી જ વાસ્તવ વિજયનું માપ નીકળી શકતું નથી, પરંતુ મનુષ્યનું પોતાનું મૂલ્ય, શક્તિ, યથાર્થ મહત્તા, અને જગતને અત્યંત ઉપયોગી, મહત્વનું, તેમ જ જે કાર્ય કઠિનસરખું છે તે કાર્ય કરવાથી જ મનુષ્ય કેવો વિજયી છે તે જાણી શકાય છે. કાં તો જગતને માટે, કાં તો થોડા મનુષ્યમાટે, કાં તો એક જ વિષયમાં, કાં તો અનેક વિષયમાં, પણ જે મનુષ્ય તે વિષયસંબંધનું અત્યંત પૂર્ણ અને ચોકસ કાર્ય કરે છે તે જ મનુષ્ય વિજયી છે. વિજયી મનુષ્ય તે જ છે કે જેણે જે કાર્ય એવા પ્રકારનું કર્યું હોય કે જેના જેવું પૂર્વે કોઈએ પણ તેવું કાર્ય કર્યું ન હોય. તે મનુષ્યે જગતને—પછી તે મોટા પ્રમાણવાળું હોય કે નાના પ્રમાણવાળું પણ તેને—વધારે મૂલ્યવાન્ અને વધારે ઉચ્ચ પ્રકારનું બનાવ્યું હોય છે. અનેક મનુષ્યો તેના માર્ગને અનુસરે છે, અને અનેક મનુષ્યોમાં તે જ્વલંત દૃષ્ટાન્તરૂપ થયો હોય છે. જે મનુષ્ય વાસ્તવ વિજયને પ્રાપ્ત કરે છે તે મનુષ્ય તે કાલની પ્રજામાં, અથવા જે બાબતમાં તેણે વિજય પ્રાપ્ત કર્યો હોય છે તે બાબતની મુખ્યતાવાળા, જનમંડલમાં અગ્રેસરસરખો થઈ રહ્યો હોય છે. અને પછીની થતી અનેક કાલસુધીની પ્રજા તે મનુષ્યની કાર્યપદ્ધતિ તેમ જ સિદ્ધાંતો આદિને અનુસરે છે. તેના વિચારો અને તેનો દૃષ્ટાંત-પછીના કંઈ કાળસુધીના અનેક મનુષ્યોના રાજમાર્ગરૂપ થઈ રહે છે. વિજયી મનુષ્ય, **એક મહત્ત્વના મનુષ્યરૂપે થવાને** પ્રયત્નશીલ હોય છે, અને **કંઈ પણ મહત્ત્વનું કરવાને** તત્પર હોય છે. ગમે તેવી ક્ષુદ્રસરખી દેખાતી બાબતોમાટે પણ તે અવગણના કરતો નથી. તેના વિકાસ અને પ્રગતિમાં સહાયક થઈ પડે એવી નાની અથવા મોટી દરેક બાબતોમાં તે પૂર્ણ લક્ષ આપે છે, અને જે રીતે તે બાબતોમાંથી તે પોતે લાભ પામી શકે તે રીતે બનતી ત્વરાથી પામવાને માટે અત્યંત આગ્રહી, ઉત્સાહી, અને ખંતીલો રહે છે. તે જેમ નાની અથવા મોટી, માલવાળી કે નિર્માલ્ય એક પણ તકને ગુમાવી દેતો નથી, તેમ તે પોતાના જીવનની એક ક્ષણ પણ નકામા કાર્યમાં ગાળવામાં ગુમાવી દેતો નથી. જો કોઈ મનુષ્ય - આચરવા માગે તો પછી ભલે તે ગમે તે

લૌકિક સ્થિતિમાં હોય, અથવા વર્તમાન સમયમાં ગમે તેવી ભૂમિકામાં હોય તોપણ આચરીને જેનાવડે તે વિજયને પામી શકે એવાં કેટલાક સત્ય સિદ્ધાંતો સંક્ષેપમાં નીચે દર્શાવવાનો પ્રયત્ન કરીએ છીએ. પરંતુ આ સ્થળે એ સ્મરણમાં રાખવું કે આપણા વિજયની કલ્પના અથવા વિજયની મર્યાદા મનુષ્યના સામર્થ્યજેટલી વિશાળ છે, અને આવા વિજયના પરિણામમાં જે લાભો પ્રાપ્ત થાય છે, તેમાં જે કંઇ મૂલ્યવાન્ વસ્તુ છે તે સર્વનો સમાવેશ થાય છે. જે જે વસ્તુઓ મનુષ્યહૃદય ઇચ્છે છે, અને જેનો જેનો મનુષ્યનું અંતઃકરણ ઉપયોગ કરી શકે છે તે સર્વનો આપણા વિજયની વિશાળ મર્યાદામાં સમાવેશ થઇ રહે છે. આ પ્રકારના વિજય અને તેના પરિણામોને દૃષ્ટિમાં રાખીને, આપણે તેની પ્રાપ્તિના માર્ગને શોધવાને અને તેમાં પ્રયાણ કરવાને તત્પર થઇએ છીએ.

* * * * *

પ્રત્યેક વાસ્તવ વિજય પ્રાપ્ત કરવાનો મુખ્ય આધાર તમારા પોતાના ઉપર રહેલો છે. તેથી તમને પોતાને મહાન્ કરવા એ પ્રથમ અગત્યનું અને મહત્વનું છે. તમારો પોતાનો સુધારો કરો, તમે જાતે સુધરો. પ્રત્યેક દિવસે તમારે તમારા જ્ઞાનમાં, સામર્થ્યમાં અને આંતર દૃષ્ટિ વા અંતર્મુખતામાં વૃદ્ધિ કરવી જોઇએ. બલવાન્ દૃઢ અંતઃકરણ, અચલ અને વીર્યવાન્ સ્વત્વ ( Personality ), પ્રતાપમય ચારિત્ર્ય–આ બાબતો અત્યંત અગત્યની છે. આ કાર્યમાટે વિવિધ પ્રયત્ન કરનાર અનેક મનુષ્યોતરફથી વારંવાર એ પ્રકારની ફરીયાદ કરવામાં આવે છે કે અમને અભ્યાસ કરવામાં અથવા આત્મસુધારણા કરવામાં જોઇએ તેટલો સમય મળતો નથી. છૂટાછવાયા કોઇ કોઇ પ્રસંગોમાં આ સત્ય હોય છે. પરંતુ સિદ્ધ નિયમરૂપે આ વાર્તા કોઇ રીતે ઠરી શકે એમ નથી. નિર્માલ્ય અથવા નિરર્થકકરતાં પણ હલકી એવી અનેક બાબતોમાં આજ કાલના યુવાનવર્ગનો મોટો ભાગ કે જે બીજું ઉપયોગી કાર્ય કરવા ધારે તો તે કરી શકવાને સારીરીતે શક્તિમાન્ છે તે કેટલાબધા પ્રમાણમાં પોતાના સમયનો વ્યય કરે છે તે વિચારો. અને પછી તેવા પુરુષો પોતાની સુધારણા કરવામાં યોગ્ય પદ્ધતિપૂર્વક પ્રયત્ન કરે તો અવશ્ય કરીને કેટલો મહાન્ લાભ થાય તેનો વિચાર કરો. યુવાન્ પુરુષો અને યુવાન્ સ્ત્રીઓ કે જેઓ યથાર્થ વિજય અને વાસ્તવ મહત્તાને પ્રાપ્ત કરવાને શક્તિમાન્ છે તેમણે નિરર્થક આનંદ, નકામા ગપાટા અને એવા જ વિવિધ નિષ્પ્રયોજન વ્યાપારોને છેલ્લા નમસ્કાર કરી લેવા જોઇએ. આમ કરવું એ કંઇ મોટો ત્યાગ કરવો ગણાતું નથી. કેમકે એવા વ્યાપારો વસ્તુતઃ નિરર્થક જ હોય છે.

તમારા પોતાના તરફ અને તમારા સ્વભાવ અથવા તમને પડી ગયેલી ટેવોતરફ દૃષ્ટિ નાખો, અને તમારા જીવનમાં જે જે નકામું, હાનિકારક અને તમારા સમયનો વ્યર્થ ભોગ લેનાર હોય તે ... પછી તે શારીરિક માનસિક અથવા લૌકિક ગમે તે હો પણ તે સર્વને વીણી કાઢો, એ તત્કાળ તે બધાની સર્વાંશે તિલાંજલિ આપી દો. પછી જોશો તો તમને જણાશે કે તમારો વિકાસ કરવાને માટે તમને પુષ્કળ સમય મળે છે. સવારથી સાંજસુધીના તમારા પ્રત્યેક વ્યાપારોનું સૂક્ષ્મપણે નિરીક્ષણ કરતાં તમને જણાશે

કે લગભગ ૯૦ થી ૭૫ ટકા તમે નકામા વ્યાપારોમાં જ કાળક્ષેપ કરતા હો છો. તેમ જ તમારા ઉપયોગના કાર્યમાં પણ દીર્ઘસૂત્રીપણાને લીધે અને આળસને લીધે જોઇએ તેના કરતાં ઘણો જ સમય તમે ગાળતા હો છો. તત્કાલ નિર્ણય ન કરવામાં અને નિર્ણય કર્યો હોય તો પછી તેને આચારમાં મૂકવામાં જ વચ્ચે તમે ઘણો સમય કાઢી નાંખો છો, એમ સૂક્ષ્મપણે જોતાં તમને જણાશે. આ સર્વ બાબતોનાં મૂળને જોઇ જોઇને ઉખેડી નાંખો અને તમારા જીવનઉદ્યાનને સુંદર ઉપયોગી વૃક્ષો વાવવાને માટે અત્યંત વિશાળ થયેલું જોશો.

"જુવાની ફરી ફરી આવવાની નથી, જુવાનીમાં તો જે ભોગવી લીધું તે જ ખરૂં, જુવાની તો ભોગોને માટે જ છે." એ વગેરે સામાન્ય મનુષ્યનાં કથનો મોટા મોટા મનુષ્યો પણ સત્વર ભૂલી શકતા નથી. આ વચનોને અનેક મનુષ્યો બહુ સત્યરૂપે જાણે છે, ખરૂં જોતાં તેથી ઉલટું જ છે. અને તે તેમને વૃદ્ધાવસ્થામાં સમજાય જ છે. જો તમે યોગ્ય પ્રકારથી નિત્ય જીવન ગાળો છો, અને અખંડિતપણે તમે તમારી સુધારણા કર્યા જ કરો છો, તો જ્યાં પર્યંત તમારૂં જીવન ટકે છે ત્યાં પર્યંત નિત્ય તમને આનંદ ભોગવવાનો ખરો આનંદ ભોગવવાનો—જોઇતો સમય મળે જ છે. અને ઇતર જન્મમાં પણ તમે એ આનંદના ભોક્તા રહી શકો છો. જુવાનીમાં જગતની મોજશોખો ભોગવવી, તથા લૌકિક વિષયભોગો અને તે પણ હલકા પ્રકારના વિષયભોગોમાં જ જુવાનીનો સમય વ્યતીત કરવો, અથવા પુત્રપુત્રીરૂપ પ્રજા ઉપજાવીને I have done my duty [ મેં મારૂં કર્તવ્ય પૂર્ણ કર્યું છે ] એમ માનવું, એ કેવળ અજ્ઞાનકાળની પ્રજાને માટે ભલે સત્યરૂપ હોય પણ આર્યદેશની પ્રજાને માટે તો તે પૂર્વે સત્યરૂપે હતું નહિ અને આજે છે પણ નહિ; ભવિષ્યમાં થનાર પણ નથી. મધ્યમાયુવાળા અથવા વૃદ્ધપુરૂષોએ શિથિલ વૃત્તિ ધારણ કરીને આળસમાં તે અવસ્થાને યોગ્ય ઉદ્યમ કર્યાવિના સમય વીતાવવો, પેન્શન ખાઇને આખો દિવસ ઉંઘ્યા કરવું કે 'ટાઇમ્સ', 'એડવોકેટ' વાંચી દિવસ પૂરો કરવો, અથવા ઘરમાં નવરા બેઠા છોકરાંનાં છોકરાં અને તેનાં છોકરાં રમાડ્યા કરવાં અને બહુ બહુ તો વહુઓ કહે તે શાક લાવી આપવું અને નહિ તો વૃદ્ધાવસ્થામાં ખીલી ઉઠતા ચીડીયા સ્વભાવને વશ થઇ જેના તેના ઉપર ચીડીયાં કર્યા કરવાં એ કર્તવ્ય આર્યપ્રજાના મધ્યમાયુવાળા તેમ જ વૃદ્ધોને માટે પૂર્વે હતું નહિ, અને વર્તમાન સમયમાં છે પણ નહિ. ભવિષ્યમાં કરવાનું પણ નથી.

યુવાવસ્થાના મદભર્યા સમયમાં જ્યારે તમે મહાલતા હો ત્યારે તે સમયનો તમે સદુપયોગ કરજો. એ પ્રકારે કરવાથી તમે તમારી યુવાવસ્થાને દીર્ઘ કરી શકશો. અને ઉપરથી વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો દેખાવા છતાં અંતરથી યુવાન્ તો તમે અખંડ જ રહેશો. આ ઉપરાંત વિશેષમાં, આ જગતમાં તમે કંઇ પણ અપૂર્વ પ્રકારના થઇ શકશો. આપણે પોતે આનંદ ભોગવવો કે નહિ એ પ્રશ્ન નથી, પરંતુ પ્રશ્ન એ છે કે નિર્માલ્ય અને અત્યંત ક્ષુદ્રસરખા આનંદભોગમાં જ આપણા જીવનને સોંઘું સટ ગણી નિરંતર વીતાવ્યા કરવું—અને તે પણ જ્યારે આપણે ભવ્ય, અને ઉદાત્ત જીવન કે જે જગતમાં ઉપજી શકે એવા સર્વોત્તમને ઉપજાવવા સમર્થ છે, અને જગતમાં જે કંઇ સર્વોત્તમ છે તેને અત્યંત પ્રમાણમાં ભોગવવાને સમર્થ છે, તેવું જીવન ગાળી શકવા શક્તિમાન હોવા છતાં પણ હલકી દશામાં જ વીતાવ્યા કરવું કે કેમ.

આજથી જ આરંભ કરો, અને આત્મસુધારણાના નિયત પદ્ધતિવાળા ક્રમને અનુસરવાની વ્યવસ્થા રચી દો, તમારી વર્તમાન સમયની સ્થિતિ, વર્તમાન સમયનાં તમને પ્રાપ્ત સામર્થ્યો, વર્તમાન સમયમાં તમને મળતો અવકાશ, તમને જેટલા પ્રમાણમાં અનુકૂળતા આપે તેટલા પ્રમાણમાં તમારી 'આત્મસુધારણા'માટે તેને અનુકૂળ જેટલી શાખાઓ હોય તેટલી શાખાઓમાંથી અને તેટલી વધારે પ્રમાણની શાખાઓમાં પ્રવેશ કરો. તન, મન, ધન, આત્મા એ સર્વના વિકાસમાંથી જે જે બાબતોનો વિકાસ તમે કરી શકો તે સર્વ બાબતોના વિકાસક્રમમાં જોડાઓ.

* * * *

વિજયી, ઉદ્યોગશીલ તથા મહત્વાકાંક્ષાવાળા મનુષ્યોસાથે જ માત્ર સંબંધ રાખો. જગતમાં ભલે તેઓ પ્રસિદ્ધ પુરુષરૂપે ન ગવાયા હોય, પરંતુ માત્ર જગતના કહેવાતા મોટા મનુષ્યો તમારી આત્મસુધારણા કરવામાં તમને યોગ્ય સહાય આપી શકવાના નથી. એથી ઉલટું જગતમાં મોટા તરીકે ન ગણાયા હોય પણ સલક્ષણવાળા હોય, ઉપર કહ્યું. તેવા પૌરુષવાળા હોય તે મનુષ્યો તમને સ્વસુધારણામાં સબળ સહાય આપશે. જે મનુષ્યોને આપણે મિત્રરૂપે અથવા કોઇ પણ પ્રકારનાં સંગી કરવારૂપે ઇચ્છીએ છીએ તેમની આપણા ઉપર અત્યંત અસર થાય છે. જો તેઓ નિરુદ્યમી, કલેશ કંકાસવાળા, ચિંતાવાળા, દરિદ્રતાનું જ પોતાનામાં અખંડ ભાન કર્યા કરનારા, નિષ્ફળતા, પરાજયને જ જ્યાં ત્યાં જોનારા અને વિહિત અવિહિતનો વિવેક કર્યા વિના ગમે તે રીતે સ્વાર્થ જ સાધવો એ પ્રકારના વિચારવાળા, તમારા મિત્રો અથવા સંગીઓ હોય છે, કેવળ સ્થૂળ જોઇને જ તે ઉપર તર્ક કરનારા, મનુષ્યના આંતર સામર્થ્યનો વિચાર કર્યા વિના તેની બહારની પ્રતિકૂળતા જોઇને તેનું ને તેનું જ તે મનુષ્યને સ્મરણ અને દૃષ્ટાંતદ્વારા ભાન કરાવ્યા કરનારા, સંશય, કુતર્ક અને અશ્રદ્ધાને જ જેમાં ને તેમાં આગળ આણી તેવા વિચાર કરવા એને જ સાવધાનતા વિચારો કરવા એમ માનનારા જો તમારા સંગીઓ હોય છે, તો તેમની પાસેથી તમે કશું જ લાભકારક મેળવી શકો એમ નથી, પણ એથી ઉલટું તેમનો સંગ તમારા સમયને, તમારા સત્વને, તમારા બળને, તમારા સદ્ગુણને અને તમારી અંતરની ઉચ્ચ સામગ્રીને લઇ લેનાર અને એ પ્રકારે તમને હાનિ કરનાર જ છે. સ્વલ્પમાં તેમનો સંગ તમને સર્વરીતે હલકામાં અને હલકામાં જ ઉતારનાર હોય છે. જગતમાં ઉત્તમતાવાળા પણ ઘણા મનુષ્યો છે. એકાએક તમને ન મળે તો શોધવાનો શ્રમ કરો, તેમને મેળવવાની તમારાથી બને તેટલી તમારામાં યોગ્યતા ઉપજાવો, અને તેવા સંગને પ્રાપ્ત કરો, તમારા આજ સુધીના જીવનને જરા કઠિન પડે તોપણ તેવાના સંગમાં રહીને જ તમારૂં જીવન ગાળો. તમારા ક્લિષ્ટ જીવનને, ક્ષણે ક્ષણે નીચે પડતા જીવનને પણ તેઓ ગમે તેવું ઉચ્ચ કરવાને સમર્થ છે; પરંતુ તેમના સંગી રહેજો. આજના તમારા બીજા હલકા મિત્રોસાથે જેવા એકમેક થઇ રહ્યા હો છો, તેવા જ તેમની સાથે થવાનો પ્રયત્ન કરજો. તમને તમારા વર્તમાન વિચારોથી પ્રતિકૂળ એવું ઘણું પ્રાપ્ત થાય અને તેને અનુસરવું પડે તો તે પણ કરવાને તત્પર રહેજો. એ પ્રતિકૂળપણું થોડા જ સમય રહેશે. જો કે યોગ્ય મહાપુરુષો તમારો અધિકાર વિચારીને તમને ધીમે ધીમે જ ઉંચે ચઢાવશે. જો આવો સમય તમને પ્રાપ્ત થાય તો ધીમે

ધીમે ઉંચે ચઢવામાં તમારા અધિકારની ન્યૂનતાને જ કારણ માની એ વિલંબના કારણરૂપ એ મહાપુરુષોને બનાવશો નહિ. 'આટ આટલા દિવસથી અમે અમુકનો સંગ સેવીએ છીએ પણ અમને એથી કશો જ લાભ થયો નથી' આવું વચન વાસ્તવ યોગ્ય પુરુષના સંગમાં આવ્યા પછી બોલવાની તમને વૃત્તિ થાય તો તે તત્કાળ અટકાવજો. કેમકે એ વાર્તા કેવળ જ ખોટી છે. સાચા સંગી થયા પછી તે તમારો સુધારો ન કરી શકે એ બને જ નહિ. જે ભૂલ છે તે તમારા સંગી થવાના પ્રમાણમાં છે. માટે તમને તે પુરુષના સંગથી લાભ ન જણાય તો તમે તેમના સાચા જેવા જોઈએ તેવા ઉંડાણના સંગી નથી થયા એમ વિચારીને તત્કાળ તેવા સંગી થવા પ્રયત્ન કરજો. તેમનાથી દૂર રહેવાવાનાં જે જે કારણો હોય તેને તરત દૂર કરવા માંડજો, અને જેમ બને તેમ વધારે અને વધારે પ્રમાણમાં તેમનાથી ઐક્ય થાય તેમ કરજો. આ પ્રકારે થતાં તમે અવશ્ય લાભ પામશો. તેઓ તમને અનુકૂળ થતા ન જણાય, તમારા વિચાર, વર્તન વગેરેથી તેમની વિપરીતતા જણાય તો તે સ્વાભાવિક છે. તેમને તમારા જેવી ભૂમિકામાં નીચે ઉતરવું નથી, તેથી તમારે જ તેમને વળગી રહેવાની જરૂર છે, તે પણ મુખ્યત્વે કરીને તેમના તમારા પ્રતિના ઉપદેશની સાથે. તેમના બાહ્યજીવનના સર્વ વ્યાપારો સાથે સંબંધ રાખવાનું કશું જ કારણ નથી, તેઓ પોતાની ભૂમિકાપ્રમાણે પ્રસંગે વિલક્ષણ વ્યવહારો કરે તે જોઈ તમારે વ્યામોહવશ થવાનું નથી. તમને જે ઉપદેશ મળે અને જે તેમનું નિર્મળ ચારિત્ર્ય જુઓ તેને અનુસરજો. તેના સાચા સંગી થજો. તેમ થતાં અવશ્ય તમે સહજમાં આત્મસુધારણા કરી શકશો.

* * * *

તમારા પોતાનામાં જ શ્રદ્ધા પ્રકટાવો. મિથ્યા—ઉપર ઉપરની—નહિ પણ સાચી શ્રદ્ધા પ્રકટાવો. જરા જરા તમારો પરાજય થયો કે સહજ પ્રતિકૂળતામાં તમે સ્થપાઓ એટલામાં જ તમારામાંથી પલાયન કરી જનાર શ્રદ્ધા એ સાચી શ્રદ્ધા નથી. ગમે તેવી સ્થિતિમાં તમે આવી ગયા હો તો પણ જે તમને ન તરછોડે અને તમારી સાથે રહી તમને ઉંચી અને ઉંચી દિશાપ્રતિ દોર્યા કરે તેને સાચી શ્રદ્ધા જાણજો. 'અમારામાં તે નથી' એવું કહેવાને માટે જીભને જરા પણ શ્રમ ન આપશો. એ તો તમારા કહ્યા વિના જ જાણ્યું છે. તમારૂં જીવન એ જ વાર્તા કહ્યા કરે છે. એવી શ્રદ્ધા ન હોય તો કોઈ પણ ઉપાયે કરી પ્રકટાવો. અશ્રદ્ધાને લઈને તમને પોતાને તમે હો તેના કરતાં પણ ન્યૂનતાવાળા માનવા તેના કરતાં અધિકતાવાળા તમને પોતાને માનવા એ વધારે સારૂં છે, પરંતુ આ સ્થળે ધ્યાન રાખજો. જો સમજશો નહિ તો આ વચન તમને ઉંડા ખાડામાં એક ક્ષણમાં જ ગગડાવી મૂકે એમ છે. બીજાઓની પાસેથી તમે અધિકતાવાળા છો એ પ્રકારે મનાવવાનો પ્રયત્ન કરવાની જરૂર નથી. ચાર મોટા બેઠા હોય તેની આગળ જઈને પ્રધાનપણે બેસવું, ચાર લોકના દેખતાં ચાર મોટાઓની સાથે ફરવું, ચાર મોટી મોટી વાતો કરવી, અને અમે પણ કંઈક છીએ એવું બહારથી બતાવવા પ્રયત્ન કરવો અને બીજા લોકો તમને મોટારૂપે માને એ પ્રકારે તમારે અંતરથી ઇચ્છવું એનું નામ 'અધિકતાવાળા તમને પોતાને માનવા' એવું નથી, એ તો તમને ઉલટું નિકૃષ્ટ ભૂમિકામાં સ્થાપનાર છે. તમે તમારા મનથી અધિકતાવાળા છો એમ માનો, અર્થાત્ કોઈ પણ વિપ-

સ્તિથી, કોઈ પણ ભયથી, કોઇ પણ ચિંતાના પ્રસંગથી, કોઇ પણ શોકના કારણથી અને એવાં જ વિવિધ વિઘ્નો અથવા ઉપાધિઓથી તમે અભિભવ પામો એમ નથી એ પ્રકારનો તમારામાં નિશ્ચય રાખવો, અને તેવા પ્રસંગે તમારા એ નિશ્ચયપ્રમાણે લેશ પણ ન દબાતાં તમારી અધિકતા જાળવી રાખવા તમારા અંતરથી યત્ન કરવો એ જ કહેવાનું છે. તમારા પોતાનામાં શ્રદ્ધા ઉપજાવતાં તમારામાં આ અધિકતાવાળો વિચાર અર્થાત્ તમે અધિકતાવાળા છો એ વિચાર સ્થિર રહેશે, અને તેને અનુસરતું જ તમારૂં વર્તન થશે. બહારથી બીજાઓપાસે તમને સીકંદર બાદશાહ મનાવવાનો પ્રયત્ન કરશો નહિ. બહારથી તો ગોકળ ગાયજેવા નમ્ર રહેજો, પણ તમારી અંતરની ખુમારી ઉચ્ચતાની ટોચે પહોંચાડજો. તમારી અંતરની શ્રદ્ધા તમારા અંતરને જરા પણ નીચે ન પડવા દે તેને માટે છે. તમને પોતાને અધિકતાવાળા માનવાનો વિચાર તમારા અંતરને નીચે ન ઉતારે તેને માટે છે. બહારથી ડૈં થઇને ફરવા માટે નથી, બીજાઓપાસે તમે અધિકતાવાળા છો એવું મનાવવાનો તમારે પ્રયત્ન કરવાનો નથી. એ તો એની મેળે જ એ લોકો માનતા થશે. તમારે પ્રયત્ન કરવાનો છે તે એ છે કે તમારૂં અંતર તમને અધિકતાવાળું માનતું થાય, તમારા અંતરમાં તમારૂં માન વધે, તમારૂં અંતર તમારાથી ડરીને નોકર જેમ મહારાજાથી ડરીને ચાલે અને તેને અખંડ માન આપે, તેમ તમારાથી ડરે અને તમને માન આપે એમ કરવાનું છે. આ વાતો ખાસ લક્ષમાં રાખજો.

જરા પણ ભયનો, શોકનો કે એવો તમને નીચે ઉતારનાર વિચાર તમારામાં ઉઠે, કે એવો સ્થૂલમાં પ્રસંગ બને તે જોઇને તમારી પાસે એ જ પ્રકારનું સત્ય મનાવવાને માટે તમારૂં અંતર તમને કહેવા આવે તે જ ક્ષણે તમારામાં હોય તે સઘળા સામર્થ્યથી એકદમ ગર્જી ઉઠજો કે હું એ બધા કરતાં અધિકતાવાળો છું. આ સમયે ગર્જના કરવા માટે અને એ કશાથી ન ડરતાં તે બધાના સંમુખ એક વીર નરરૂપે ઉભા રહી તેમનો પરાજય કરવા માટે જ આ વિચારને ધારણ કરવાનો છે. આ પ્રકારે કરીને જે ક્ષણે તમે અંતરથી તમને અધિકતાવાળા યથાર્થરૂપે માનશો કે તે જ ક્ષણે જગત્ તમને અધિકતાવાળું માનશે. તેને માનવાની ફરજ જ પડશે, તમે અધિકતાવાળા છો એ પ્રકારનો સાચો આઘોષ જ્યાં તમારા અંતરને કરશો કે તેની બીજી જ ક્ષણે જગતને એ જ પ્રકારનો પ્રતિઘોષ કરવ[ા]ની જરૂર પડશે.

પ્રથ- તારનાર ળે તો શોષ જયંને પ્રાપ્ત કરી શકો એમ છો એ પ્રકારે જાણો, અને પછી એ જ ...મ્યતા ઉપજાવે અંતરમાં ચિંતન કરો, મુખથી બોલો અને એ જ પ્રકારે વર્તો. ઉચ્ચ પ... કઠિન પડે તોપ ...તર આશા રાખો, ઉચ્ચ વસ્તુઓનું જ નિત્ય ધ્યાન ધરો અને જ્યાંસુધી તેં નિ, ક્ષણે ક્ષણે નીચે ત્યાંસુધી એ પ્રકારની આશા અને ધ્યાનને અખંડિતપણે સેવ્યા કરો. પારતમના સંગી રહેજો ...ભા રહેવાનું ધારશો નહિ, તમારા પોતાના જ પગઉપર ઉભા રહો. પરંતુ જે હો છો, તેવા જ ...ત્યંત સિદ્ધ કર્યું છે તેમની નિકટતામાં રહેજો. મનવડે તેમની નિકટ રહી પ્રતિકૂળ એવું ધા... ...દ્ધાપૂર્વક નિ:શંકપણે માનો કે પ્રકાશિત બાજુનું અવશ્ય દર્શન થશે. જે કંઈ એ પ્રતિકૂળપણું તે અવશ્ય પ્રાપ્ત થશે. અંધકારના મધ્યમાં પણ અવશ્ય કરીને માનો કે વ- રીને તમને ધીરે અને અનુકૂળ પ્રસંગ હાથ વહેંતમાં જ છે, અને સૂર્ય અવશ્ય પુનઃ પ્રકટનાર
કંઇ શુભ છે તે અત્યંત સામર્થ્યવાળું છે. એના પરમસામર્થ્યમાં અચળ શ્રદ્ધા

ધરીને તમારા જીવનમાં પ્રત્યેક પ્રસંગની પ્રકાશિત બાજુને જ પ્રકટાવવાનો પ્રયત્ન કરો; તેને જોવાનો અભ્યાસ પાડો. સર્વ વસ્તુના અંગે અનુકૂળ અને પ્રતિકૂળ બે ભાવો રહ્યા છે. તેમાંથી પ્રતિકૂળ ભાવને પ્રકટવાનું કારણ પ્રત્યક્ષ જણાય તોપણ તેને ન સ્વીકારીને અનુકૂળભાવને જ જુઓ. જીવનની અથવા જીવનમાં આવી મળનાર પ્રસંગોની અનુકૂળ વા પ્રકાશિત બાજુને જોવાની સામાન્ય ઇચ્છા રાખીને બેસી રહેશો નહિ. તમે જાતે પ્રકાશરૂપે થાઓ અને પ્રસન્નતાથી નિરંતર છવાયલા રહો. જેનામાં સરખું સામર્થ્ય છે અને જેને સમાન પ્રસંગો અથવા તકો આવી મળે છે એવા બે પુરુષોના દૃષ્ટાંત લો. તેમાં એક સ્વભાવથી જ પ્રસન્ન અને બીજો સ્વભાવથી જ મુંજી. વિજયના પ્રદેશમાં પેલા મુંજીકરતાં પેલા પ્રસન્નતાવાળા મનુષ્યને સ્વભાવથી જ દશ ગુણઅધિક વિજયને અર્પનાર અનુકૂળ પ્રસંગો પ્રાપ્ત થવાના. મનુષ્યો પોતાની વ્યાપાર, ઉદ્યોગ, નોકરી વગેરેની દિશામાં તેમ જ સામાન્ય જનસમાજમાં પ્રસન્ન મુખ અને હૃદયવાળાને જ શોધતા હોય છે. જેની કળી પ્રસન્નતાથી ખીલેલી રહે છે તેને સર્વ કોઇ સર્વ કાર્યમાં વધાવી લે છે. ઉદાસ તેમ જ બળીયલ સ્વભાવ તથા મુખવાળા મનુષ્યને જ્યાંથી હાંકી કહાડવામાં આવે છે ત્યાં જ પ્રસન્ન મુખ અને આનંદી સ્વભાવવાળાને વધાવી લેવામાં આવે છે. અને પ્રાપ્તવ્યની દિશામાં સારી વસ્તુઓને આકર્ષવાનું સામર્થ્ય એ એક અતિશય મહત્વની વસ્તુ છે. પરંતુ પ્રસન્નતાનું એના કરતાં પણ વધારે મૂલ્ય છે. પ્રસન્નતા સંયોજક છે, અનેક અનુકૂળ વસ્તુ, સ્થિતિ વગેરેની સાથે સંયોગ કરાવનાર છે, અને જ્યાં ત્યાંથી અનુકૂળને આકર્ષી આપણામાં એકત્રિત કરનાર છે. જે મનુષ્ય પ્રકાશિત અને સુખસ્વરૂપ છે તેના પ્રતિ સઘળું શુભ અને સઘળી અનુકૂળ વસ્તુઓ આકર્ષાઇ આવે છે. સ્મરણમાં રાખો કે સૂર્યપ્રકાશ એ વનસ્પતિને ઉગાડનાર છે. તમારામાં ઉત્તમતાને ઉગાડવાને માટે માનસ્ સૂર્યપ્રકાશ જે પ્રસન્નતા છે, તેને પ્રકટાવવાની–ઉગાડવાની અગત્ય છે.

* * * *

પરાજય અથવા વિપત્તિનું ચિંતન કે વાર્તા કરશો નહિ. વિજય પ્રાપ્ત કરવાના જ દૃઢ નિશ્ચયને વળગી રહેજો. વિપત્તિ અથવા પરાજયનું અનુમાન અને દર્શન તમને ડગલે અને પગલે થશે. પરંતુ તેમ છતાં તમે તેના ચિંતનથી મુક્ત રહેજો. અને પ્રાપ્તિવિના બીજા કોઇ વિચારને કે શબ્દને પણ બોલશો નહિ. વિજયવિના બીજું પ્રતિકૂળ સ્ફુરણ વા સંશય ઉપજે તેને સ્થિર થવાનો લેશ પણ અવકાશ આપશો જે ક્ષણે તમે વિજયનું ચિંતન કરતા હો–તમારા અંતરમાં વિજયના નિશ્ચયને જ હો તે ક્ષણે જ તમને પ્રતિકૂળ અર્થાત્ પરાજયનું દર્શન થાય તોપણ કશી જ નથી. એ દર્શનથી ડગવાનું કારણ નથી. ટીટોડી એવી રીતે ડગી છે ? ભગીરથે રીતે ડરકણપણું બતાવ્યું છે ? પેલા ધ્રુવે આરંભના પ્રતિકૂળ દર્શનથી થરકાટ ઉપછે ? એ પરાજય પણ નિવૃત્ત થશે, એ દર્શન પણ અળપાઇ જશે. પ્રસંગે આખું તમારાથી વિરુદ્ધ વર્તતું તમને પ્રતીત થાય તેમ છતાં સમગ્ર વિશ્વ મિત્ર જ છે એમ જાણજો. વિશ્વ તમને તમારાથી વિરોધી જણાય છે તેનું એ જ છે કે જે અનુકૂળ માર્ગથી તમારે વિશ્વની સાથે સંબંધમાં આવવું જોઇએ, રીતે તમે આવ્યા હોતા નથી. તમે તમને પોતાને બદલી નાંખો, અને તે પણ તમારી

પોતાની મેળે તમને બદલી નાંખો. સર્વના મિત્રરૂપ થઇ રહો—સમગ્ર જગતના મિત્રરૂપ થઇ રહો. પ્રત્યેક મનુષ્ય તમારા હિતને જ ઇચ્છે છે અને તમારૂં હિત થાય તેમાં જ રાજી છે એમ જાણો. અને માનવ જાતિની કોઈ સાચી ઉપયોગી સેવા કરવાની નિરંતર ઇચ્છા રાખ્યા કરો. આમ કરતાં ઘણા અલ્પ સમયમાં જ તમારૂં ભાગ્ય પલટાતું અર્થાત્ ઉત્તમતાને ધરતું તમને જણાશે. પ્રત્યેક મનુષ્ય તમારાથી વિરુદ્ધ છે એ પ્રકારે જ્યાં તમે માનો છો એટલે તમે બીજું કંઈ જ કરતા નથી પણ બીજાઓને તમારાથી વિરુદ્ધ થવાની વૃત્તિને જાગ્રત કરો છો અને તેને પોષણ આપો છો. આ વાર્તા ચોકસરૂપે જાણી રાખો કે મનુષ્યજાતિની જે વાસ્તવ બાજુ અથવા સત્ય બાજુ છે તે પ્રત્યેક વિકાસ પામતા મનુષ્યના વાસ્તવ વા સત્ય મિત્રરૂપ જ છે, તે સર્વ કોઇના હિતમાં જ તત્પર છે. આ વાર્તા જાણીને જે મનુષ્યની સાથે તમે સંસર્ગમાં આવો તેનામાં જે ઉચ્ચમાં ઉચ્ચ લક્ષણ હોય, તેનામાં જે કંઇ શ્રેષ્ઠ હોય તેની સાથે તમે સંબંધવાળા થાઓ, તે મનુષ્યની વધારે ઉત્કૃષ્ટ બાજુની સાથે જ તમે જોડાયલા રહો. આ પ્રકારે કરવાથી તમારૂં તેમ જ સમગ્ર જગતનું જીવન ઉત્તરોત્તર અધિકાધિક મૂલ્યવાન્ દૈવીસંપત્તિસમન્વિત થતું જાય છે. વિઘ્ન તથા નિષ્ફળતાનું કદાપિ ચિંતન કે કથન ન કરશો, વિજયનું જ ચિંતન કરો. વિજયને જ વદો, શ્વાસપ્રશ્વાસમાં વિજયને જ ગ્રહણ કરો અને કાઢો, વિજયનું જ આકર્ષણ કરો, વિજયમાં જ રહો અને તમારા પોતાના વિજયસામર્થ્યમાં અચલ શ્રદ્ધાપૂર્વક અખંડ નિમજ્જન કર્યા કરો. દૃઢ શ્રદ્ધાથી માનો કે જગત્ તમારા કલ્યાણને અર્થે જ છે, તમારાથી વિરુદ્ધ કોઈ વસ્તુ નથી; આ માનવામાં જેટલા પ્રમાણમાં તમે શ્રદ્ધાવાળા હશો તેટલા પ્રમાણમાં તે વસ્તુની તમારામાં પ્રતીતિ કરી શકશો.

* * * * *

વર્તમાન સમયમાં વ્યાપારાદિમાં ચાલી રહેલું સ્પર્ધા ( Competition )નું બંધન અમને બહુ બંધનકારક થાય છે. અને તે બાબતમાં અમારે પરાધીનતાની ગુલામગીરી ભોગવવી પડે છે; આ પ્રકારે આજે અનેક મનુષ્યો માનતા હોયછે. તેઓ એવા પ્રકારના નિયમનું પ્રતિપાદન કરતા હોય છે કે આ ગુલામી તો વ્યવહારમાં રહ્યા, એટલે ભોગવવી જ પડે. અને તેથી ' પરાધીન સ્વપ્ને સુખ નાહિ ' એ ન્યાયે પરાધીનતાવાળાને પછી સુખપ્રાપ્તિ હોવી કઠિન થઇ પડે છે. વર્તમાન સમયની સામાજિક અને ઔદ્યોગિક પદ્ધતિઓ કે જેમાં આવાં બંધનો રહેલાં છે તેમાં સુધારો થવાની અગત્ય છે. અને એ તો સિદ્ધ જ કે જે કોઇ, કોઇ પણ બાબતમાં પ્રથમ સુધારો કરવા તૈયાર થાય છે તેને વધારે પ્રમાણમાં સ્વાત્મભોગ આપવો પડે છે, અને બીજી પણ અનેક હાનિઓને ભોગવવા તથા કષ્ટ સહન કરવાને પ્રથમ તો તૈયાર થવું જ પડે છે. આ પ્રકારને માટે એ પણ સિદ્ધ જ છે કે પરિણામે તેને અધિક સુખ અને સ્વાતંત્ર્ય ભોગવવાનો સમય આવે છે. અને દૈવયોગે તેને પોતાને તે પ્રાપ્ત નથી થતો તો તેના કરેલા યત્નના પરિણામે જગતના અનેક મનુષ્યોને તો સુખ અને સ્વાતંત્ર્યનો પ્રસંગ પ્રાપ્ત થાય જ છે. અને તે સર્વના અંતરના શુભાશીર્વાદો જેણે એ કાર્યનો આરંભ કર્યો હોય છે, અથવા એ કાર્ય કરવામાં જે નિમિત્તરૂપ હોય છે તે જ્યાં હોય છે ત્યાં તેને સુખ અને આનંદ પ્રાપ્ત કરાવે છે. સમાજનાં બંધનોનો સ્વીકાર કરી કરીને જીવન ગાળ્યા કરવાથી નથી

સમાજની ઉન્નતિ યતી કે નથી મનુષ્યની પોતાની ઉન્નતિ થતી, તેમ એ પ્રકારે કરવાથી નથી સમાજને કોઇ પ્રકારની સહાય મળતી કે નથી મનુષ્યને પોતાને સહાય મળતી. ઉદ્યોગશીલ જગત્ તેમ જ જનસમાજ જેમ જેમ માનવ જાતિ ઉચ્ચ અને ઉચ્ચતર ભૂમિકાઉપર ચઢયા કરશે તેમ તેમ તે વધારે અને વધારે પ્રમાણમાં સુધરતાં જશે. ઉદ્યોગના ક્ષેત્રમાં તેમ જ જનસમાજના મોટા ભાગમાં આવાં બંધનો અનેક પ્રકારના વિક્ષેપને ઉપજાવ્યા જ કરે છે. તેથી તે ક્ષેત્રોને ઉન્નત કરવા માટે આવાં બંધનોને ત્રોડવાને તે તે સમાજના હિતચિંતકે તત્પર થવાની અગત્ય છે. જે મનુષ્ય ગુલામીપણામાંથી પસાર થતો છેક શેઠની પદવીસુધી ચઢે છે તે જ મનુષ્ય પોતાના કાર્યવડે જગતને ઉંચી ભૂમિકાઉપર ચઢાવી શકે છે. અનેક પ્રકારના સામર્થ્યોઆગળ તમને પોતાને એક ગુલામજેવા દુર્બલ માનવાથી તમે પોતે જ તમારા પગમાં ઘાલવાની બંધનની બેડી ઘડતા હો છો. તમારા પોતાના તમે સ્વામિછો, વિકાસ અને અર્થસિદ્ધિના પ્રદેશોના તમે સ્વામિ છો એ પ્રકારે દૃઢતાથી માનવાથી તમે તમારા ઉપર તેમ જ તે તે પ્રદેશોઉપર ક્રમે ક્રમે તમે સ્વામિત્વ મેળવતા જાઓછો. અને અલ્પ સમયમાં જ તમે તમને સર્વ અનુકૂળ થતું અને અનુસરતું જુઓ છો.

* * * * *

નિકૃષ્ટતાની ભૂમિકામાં પડ્યા રહેશો નહિ. નહિ, કદાપિ નહિ. તુચ્છ અથવા ક્ષુદ્ર મનુષ્યરૂપે જેના તેના આગળ પ્રતીત થવાની વૃત્તિ રાખ્યા કરશો નહિ. તેમ દુર્બળા મનુષ્યરૂપે દેખાશો નહિ. શરીર તેમ જ મનને સારી રીતે અલંકૃત રાખશો. શરીરઉપર પહેરવાનાં વસ્ત્રોમાં ભિક્ષુકપણું દેખાડવાથી તમારા ઉપર કોઇ દયા ખાશે એમ જાણશો નહિ. જો તમે સામાન્યસરખા દેખાવાનો પ્રયત્ન કરશો તો પ્રથમ તમને પોતાને જ તમે સામાન્ય અથવા નિર્માલ્યરૂપે દેખાશો, અને તમારે પોતાને માટે તમને જ પ્રથમ હલકાપણાના વિચારો સ્ફુરશે. અને જે મનુષ્ય પોતાને તુચ્છ અથવા હલકારૂપે જુએ છે તે તુચ્છ અથવા હલકારૂપે ન હોય તોપણ થઇ રહે છે એ નિયમ તમને ક્યાં અજાણ્યો છે? સામાના મનઉપર સારી છાપ પાડે એવાં વસ્ત્રાદિક પહેરવામાં અથવા બહારનાં સાધનો રાખવામાં ઘણા દ્રવ્યની જરૂર પડે છે એવું કશું જ નથી. ભપકો અથવા 'ઘરફોપણું' અને પ્રતાપ એ બેમાં ઘણો ભેદ છે. તેથી તમારો પ્રતાપ પડે તેવો પહેરવેશ રાખો, નહિ કે માત્ર ભપકાવાળો જણાય તેવો વેશ રાખવો. દશ રૂપૈયાનું બંગાળી ધોતીયું પહેરવાનું કે પચીસ રૂપૈયાનો ડગલો કે વીસ રૂપૈયાનું જોડ઼ટ પહેરવાનું તમને કોઇ કહેતું નથી. ઉડાઉપણામાટે તમને કોઇ જ સહાય આપતું નથી. પરંતુ સ્વચ્છ, સુંદર અને પ્રતાપમય અથવા જોનારને સારી છાપ પડે તેવા થાઓ. જે કોઈ વસ્તુ તમને પ્રમત્ત, અવિચારી અથવા ઉદ્ધત બનાવવાના વલણવાળી હોય તે વસ્તુ તમારા મનને, તમારા સામર્થ્યને તથા તમારા ચારિત્ર્યને દુર્બલ કરનાર છે એમ જાણજો. પરંતુ મનને યોગ્ય પ્રકારના સુવસ્ત્રથી અલંકૃત કરવું એ તેથી પણ વિશેષ અગત્યનું છે. તમારા મનમાં કોઇ પણ પ્રકારની નિકૃષ્ટતાના વિચારને કદી પણ સ્થાન મળવું ન જોઇએ. તમને પોતાને ઉત્કૃષ્ટ મનુષ્યરૂપે જ જુઓ જાણો. તમારામાં ઉત્કૃષ્ટતાનું તત્ત્વ અથવા બીજ અવશ્ય રહ્યું છે એમ જાણજો. એ પ્રકારે નિશ્ચયપૂર્વક જાણીને તેને પ્રકટ કરવાનો તમારા પોતાના ઉપર જ દાવો રાખજો. તમારી પોતાની વસ્તુને જેમ તમે અવશ્ય મેળવી શકો છો તેમ આ

ઉત્કૃષ્ટતાને તમે અવશ્ય મેળવો છો એ પ્રકારનો આગ્રહ તમારા અંતરમાં ઉપજાવેલો રાખજો. તમારે તમને નિકૃષ્ટ ન જાણતા ઉત્કૃષ્ટ જાણવા એનો અર્થ એવો નથી કે જ્યાં ત્યાં ' હું કંઈ પણ છું ' એમ માનીને મુછો આંમળતા ફર્યા કરવું, પરંતુ તમે કંઈ પણ છો એવું સામાને તમારી રહેણી કરણીથી, વિચારથી અને તમારા જીવનના સમગ્ર અંશથી ભાન થાય એ પ્રકારે રહો, કેમકે તમે તેવા છો-ખરેખર તમે કંઇ પણ છો. પુનઃ પુનઃ કહેવાનું કે આનો અર્થ એવો નથી કે તમારે અન્યની દૃષ્ટિએ તમે અહંકારી છો, સ્વપ્રશંસાના લાલસાવાળા છો એવું બતાવવું. બહારના નિરર્થક આડંબરની કંઇ જરૂર નથી તેમ ' બીજા શું જાણતા હતા, હું એમના કરતાં ઘણુંએ જાણું છું ' આવા મનના વલણને પણ તમારે અનુમોદન આપવાનું નથી. જે મનુષ્યે પોતાના સાચા મહત્વને જાણ્યું હોય છે તે મનુષ્ય દીન નહિ પરંતુ અત્યંત નમ્ર, શાંત, વિનયી, વિવેકી સમર્યાદ તેમ જ અનુદ્ધતપણાળો તેના બાહ્ય જીવનમાં પણ તે હોય જ છે. તેની જ સાથે તેનું આંતર જીવન મહાન્ શક્તિ અથવા બળથી સદા જાગ્રત રહે છે. સદા ઝળહળતું હોય છે. અને તે મનુષ્ય પોતાના મનના પ્રાંત પ્રદેશમાં પોતે ક્યાં છે-પોતાનું સ્થાન કયું છે-પોતાની સ્થિતિ ક્યાં છે, તે સારી રીતે જાણતો હોય છે. તમારા જીવનમાં તમારે માથે કંઇ પણ કર્તવ્ય છે એમ જાણજો. તમારૂં કર્તવ્ય અત્યંત મહત્વનું અને અગત્યનું છે એમ પણ ચોકસ જાણજો. જગત્‌ને તમારી જરૂર છે, અને તેને માટે તમારાથી થાય તેવું સર્વોત્તમ કરવાનું છે એ પણ જાણી રાખજો. જગત્‌ની ભ્રષ્ટતા, તેનું સાચા હૃદયથી રહિતપણું, તેની કદર કરવાની અશક્તિ એ વગેરે તેના ક્ષુદ્ર અથવા નીચ સ્વભાવોતરફ જોવાની કશી જ જરૂર નથી. મનુષ્યની જે ઉચ્ચ બાજુ છે તેની સાથે જ તમે સંબંધ સેવો, જેઓ ઉચ્ચ ભૂમિકાએ જવા પ્રયત્નશીલ છે તેમની સાથે સંબંધ બાંધો. અને તેમની સાથે રહી કાર્ય કરો. જગત્‌માં જે કંઇ બલવાન્ અને મહાન્ છે તેના જ તમે તો માત્ર વિચાર કરો. વિપત્તિ એ પણ તમને પ્રાપ્ત થનાર કોઇ ઉચ્ચ વસ્તુના એક પ્રસંગરૂપ અથવા તકરૂપ છે, સંપત્તિ એ પણ તમને પ્રાપ્ત થનાર કોઇ ઉચ્ચ વસ્તુના એક પ્રસંગરૂપ અથવા તકરૂપ તેમ જ સામર્થ્યપ્રદ છે. કોઈ પણ પ્રકારના સમુદ્રમાં તમે આનંદ જીવન અને સામર્થ્યના સાધનસહિત જ છો, અને તમારૂં વહાણ નિર્ભયપણે ગતિ કર્યા કરતું રહે છે. **संपत्तौ च विपत्तौ च महतामेकरूपता सूर्य.** જેમ ઉદયમાં કે અસ્તમાં-ઉભયમાં એક સમાન રક્ત વર્ણરૂપે રહે છે તેમ વિપત્તિ વા સંપત્તિ ઉભયમાં તમારી તો એકરૂપતા જ હોવી જોઇએ. કેમકે તમે મહાન્ છો.

* * * *

વિચારક તત્કાળ જાણી શકશે કે ઉપરના વિચારોને હૃદયની શુદ્ધ નિષ્ઠાપૂર્વક આચરમાં મૂકવામાં આવે તો મનુષ્યજીવનને લાભકારક એવા અનેક ફેરફાર તેનામાં કરવાને તે સમર્થ છે. પરંતુ ઉપર જણાવેલી વિવિધ પદ્ધતિઓનો સહકારી પ્રયત્ન-સર્વ પ્રકારનો સામટો પ્રયત્ન-અત્યંત મહાન્ ફળને પ્રકટાવનાર છે. અને પ્રસન્નતાપૂર્વક આપણે કહીશું કે કોઇ પણ સ્ત્રી વા પુરુષ ઉપર દર્શાવેલા માર્ગોને ખંતથી અનુસરશે-આગ્રહપૂર્વક તેને ધારણ કરશે, તો તે વિજયને અવશ્ય સિદ્ધ કરશે, તે પોતાના ભાગ્યનો ઉદય કરશે. આવો મનુષ્ય વિજયપરંપરાને પ્રાપ્ત થશે, અને પ્રાતઃકાળમાં સૂર્યનો ઉદય જેમ અવશ્ય છે તેમ તે નિશ્ચયપૂર્વક મહાપદને પામશે. આવા મનુષ્યને પોતાનું ભાવિ પોતાના હાથમાં જ હોય છે. તે મનુષ્ય તેનો અંતરાત્મા જેવો મહાન્ થવાનું કહેશે તેવો તે થઈ શકશે.

# ધર્મવ્રતની ભઠ્ઠીમાં યુધિષ્ઠિરની ધર્મબુદ્ધિ.

[ અનુસંધાન વર્તમાન પૃષ્ઠ ૨૬૪ થી. ]

## શરણે આવેલાનો ત્યાગ નહિ કરવાનો અડગ નિશ્ચય.

આમ સ્વજનથી વિહીન થયલા યુધિષ્ઠિર અને તેમનો અનુચર કૂતરો આગળ ચાલતા હતા, તેવામાં તેમની સન્મુખ ઇન્દ્ર આવ્યો અને સિંહનાદથી તેમને ચેતાવી પોતાના રથઉપર બેસી જવા સૂચના કરી ઇન્દ્રની ઇચ્છા યુધિષ્ઠિરના ત્યાગધર્મની પૂરેપૂરી કસોટી કરવાની હતી. તેણે રથમાં બેસી સદેહે સ્વર્ગે સીધાવવાની લાલચ દાખવી તેમને ચળાવવા પ્રયત્ન કર્યો. પરંતુ યુધિષ્ઠિરે તો આવી લાલચો અનેક વેળા સફલતાથી વટાવી હતી; જો કે વર્તમાન પ્રસંગ ખરેખર અતિશય તાવે એવો હતો; પોતે દીર્ઘ પ્રવાસના થાકથી તેમ ઉપવાસવ્રતથી શ્રમિત થયા હતા, સ્વજનો હેઠે પટકાઇ તેમનો ત્યાગ કરી ગયાં હતાં. અને પોતે અટુલા એકલા પડી ગયા હતા. ઇંદ્રજેવો સ્વર્ગનો અધિપતિ તેમને સ્વર્ગમાં તેડવા રથ લઇ સામો આવ્યો હતો, છતાં ધર્મરાજ યુધિષ્ઠિર સ્થિરસંકલ્પવાન્ જ હતા, અને તેમણે તેની વિનંતિની કોઇ પરવા ન કરતાં સ્પષ્ટ જણાવ્યું કે,

भ्रातरः पतितामेऽत्र गच्छेयुस्ते मया सह ।
नविना भ्रातृभिः स्वर्गमिच्छे गन्तुं सुरेश्वर ॥

હે દેવોના પતિ ઇન્દ્ર! મારી સાથે આવવાને નીકળેલા મારા ભાઇઓ આ લોકમાં પડ્યા રહે અને હું એકલો સ્વર્ગમાં તેમને મૂકીને તારી સાથે આવું, એ કદી બને જ નહી. તેમના વિના હું તારા સ્વર્ગમાં આવવા ઇચ્છતો નથી. વળી સુખ ભોગવવાને પાત્ર સુકુમારી દ્રૌપદી પણ મારી સાથે આવવી જોઇએ, માટે વિચાર કર અને તને યોગ્ય લાગે તો અમને સર્વને લઇ જા."

એટલે ઇન્દ્રે તેમના મનનું સમાધાન કરતાં કહ્યું કે, 'માનવદેહનો ત્યાગ કરીને તે સર્વે તો તને છોડીને સ્વર્ગમાં ગયાં છે અને તું આ જ શરીરથી મારી સાથે સ્વર્ગમાં આવીશ, એ નિઃસંશય છે." તરત યુધિષ્ઠિરે કહ્યું કે એ ખરૂં, પણ આ મારો કૂતરો મારો નિર્મળો ભક્ત છે; તેને પણ મારે મારી સાથે લેવો જોઇએ. તેને અહીં છોડી જવાને મારી બુદ્ધિ ધાતરી ન થાઓ."

તેમની આ માગણી ઇન્દ્રને રુચિ નહીં અને પરસ્પર નીચે પ્રમાણે રમણીય પણ સચોટ સંવાદ થયોઃ—

ઇન્દ્ર કહે છેઃ—

હરિગીત.

હે રાજ! મારા સમ અમર તું થઇશ નિશ્ચય માનજે,
સકલ સમૃદ્ધિ અને મહા સિદ્ધિ મળી પરમાણજે;
સ્વર્ગસુખ સૌ આજ તારે હસ્ત તો આવી રહે,
તજ શ્વાનને, નહીં ક્રૂરતા એ, વચન મુજ મનમાં લહે.

યુધિષ્ઠિર ઉત્તર આપે છેઃ—

હે ઇન્દ્ર! આંખ હજારથી જો; આર્ય કદી નહીં કરી શકે,

આવું દુષ્કર કાર્ય જે અનાર્ય તે નિઃશંક છે:
નથી જોઈ તે મારે કદીયે સંગ એવી ઋદ્ધિનો,
કરવો પડે જે સારૂ મારે ત્યાગ મારા ભક્તનો.

એટલે ઈન્દ્ર વળતો બોલે છેઃ—

નહીં સ્થાન સ્તુત્ય જ શ્વાનને સ્વર્ગે મલિન એ પ્રાણીને,
દેવ ક્રોધી ઇષ્ટફલનો ભોગ નહીં લેવા જ દે;
માટે અરે ! ઓ ! ધર્મરાજ ! બદલ તુજ સંકલ્પને,
તજ શ્વાનને, નહીં ક્રૂરતા એ, વચન મુજ મનમાં લહે.

તેનો યુધિષ્ઠિર સામો ઉત્તર વાળે છેઃ—

ભક્તજનના ત્યાગને અતિ નિંદ્ય સુજ્ઞ જનો ગણે,
મહા પાપ બ્રહ્મહત્યાસમું આ લોકમાં તેને ભણે;
તેથી કદી નહિ ત્યજીશ એને એ જ મુજ સંકલ્પ છે,
હે ઇન્દ્ર ! સ્વાર્થી હું નથી, તુજ સ્વર્ગસુખ તો તુચ્છ છે.
ભયમાં પડેલા ભક્તજેવો અન્ય કોઇ દુઃખી નહીં,
વળી જીવવા આતુર અને ક્ષીણ, પામશે રક્ષણ સહી;
પ્રાણના ત્યાગે નહીં પણ છોડવા સાહસ કરૂં,
એ સ્થિર મારૂં વ્રત સમજજે, ક્રૂરતાને નવ વરૂં.

ઇન્દ્ર તેમને સંકલ્પથી ડગાવવા ફરી કહે છેઃ—

શ્વાનની દૃષ્ટિ પડંતાં ક્રોધવશ દેવો ખરે,
આહૂતિ આદિ દાનનો નિઃશંક વિધ્વંસ જ કરે;
માટે, અરે ? ઓ ! ધર્મરાજ ! ત્યાગ કર આ શ્વાનનો,
તેથી જઇશ તું દેવલોકે લ્હાવ મળશે સ્વર્ગનો.
છોડી વહાલી દ્રૌપદી, તજ્યા સહોદર ભ્રાતને,
તો મમતીયા ! શા માટ તું તજતો નથી આ શ્વાનને ?
વળી સત્ય કર્મોથી ખરે વીર ! પામ્યું છું આ લોકને !
ત્યાગ ઇષ્ટ જ સર્વનો; કયમ મોહમાં આજે ફસે ?

યુધિષ્ઠિર અડગપણે ઉત્તર વાળે છેઃ—

નહીં સંધિ કે વિગ્રહ કદાપિ માનવીથી થઈ શકે,
મરણ પામ્યાં લોકસાથે, સિદ્ધ એ પૃથ્વીવિષે;
જીવાડવાએ સ્વજનને નવ શકય મારાથી હતું,
તેથી તજ્યાં તેહને, નહીં જીવતાને તજી શકું,
હે ઇન્દ્ર ! શરણાગતતણા જે છેહનો પાપ જ ઠરે,
સ્ત્રીવધતણું, બ્રાહ્મણ લુંટયાનું, મિત્રદ્રોહતણું ખરે;
આ ચાર મહાપાપોસમું હું ભક્તત્યાગતણું ગણું,
નહીં નહીં કદાપિ શ્વાનને હું મુજથકી છૂટો કરૂં.

ધર્મરાજા યુધિષ્ઠિરની નિશ્ચયબુદ્ધિ કેવી અડગ હતી તેમ જ તેમની સ્વાર્થત્યાગવૃત્તિ

કેવી અચળ હતી, તે દર્શાવવા આ પ્રસંગ સર્વથા યોગ્ય જ છે. ઇન્દ્રે તેમને ગમે તેવાં ઝળકતાં પ્રલભનો અને મિષ્ટ વચનોથી ડગાવવા માંડયા પણ તેઓ રંચમાત્ર ડગ્યા કે ચળ્યા નહીં; પણ ઉલટા સત્યવ્રતમાં મક્કમ થયા. ભર્તૃહરિએ એ સર્વથા સત્ય જ કહ્યું કે,

लज्जा गुणौघजननीं जननीमिवस्वा-
मत्यन्त शुद्ध हृदयामनुवर्तमानाम् ।
तेजस्विनः सुखमसूनपि संत्यजन्ति
सत्यव्रतव्यसनिनो न पुनः प्रतिज्ञाम् ॥ નીતિશતક ૧૧૦

(ભાવાર્થ—જેમ માતા અસત્કાર્યમાં લજ્જારૂપ ગુણસમુદાયને ઉત્પન્ન કરે છે, તેમ પ્રતિજ્ઞા પણ લજ્જાને ઉત્પન્ન કરે છે જ; જેમ માતાનું અત્યંત શુદ્ધ હૃદય હોય છે તેમ પ્રતિજ્ઞામાં પણ શુદ્ધ હૃદય હોય છે; આથી સત્યવાદી તેજસ્વી પુરુષો આનંદથી પ્રાણનો ત્યાગ કરે છે, તથાપિ પોતાની પ્રતિજ્ઞાનો તો ત્યાગ કરતા જ નથી. )

બેશક યુધિષ્ઠિર આવી કોટીના ઉત્તમ તેજસ્વી સત્યવાદી હતા, એટલે તેઓએ સ્વર્ગસુખને પણ ઠોકર મારી, પોતાના સહચર ભક્તજનનો ત્યાગ નહીં કરવાની પ્રતિજ્ઞા ન જ તોડી તે ન જ તોડી. કારણ એ પણ અનુભવસિદ્ધ છે કે–

निन्दन्तु नीतिनिपुणायदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ નીતિશતક ૭૮૩

ધર્મરાજનો એ નિશ્ચય જ હતો કે નીતિકુશળ પુરુષો નિંદા કરો વા સ્તુતિ કરો, સ્વર્ગસુખ આવો વા જાઓ, આજે મરણ થાઓ વા યુગાન્તરે મરણ થાઓ, પરંતુ મારા જેવા ધીર સત્યવ્રત આચરનારા પુરુષે તો ન્યાય માર્ગમાંથી રંચમાત્ર ચળવું નહીં. યુધિષ્ઠિરના ચરિતનું અવલોકન કરનારને એ જણાયા વિના નહી જ રહે કે, તેઓની મતિ સુનિશ્ચિત જ હતી અને શ્રીમદ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ જેને સ્થિતપ્રજ્ઞ કહે છે તેવા તેઓ હતા.

यःसर्वत्रानभिस्नेहःस्तत्तत्प्राप्य शुभाशुभम्
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ૨–૫૭

( જે સર્વત્ર અનુરાગવિના જ વર્તે છે, શુભ મળો વા અશુભ મળો પણ જેની વૃત્તિ સ્થિર રહે છે, જે કોઇથી આનંદ પામતો નથી વા કોઇનો વિદ્વેષ કરતો તેની જ બુદ્ધિ ખરે સ્થિર છે. )

યુધિષ્ઠિર ખરેખર વાસ્તવિક યોગવિદ્ મહાત્મા હતા. પ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં તેમને આનંદ ન હતો, તેમ અપ્રિય પ્રાપ્ત થતાં દ્વેષ પણ ચડતો નહીં. તેઓની બુદ્ધિ સ્થિર હતી તેથી આનંદથી ઉછાળા મારતી નહીં કે ગ્લાનિથી રુદ પડતી નહીં ( ભગ. ૫–૨૦ ) આવા મહાત્માને ઇન્દ્ર તો શું પણ બ્રહ્માએ સત્યવ્રતથી ચલાવી ન શકે. જ્યારે ઇન્દ્ર તેમને ડગાવવામાં ફાવ્યો નહીં ત્યારે તત્કાલ તેમનો સહચર શ્વાન જે પોતે ધર્મસ્વરૂપી યમરાજા જ હતા તેમણે પ્રત્યક્ષ મૂર્તિમાન્ ધર્મરાજનું સ્વરૂપ ધારણ કર્યું અને પરમ પ્રીતિ તેમ જ પ્રસન્નતાપૂર્વક, મધુર તેમ જ પ્રશંસાયુક્ત મિષ્ટ વચનોથી સંબોધતાં કહ્યું કે,

શિષ્ય—ભાવનગર દરબારના તાબાના મહુવા બંદરમાં મારો જન્મ થયો છે.

ગુરુ—એ મહુવા બંદર શા માટે પ્રસિદ્ધ છે ?

શિષ્ય—એ શહેરની ભૂમિ બહુ રસાળ છે, વાડીઓ ફળથી ભરપૂર છે તથા મનોહર છે અને વૃક્ષોનું રોપણ મોટા જથ્થામાં ત્યાં કરવામાં આવ્યું છે. આ કારણથી મહુવાને કાઠિયાવાડનું કાશ્મીર કહેવામાં આવે છે.

ગુરુ—મહુવાની બીજી કંઇ ખૂબી છે ?

શિષ્ય—હા જી. મહુવામાં અનેક તરેહનાં રમકડાં બને છે. બનાવટી બદામ, સોપારી, એળચી, દરાખ તથા વિવિધ ફળો બને છે.

ગુરુ—રમકડાંથી મુખ્યત્વે કરીને કોને વિશેષ આનંદ આવતો હશે ?

શિષ્ય—બાળકોને.

ગુરુ—તો બાળકને વિશેષ આનંદ આપે એવાં મહુવામાં બનતાં એક બે રમકડાંનાં નામ દેશો ?

શિષ્ય—બાળકને માટે કોયલ બનાવવામાં આવે છે.

ગુરુ—એ કોયલ શેની બનતી હશે ?

શિષ્ય—એ કોયલ સામાન્ય રીતે સીસમના લાકડાની બનાવે છે પરંતુ કવચિત્ શોભામાટે હાથીદાંતની પણ બનાવે છે.

ગુરુ—એ કોયલ શું કરે છે ?

શિષ્ય—દાંડી, ઘુંટવાળું પેટું અને આર એ ત્રણ ભાગ કોયલના હોય છે. દાંડીઉપર દોરી વીંટવામાં આવે છે, એ દોરીને કળથી અને બળથી ખેંચી લેવાથી કોયલ આરઉપર ફરે અને સુંદર ઘુંઉંઉં ઘોષ કરે છે.

ગુરુ—ત્યારે તમારી કોયલ તો મને બહુ ઉપયોગી થઇ પડશે. આપણો વિષય સમજવા માટે કોયલને આપણે લોઢાની કલ્પીએ તો તમારે કંઇ હરકત છે ?

શિષ્ય—ના જી. હરકત શી હોઇ શકે ? હું આપને અધીન છું.

ગુરુ—ત્યારે ધારો કે એવી એક કોયલ લોઢાની બનાવેલી છે અને ધારો કે તેની દાંડીઉપર દોરીને બદલે મજબૂત તાર વીંટવામાર્માં આવ્યો છે. તમે સમજ્યા ?

શિષ્ય—હા જી.

ગુરુ—વળી ધારો કે એ કોયલ ક્ષણમાં બે આંટા ફરે છે.

શિષ્ય—ખરી કોયલ તો ક્ષણમાં અનેક આંટા ફરે છે.

ગુરુ—વત્સ ! આપણી કોયલ કેટલા આંટા ફરે છે તે આગળ ઉપર તમે જોશો. આપણી કાલ્પનિક કોયલ મહા પ્રાણ છે, પરંતુ તે એકદમ થાકી ન જાય માટે શરુઆતમાં આપણે એની પાસે થોડું કામ લઇશું. કેમ, તમને પણ એ વિચાર ઠીક લાગે છે કેની ?

શિષ્ય—હા જી.

ગુરુ—ધ્યાન રાખો. આપણી કોયલ પહેલી ક્ષણે બે આંટા ફરે છે. ધારો કે તેનો વેગ વધતાં બીજી ક્ષણે તે ૪ આંટા ફરે છે, ત્રીજી ક્ષણે ૮ આંટા ફરે છે, ચોથી ક્ષણે ૧૬

આંટા ફરે છે-પાંચમી ક્ષણું એ પ્રમાણે તે કેટલા આંટા ફરશે ?

શિષ્ય—વેગ બમણો થતો રહે તો ૩૨ આંટા ફરશે.

ગુરુ—અહિં આપણે જરા અટકીશું. ચોથી ક્ષણસુધી કોયલની માત્ર વધતી જતી ગતિ આપણે જોઇ. પાંચમી ક્ષણથી એક નવું તત્ત્વ ઉમેરાય છે. કોયલ જ્યારે એક ક્ષણુમાં ૩૨ આંટા ફરશે ત્યારે ગતિઉપરાંત અવાજનું આપણને ભાન થશે.

શિષ્ય—એ અવાજ કેવો હશે ?

ગુરુ—અવાજની શરુઆત જેવો અવાજ, અર્થાત્ આપણા કાનથી સાંભળી શકાય એવો મંદ્રતમ-ધીમામાં ધીમો અવાજ.

શિષ્ય—ત્યારે ૧૬ આંટા ફરવા વખતે અવાજ નહિ થતો હોય ?

ગુરુ—ધન્ય છે તારી સૂક્ષ્મ બુદ્ધિને ! અવાજ થતો તો હોવો જ જોઇએ, પરંતુ મનુષ્યનો કાન તે અવાજ સાંભળી શકતો નથી, તેથી મનુષ્યપરત્વે તે અવાજ નથી એમ કહીએ તો પણ ચાલે.

શિષ્ય—ત્યારે બીજું કોઇ પ્રાણી એ અવાજ સાંભળી શકતું હશે ?

ગુરુ—હા, મનુષ્યથી હલકું ગણાતું કોઇ પ્રાણી એ અવાજ સાંભળી પણ શકે, એટલું જ નહિ પણ યોગાભ્યાસથી મનુષ્યને પણ એ સૂક્ષ્મ શબ્દ સાંભળવાની શક્તિ પ્રાપ્ત થાય.

શિષ્ય—એ આંટા ફરવા વખતે પણ કોઇ પ્રકારનો અવાજ થતો હોવો જોઇએ.

ગુરુ—એમાં લેશ પણ સંદેહ નથી. વત્સ ! આ સૂત્ર યાદ રાખ કે ગતિવિના સૃષ્ટિ નથી, અને ધ્વનિવિના ગતિ નથી. આ આદિ ધ્વનિને અથવા ધ્વનિના સૂક્ષ્મતમ સ્વરૂપને શાસ્ત્રમાં પ્રણવ અથવા શબ્દબ્રહ્મ કહે છે.

શિષ્ય—આપની કૃપાથી એ અર્થ હવે મને સ્પષ્ટ સમજાય છે.

ગુરુ—ત્યારે આગળ વધીએ. ૭ઠ્ઠી ક્ષણે આપણી કોયલ ૬૪ આંટા ફરશે, ૭ મી ક્ષણે ૧૨૮, અને એ પ્રમાણે બમણા વેગથી વધતાં ૨૫૬, ૫૧૨, ૧૦૨૪, ૨૦૪૮, ૪૦૯૬, ૮૧૯૨, ૧૬૩૮૪, ૩૨૭૬૮ એ આંટાની શ્રેણિ ઉપસ્થિત થશે.

શિષ્ય—૩૨૭૬૮ આંટા ફરતી વખતે અવાજ કેવો થતો હશે ?

ગુરુ—પ્રશ્ન તને ઠીક સ્ફુર્યો. મનુષ્યના કાનથી ગ્રહણ કરાતા ધ્વનિનો એ પરાવધિ છે, તારતમ-તીણામાં તીણી ચીસજેવો એ અવાજ છે.

શિષ્ય—ત્યારે એ અવાજની આગળ શું હશે ?

ગુરુ—એ અવાજની આગળ શાંતિ. બીજું શું હોઇ શકે ? અવાજનું તીણાપણું વધતું જાય છે પરંતુ આપણા કાનથી તેનું ગ્રહણ થતું નથી તેથી આપણી સૃષ્ટિમાં તે અવાજ નથી જ એમ કહીએ તો ચાલે.

શિષ્ય—ત્યારે તો ૩૨ આંટાની નીચે અને ૩૨૭૬૮ આંટાની ઉપર શાંતિનો જ નિવાસ સમજવો કેની ?

ગુરુ—શાબાશ છે તારી બુદ્ધિને ! ઉપર નીચે મનુષ્યકર્ણની મર્યાદનો તેં ઠીક નિર્ણય કર્યો. બીજી ઇંદ્રિયોની બાબતમાં પણ એમ જ સમજવું. આ દૃષ્ટિથી ગીતાના નીચેના શ્લોકનો અર્થ આપણને વિલક્ષણ જ સમજાય છેઃ—

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्त निधनान्येव तत्र का परिदेवना ॥

અતિ સૂક્ષ્મ અર્થ પ્રાણીઓની વેદનાને અવ્યક્ત છે, તેમ જ અતિ સ્થૂલ અર્થ અવ્યક્ત છે. એ બે કળાઓની વચ્ચે જે કળા રહેલી છે તેનું જ પ્રાણીઓને ભાન થાય છે, અર્થાત્ તેટલા પૂરતું જ જગત્ પ્રાણીઓનું છે, તો પછી હે અર્જુન ! આવી મર્યાદાવાળા પ્રાણિપ્રપંચવિષે શોક કરવાનું શું કારણ છે ?

શિષ્ય—ખરેખર ગીતાના આ શ્લોકઉપર આપે નવીન પ્રકાશ પાડ્યો છે.

ગુરુ—એ સૂચવે છે કે આપણે પ્રકાશની સૃષ્ટિમાં દાખલ થયા છીએ. પરંતુ થોડે સુધી શાંતિનો ઉપભોગ કરીએ. ભમરડાને આપણે અતિશય જોરથી ફેરવીએ છીએ ત્યારે શરુઆતમાં આપણને અવાજ સંભળાય છે કે નહિ ?

શિષ્ય—શરુઆતમાં સંભળાતો નથી. થોડા વખત પછી ઘુંઉંઉં એવો અતિતીક્ષ્ણ ધ્વનિ સંભળાય છે.

ગુરુ—અવાજ સંભળાતો નથી ત્યારે ગતિ જોઇ શકાય છે કે નહિ ?

શિષ્ય—અતિશય જોરથી ભમરડાને ફેરવીએ છીએ ત્યારે તો શરુઆતમાં જાણે ભમરડો ફરતો જ ન હોય પરંતુ સ્થિર હોય-ધ્યાન ધરતો હોય એવું ભાન થાય છે.

ગુરુ—ક્રિયા અને ધ્વનિનું કેવું અદ્ભુત સાહચર્ય ! અતિક્રિયા સ્થિરતાજેવી ભાસે છે, અને અતિ શબ્દ શાંતિજેવો ભાસે છે.

શિષ્ય—હા જી, બરાબર સમજાયું.

ગુરુ—ચાલો ત્યારે આપણે શાંતિનો આનંદ ભોગવીએ. ૧૬ મી ક્ષણથી શાંતિનો આરંભ થશે અને ૪૪ મી ક્ષણ સુધી તે ટકશે.

શિષ્ય—પછી કઇ સૃષ્ટિમાં પ્રવેશ કરવાનો છે ?

ગુરુ—હું કહી ગયો છું કે પ્રકાશની સૃષ્ટિમાં આપણે પ્રવેશ કરવાનો છે. ૪૫ મી ક્ષણે આપણી કોયલ ૩૫,૧૮૪,૩૭૨,૦૮૮,૮૩૨ આંટા ફરશે ત્યારે ઉષ્ણતાની પ્રથમ કળાનું આપણને ભાન થશે. પ્રત્યેક ક્ષણે એ ઉષ્ણતામાં વધારો થતો જશે. સહેજ આગળ વધતાં મંદ ઝાંખા પ્રકાશનું આપણને દર્શન થશે. પછી આગળઉપર એ ઝાંખા પ્રકાશનું રૂપાંતર ઘેરા લાલ પ્રકાશમાં થશે.

શિષ્ય—ઓહો !

ગુરુ—હા, આશ્ચર્યનો આરંભ અહિં થાય છે, પછી આગળ ચાલતાં એ રક્તવર્ણ પ્રકાશનું રૂપાંતર નારંગી વર્ણના પ્રકાશમાં, તે પ્રકાશનું પીળા પ્રકાશમાં, તેનું લીલા પ્રકાશમાં, તેનું ભૂરા પ્રકાશમાં, તેનું નીલવર્ણ ( ગળીના રંગવાળા ) પ્રકાશમાં, તેનું જંબૂવર્ણ ( જાંબુડિયા રંગવાળા ) પ્રકાશમાં રૂપાંતર થશે.

શિષ્ય—આમાં તો મેઘ ધનુષ્યના બધા વર્ણ આવી ગયા.

ગુરુ—બરાબર છે. જંબૂવર્ણપ્રકાશનો અસ્ત આગળઉપર થતાં શ્વેતવર્ણ પ્રકાશનો ઉદય થશે, અને તેની કળા ઉત્તરોત્તર એટલી વધતી ચાલશે કે તેનું દર્શન કરતાં આપણી આંખ ઝંખવાઈ જશે.

શિષ્ય—પ્રક્રિયા અવશ્ય અદ્ભુત છે.

ગુરુ—ચમત્કાર અહિં અટકતો નથી. ઘેરાલાલ પ્રકાશનાં આંદોલન એક ક્ષણમાં ૪૫૦,૦૦૦,૦૦૦,૦૦૦, જેટલાં હોય છે, અને જાંબૂવર્ણપ્રકાશનાં આંદોલન એક ક્ષણમાં ૭૫૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ જેટલાં હોય છે, પરંતુ તેની આગળ પણ પ્રકાશનાં કેટલાંક રાસાયનિક કિરણો હોય છે, જેનાં આંદોલન એક ક્ષણમાં ૧૮૭૫,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ જેટલાં હોય છે. પૂર્વે જેમ આપણી કર્ણશક્તિની મર્યાદા આવી રહી હતી તેમ અહિં આપણી નેત્રશક્તિની સીમા આવી રહે છે, અને આપણી કોયલનાં આંદોલન પ્રતિક્ષણ વધતાં જાય છે છતાં અતિપ્રકાશ આપણને અંધકારરૂપે ભાસે છે.

શિષ્ય—અંધકારજેવા અતિ પ્રકાશનાં એ કિરણો તે કેવાં હશે ?

ગુરુ—એ કિરણોનું પાશ્ચાત્ય પારિભાષિક નામ X-Rays (એક્સ રેઝ) છે. એનો અર્થ અજ્ઞાત કિરણો એવો થાય છે.

શિષ્ય—પાશ્ચાત્ય વિજ્ઞાનને મળતું આપણા શાસ્ત્રમાં પણ કાંઇ નામ હશે કે નહિ ?

ગુરુ—એ કિરણોનો સ્વભાવ વ્યાપનશીલતા હોય છે, અર્થાત્ અનેક ઘન પદાર્થોમાં પણ એ પ્રવેશ કરી શકે છે. મનુષ્યને બંદૂકની ગોળી વાગી હોય અને તે મૂર્છિત થઇ ગયો હોય પરંતુ એ કિરણની મદદથી એના શરીરની છબિ લેવામાં આવે તો જાણી શકાય કે શરીરના કયા ભાગમાં ગોળી દાખલ થઇ છે. વત્સ ! તને ખબર છે કે આપણામાં સૂર્યનારાયણ જો કે એક છે છતાં આદિત્યો એટલે સૂર્યનારાયણનાં કિરણો અથવા શક્તિઓ બાર છે ? એમાં જે કિરણો વ્યાપન ગુણવાળાં હોય તેને વિષ્ણુ નામ આદિત્ય કહી શકાય.

શિષ્ય—અહા ! આ તો અજબ અજવાળું થયું ! आदित्यानामहं विष्णुः એ ગીતાનું વચન આપના સમર્થ ભાષ્યના પ્રકાશથી હવે સુસ્પષ્ટ રીતે સમજાય છે.

ગુરુ—આપણાં શાસ્ત્રવચનમાં એવા કંઇ કંઇ ગૂઢાર્થ રહેલા હોય છે.

શિષ્ય—એ વિષ્ણુ આદિત્ય તપતા હશે ત્યારે આપણી કોયલની સ્થિતિ કેવી હશે ?

ગુરુ—આપણી કોયલ આપણે લોઢાની લીધી હતી પરંતુ લોઢું તો ક્યારનું કોણ જાણે ક્યાંય ઉડી ગયું ! કોયલનો માત્ર આકાર રહ્યો છે અને તે પણ કલ્પનામય ! કોયલની ધાતુ વિશીર્ણ થઇ ગઇ છે અને તેને ઠેકાણે અનુક્રમે તેજોમય અણુઓ અને વાયુમય અણુઓ આવીને ગોઠવાયા છે. હજી આપણે આગળ ચાલવાનું છે.

શિષ્ય—મારી કલ્પનાશક્તિને ચક્કર આવે છે અને તેને આરામની જરૂર જણાયછે.

ગુરુ—તથાસ્તુ.

શિષ્ય—શેષ રહેલી પ્રક્રિયા આપ અતિ સંક્ષેપમાં કહેવા કૃપા કરશો ?

ગુરુ—વાયુ પછી આકાશ, આકાશ પછી તન્માત્રા, તન્માત્રા પછી અહંકાર, અહંકાર પછી મહાન્, મહાન્ પછી અવ્યક્ત આટલો પ્રદેશ હજુ આપણે વટાવવાનો છે. આંદોલનની પ્રક્રિયા તે આનું નામ. આંદોલન એટલે સ્પન્દ અથવા શબ્દયુક્ત ગતિ. સ્પન્દમાં માયાનો સુલક આવી ગયો. પરમ તત્ત્વ સ્પન્દશબ્દવિનાનું છે, અને વેદમાં કહ્યા પ્રમાણે વાણી તેમ જ કલ્પનાને ત્યાં અવકાશ નથી.

**શિષ્ય**--ઓહો એ ઉદ્દ્ગાર હવે તદ્દન ફીકા લાગે છે. શો ઉદ્દ્ગાર કાઢવો તે સૂઝતું નથી.

**ગુરુ**--વત્સ! ખરી વાત. તો બોલો ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

---

**મનુષ્યના વાસ્તવ સામર્થ્યનું મૂળ.** જ્યારે મન કોઇ સિદ્ધાંતને અનુસરીને કાર્ય કરતું હોય છે; કોઇ નિર્ણય કરેલી ઉત્તમ પદ્ધતિવડે નિયમનને પામી અનુસરતું હોય છે, અને કેવલ સ્થૂલ-જડ વસ્તુઓની જ નિસ્તેજ કામનાઓથી ભર્યું પૂર્યું રહેતું નથી અને એની પ્રાપ્તિની જ પ્રવૃત્તિમાં અખંડ મચેલું રહેતું નથી તો તે મન નિત્ય પોષણ પામતું અને પ્રગતિમાન્ થતું રહે છે.

મનની કામનાઓ, મનની તૃષ્ણાઓ, મનના ઉચ્ચગ્રાહો અને મનનાં મંતવ્યોપ્રમાણે શરીરનું રચાવું થાય છે. મનમાં અધમ તૃષ્ણાઓ અથવા નિર્માલ્ય વાસનાઓ જ રમણ કર્યા કરે છે તો તેના શરીરઉપર પણ અધમતા અને નિર્માલ્યતા સામ્રાજ્ય ભોગવી રહેલી હોય છે.

સત્ય રીતે જ કહી શકીશું કે શરીરનું મનવડે જ રચન અને પુનરૂરચન થયા કરે છે.

દશ્ય પદાર્થો—લૌકિક ભોગાદિના ચિંતનને બદલે તેના મૂળ કારણનું જ ચિંતન કરવાથી, વારંવાર તેમાં જ વૃત્તિને શમાવવાથી, તથા તે મૂલ કારણને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાથી તેમ તે પ્રાપ્ત કરવાની અભિલાષા સેવ્યા કરવાથી મનુષ્યનું ચારિત્ર્ય બલવાન્ બને છે અને વિકાસ પામે છે. કઇ વસ્તુ યોગ્ય છે અને કઇ નથી, શું પ્રાપ્તવ્ય છે અને શું નથી, શું હિતકર છે અને શું નથી, એનો યથાર્થ નિર્ણય અંતરનો બલવાન્ મનુષ્ય જ કરી શકે છે. તે મનુષ્ય ધારે છે કે 'અમુક હું મેળવીશ અને અમુક હું નહિ ગ્રહણ કરૂં' તો તે જ પ્રકારે તેનું શરીર તેમ જ વિવિધ ઇન્દ્રિયો વર્તે છે. તેનાં સર્વ કરણોને તેને અધીન થવું પડે છે. દશ્ય પદાર્થોમાંથી પણ કયા ગ્રહણ કરવા અને કયા ન કરવા તેની તે યોગ્ય પસંદગી કરે છે, અને પોતાની ઇચ્છાનુસાર તેનો ત્યાગ અથવા ગ્રહણ કરી શકે છે. તેના મનમાં દશ્ય વિષયો અથવા ભૌતિક ભોગો માટેની ઇચ્છા એવા પ્રમાણમાં પ્રવર્તતી જ નથી કે જેના દબાણનીચે તે અખંડ રહ્યા કરે, જેને લીધે તે પ્રાપ્ત પદાર્થાદિના સુખને પણ ન ભોગવતાં નિત્ય શેકાયા જ કરે. 'આ મેળવું કે તે' એવા લોલુપતાના વિચારો તેના અંતરમાં અખંડ ખળભળાટ કરી મૂકીને અસ્થિરતા તથા વ્યામોહ પ્રકટાવ્યા કરતા નથી. તેમ જ કોઇને બતાવવા ખાતરનો બહારનો ભપકો, બહારનો આડંબર પણ તેને રુચતો નથી, તેમાં તેની અથાગ પ્રીતિ હોતી નથી. વિવિધ પ્રકારનાં નિષ્પ્રયોજનસરખાં કાર્યો કરવાનાં સામર્થ્યો મેળવવામાં પણ તેને લોભ પ્રકટતો નથી.

સિદ્ધાંત (Principle, ધોરણ) બાંધીને કાર્ય કરવાથી જ ચારિત્ર્યનો વિકાસ મનની સાથે એકતાને પામે છે. ગમે તે નિર્ણયો બાંધવા, અને ગમે તેમ કશા ધોરણવિનાની પ્રવૃત્તિ કરવી એથી ચારિત્ર્યનો વિકાસ નથી થતો, તેમ આપણા ચારિત્ર્યનો અને આપણા મનનો એકરાગ થતો નથી. વિકાસવિનાનું મન બહારથી આવી મળતા પ્રસંગોના અને બહારના સ્થૂલ પદાર્થોના સંબંધમાં આવવાથી ઉપજતા ઘાતનને જ અધીન રહે છે, બહારનાં ઘાતનોની સત્તામાં જ તેઓ પરવશપણે વહ્યા કરે છે. એ મનને જેવા

પ્રકારનું પરિવેષ્ટન પ્રાપ્ત થયું હોય છે તે પ્રકારે તે આમતેમ અને ગમે ત્યાં આકર્ષાયા કરે છે. માંખી જેમ એક પદાર્થઉપરથી બીજા પદાર્થઉપર ક્ષણમાં ભમ્યા કરે છે તેમ તે મન પણ ક્ષણે ક્ષણે આમતેમ ધાવન કર્યા કરે છે. પરંતુ મનુષ્ય જ્યારે સર્વેનું મૂળ કારણ જે તેના અંતરમાં જ છે તેને શોધી કહાડે છે, મનવડે જે લક્ષ્યો અથવા ઉચ્ચ-ગ્રાહો રચવામાં આવે છે તે રચવામાં કોઇ નિયત ધોરણને ગ્રહણ કરવામાં આવે છે, એ ઉચ્ચગ્રાહો ઉપજવામાં અને સ્થિતિ રહેવામાં કોઇ ચોક્કસ ધોરણને પ્રધાનપદ આપવામાં આવે છે, ત્યારે મનુષ્યઉપર તેની ઇન્દ્રિયો જે સામ્રાજ્ય ભોગવતી હોય છે, ઇન્દ્રિયાદિની શૃંખલામાં તે જકડાઇ રહેલો હોય છે તેમાથી તે મનુષ્ય પોતાને મુક્ત કરે છે, એ પરિવેષ્ટનમાંથી તે મુક્ત થઇ પોતાને સ્વતંત્રરૂપે અનુભવવા માંડે છે.

ધોરણથી બાંધેલું કામ કરવાથી તે મનુષ્ય વધારે ઉન્નતિ પામતો જાય છે, પરંતુ તેને પ્રાપ્ત વિવિધ સંજોગો અથવા આવેશોને અંગે તે ગમે ત્યારે ગમે તે પ્રકારનું કામ કરે છે તો ઉલટો અવનતિને જ પામે છે. અમુક પ્રકારના સિદ્ધાંત વિચારપૂર્વક બાંધીને પછી તે સિદ્ધાંતને અનુકૂલ કાર્ય કરવું એ નિશ્ચયપૂર્વક જ્યારે મનુષ્ય કાર્ય કરે છે, ત્યારે તેને મુક્તત્વનો અનુભવ થવા માંડે છે. વૃત્તિઓ ગમે તે કહેતી હોય, બહારના સંજોગો ગમે તેવા હોય, તેમ છતાં પણ પોતે બાંધેલા વાસ્તવ સિદ્ધાંતને અનુસાર જ કાર્ય કરવું એમાં અસાધારણ બળની જરૂર છે. તેને સ્પષ્ટ સમજાય છે કે સિદ્ધાંત બાંધીને તે પ્રમાણે કર્તવ્ય કરવામાંજ જીવનનું માહાત્મ્ય છે, જીવનનું આદિ અથવા મૂળ તેમાં જ છે, અને આ જડવત્ દૃશ્ય પદાર્થોમાં નથી. જો કે મનુષ્યના વિકાસને માટે, મનુષ્યજીવનના આવિષ્કારમાટે તેણે અમુક અંશમાં આ સ્થૂલ જગતના વિવિધ પદાર્થોઆદિ ઉપર આધાર રાખવો પડે છે. તે વખતે તેને એ જ્ઞાન થાય છે કે આ ભૌતિક સૃષ્ટિ અને તેના પદાર્થો મનુષ્યના ઉપયોગ અર્થે છે, નહિ કે તે પદાર્થો મનુષ્યઉપર સ્વામિત્વ ભોગવવાને માટે છે. અને તેના ઉપર મનુષ્ય પોતાનું સ્વામિત્વ, પોતાને પ્રાપ્ત જ્ઞાન અને શ્રદ્ધાના પ્રમાણમાં ભોગવે છે. અર્થાત્ મનુષ્ય જ્ઞાન અને શ્રદ્ધાનો જેમ જેમ તેનામાં વધારો કરતો જાય છે, તેમ તેમ તે આ જડ પદાર્થોઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપી શકે છે.

મનુષ્યનું વાસ્તવ સામર્થ્ય બીજા કશામાં નથી. પણ સર્વોત્તમ સિદ્ધાંત બાંધીને તેને અનુસરવામાં જ છે.

આજસુધી વગેરે ધોરણે તમે અનેક ક્રિયાઓ કરી છે, હવે અમુક ધોરણ બાંધો, અને પછી તે જ પ્રમાણે વર્તી જુઓ. ત્યારેજ તમને સમજાશે કે તેમ કરવામાં કેટલા વિશેષ બળની જરૂર પડે છે. અને એ તો નિર્ણવજ છે કે યોગ્ય વ્યાપારમાં જેમ વિશેષ બળ વપરાય છે તેમ તેથી પણ વિશેષ બળની પ્રાપ્તિ પણ તે વડે જ થાય છે.

ધનની સંકડામણમાં આવી પડવાથી ચોરી કરવી, દ્રવ્યની અથવા એવી જ કોઇ હાનિ ભોગવવી ન પડે તેની ખાતર જરા જુઠું બોલી દેવું, સહજ લાભ થઇ જતો હોય તેટલા ખાતર કરેલા કરારમાં જરા વાંકુ બોલવું, ઉપરી રજા ન આપે માટે મા કે બાપ માંદા છે, એવો ઘેરથી તાર મંગાવવો—આ અને આવાં આવાં અનેક કાર્યો મનુષ્યોએ પોતાના જીવનમાટે કોઇ ચોક્કસ સિદ્ધાંતો નથી બાંધ્યા અને તે પ્રમાણે જ ગમે તે પ્રસંગમાં પણ વર્તવાનું બળ નથી મેળવ્યું, તેને લીધે જ કામ કરતા હોય છે. પરંતુ એ તેમને વધારે અને વધારે નિર્બળ કરે છે.

પકડાવાના ભયથી ચોરી ન કરવી એમ નહિ, પણ ચોરી એ અધમ કાર્ય છે માટે જ ન કરવી, વ્યભિચાર જગતમાં હલકો મનાયો છે, અને તે કરનારની જગતમાં નિંદા થાય છે, એટલા માટે વ્યભિચાર ન કરવો એમ નહિ, પણ વ્યભિચાર એ ક્રિયા જ દોષરૂપ છે, માટે જ તે ન કરવો; અસત્ય બોલવાથી પછી કોઇ પણ વખતે પકડાઇ જવાશું, માટે અસત્ય ન બોલવું એમ નહિ, પણ અસત્ય બોલવું એ જ હાનિકર છે એ વિચારપૂર્વક તેને ન બોલવું-આ પ્રકારે અમુક સિદ્ધાંતની ખાતર અમુક કરવું અથવા ન કરવું એ નિશ્ચયને તમારામાં પ્રકટાવો.

સત્ય ગ્રહણ કરવા યોગ્ય છે, એ સિદ્ધાંત બાંધ્યો પછી અસત્ય વદવાથી તત્કાળ લાભ થતો હોય અથવા તે વખતે સત્ય વદવાથી હાનિ થતી હોય તો તે બેનો વિચાર કર્યા વિના તમારા સિદ્ધાંતને જ અનુસરો. શ્રદ્ધા સેવવા યોગ્ય છે, એ સિદ્ધાંત સ્વીકાર્યા પછી, શ્રદ્ધા બાંધ્યાનું ફળ ભલે ન જણાય, શંકાશીલ રહેવાથી ફલાણો માણસ અમુક નુકસાનમાંથી બચી ગયો એવા પ્રકારના અનેક દૃષ્ટાંતો તમારા આગળ કહેવામાં આવે તોપણ શ્રદ્ધાને ત્યજો નહિ. શાસ્ત્ર, ગુરુ, પૂર્વ પુરુષોનો અનુભવ, વિદ્વાનોનું કથન અને તમને પ્રાપ્ત સદ્વિવેકી બુદ્ધિ એ સર્વ કહે કે જગત્ મિથ્યા છે, જગત્ અને જગતનાં કાર્યો મનુષ્યને મુક્તત્વમાં પ્રતિબંધક છે, વગેરે, તો આ સિદ્ધાંત સ્વીકારો અને સ્વીકાર્યા પછી જગતના મિથ્યાપણાનું ન ભાન થાય એવા હજારો વ્યતિકરો બને તોપણ તમારા સિદ્ધાંતથી ડગીને બીજા કર્તવ્યમાં જોડાશો નહિ. જગતમાંથી પાછા વળી પરમાત્મામાં ચિત્તને સ્થાપતાં સંકોચતા નહિ. પરમેશ્વર સર્વ સમયે સહાય કરે છે, આ સિદ્ધાંત ધારણ કર્યા પછી ગમે તેવા કારણથી પણ ગુરુઈશ્વરમાંથી શ્રદ્ધા છોડતા નહિ, અને સહાયને અર્થે ગમે તેના આગળ વીલાં મોં કરી દીનતાપૂર્વક યાચના કરતા નહિ.

આ પ્રકારે જ મનુષ્ય સિદ્ધાંતને બાંધીને પછી તે સિદ્ધાંતની ખાતર જ ક્રિયા કરે છે, તે અનેક પ્રકારનાં સામર્થ્યોને પ્રાપ્ત કરી શકે છે.

---

**સ્વાસ્થ્યનો અનુભવ કેવી રીતે કરવો.**

કંઇક મોટી વયે પહોંચેલા મનુષ્યો(અર્થાત્ છેક બાળક નહિ એવા)ના શરીરના વિવિધ અવયવોની સ્વાભાવિક ક્રિયામાં તેમના મનવડે નિરંતર સંકુચિત અવસ્થાને તેઓ પમાડતા રહે છે. અનેક સ્વતંત્ર વ્યાપારોને કરતા તેમના શરીરને તેઓ વારંવાર આગ્રહપૂર્વક રોકી રાખતા હોય છે. એક નાનું બાળક પોતાના શરીરને માટે કશી ચિંતા કરતું હોતું નથી. તેને માટે તે બાળકને કશા વહેમ પણ ઉપજતા નથી કે તે સંબંધી કશી શંકાઓ પણ ઉઠાવતું નથી. જો તે બાળક નિરોગ હોય છે અને તેનાં માબાપ તેની હદઉપરાંતની કાળજી રાખતાં નથી, તો તે પોતાના શરીરમાટે કશો જ વિચાર કરતું નથી, અને આનંદપૂર્વક જીવન વ્યતીત કરે છે, પરંતુ જ્યારે તે જૂના વિચારોને માનવા જેટલી વયમાં આવે છે, જગતમાં પ્રવર્તતા અને સત્યરૂપ મનાતા અનેક વહેમોને ધારણ કરવા જેટલી વયમાં આવે છે, ભય અને શંકાને લઇને અનેક મનુષ્યોને ઉઠેલા વિવિધ પાયાવિનાના તર્કો પણ અજ્ઞાનને-લીધે જે જગતમાં સત્યરૂપે ઘર

કરી બેઠા હોય છે, જીવનના અશાશ્વતપણાના અનેક વ્યર્થ વિચારો કે જે મનુષ્યોમાં ઘુસીને કીડો જેમ બીજમાં પેસીને તેને કોરી ખાય છે, તેમ તેમને કોરી રહ્યા છે—એ બધા વિચારો સમજવા જેટલા વયને તે પ્રાપ્ત થાય છે—ત્યારે તેનું જીવન બદલાતું ચાલે છે.

મોટું વય થતાં તે બાલકમાં આ બધું અજ્ઞાન મોટાભાગે પેસી જાય છે. અને તેવા અજ્ઞાનનેજ ધારણ કરવામાં વીતાવેલાં વર્ષોને પુખ્તવય કહેવામાં આવે છે. એ પણ એક આશ્ચર્યનો પરાવધિ, નહિં તો બીજું શું?

એક મનુષ્ય એવા પ્રકારનું કથન કરતો હતો કે જ્યારે તે નાની વયનો હતો ત્યારે અનેક મનુષ્યો રાત્રે જે પ્રસંગ બન્યા હોય, ગઈ રાત્રિના વા ગયા કાલના જે જે અનુભવો તેને થયા હોય તેને આજે બીજાઆગળ કહેતા તે જોઇને તેને અત્યંત આશ્ચર્ય થતું અને આ તેઓ કેવી રીતે યાદ રાખી શકે છે, તે તેને સમજાતું નહતું. ગયકાલનો દિવસ આનો હતો, ફલાણે દિવસે તાઢ બહુ પડી હતી, ફલાણે વખતે તાપ બહુ પડયો હતો એ વગેરે વાતો શ્રવણ કરીને તેને અત્યંત વિસ્મય થતું. ગઈ રાતે પવન બહુ ફું-કાવાથી મને ઉંઘ ન આવી એવું સાંભળતાં તેને નવાઇ લાગતી, કે ગઇ રાતની વાત તેમને અત્યારે કયાથી યાદ આવે છે. "અમુક બાબત માટેના વિચારોમાં તો મને ઉંઘ પણ ન આવી, કાલ મોડી રાતસુધી મને એના એ જ વિચારો આવ્યા કર્યા," એવા પ્રકારના વિચાર સાંભળતાં તે મનુષ્યની બાલ્યાવસ્થામાં તેને અત્યંત આશ્ચર્ય થતું. તે મનુષ્ય મોટી વયમાં આવવા છતાં પણ જેવો પથારીમાં પડે છે કે તત્કાળ જ ઉંઘવા માંડે છે, તેને પાસાં ઘસવાં પડતાં નથી, કે ઉંઘમાટે તરફડીયાં મારવાં પડતાં નથી. અને પ્રાતઃકાળ થતાં સુધી તેને બાહ્ય જગતનું કેવળ અજ્ઞાન રહે છે.

જરા પુખ્તવયને પ્રાપ્ત થયેલા મનુષ્યોમાંથી બહુ થોડા જ આ પ્રકારે નિદ્રા લઇ શકતા હશે. તેનું કારણ એ છે કે તેમણે મનને યોગ્ય વ્યાપારોમાંથી હાંકી કહાડયું છે—તેણે કરવાં ઘટે તેવાં અનુકૂલ અને લાભપ્રદ કાર્યો તેની પાસેથી છીનવી લેવામાં આવ્યાં છે, અને તેની સાથે શરીરને વ્યગ્ર કરી તેને રાત્રિએ નિવૃત્તિ મળે, યોગ્ય વિશ્રાંતિ મળે એવાં કારણોથી દૂર રાખી તેને અનેક ઉપાધિવશ કરી મૂકયું છે. તેઓ શરીરને સુખેથી જંપવા દેતા નથી પણ તેને સતાવ્યા કરનાર અનેક ભૂતોને તેની આસપાસ અને તેનામાં ભમતાં રાખ્યાં છે.

આવતી કાલ આમ થયું તો? એ પ્રશ્ન ઉઠાવીને આપણે તેની ચિંતા આજથી કરવી શરૂ કરીએ છીએ. તેની સાથે આજે આમ થયું અને તેમ થયું તેનો વિચારોની ચિંતા તો રાખી જ હોય છે. અમુક બાબતમાં તો આમ જ થવું ઘટે, અને અમુક બાબતમાં તો આવો જ પરિણામ આવશે, એવા કલ્પનાના નિશ્ચયો બાંધી, તેમ જ 'આમ થયું તો અને તેમ થયું તો' એવા કલ્પનાના સંજોગો ઉપજાવીને તે વખતે શું કરવું તેના વિચારો પણ કરતા જ હોઇએ છીએ, એમાંથી હજારે ૯૯૯ કલ્પનાઓ ખોટી જ હોવાની અને તેવા પ્રસંગો કદી બનવાના પણ નહિ; અને તેમ છતાં તેની ચિંતાનો ભારો આપણા મગજ-ઉપર નાખી આપણા વિચારોપાસે તેને ઉપડાવ્યા કરીએ છીએ. મનની આવી સ્થિતિ શરીરના સ્નાયુઓને, પિંડિઓને, શિરાઓને સંકુચિત કરી દેનાર થઇ પડે છે, અને છેવટે

શ્રમિત થયેલું શરીર થોડું શિથિલ થતાં ઉંઘી જાય છે, પરંતુ પેલું મન તેને થોડો જ સમય વિશ્રાંતિ લેવા દે છે, અને તેટલા અલ્પ સમયમાં પણ શરીર જેવું શિથિલ થઈને પડી રહેવું જોઈએ તેવી રીતે પડી રહેલું હોતું નથી.

જમ્યા પછી શું કરવું તેનું તીવ્ર વચન જમતી વખતે જે તમારામાં ચાલતું હોય છે. 'ફલાણા તુમારનો આવી રીતે નીકાલ કરવો, અમુક કેસનો આ રીતે ચુકાદો આપવો, અમુક કેદીને આટલી શિક્ષા કરવી, આજ તો બજારમાં માલનો ભાવ વધારી જ દેવો' આવા આવા પ્રત્યેકને લગતા વિચારો સર્વ મનુષ્ય જમતી વખતે પણ કરતા હોય છે. આને લીધે અન્ન સારી રીતે ચવાતું નથી, અને તેથી શરીરમાં વિક્રિયાની વૃદ્ધિ જ થાય છે, કે જે શરીરને રાત્રિએ સ્વસ્થપણે ઉંઘાડવું છે! ભોજનને છેલ્લે કોળીએ કામઉપર દોડી જનાર અનેક મનુષ્યો હોય છે. એ કાર્યમાં ચિંતા અને વલોપાત ભળેલાં જ હોય છે, અને તેથી પુનઃ પચનેન્દ્રિયને તેનું કાર્ય બરાબર કરવામાં વિઘ્ન લાવનાર કારણ ખડાં થાય છે.

વલોપાત અને ચિંતામાંથી તો છુટયા હતા નથી ત્યાં તો વળી એક બીજું ભૂત ખડું થાય છે. એ વળી એ બધાકરતાં ખરાબ છે. એનું નામ ભય છે. એ ચિંતા અને વલોપાતમાંથી સરજાયેલું બાળક છે. એટલે પછી એના માહાત્મ્યમાટે તો પૂછવું જ શું! ચિંતા અને વલોપાતની શરીરઉપર જે અસર થાય છે તેના કરતાં બાપકરતાં બેટા સવાયા એમ ભય પોતાની અસર પ્રવર્તાવવામાં એના માબાપકરતાં ચાર ચંદા ચઢે છે.

ભયને જેવો જોઈએ તેવો પાણીદાર (!) કરવામાં આવ્યો હોય છે, અને તેને સૂર્યની પેઠે હજારો કિરણો ફેલાવવામાં મના કરવામાં નથી આવતી. જઠરમાંથી વહેતા પાચનરસને તે વિષમય કરે છે, અને ત્યાંથી અજીર્ણને પ્રકટાવે છે.

ક્રોધ એ ભયનો ભાઈ છે. અને તે પણ એવે વખતે ભાઈને મળવા આવી-પહોંચે છે, અને શરીર બગાડવામાં પોતે પણ પોતાનાથી બનતી ઉદાર સહાય આપવા માંડે છે.

આ જગાએ આપને અવકાશ હોય તો જરા ધ્યાન આપજોઃ આ સઘળી અનૈચ્છિક સ્થિતિઓ, અભ્યાસ અથવા ટેવવડે નિત્ય દૃઢ અને દૃઢ થતી જ જાય છે.

એક વખત જ્યાં તમે ચિંતા કરવા તથા વલોપાત કરવા માંડો છો કે પછી તેનો તમને અભ્યાસ જ પડી જાય છે. તેનું મધુરૂં મધુરૂં વ્યસન તમને કાયમને માટે ગળે વળગે છે.

આપણે શાંતિને કેળવવી જોઈએ. શાંતિને પ્રાપ્ત કરવી એ આપણી ફરજ જ છે. અને તેની સાથે ઓછી ધમાધમ કરતાં શીખવું જોઈએ. તંગ અવસ્થા (Tension) પૂર્વક જેમ બને તેમ ઓછું કાર્ય કરવું. એથી અનેક પ્રકારનો ઉપાધિ પ્રકટે છે. અત્યંત પ્રમાણમાં તંગવાળી સ્થિતિમાં રહીને અખંડ કામ કરવાથી વધારે પ્રમાણમાં શ્રમ પહોંચે છે.

આપણી હાલની વિશ્રાંતિવિનાની જળમાં તરવરતા પોરાજેવી ચંચલ સ્થિતિઉપર જો આપણે કાબુ મેળવી શકીએ છીએ અને આપણા પ્રાચીન પુરૂષોની પ્રશાંતિ અને જ્ઞાનતંતુઓના બળની સાથે આપણા હાલના બળને અને પ્રશાંતિને સરખાવીએ છીએ ત્યારે

આપણને આપણી આવી દશા શાથી છે તેનો બરાબર ખ્યાલ આવી શકે છે.

આપણે થોડી અધિક શ્રદ્ધાને વધારવાની અગત્ય છે, અને બાહ્ય દૃષ્ટિને થોડી ઘટાડવાની અગત્ય છે. જડવાદનું ચિંતન અને મનન જ્યાં સુધી આપણે સેવ્યા કરીશું તે છતાં જડતાના સંસ્કારો આપણામાંથી છૂટશે એ માનવું એ ભ્રમવિના બીજું કશું જ નથી.

ઇશ્વરમાં શ્રદ્ધા, આપણા પોતાનામાં શ્રદ્ધા, આપણા જીવનનો કે ક્રમ ગોઠવ્યો હોય તેમાં શ્રદ્ધા—એ સર્વ ચિંતામાંથી અને ઉદ્વેગ અથવા બીકીલાપણાના સ્વભાવમાંથી આપણને બહુધા મુક્ત રાખે છે.

ગાડાતળે જતું કુતરૂં જેમ ગાડાનો બધો ભાર પોતાના ઉપર માને છે, તેવું આપણે ન માનીએ, આપણા જગતની ચિંતા આપણે જ કરવાની છે અને તેને બીજું કોઇ જ કરનાર નથી એમ આપણે ન માનીએ, અને એથી ઉલટું જગતનો અથવા આપણા વ્યવહારનો ભાર બધો આપણા જ સ્કંધે નથી એમ માનીએ, તેમ જ આપણને પ્રાપ્ત પદાર્થાદિ માટે કેવળ આપણે જ કારણરૂપ નથી તથા આપણને મળનાર વસ્તુમાટે આપણે સ્વાભિમાનસહિત મમત્વપૂર્વક પરિશ્રમ કરવાની અગત્ય નથી, પરંતુ આપણામાં એક પરમ તત્ત્વ રહેલું છે, અને તેમાં જો આપણે દૃઢ વિશ્વાસ રાખીએ છીએ, તથા ચિંતા અને વલોપાતવડે આપણા અવયવોને તંગ સ્થિતિમાં મૂકી આપણા આંતર સામર્થ્યના દ્વારને બંધ ન કરતાં, આપણને જોઇતી સર્વ અનુકૂલતા પરમતત્ત્વની સત્તા અવશ્ય અર્પશે એમ માનીએ છીએ, તો આપણે આપણું આનું આ જીવન વધારે રસ અને આનંદપૂર્વક ભોગવીએ છીએ તથા તેનો લેશ પણ ભાર આપણને જણાતો નથી.

ચૈતન્યતત્ત્વની સાથે એકરૂપતા કરતાં શીખો. તેનાવડે જ જડવત્ પ્રતીત થતો સંસાર પણ ભાસે છે; તમારે જોઇતા લૌકિક પદાર્થો પણ તેના વડે પ્રાપ્ત થાય છે. એ તત્ત્વમાં એકતા કરવાથી તમારે માથે ચિંતા અને વલોપાત કરવાની ફરજ (!) નહિ રહે.

તમારા શરીરના અવયવોને તેમનું કાર્ય કરવાનો તમે અવકાશ આપો. અને પછી તેની ચિંતાથી મુક્ત થાઓ. તમારા મનના પ્રદેશમાં તમે કશી ડખલ કરી મૂકતા નથી, અને તે સરળપણે ચાલતું હોય તેમાં વારંવાર વિવિધરીતે વિઘ્ન કરતા નથી, અને મનની જે સ્વાભાવિક (Normal) ક્રિયા થતી હોય તેમાં વિક્ષેપ ઉપજાવતા નથી તો એટલું જ માત્ર કરવાથી અથવા ખરૂં કહીએ તો ઉલટું ન કરવાથી શરીર તથા મનને જેની જેની જરૂર હશે તે એ ચૈતન્યતત્ત્વ પૂરૂં પાડવાને સમર્થ છે. દુધમાં નાંખેલું આધારણ તે દુધને દહીં કરવા સમર્થ છે, પણ તેને વારંવાર હલાવ્યા કરવાની તમારી ક્રિયા જ તે દુધનું દહીં થવા દેતી નથી.

તમારા જીવનના અત્યંત પ્રસારાવાળા, ઘોંઘાટવાળા, ધમાચકડી કરનારા, તમને ઉથલંપાથલ કરી મૂકનારા પ્રસંગો હોય તેમાંથી અમુક દીર્ઘ કાળપર્યંત નિવૃત્ત થાઓ, તમે પોતે જે વાસ્તવરૂપે છો તેનું અને તમારૂં ચૈતન્યતત્ત્વ કે જે વાસ્તવ જીવન-દેવી તત્ત્વરૂપ છે તેનું ઓળખાણ કરવાને માટે—તેનું સ્વરૂપ લક્ષમાં આણવાને માટે—આ બહારના જીવનની ધમાધમ ઉપાધિ ગરબડાટ એ વગેરેથી દૂર થાઓ. શાંતિ અને ધ્યાનમાં એ તત્ત્વને શોધો. શાંતિવડે અને ધ્યાનવડે એ તત્ત્વને નિહાળો. શ્રદ્ધાને ધારણ કરીને એ તત્ત્વ શોધો.

આ પ્રકારે કરવાથી તમારાં જીવનનાં તત્ત્વો નવીકરણ પામતાં જણાશે, અને આને આ જગતમાં તથા આના આ જ જીવનમાં સ્વાસ્થ્ય, શાંતિ અને નિવૃત્તિના સુખને કે જે આજપર્યંત અનુભવ્યું નહિ હોય તેવું અનુભવશો.

આ વાર્તા સ્મરણમાં રાખજો: તમારે કશાની જ ચિંતા કરવાની નથી. ચિંતા કરવા માટે ઈશ્વરે તમને સંજ્યા જ નથી. તમે તમારી મેળે જ ચિંતાનો ટોપલો માથે ચઢાવીને ફરો છો. તમે જાતે હાથમાં વસ્તુ પકડી છે, તમે તમારા બળથી તેને પકડી છે અને તેમ છતાં તે વસ્તુ તમને છોડતી નથી એમ માનો છો. આ ભ્રાંતિને દૂર કરો. ચિંતાના ટોપલાને આજ ક્ષણે માથાઉપરથી ગબડાવી દો. તે જ પ્રમાણે તમારે વલોપાત કરવાની પણ કશી જ જરૂર નથી. વલોપાત કરવાનું તમને કોઇ જ કહેતું નથી. ઇશ્વરના વેદ પણ વલોપાત કરવાની આજ્ઞા કરતા નથી, તમે વિના કારણનો પરિશ્રમ જે હાલ કરી રહ્યા છો તે પણ કરવાનું તમને કોઇ કહેતું નથી–લક્ષમાં રાખજો–હું કે ઈશ્વર કોઇ કહેતું નથી. કેમકે વિશ્વવ્યાપી પરમતત્ત્વ તમારામાં ઓતપ્રોત છે, તમારી સાથે તે પણ એક સ્વતંત્ર વ્યક્તિરૂપે તમારી પેઠે બની રહ્યું છે, તે તમારી સર્વ જરૂરીઆતોને જાણે છે, તમારી સ્થિતિને પણ જાણે છે, અને તેથી તેના પ્રતિ તમે માત્ર અભિમુખ જ રહ્યા કરો છો અને બીજું કશું જ કરતા નથી તો તે તમારી પ્રત્યેક જરૂરીઆતોને તથા તમારી માગણીઓને પૂરી પાડે તેમ છે.

હજારો માથાકુટીયાં કાર્યો છોડીને સ્વાસ્થ્યને અનુભવવાને માટે આટલું એક જ કાર્ય નહિ કરી શકો !

## એમહર્સ્ટનો ચમત્કારિક વ્યતિકર.

નોવા સ્કોશિઆમાં એમહર્સ્ટ નામનું નાનું શહેર આવેલું છે. અને ત્યાં પ્રેતાવાહનનો ચમત્કારિક પ્રયોગ થયેલો જણાયો છે. આ વ્યતિકરોને થયાને હાલ ઘણાં વર્ષ વ્યતીત થયાં છે કેમકે એ વ્યતિકરો ઇ. સ. ૧૮૭૮ માં જણાવા શરુ થયા હતા, અને ઈ. સ. ૧૮૭૯ સુધી થયા કર્યા હતા. એ શહેરમાં અને આજુબાજુના પ્રદેશમાં વાર્તાના મુખ્ય વિષયરૂપ એ વ્યતિકરો એ સમયમાં થઇ રહ્યા હતા. અને તે ઉપરથી એનું વિસ્તારથી વર્ણન વોલ્ટર હબએલ નામના ગૃહસ્થે "The Great Amherst mystery" એ નામના ગ્રંથમાં કર્યું છે. એ ગ્રંથ હાલ અપ્રસિદ્ધ છે. છતાં એ વ્યતિકરોનો ઉલ્લેખ પ્રો. વિલીઅમ જેમ્સે સાઇકીકલ સોસાઇટીની ઇંગ્લિશ શાખાના પ્રમુખરૂપે કરેલા ભાષણમાં કરેલો છે. અને જે આવા વ્યતિકરો પ્રસિદ્ધિમાં આવ્યા છે તેમાં આ વ્યતિકરો અદ્ભુતતામાં પ્રથમ પદ ભોગવે છે એમ જણાવ્યું છે. ઉપરાંત આ વ્યતિકરોને પોતાના ગ્રંથમાં વર્ણન કરનાર મી. હબએલે પબ્લીક નોટરીઆગળ કસમપર જુબાની આપી જણાવ્યું છે કે એ વ્યતિકરો જે એમણે વર્ણવ્યા છે તે શબ્દશઃ સત્ય છે.

સંક્ષેપમાં કહીએ તો આ પ્રમાણે હકીકત છે: એમહર્સ્ટમાં "ટીડ" નામથી પ્રસિદ્ધ એક કુટુંબ વસતું હતું. એ કુટુંબમાં પાંચ વર્ષની વયનો એક જ્યોર્જ નામનો છોકરો, સાત વર્ષની વયની વિલી નામની કન્યા તથા એમનાં માતાપિતા એમ ચાર મનુષ્યો હતાં. ટીડ સાહેબનાં પત્નીની બે નાની બહેનો–જેની અને ઇસ્થર કોક્સ–પણ એ કુટુંબમાં જ

રહેતી હતી. આ ઉપરાંત ડેનીઅલ સાહેબનો ભાઇ-જ્હોન ટીડ, અને ટીડ સાહેબનાં પત્નીનો ભાઈ વીલીયમ કોકસ એ પણ એ ગૃહમાં જ રહેતા હતા. આ વ્યતિકરો જેનું વર્ણન અહિં કરવાનું છે તેમનું નિમિત્ત ઇસ્થર કોકસ છે. એ કન્યા હાલ તો પરિણીત થઇ બોસ્ટનની પાસે રહે છે. પણ આ વ્યતિકરોના સમયે એ તથા ઉપર જણાવી તે સર્વ વ્યક્તિઓ એમહર્સ્ટમાં એક નાના ગૃહમાં રહેતાં હતાં. એ ગૃહની આસપાસ વાડ હતી તથા એ ગૃહ માત્ર બે માળનું જ ગૃહ હતું, અને એમાં અથવા એની આસપાસ કોઇ સપ્તથઇ રહે અને લાંબા સમય સુધી પકડી ન શકાય એ અસંભવસરખું હતું.

એક રાત્રિએ જેની અને ઇસ્થર એ બે બ્હેનો સુઇ ગઇ હતી તથા નિદ્રાવશ થવાના સંધિમાં હતી એટલામાં ઇસ્થર એકદમ ચમકીને બૂમ પાડી ઉઠી કે સાદડીનીચે ઉંદર છે. તપાસ કરતાં સાદડીનીચે કોઇ ઉંદર જણાયો નહિ. બીજી રાત્રિએ પણ આ જ પ્રમાણે થયું. તેથી ઉંદરની બરાબર તપાસ થવા લાગી. ત્યાં તપાસ કરતાં ઉંદર તો કોઇ જણાયો નહિ પણ એક કાર્ડબોર્ડની દાબડી પથારીનીચેથી નીકળી અને તે દાબડી પોતાની મેળે જ દોડતી જણાઇ. આ જોઈ તે દાબડીને ઓરડાની વચ્ચે મૂકવામાં આવી અને તેમ કરતાં એ દાબડી અદ્ધર એક ફુટને આશરે ઉંચી ઉડી હવામાં લટકાઇ રહી તથા પાછી જમીનપર પડી. આવું બે વાર થયું. આથી એ કન્યાઓ અત્યંત ભયભીત થઇ અને એમણે ચીસ પાડી તેથી એમનો ભાઈ એ ઓરડામાં દોડી આવ્યો. એને એ વાત કહેવામાં આવી. પણ એણે એ સાચી માની નહિ.

પછીની રાત્રિએ ઇસ્થર સુઇ ગઈ કે અતિ અલ્પ સમયમાં જ બૂમ પાડી ઉઠી. એની બ્હેને દીવો ઉંચો કર્યો અને જોયું તો ઇસ્થરની સ્થિતિ અત્યંત વિલક્ષણ જણાઇ. એના માથાપર રોમાંચ ખડાં થયેલાં જણાયાં; એનાં નેત્ર લાલચોળ થયેલાં હતાં અને હાથના નખ પલંગના લાકડામાં ઉંડા પેઠેલા હતા. ઘરના બધા મનુષ્યોને જગાડવામાં આવ્યા, અને તેમણે ઇસ્થરને તપાસી. એકાએક ડેનીઅલે જણાવ્યું કે ઇસ્થર સુજી ગઇ છે. સર્વેને તપાસતાં જણાયું કે ઇસ્થર અતિ પ્રમાણમાં ફુલી ગઇ હતી. ડાક્ટરોને બોલાવવામાં આવ્યા અને તેમણે જોયું કે એ છોકરી ફુલી ગઈ છે તથા તેની વેદનાથી બૂમ પાડી રહી છે. પણ એની વેદના કોઇ ન્યૂન કરી શક્યું નહિ, થોડા સમયમાં એ વૃદ્ધિ ઓછી થઇ ગઇ અને ઈસ્થર નિદ્રાવશ થઈ શકી.

પણ થોડા જ સમયમાં મેઘગર્જનાજેવો એક મોટો અવાજ થયો અને તેથી ઘરના સર્વ જાગ્રત્ થઈ ગયાં. રાત્રિ અભ્રવિનાની સ્વચ્છ હતી. ઓરડામાં જે પલંગપર ઇસ્થર સુતી હતી તેનાપર ત્રણ મોટા ટકોરા સર્વના સાંભળવામાં આવ્યા.

આની પછીની રાત્રિએ ઇસ્થર સુઇ ગઈ અને એની બ્હેન જેની ઓરડામાં જાગ્રત્ ફરતી હતી એટલામાં પથારીના ઉપરનાં એક છેવટના સિવાયનાં સર્વે વસ્ત્રો ઉડવા લાગ્યાં અને ઓરડાના ફરતા ખુણામાં તે ઉડી ઉડીને પડવા લાગ્યાં. કેરોસીનનો દીપક લાગતો હતો અને તેના અજવાળામાં એ વસ્ત્રો ઉડી ઉડીને અદ્ધર ચાલતાં સ્પષ્ટ જણાયાં. એ બંને કન્યાઓ બૂમ પાડી ઉઠી અને જેની બેભાન થઇ ગઇ. એ વસ્ત્રોને પાછાં પથારીમાં પાથરી દેવામાં આવ્યાં પણ તેમ થતાં તરત જ પુનઃ એ વસ્ત્રો ઉડી એ જ ખૂણામાં પડ્યાં; અને ઇસ્થરની પથારીનું ઓસીકું હવામાં ઉડતું ચાલ્યું તથા જોન ટીડના મુખપર જોરથી અથ-

કાંપું. પુનઃ ત્રણ મોટા ટકોરા થયા અને તે એટલા જોરમાં કે એના અવાજથી આખો ઓરડો કંપી ઉઠ્યો. ઇસ્થર જે પૂર્વની માફક સુઝી ગઇ હતી તે પુનઃ પોતના મૂળરૂપમાં આવી અને શાન્ત થઇ નિદ્રાવશ થઇ રહી.

આ પ્રકારના વ્યતિકરો ઘણા દહાડા સુધી થતા રહ્યા. પથારીનાં વસ્ત્રો પ્રતિરાત્રિ ઉડી જાય અને ખુણામાં ઢગલો થઇ પડે. ડો. કેરિટને આ ઉત્પાતના સંબંધમાં કોઇ ઉપાય દર્શાવવા બોલાવવામાં આવ્યા. ઇસ્થરની પથારીઆગળ એ ડાક્ટર ઉભો છે અને આસપાસ જુએ છે એટલામાં જ ભીંતપર કોઈ લખતું હોય તેવો અવાજ સર્વના સાંભળવામાં આવ્યો. સર્વએ ભીંતપાસે જઇ બારીકીથી જોયું તો ભીંતના પ્લાસ્ટરમાં કોતરાયેલા આ શબ્દો–Esther cox, you are mine to kill–સ્પષ્ટ જોવામાં આવ્યા, આ લેખ સર્વના સ્પષ્ટ જોવામાં આવ્યો. એટલું જ નહિ પણ ત્યારપછી વર્ષોસુધી એ ત્યાં સ્પષ્ટપણે રહ્યો હતો અને તેથી એ શહેરના ઘણાખરા નિવાસીના જોવામાં પણ આવ્યો હતો એમ એ નિવાસિઓ ખાતરીપૂર્વક જણાવે છે.

ઘણાં અઠવાડીયાંસુધી આ પ્રમાણે વ્યતિકરો થતા રહ્યા અને એને માટે કોઇપણ દૃષ્ટ કારણ શોધી શકાયું નહિ. પ્રતિરાત્ર મોટેથી ટકોરા થાય, ભડાકાજેવા ધ્વનિઓ થાય, પથારીનાં વસ્ત્રો ઉડી જાય અને ઇસ્થર ફુલી જાય. આમાંથી કોઇને માટે કાંઇ પણ કારણ મળી શક્યું નહિ, આ ઉપરાંત અન્ય વિલક્ષણ બનાવો પણ થવા લાગ્યા, અને તેમાં મુખ્ય એક આ હતો કે ટાઢા પાણીનું એક પાત્ર રસોડાની ટેબલના મધ્યમાં હતું તે ખખળતું જણાતું. પાણી ગરમ થતું નહોતું, એ તો પૂર્વવત્ જ શીતલ રહેતું પણ એમાં ઉકળતું હોય તેમ પરપોટા થતા તથા સ્વર નીકળતો. આ બનાવ ઘણાના જોવામાં આવેલો હતો અને એ જોનારમાં રેવરંડ આર. એ ટેમ્પલ નામના ત્યાંના પ્રસિદ્ધ પાદરી પણ હતા.

આ પછી કેટલાક દિવસ વ્યતીત થયા પછી ઇસ્થરને એક ધ્વનિ એવો સંભળાયો એ જે ગૃહમાં રહેતી હતી તેને સળગાવી દેવામાં આવનાર છે. આ ધ્વનિ થતાં જ ત્યાં જર હતાં તે સર્વ આ વાત એ કન્યાઓતરફથી સાંભળી વાર્તા કરતાં હતાં તથા એની મસત્યતાના સંબંધમાં હાસ્ય કરી રહ્યાં હતાં એટલામાં જ હવામાંથી આવી છતના ભાગમાં *થઇ પથારીપર પડતી સળગતી દિવાસળી તેમના જોવામાં આવી, અને તે સર્વ આશ્ચર્યથી* દિગ્મૂઢ થઇ ગયા. એ દીવાસળીને ઇસ્થરે તરત જ ઓલવી નાંખી, નહિંતો એ પથારીનાં વસ્ત્રો સળગી ઉઠ્યા વિના નહિ જ રહ્યાં હોત. થોડી મિનિટ થઇ એટલે પથારીપર અને ઓરડામાં આસપાસ–આવી આઠ દશ દીવાસળીઓ પડી, પણ એથી સાક્ષાત્ હાનિ કાંઇ થઇ નહોતી. આ પૂર્વે બે એક રાત્રિ થયાં મોટા અવાજ થતા બંધ રહ્યા હતા તે પુનઃ થવા લાગ્યા.

આ થઇ રહ્યા પછી આખા ગૃહપર સળગતી દીવાસળીઓ પડી. પાંચ સાતવાર ગૃહ સળગી ઉઠ્યું અને તત્કાળ પાણીની ડોલો રેડવામાં આવી તેને ઓલવવામાં આવ્યું. એક સમયે ક્ષૌરમાં ઉતારેલા વાળનો ઢગલો સળગાવી ગૃહપર નાંખવામાં આવ્યો અને તેથી એ ગૃહનો ઘણોખરો ભાગ બળી ગયો. આ બનાવ બન્યો ત્યારે ઇસ્થર આગળના ઓરડામાં બેઠી હતી. અને એની બહેન એની સંભાળમાં હતી કારણકે ઇસ્થર હવે કોઈ પણ સ્થળે એકલી જતાં ડરતી હતી.

આ અરસામાં એ ભૂત કે પ્રેતસાથે ટકોરાથી સંબંધ સ્થાપિત થયો હતો. એણે જણાવ્યું કે હું પૂર્વે મનુષ્ય હતો અને હાલ પ્રેત છું તથા હાનિ કરવા અને તોફાન કરવા તત્પર છું. આ ગૃહ બાળી નાંખવા તથા ઇસ્થરને એના મરણસુધી ત્રાસ આપવા માગું છું." આ પછી થોડો સમય ગયો એટલે ઇસ્થરને એ જોવામાં આવ્યો હતો અગર જો ઇતર કોઇ એને જોઇ શકયા નહોતા. ત્યારે તોફાન એટલું ગંભીરરૂપવાળું થયું કે ઇસ્થરને તે ગૃહ છોડવાની ફરજ પડી અને મી. વ્હાઇટ નામના એક કુટુંબના એક મિત્રના ગૃહમાં એને મોકલી દેવામાં આવી.

આ નવા ગૃહમાં ગયા પછી લગભગ એક માસસુધી ઇસ્થરે આ પ્રેતના સંબંધમાં કશું જોયું જાણ્યું નહિ. પછી એક દિવસ દીવાનખાનું એ સાફ કરતી હતી એટલામાં એના હાથમાંનું બ્રશ એકદમ ઉડી ગયું અને થોડી સેકંડ વ્યતીત થતાં તે છતપરથી જમીનપર પડયું અને તે એવી રીતે કે ઇસ્થરને વાગતાં જરાક જ એ બચી ગઇ. આ ગૃહમાં આ વ્યતિકરથી તોફાનની શરૂઆત થઇ અને તે અલ્પ સમયમાં વધી ગયું. વ્હાઇટ સાહેબની મીલકતમાં અગ્નિ પ્રકટવા માંડયો અને બધાં પગલાંનો અવાજ સાંભળી શકે તેમ એ "પ્રેત" ત્યાં ફરવા લાગ્યો.

પ્રતિદિવસ તોફાનમાં વધારો થવા લાગ્યો. પદાર્થો અસ્ત વ્યસ્ત ગમે ત્યાં ફેંકાવા લાગ્યા અને અગ્નિપ્રકોપ વારંવાર જણાવા લાગ્યો. એક સમયે બારણાને મીજાગરાથી છુટું કરી જમીનપર મોટા અવાજસાથે પછાડવામાં આવ્યું. મી. વ્હાઇટની દૃષ્ટિ એ બારણા પ્રતિ હતી જ અને આ બનાવ એમની નજરઆગળ જ થયો હતો. બીજે પ્રસંગે ફ્રેડ્રીક વ્હાઇટનો ધારવાળો ચપ્પુ જે એના હાથમાં હતો તે એ અદૃશ્ય પ્રાણીએ એના હાથમાં ઝુંટવી લીધો અને જોરથી ઇસ્થરના વાંસામાં ખોસ્યો. આ ચપ્પુ એ ઘામાં રહ્યો અને ઘામાંથી રુધિર વહેવા લાગ્યું. ઘામાંથી એ ચપ્પુ ફ્રેડ્રીકે ખેંચી કાઢયો, તેને લોહી નાંખ્યો, બંધ કર્યો અને પોતાના ગજવામાં પાછો મુકી દીધો. ગજવામાં પાછો મુકયો કે તરત જ તે અદૃશ્ય પ્રાણીએ એ પાછો લઇ લીધો, વિદ્યુતના ચમકારાના વેગે પુનઃ તે ઘામાં માર્યો.

આ બનાવ થઇ ગયા પછી એક બે દિવસ પછી ઇસ્થરના ખોળામાં કોઇએ કેટલાક લોહના ખીલા પ્રયોગખાતર મુકયા. એ મુકયા કે તરત એ એટલા બધા ગરમ થઈ ગયા કે કોઇ તેને અડકી શકે તેમ રહ્યું નહિ. પછી ઓરડાના દૂરના ખૂણામાં એટલે લગભગ ૨૦ ફીટ દૂર એ એની મેળે ઉડીને પડ્યા. આ થયા પછી તે ઓરડાનો સરસામાન પોતાની મેળે હાલવા ફરવા લાગ્યો.

આ પ્રકારની સ્થિતિ ચાલતી હતી તે સમયે મી. વોલ્ટર હબએલનું એમહર્સ્ટમાં જવું થયું અને આ વિચિત્ર વ્યતિકરો એમણે જાતે પોતાની નજરે જોયા. એ પોતાનો અનુભવ વર્ણન કરતાં આ પ્રકારનું જણાવે છેઃ—

"હું બેઠો ને પાંચેક મિનિટ થઇ હશે એટલામાં મને વિસ્મય ઉપજાવે તેમ મારી છત્રી પંદર ફીટ દૂર 'અદૃશ્ય પ્રાણીવડે' ફેંકાવામાં આવી અને એ જ સમયે એક તીક્ષ્ણ ચપ્પુ હવામાંથી સુસવાટ કરતો આવી ઇસ્થરના માથા આગળથી ચાલી એની સંમુખ પડ્યો આ વખતે ઇસ્થર બીજા ઓરડામાં એક મોટી થાળી પોતાના હાથમાં લઇ આવતી હતી,

મારા પાઇંટને ઓરડામાં ફેંકી દેવામાં આવ્યું અને તે જ ક્ષણે સામી બાજુથી એક મોટી ખુરસી ફેંકાઇ કે જે જોરમાં આવીને મારી ખુરસીસાથે અથડાઇ. ભોજનપછી એક કોચપર હું બેઠો અને ઇરથર તે ઓરડાના મધ્યમાં એક રૉકિંગ ખુરસીપર બેઠી હતી. હું નિદ્રાવશ થયો નહોતો પણ ઇસ્થિર શું કરે છે તે છૂપી રીતે જોવા માટે અર્ધ મીચેલી આંખ રાખી પડયો હતો. એટલામાં એક શેર વજનવાળું કાચનું એક પેપરવેઇટ હવામાંથી સુરવાટ કરતું આવ્યું. આ વેઇટ મારાથી બારપંદર ફીટ આઘું એક સુશોભિત શેલ્ફપર મુકેલું મેં જોયું હતું. એ આવીને મારા માથાને જ અથડાત, કેમકે એ મારી તરફજ ફેંકાયું હતું, પણ દૈવયોગે તેમ નહિ થતાં કોચના હાથાપર જોરથી અથડાયું અને તે એટલા જોરથી કે ત્યાંથી ઉછળી એક ફુટ આઘે પડેલી ખુરસીપર પડયું અને ત્યાં ચકર ચકર ફર્યા કર્યું. ત્યાર પછી પાછલા પહોરના અંતમાં ઘરના ઉપરના માળપર જૂનાં ન્યુસ્પેપરોને એ અદશ્ય પ્રેતોએ સળગાવ્યાં અને જાણે દિવસના ત્રાસને પરાકાષ્ઠાએ પહોંચાડવાનો વિચાર હોય તેમ તે ઓરડામાં સાત ખુરસીઓને એક પર એક સાચી દીધી અને એમ ૭ ફીટ ઉંચાઇવાળો ખુરશીનો ડુંગર બનાવ્યો અને પછી નીચેની એક કે બે ખુરસીને જોરથી એકદમ ખેંચી એટલે એ આખો ઢગલો મોટા અવાજસાથે પડયો. આજ દિવસે છેવટનું તોફાન એ થયું કે ઉપરના માળપર એક મોટી આગ એ પ્રેતોએ લગાડી. પણ સળગતાં ન્યુસ્પેપરો તથા એ આગને તરત જ ઓલવી નાંખવામાં આવ્યાં એટલે મોટું નુકસાન થવાનો વખત નહિ આવ્યો."

આ પ્રમાણે પોતાની નજરઆગળ થયેલા અને સ્વાનુભૂત વ્યતિકરોનું એમણે વર્ણન કર્યું છે. ઇસ્થરને ગમે ત્યાં ખસેડવામાં આવે અને ગમે તેવી ચોકસીમાં રાખવામાં આવે તેમ છતાં એ જ્યાં હોય ત્યાં આવાં અને આવા અનેક વ્યતિકરો લગભગ એક વર્ષસુધી થતા રહ્યા.

આ બનાવો જાણતાં પ્રથમ વિચાર એ જ સ્વાભાવિક રીતે સ્ફુરે તેમ છે કે આમાં કાંઇ કાવતરૂં હશે અને એ ઇસ્થરની સમક્ષ જ, એ જ્યાં હોય ત્યાં જ થતા હોવાથી એના તરફથી જ થાપવું જોઇએ. પ્રેતાવાહનના ઘણાખરા પ્રયોગો જે ધંધારૂપે ભજવી બતાવવામાં આવે છે તેમાં તર્કટ હોય છે અને તેનાથી જ તે કરવામાં આવે છે એ વાત પણ સત્ય છે. પણ આ વ્યતિકરોમાં એવું અનુમાન કરવાનો અવકાશ જેમ જેમ વિચાર કરવામાં આવે છે તેમ તેમ ઓછો ને ઓછો થતો જાય છે. અહિં ભુવારૂપે ઇસ્થર જ ગણી શકાય તેમ છે અને આ બનાવોમાં જે મોટામાં મોટી હાનિ થતી તે ઇસ્થરને જ થતી. તેથી એ પોતાની મેળે હાનિ પોતાને જ કરે એ માનવા જેવું નથી, વળી ઇસ્થરને ઘા કરવામાં આવતા હતા, એની નિદ્રા જતી રહી હતી, એ સુકી જતી હતી, આસપાસના તથા સંબંધીઓ વગેરે એના પ્રતિ તિરસ્કાર દષ્ટિ કરતા એ આદિ જોતાં એ પોતે આવા પોતાને જ સર્વથા હાનિ કરે એવાં તર્કટ કરે એ સંભવતું નથી. તે સાથે કેટલાક બનાવો તો એવા છે કે એ ધારે તોપણ એનું વય આદિ જોતાં એનાથી થઇ શકવા અસંભવિત છે. એના પોતાના ગૃહમાં ઘણી વાર અગ્નિ પ્રકટતો, એના સંબંધીનાં ગૃહોની એ જ દશા થતી. વળી એની આસપાસ જાહેર રીતે તથા છૂપી રીતે બધી ચોકસી રાખવામાં આવેલી હતી. તેમ જ આ બનાવો એક બે દિવસમાં શમી ગયા નહોતા,

પણ એક વર્ષથી અધિક સમયસુધી થતા રહ્યા હતા. આખા શહેરમાં એ વાત પ્રસિદ્ધ થઇ હતી અને એ શહેરના ઘણાખરા મનુષ્યોએ આ બનાવો જોયા હતા તથા તેનું કોઇ પણ કારણ કોઈ દર્શાવી શકતું નહોતું. આ સર્વ ઉપરથી મી. હબબેલ આગ્રહ કરી જણાવે છે કે આ વ્યતિકરોમાં કોઇ પણ રીતે કાવતરૂં હોવાનો સંભવ રહેતો નથી.

ઈ. સ. ૧૯૦૮ માં મી. હબબેલ પાછા એમહર્સ્ટમાં ગયા હતા અને એ શહેરના એ સમયે વિદ્યમાન મનુષ્યોતરફથી એમણે પૂર્વની હકીકતનો હેવાલ જણાવનાર પત્રો મેળવી લીધાં છે કે જે અહિં જણાવેલી હકીકતનું સારી રીતે સમર્થન કરે છે. એમાંનો એક પત્ર ઈ. સ. ૧૯૦૮ ના જૂનની તા. ૧૦ મીનો છે તથા તેમાં ડેની લપટીડ, ઓલાર્ફવ ટીડ, એન. ડી. કબીસ્લી; જે. એ. સિમ્પસન, એ ડબલ્યુ મોર્ફ્ટ, જે. બ્લેક, એસ. મેકનટ, વીલીઅમ બીએટી, વીલીઅમ રીપ્લી, ડી. ચેપચેન, જોનસ્ટુઅર્ટ, એલ. વ્હાઇટ, રયુફસ હિકસ, ઇ. ટી. ચેપમેન, સી. હિલસન, અને બી. ડી. બેન્ટની સહીવાળો છે. એ પત્રમાં એ સહી કરનારા જણાવે છે કે કોઇના તરફથી સાંભળીને કે કર્ણોપકર્ણથી જાણીને નહિ, પણ અમારા જાતિઅનુભવથી, અમારા પ્રત્યેકના સાક્ષાત્ જોવામાં આવ્યા પ્રમાણે અમે ખાતરીથી જણાવીએ છીએ કે નોવા સ્કોશીઆમાં આવેલા એમહર્સ્ટની પ્રિન્સેસ સ્ટ્રીટમાં નં. ૬ વાળું ગૃહ જે ડેનીઅલ ટીડનું હતું તેમાં હબબેલ સાહેબે પોતાના ગ્રંથમાં જણાવેલા વ્યતિકરો થયા હતા અને તે ઇસ્થર કોકસની હાજરી ત્યાં હોય ત્યારે જ થતા હતા. તથા એનું સ્થાનાન્તર થાય ત્યારે થતા નહોતા. એ વ્યતિકરો ૧૮૭૮ થી ૧૮૭૯ સુધી એક વર્ષ થયા કર્યા હતા. આ હકીકત અમે અમારી સ્વતંત્ર ઇચ્છાથી અને કોઇ પણ દબાણશિવાય જણાવીએ છીએ અને અમારી સહીનો પત્ર મી. હબબેલના ગ્રંથની હવે પછીની આવૃત્તિમાં છાપવાની અને જગતમાં પ્રસિદ્ધ થવાની તથા તેના એ ગ્રંથમાં વર્ણવેલા સર્વ વ્યતિકરોની શબ્દઃ સત્યતાની સિદ્ધિ થવા અમે રજા આપીએ છીએ. આ પ્રકારના ભાવાર્થનો પત્ર આ ગૃહસ્થોએ લખ્યો છે.

મી. વોલ્ટર હબબેલપર મીસીસ ઓલીવ ટીડનો તા. ૨૧ મી જૂન ૧૯૦૮ નો પત્ર છે, તેમાં એ જણાવે છે કે "મી. ટીડે તથા મેં 'ઇસ્થર અને તેનાં પ્રેત'ના સંબંધનું તમારૂં પુસ્તક વાંચ્યું અને તેમાં એક હકીકતને ખાસ દાખલ કરવા જેવી જણાય છે તે તમારા જાણવામાં નહિ હોવાથી તમે દાખલ કરી નથી. તે હકીકત આ છેઃ

એક રવિવારની રાત્રિએ અમે બધાં પથારીમાં સુઇ ગયાં, ઇસ્થર એના ઓરડામાં હતી અને આર્થર ડેવિસનસાથે રહેવા જતા પૂર્વે એ એમ્મર્ગથી અમારી સાથે તે રાત્રિ ગાળવા માટે જ આવી હતી અને તે રાત્રે જેન ત્યાં નહોતી. આવા સમયમાં આ પ્રમાણેનો વ્યતિકર થયો હતો.

લગભગ દશ થયા હતા. ઇસ્થર પથારીમાં સુતી હતી અને તમે જાણોછો તેમ મારા તથા મી. ટીડના ઓરડાથી સામે જ એનો ઓરડો હતો. અમારા ઓરડાનાં બારણાં બને ખુલ્લાં હતાં અને ચંદ્રના પ્રકાશવાળી રાત્રિ હોવાથી એના ઓરડામાં અમે સારી રીતે જોઇ શકીએ તેમ હતું.

અમારા જોવામાં આવ્યું કે એક ખુરસી હોલમાંથી એ ઓરડામાં ચાલી આવી અને જ્યારે એ એની પથારીપાસે, છેક સમીપ આવી ત્યારે એની પથારીનીચેનું ઓસીકું બહાર આવ્યું અને તે ખુરસીપર વ્યવસ્થિત થયું. મેગી ફિશર નામના પ્રેતને ઇસ્થરે એ ઓસીકાપર બેસતા જોયો. અમે એ જોઇ શક્યાં નહોતાં.

મેગીએ પગથી માથાસુધી ઇસ્થરને હાથ ફેરવ્યો અને પછી ચુંટી ખણવા તથા ઝીણી ટાંકણીવડે એના શરીરને હાથ તથા કંઠને ઘર્ષણ કરવા લાગ્યો. એ ટાંકણી બીજે દિવસે એ પથારીમાંથી અમને મળી હતી. ઇસ્થરે કહ્યું, મારાથી એ વધારે ખમાતું નથી.

ત્યાર પછી બોબ નિકલ નામનો પ્રેત પોતાનું કામ કરવા લાગ્યો. એણે પથારી સિવાયનો બધો સામાન તે ઓરડીમાંથી બહાર પ્રવેશ કરવાના સ્થાને નાંખી દીધો. એ બાબ કરે છે એ ઇસ્થર જોતી હતી. એ પદાર્થો બહાર આવે છે તથા ઇસ્થર પથારીમાં સુઇ જ રહેલી છે તથા શાન્ત છે અને કંઇ કરતી નથી એટલું જ અમને જણાતું હતું. ફરનિચર બધો ઓરડામાંથી બહાર ફેંકાઇ રહ્યો એટલે એ પથારીને કે જ્યાં ઇસ્થર સુતી હતી તેને હલાવવા તથા ઝુલાવવાનું બોબ નિકલે શરુ કર્યું. અવાજ એવો મોટો થતો હતો કે અમે નિદ્રાવશ થઇ શકયા નહિ તેથી મારા કહેવાથી મી. ટીક ઇસ્થરના ઓરડામાં ગયા અને કોચપરથી ઇસ્થરની પથારીને ઉંચકી અમારા ઓરડામાં લઇ આવ્યા અને અમારા પલંગના પગઆગળ એ પથારીને મુકી અને ત્યાર પછી જ અમે નિદ્રા લઇ શકયા. કારણ કે તમે જાણોછો તેમ જેમ મેગી તથા બોબ તમને ચહાતા નહોતા તે જ પ્રમાણે ડેનિઅલને પણ ચહાતા નહોતા, અગર જો જેમ બોબે કાચનું પેપરવેઇટ તમારાપર માર્યું હતું તેમ ડેનીઅલની સામે તેવું કોઇ દિવસ કર્યું નહોતું. આ સર્વ પ્રેત બીજે સ્થાને જેટલું તોફાન કરતા હતા તે કરતાં અમારા પ્રિન્સેસ સ્ટ્રીટમાં આવેલા ઘરમાં વધારે કરતા હતા અને મી. ટીક જ્યારે હાજર હોય ત્યારે ઘણું તોફાન કરતાં એ ડરતા હતા. કેમકે ઇસ્થરને મી. ટીક અકળાઇને અન્યત્ર કાઢી મૂકે એ એમને રુચતું નહોતું. ઇસ્થરને ઉપર જણાવ્યું તેમ અમારા ઓરડામાં લાવવામાં આવી ત્યાર પછી એ પ્રેતોએ અમારા ઓરડાપાસે પડેલી એક જૂની ટ્રંકનું ઢાંકણું (એ ટ્રંકને કળ વાસી નહોતી પણ માત્ર બંધ કરેલી હતી) લીધું અને એને અફાળી ગુડ નાઇટની સલામ કરી ગયા. આ પછી તે રાત્રિએ વિશેષ કાંઇ પણ થયું નહિ અને અમે બધા સ્વસ્થપણે અને શાન્તિથી નિદ્રાવશ થયાં. તમારાપર બોબે નાંખેલું પેપરવેઇટ તથા જે ૭ ખુરસીઓનો ઢગલો કર્યો હતો તે ખુરસીઓ મારી પાસે હજી છે. તમારા પુસ્તકની નવી આવૃત્તિ થાય તેમાં તમને યોગ્ય લાગે તો આ હકીકત વધારશો, લેખ કરવામાં ડેનીઅલને જરા પણ અડચણ નથી. કારણ કે એ પુસ્તકની બીજી હકીકતની માફક આ પણ કેવલ સત્ય છે."

સોસાઇટી ઓફ સાઇકીકલ રીસર્ચને એ પોલ્ટરજીષ્ટની હકીકત જણાવવામાં આવી હતી. તેના સત્યાસત્યના નિર્ણયમાટે ઇ. સ. ૧૯૦૭ ના જાન્યુઆરીમાં, નોવા સ્કોશીઆમાં આવેલા વિન્ડસરમાં એ સોસાઇટીતરફથી મી. હેરીવર્ડ કેરીંગટન ગયા હતા. આ હકીકતના રીપોર્ટ કેટલાક વખત થયાં આવ્યા કરતા હતા અને એમાં સત્ય વ્યતિકરો થતા હશે એવું અનુમાન થતું હતું. આ ઉપરથી એની તપાસ કરવા સોસાઇટીએ એમને નીમ્યા હતા. એમની તપાસમાં એ નિર્ણય થયો હતો કે એ વ્યતિકરોમાં જરા પણ સત્ય નહોતું. માત્ર તર્કટ જ હતું અને દમાથી એ વ્યતિકરો જણાવવામાં આવતા હતા. એમણે પાછા ન્યુયોર્કમાં જવાનું એમહર્સ્ટમાં થઇને હતું. અને મિ. હબ્બેલના પુસ્તકે એમની જિજ્ઞાસાવૃત્તિ જાગ્રત્ કરી હતી, તે ઉપરથી એમણે એમહર્સ્ટમાં જઇ આ સંબંધમાં પણ તપાસ કરવાનું ઉચિત ધાર્યું. તે ઉપરથી જાન્યુઆરીની તા. ૨૭ તથા ૨૮ એ બે દિવસ એમણે ત્યાં

ગાળ્યા અને એ સમયે જીવતા જે સાક્ષીઓ હતા તે એમણે તપાસ્યા. તેમાં મી. ટીડ અને એમનાં પત્ની એ બેનું મળવું થયું અને મિસિસ ટીડતરફથી જે પુરાવો આપવામાં આવ્યો તે એ ગૃહસ્થને ઘણો સંતોષકારક જણાયો છે. તેમ જ પરસ્પરની શોધ કરતાં કરતાં એ હાલ જ્યાં રહે છે ત્યાં પણ એ પહોંચી ગયા હતા અને એની સાથે એમણે ઘણી વાત ચીત કરી હતી. પણ એ પૂર્વપ્રસંગનું સ્મરણ કરવું એને અનુચિત લાગવાથી એના તરફથી કોઈ જણાવવાં જેવા ઉત્તર એ મેળવી શક્યાં નહિ, છતાં આ પ્રસંગમાં તર્કટ કે દગો કોઈ રીતે હોય એવું સર્વની ઢબછબપરથી એમને જણાયું નથી. ઉલટું દગો નહિ હશે એમ સર્વ ઉપરથી એમને જણાયું છે એમ કહીએ તો ચાલે. તેથી આ વ્યતિકરોને અસત્ય માનવા અથવા એમાં દગો કોઈ રીતે હશે એમ માનવા કારણ રહેતું નથી.

---

# आत्मरविनी रश्मिरूपे भान करती वृत्तिना उद्गार.

પદ ( પ્રભુ પ્હાડકેરી, સરિતા હું છું, એ લય. )

પ્રભુસૂર્યકેરી, રશ્મિ હું છું.  
પ્રકાશને પ્રસરાવતી રશ્મિ જેમ ગગનમાં રાજે,  
મુજ આત્માની રશ્મિ બનીને ઉર પ્રકાશું આજે;—  
પ્રકટ સૂર્યકેરી રશ્મિઓ, જેમ ન સૂર્યથી ન્યારી,  
મુજ આત્માભાનુથી પૃથક્તા, તેમ જણાય ન મારી;—  
સમુદ્રના મોજામાં બળ જેમ, સમુદ્રમાંથી આવે,  
મુજ આત્મા તદ્વત્ મુજ ઉરમાં, નિત્યે બળ પ્રકટાવે;—  
ભૂમિભેદી ને વિદ્યુત્ બળથી, રશ્મિ નીચે જાતાં,  
તદ્વત્ જીવત્વપટ ભેદીને વિચરૂં છું હું જ્યાં ત્યાં;—  
સદ્ગુણપુષ્પો ખીલી ઉઠે, પ્રકાશ થાતાં મારો,  
અજ્ઞાનઉલૂક છૂપાઈ જાતું, જ્યાં મારો ઝળકારો;—  
અભિન્ન સૂર્યથી હું છું તેથી, રહું—સૂર્યની સાથે,  
વિશ્વવિષે વ્યાપું પણ મારો સંબંધ સૂર્યસંગાથે;—  
આત્મરવિમાંથી હું નિત્યે, સમગ્ર બળને લઉં છું,  
ગ્રહણ કરે જે મુજ પ્રકાશને, તેને પ્રેમે દઉં છું;—  
આત્મરવિરશ્મિની ભાવના, મુજ ઉર સંતત વ્યાપે,  
જ્યારે જે કંઇ જોઇએ મારે, ચિદ્રાવ તે તે આપે;—

---

# वाणी तथा वृत्तिथी संतत कहेलुं इष्टस्मरण इष्ट साक्षात्कार करावे छे.

પદ. (મુખડાની માયા લાગી રે, એલય)

રસિયાની રીસ ટાળી રે, હાં મેં તો મારા, રસિયાની રીસ ટાળી રે.
રસિયાની રીસ ટાળી, પ્રીત મેં મારામાં વાળી,
હસાવીને લીધી તાળી રે;—
પ્રથમ તો ન બોલ્યા એ, સોગન મેં દીધા તોએ,
રહ્યા ઘણા ભારમાંહે રે;—
વિનયવચનવાણી, બોલી હું અશ્રુને આણી,
પડ્યું પથ્થરઉપર પાણી રે;—
ઘણીએ ચેષ્ટાઓ કીધી, ગાળો પણ ઘણી દીધી,
ફળ્યો નહિ કોઈ વિધિ રે;—
પછી તો હું મટી અબળા, જ્વલંત બની હું પ્રબળા,
એ પણ પડ્યા પાસા અવળા રે;—
બધી રીતે હું તો હારી, મતિ તો મુંઝાઇ મારી,
(પછી) કરી એક કળા ન્યારીરે;—
એક માળા મોટી આણી, 'પિયુ'[1] શબ્દ તાણી તાણી,
બોલી જાણે પુટી ધાણી રે;—
ધીમે ધીમે પછી મેં તો, શબ્દ કાઢ્યો મોટો મોટો,
પ્રભુકેરો કાન ફુટ્યો રે;—
જાણ્યું આશું થઈ ગાંડી, આ તે શું રહી બરાડી,
એમ ધારી મીટી માંડી રે;—
એમણે તો સામું દીઠું, પણ મેં કર્યું અદીઠું,
જાણે હોઉં કાષ્ઠઠીઠું રે;—
મારા સામું જોતે જોતે, આવ્યા તેમ (હું) બોલી મોટે,
ત્યાં તો હસી પડ્યા પોતે રે;—
હજી પણ મોટે મોટે, બોલી ત્યાં એ આવી જોડે,
હાથ ધર્યો મારે મહોડે રે;—
બોલવા મને ન દીધી, પ્રેમસંજ્ઞા મને કીધી,
કહ્યું (તારી) વાણી શુણી લીધી રે;—
પછી હુંથી ન રે'વાયું, મારાથી હસી જવાયું,
મળ્યું મને મારૂં ચાહ્યું રે;—

[1] ઇષ્ટમંત્ર.

# वेदान्तनिबन्धमाला.

—વેદાન્ત—

अध्यात्मविद्या विद्यानाम्—

સર્વ વિદ્યાઓની સારભૂત અધ્યાત્મવિદ્યા મારૂં અર્થાત્ પરમાત્માનું સ્વરૂપ છે.—ગીતા.

સઘળી લૌકિક અને અલૌકિક વિદ્યા અથવા કલાના જિજ્ઞાસુ મનુષ્યો બે પ્રકારના હોય છેઃ (૧) વાસ્તવ અભ્યાસ અને (૨) રસિક પ્રશંસક. પ્રથમ પ્રકારના જિજ્ઞાસુ તે તે વિદ્યા અથવા કલાના રહસ્યને જાણી તેના ફલને પ્રાપ્ત કરવાના અમોઘ પ્રયત્નના વેગવાળા હોય છે. અને રસિક પ્રશંસકો માત્ર તે તે વિદ્યા અથવા કલાનાં ફલોપ્રતિ અભિરૂચિવાળા છતાં તે ફલને પ્રાપ્ત કરવાનાં સાધનોથી ઘણે ભાગે વિમુખ હોય છે. આ નિયમ અધ્યાત્મવિદ્યામાં પણ લાગુ પડે છે. પશ્ચિમની અને પૂર્વની સુધારણા વા સંસ્કૃતિના વિનિમયવાળા આ સમયમાં આપણી પ્રાચીન વિદ્યાએ અને કલાઓપ્રતિનું આપણું બહુમાન જાગ્રત્ થયું છે. એટલું જ નહિ પરંતુ આજથી ચાળીસ પચાસ વર્ષઉપર જે વિદ્યાએ અથવા કલાએ અમુક બ્રાહ્મણોના કુટુંબમાં ગ્રુપ્ત રહેતી હતી તે વિદ્યા અને કલાઓનાં સામાન્ય જ્ઞાન આપણી શાળાઓના ઉંચા ધોરણનાં બાલકો ધરાવતાં થયાં છે. આ પ્રમાણે જ્ઞાનને વિસ્તાર હાલના સમયમાં વધ્યો છે; અને તેથી પ્રાચીન પદ્ધતિથી કેળવાયેલા કોઇ પંડિત અથવા શાસ્ત્રી અમુક સિદ્ધાંતના સંબંધમાં કંઇ વાર્તા અથવા ચર્ચા કરે તો આ કાલનો કુશલ વિદ્યાર્થી વ્યામોહ પામે તેમ નથી. પરંતુ જ્ઞાનનો જેવો વિસ્તાર થયો છે તેવું ગાંભીર્ય પ્રકટ થયું નથી; અને તેનું મુખ્ય કારણ એટલું જ છે કે પ્રાચીન વિદ્યા અથવા કલાપ્રતિ નવી પ્રજાનું વલણ માત્ર રસિક પ્રશંસક (Amateour) તરીકેનું થયું છે.

વિદ્યા પોતાનાં નિયત ફલનો ઉદય પોતાનાં અવિરત શ્રદ્ધાભક્તિથી મગ્ન થનાર સાધુઅંતઃકરણમાં પ્રકટ કરે છે. પોતાનાં અંગઉપાંગને બાહ્ય દૃષ્ટિથી જોનાર રસિક પ્રશંસકોને તેમ જ પોતાના વાણીના મર્મને નહિ સમજનાર કેવલ શબ્દાશ્રયી પંડિતોને વિદ્યા પોતાનું હાર્દ આપતી નથી. પરંતુ જેઓ વિદ્યાના શબ્દરૂપી બાહ્ય સ્વરૂપમાંથી તાત્પર્યરૂપ જીવનતત્ત્વને ઓળખી શકે છે, અને તે તત્ત્વમાં શ્રદ્ધાભક્તિથી નિમગ્ન થાય છે તેઓને તે પોતાના સંગનાં ઉંચાં ફલોને ચખાડે છે. બ્રહ્મવિદ્યાનાં ઉત્તમ ફલને પ્રાપ્ત કરવાની જેમને શુભેચ્છા પ્રકટ થયેલી છે, તથા વનિતાના અંગઉપાંગમાં ઝળકતું અનિર્વાચ્ય લાવણ્ય પારખવાની સહૃદય પુરુષની પેઠે બ્રહ્મવિદ્યાના શબ્દરૂપ બાહ્ય અંગમાં પ્રસરતું તાત્પર્યરૂપ લાવણ્ય ઓળખવાની જે ધાર્મિક આત્માઓને શક્તિ પ્રકટ થએલી છે તેવા સંસ્કારી જનો બ્રહ્મવિદ્યાના મુખ્ય પ્રમેયોને સરળતાથી સમજી શકે એવી ભાષામાં નિબંધના રૂપમાં ચર્ચવા વિચાર રાખ્યો છે. પરમાત્મા આ નિર્મળ પ્રયત્નમાં સહાયભૂત થાઓ એવી પ્રાર્થના છે.

આપણાં આર્યદર્શનોમાં સર્વોત્તમપદને ધારણ કરતું વેદાન્તદર્શન છે, અને તે દર્શનના સિદ્ધાન્તોએ માત્ર આપણી ભૂમીના જ ધાર્મિક આત્માઓને સંતોષ આપ્યો છે તેમ નથી, પરંતુ ઇતર ભૂમિના સંસ્કારી વિદ્યાસંપન્ન પુરુષોને વિરામ આપેલો છે. તે દર્શનના

સિદ્ધાન્તો સર્વ દેશકાલના પ્રાણીઓને, અમુક અધિકારસંપત્તિ પ્રાપ્ત હોય તો, આ સંસારના દુઃખથી તારી નિરતિશય સુખમાં સ્થાપી શકે તેવા છે. વેદાન્તદર્શનના વ્યાપક વિચારોને લીધે જ પરભૂમિના વિદ્વાનો તેના પ્રતિ બહુમાનની દૃષ્ટિથી જોતા આવ્યા છે અને જુએ છે. શૉપનહોર મેક્સમ્યુલર, ડયુસન આદિ પશ્ચિમના વિદ્વાનો આ દર્શનમાં ઉંડાં સત્યને સ્વીકારે છે. અને તે જ બતાવી આપે છે કે આ દર્શનના સિદ્ધાન્તો એકદેશી નથી, પરંતુ સર્વદેશી અથવા વ્યાપક છે. આર્યભૂમિમાં આ સિદ્ધાન્તોને પ્રકાશ કરનાર દર્શન વેદઉપર આશ્રય રાખનાર હોવાથી, અને તે પણ વેદના અંત અથવા છેવટના ભાગ અર્થાત્ ઉપનિષદ્ઉપર રચાયેલું હોવાથી તે દર્શનને "વેદાન્તદર્શન" એવી સંજ્ઞા આપવામાં આવી છે. વળી વેદરાશિનો અંત અથવા તાત્પર્ય એ સિદ્ધાન્તોમાં શમાએલું હોવાથી તે દર્શનને વેદાન્તદર્શન કહે છે. આ દર્શનના પ્રામાણ્ય ગ્રંથો મુખ્ય ત્રણ ગણાય છે અને તેને પ્રસ્થાનત્રયી કહે છેઃ—ઉપનિષદ્, ગીતા અને બ્રહ્મસૂત્ર. આ ત્રણ ગ્રંથોનો તાત્પર્યનિર્ણય આપણા પ્રાચીન વિચારકોએ કરી જે દર્શન અથવા તત્ત્વવિદ્યાની શ્રેણીનું સ્થાપન કર્યું છે તે દર્શન સંપ્રદાયધર્મોના આત્મરૂપે રહેલું છે. આ તાત્પર્યનિર્ણય કેટલાક વિચારકોએ દ્વૈતમાં કર્યો છે, કેટલાકે અદ્વૈતમાં કર્યો છે. પરંતુ દ્વૈતનિર્ણય પ્રમાણુની કસોટીઉપર અદ્યાપિ ચઢી શકયો નથી. અને તેથી દ્વૈતનું અથવા ભેદનું તાત્પર્યરૂપે પ્રતિપાદન કરનાર વિચારશ્રેણી તત્ત્વવિદ્યામાં માનનીય પદને ભોગવતી કોઇ પણ દેશકાલમાં ગણાઇ નથી. વ્યવહારનું આલંબન ભેદઉપર હોવાથી, અને તત્ત્વવિદ્યા વ્યવહારના આત્મભૂત પરમાર્થને લક્ષ્યરૂપે સ્થાપતી હોવાથી, અને તે પરમાર્થવસ્તુ વિચારની પરાકાષ્ઠાએ એકરસ અનુભવાતી હોવાથી ભેદનું સ્થાપન તત્ત્વવિદ્યાનો વિષય ગણાતો નથી.

જ્ઞાન ત્રિપદગામી ગણાય છે. તેનો એક પદ લૌકિક વિષયોમાં અથવા દૃશ્ય સમૂહમાં છે. આ વિશ્વના ભિન્ન ભિન્ન જણાતા પ્રાણીપદાર્થોનાં દેખાતાં અર્થાત્ પ્રતીત થતાં સ્વરૂપોને સ્પર્શ કરતું આપણું વૃત્તિજ્ઞાન તે તે ભેદોને સત્ય માની પ્રવૃત્ત થાય છે, અને તે જ્ઞાન અર્થક્રિયા સાધનાર વ્યવહારોપયોગી જ્ઞાન ગણાય છે. આ જ્ઞાનનો બીજો પાદ તે તે ભેદોના ઉદય તથા અસ્તના અવ્યભિચરિત નિયમો (Immutable laws) ને સ્પર્શ કરે છે અને તેને વિજ્ઞાન (Science) કહે છે. અભ્યુદયના વિકાસનું સાધન આ વિજ્ઞાન છે. પરંતુ આ સર્વભેદના વ્યવહારોપયોગી જ્ઞાનનો નિયમના રૂપમાં સમન્વય કરનાર વિજ્ઞાન પણ ભેદનું અર્થાત્ દ્વૈતનું જ પ્રતિપાદન કરે છે. પરંતુ જ્ઞાનશક્તિ અધિક વિકાસને પામી પોતાના ત્રિજા પદને સંસ્કારી અંતઃકરણમાં પ્રકટ કરે છે અને તે પદ અધ્યાત્મ અથવા પરમતત્ત્વવિષયક ગણાય છે. સર્વ ભેદોનો સમન્વય કરનાર વિજ્ઞાનોનો પણ જેમાં સમન્વય થાય છે એવા નિરતિશય મોટા અથવા બૃહત્ તત્ત્વને—બ્રહ્મતત્ત્વને—સ્પર્શ કરનાર વિચારશ્રેણીને બ્રહ્મવિદ્યા અથવા તત્ત્વવિદ્યા (Philosophy) કહે છે. આ પ્રમાણે ત્રિપદગામી જ્ઞાનશક્તિ—વ્યવહારજ્ઞાન, વિજ્ઞાન, અને તત્ત્વજ્ઞાન—એ ત્રણ રૂપમાં વિકાસ પામી તત્ત્વજ્ઞના અંતઃકરણમાં કેવલ અનુભૂતિ અર્થાત્ સંવિદ્રૂપે વિરાજે છે અને તે કલ્પિત ત્રણે પદની અપેક્ષાથી તુરીય પદ કહેવાય છે.

જ્ઞાનનો વિકાસ જ અદ્વૈતપર્યવસાયી છે, અને તેથી અદ્વૈતમાં તાત્પર્ય નિર્ણય કરનાર વિચારશ્રેણી તત્ત્વવિદ્યાના દર્શનરૂપે સ્વીકારાઇ છે. પરંતુ આપણા અંતઃકરણનો વેગ

દ્વૈતપક્ષપાતી અર્થાત્ ભેદપ્રવણ હોવાથી અદ્વૈતનિષ્ઠા બધાવાપૂર્વે તેવા દ્વૈતની છાયા જાણ્યે અજાણ્યે પણ આવે છે; પરંતુ નિશીથપહેલાની પણ રાત્રિ અને નિશીથ પછીની પણ રાત્રિ ગણાતાં છતાં પ્રથમની રાત્રિ ગાઢ અંધકારપ્રતિ લઇ જનારી છે, અને પાછળની રાત્રિદિવસના પ્રકાશપ્રતિ લઇ જનારી છે, તેમ અદ્વૈતદર્શનમાં જણાતી દ્વૈતની છાયાં અદ્વૈતરૂપ પરમાર્થના પ્રકાશતરફ લઇ જનારી છે, પણ દ્વૈતનાં અંધકારમાં ડુબાવનાર નથી. અદ્વૈત શબ્દપ્રયોગ બળાત્કારથી દ્વૈતની અપેક્ષા રાખે છે, પરંતુ તે કલ્પિત ભૂતનિવૃત્તિઅર્થે, નહિ કે તે ભૂતના સ્થાપનાર્થે રાખે છે. આથી અદ્વૈતદર્શન દ્વૈતના સામાન્ય મતિથી અનુભવાતા સત્ત્વનો સ્વીકાર કરી તે સત્ત્વનો હ્રાસ કરવા પ્રવૃત્ત થાય છે. આ તત્ત્વવિચારની શ્રેણીને અધ્યારોપાપવાદશ્રેણી કહે છે.

વિચારકોનું એવું મંતવ્ય છે કે અનુભૂતિ અથવા જ્ઞાન સ્વતઃ કદી મિથ્યા નથી, માત્ર તેના પ્રકાર ( form ) માં મિથ્યાપણું હોય છે. લોકમાં મનાતું ભ્રમજ્ઞાન પણ જ્ઞાનરૂપે સત્ય છે, માત્ર પ્રતીત થતું રૂપ તેનું મિથ્યા છે. સામે આવેલા લાકડાના ઠૂંઠામાં ચોરની ભ્રાંતિ થવી, દોરડીમાં સર્પની ભ્રાંતિ થવી, છીપમાં રૂપાનો ભ્રમ થવો—એ સર્વ ઉદાહરણોમાં મનુષ્યનો અનુભવ કદી મિથ્યા ગણાય તેમ નથી, કેમકે ભ્રમ નિવૃત્ત થયા પછી પણ એવો અનુભવ થયો નહતો એમ કોઇ કહી શકતું નથી, માત્ર એટલું જ કહી શકે છે કે તે અનુભવનું પ્રતીત્યાત્મકરૂપ ખોટું હતું. અનુભૂતિના સ્વરૂપને મિથ્યા માનનાર પોતાના સ્વરૂપને ખોટું ઠરાવે છે, અને અનુભવ કરનાર પોતે જ ખોટો ઠરે તો અમુક અનુભવ ખોટો છે અને અમુક અનુભવ સાચો છે એમ કહેવાનો તેને હક રહેતો નથી.

આ કારણથી વેદાંતદર્શન અથવા અદ્વૈતદર્શન ભેદરાશિરૂપ આ વિશ્વને, તેનો અનુભવ કરનાર જીવને, અને તે વિશ્વના ચાલક અંતર્યામી ઈશ્વરને પ્રથમ સ્વીકારી પ્રવૃત્ત થાય છે; તે તે ભેદરાશિની ત્રિપુટીનો ઉદય તથા અસ્ત કેવા ક્રમથી અને કયા નિમિત્તથી થાય છે તેનું પ્રતિપાદન કરી વિજ્ઞાનના નિયમો તે તે કક્ષામાં સત્ય છે એમ ઠરાવે છે; અને પરિણામે એ ત્રિપુટીનો આવિર્ભાવ કરનાર દોષને—અજ્ઞાનને—તત્ત્વજ્ઞાનના બળથી નિવૃત્ત કરી પ્રપંચની આત્યંતિકી નિવૃત્તિ કરી જિજ્ઞાસુની સ્વરૂપાવસ્થિતિ કરાવે છે.

અદ્વૈતદર્શનમાં અવાન્તર ભેદો વિચારકોના મતિભેદથી પડેલા છે, તે જાણવાની વેદાન્ત-શબ્દનું રહસ્ય સમજવામાં જરૂર છે. દ્રષ્ટા અને દૃશ્યરૂપ ભેદોના સમૂહવાળું આ વિશ્વ જેમાંથી ઉદય થયું છે, તે તત્ત્વ ચિન્મય છે કે અચિન્મય છે કે ચિદચિન્મય છે, નિતાન્ત ચિન્મય પરમતત્ત્વ હોય તો આ ભેદરાશિરૂપ આ વિશ્વ, અને તેમાં પ્રમાતારૂપે રહેલા અનંત જીવો તેના દુધમાંથી દહીં થાય તે પ્રકારના વિકૃત પરિણામરૂપ છે કે સુવર્ણના કડાની પેઠે અવિકૃત પરિણામરૂપ છે કે રજ્જુસર્પવત્ કલ્પિત વિવર્તરૂપ છે. આ પ્રમાણે ચેતનાદ્વૈતવાદમાં વિકૃત પરિણામ, અવિકૃત પરિણામ અને કલ્પિત વિવર્ત-એમ ત્રણ રૂપાન્તરો આજસુધીમાં પ્રકટ થયેલાં છે. તેમાં વિકૃત પરિણામવાદવાળા ચેતનાદ્વૈતને અદ્વૈતદર્શન કહેવું એ વદતો વ્યાઘાત છે, કેમકે વિકૃત પરિણામો મૂલતત્ત્વથી પૃથક વસ્તુભૂત પડતા હોવાથી મૂલતત્ત્વ વિકારી ઠરે છે અને તેથી કૂટસ્થ નિત્ય હોવું ઘટતું નથી. ઘણામાં ઘણું પ્રવાહરૂપે પરિણામી નિત્ય મનાય તો તેથી સંસારબંધનમાંથી મુક્ત થવાની ઇચ્છા રાખનાર જીવોનું તે પરમવિશ્રામસ્થાન માની શકાય નહિ. વળી મૂલતત્ત્વનો અમુક ભાગ અવિકૃત રહે છે તો અમુક જ ભાગ વિકૃત શાથી થાય છે, અને તે વિકૃત થવાની યોગ્યતાવાળો ભાગ અવિ-

કૃત રહેનાર ભાગસાથે કેવા સંબંધથી યુક્ત રહે છે ઇત્યાદિ પ્રશ્નો ઉત્પન્ન થાય છે, વળી ચેતનતત્ત્વનો એક ભાગ વિકારી અને અન્યભાગ અવિકારી એ માનવામાં ચેતનની વાસ્તવ વિભુતામાં વ્યાઘાત થાય છે. આ વગેરે દોષોથી સવિકાર ચેતનાદ્વૈત વિદ્વાનોએ ઘણે ભાગે માન્ય રાખ્યું નથી.

અવિકૃત પરિણામવાળા ચેતનાદ્વૈતને શુદ્ધાદ્વૈત સંજ્ઞા આપવામાં આવે છે. આ વિચારશ્રેણીમાં એક અદ્વિતીય ચેતનમયતત્ત્વ જગદ્રૂપે પરિણમિત થાય છે, અને તેના અગ્નિના તણખાની પેઠે ચિન્મય જીવો અથવા પ્રમાતા તેમાંથી ઉદય થાય છે એમ મનાય છે. આ તત્ત્વવિચારની શ્રેણીઉપર ભક્તિસંપ્રદાયનું સારીરીતે સ્થાપન થયેલું છે. સમગ્ર વિશ્વ ભગવાનના અવિકૃત પરિણામરૂપ હોવાથી અને જીવ ભગવાનના અંશરૂપ હોવાથી ભગવાન્ જ પરમોપાસ્ય છે, અને કોઇપણ પદાર્થ ગુણદોષથી યુક્ત નથી. અને સર્વ ભગવાનના વિલાસરૂપ હોવાથી પરમ શુભ જ છે, અને અશુભને–અનર્થને–દોષને–અવકાશ જ નથી, એ પ્રકારની મતિની સ્થિરતા આ વિચારશ્રેણીથી સારી રીતે બંધાય છે.

પરંતુ અશુભની આ વિશ્વમાં થતી અનુભૂતિનો ( Problem of Evil ) આ વિચારશ્રેણીથી સર્વાંશે ખુલાસો થતો નથી. પરમતત્ત્વ ચેતનમય અને તેથી શુભમય જ છે, અને આ વિશ્વ તેના અવિકૃત વિલાસરૂપ જ છે, અને જીવો પરમતત્ત્વના અંશભૂત હોઇ ચેતનમય અને શુભમય જ છે તો પ્રાણીઓનો અનુભવ શુભાત્મક કેમ થતો નથી ! સમાધાન એમ આપવામાં આવે કે શુભમય તત્ત્વ અશુભયુક્ત ખોટું અનુભવાય છે અને તે મિથ્યાજ્ઞાનને જ આ વિચારશ્રેણી નિરસ્ત કરે છે, તો આ સમાધાનમાં જ અશુભની જનની મિથ્યાજ્ઞાન–અવિદ્યા–અથવા માયાનો સ્વીકાર બલાત્કારથી થાય છે. અશુભપ્રતીતિ અસત્ છે, અને પરમશુભતત્ત્વ અશુભરૂપે મિથ્યા અનુભવાય છે તો તે મિથ્યાજ્ઞાનવડે જ પરમચેતનતત્ત્વ કોઇ પણ પ્રકારનો વાસ્તવ વિકાર અથવા પરિણામ થયા વિના અનંત ભેદમય પ્રતીત થાય છે એમ સ્વીકાર કરવો વધારે ઉચિત છે. આ સ્વીકાર જે વિચારકોએ કર્યો છે તેમને માયાવાદી અથવા કેવલા તી કહે છે. શુદ્ધાદ્વૈતના અગ્રગણ્ય વિચારક આપણી ભૂમિમાં શ્રીવલ્લભાચાર્ય થયા છે, ત્યારે કેવલાદ્વૈતના અગ્રગણ્ય વિચારક શ્રીશંકરાચાર્ય થયા છે.

આ બંને મહાપુરુષોએ કંઇ નવા મતનું અથવા વિચારનું સ્થાપન કર્યું છે એમ નથી. તેમની પૂર્વે પણ તેમના સમાન વિચારવાળા તત્ત્વજ્ઞો થઇ ગયા છે, અને તેમણે તે તે દેશકાલને ઉચિત બોધ આપી સંસારથી તપ્ત અંતઃકરણને વિરામ આપ્યો છે. ઉભય મત ભિન્નદૃષ્ટિબિંદુથી સાચા છે. જેમનાં અંતઃકરણ સ્વભાવથી જ શુભદર્શી છે, જેમને અશુભને અનુભવવાના પ્રસંગો નહિવત્ આવ્યા છે, અને જેઓ પરમતત્ત્વને પરમેશ્વર અથવા ભગવાનરૂપે ઉપાસે છે, તેમને અશુભનો ખુલાસો કરવાની અપેક્ષા રહેતી નથી. પરંતુ જેમનાં અંતઃકરણ ભાવપ્રધાન ( Sentimental-Emotional ) નથી, પરંતુ વિચારપ્રધાન ( Rational ) છે તેમને અશુભનો એકદમ દેશવટો દેવો પરવડતો નથી. તેઓ અશુભનો અને તેના કારણ અવિદ્યાનો સ્વીકાર કરે છે. પરંતુ વિચારના પરમ બલથી તેને પરમચેતનતત્ત્વનો વાસ્તવ સ્પર્શ કરવા દેતા નથી. અને વ્યાવહારિક સત્તામાં તે અવિદ્યાતત્ત્વનો સ્વીકાર કરી, પારમ-

તત્ત્વને પરમાર્થસત્તામાં ગણી કેવલરૂપે અનુભવે છે, માયાના સ્વરૂપવાળા વિશિષ્ટ સ્વરૂપને આ વિચારકો શબલ બ્રહ્મરૂપે સ્વીકારે છે, અને જે ક્રમથી શુદ્ધાદ્વૈતીઓ ભગવાનની ઉપાસના કરી શાંતિને અનુભવે છે તે ક્રમથી શબલબ્રહ્મની ઉપાસનાને પોતાના સિદ્ધાન્તમાં મધ્યમાધિકારીઓવાસ્તે સ્થાન આપે છે.

હવે અચેતનાદ્વૈતદર્શનના સ્વરૂપનો વિચાર કરવાનો પ્રાપ્ત થાય છે. આપણી ભૂમિમાં જડનો અજડમાંથી અને અજડનો જડમાંથી સદ્ભાવ થવો એ અસંભવરૂપ ઘણે ભાગે મનાયેલું હોવાથી, તથા તત્ત્વવિદ્યા કેવલ બુદ્ધિના વિલાસરૂપે નહિ પરંતુ હૃદયની અને આત્માની ઉન્નતિ અને પરમવિશ્રાંતિના સાધનરૂપે મનાયેલી હોવાથી ધર્મભાવનાસાથે સંમિશ્ર ગણાવાથી, કેવલ જડતત્ત્વથી વિશ્વવ્યવસ્થા રચવાના પ્રયત્નો વિચારકોમાં થયા નથી. આર્યભૂમિનાં અંતઃકરણો જડ અને ચેતનનો–પુરુષ અને પ્રકૃતિનો–દૃક્ અને દૃશ્યનો અત્યંત ભેદ માની ચેતનતત્ત્વને જડથી નિરાળો અનુભવવામાં અર્થાત્ વિવેકજ્ઞાનમાં પ્રાપ્તવ્યની સિદ્ધિ માને છે, અથવા તે ભેદવાળાં બે સ્વરૂપો એક અદ્વિતીય તત્ત્વમાં સ્ફુરે છે અને તે અદ્વિતીય તત્ત્વ ચિન્મય છે અને તેથી પ્રમાતા પોતાની વાસ્તવ પરમતત્ત્વરૂપતાનો અનુભવ કરી કૃતકૃત્યતા પ્રાપ્ત કરે છે એમ માને છે. વિવેકજ્ઞાન અને બ્રહ્માત્મૈક્યજ્ઞાન એ બે પદવિના ત્રીજા પદને આપણી ભૂમિમાં પ્રાપ્તવ્યરૂપે માનવામાં આવ્યું નથી. આથી વિચારનો અવધિ કેવલ જડાદ્વૈતમાં આવે તો તે ઇષ્ટ મનાવાનો આપણી ભૂમિમાં સંભવ ઓછો છે. વસ્તુતઃ જડાદ્વૈત તત્ત્વવિદ્યારૂપે (Philosophy) ગણાતું નથી, કદાચ વિજ્ઞાન (Empirical Sciene) રૂપે મનાય.

પશ્ચિમના વિજ્ઞાનવિદ્ પ્રથમ જડ દ્વૈતનો સ્વીકાર કરતા હતા, પરંતુ હવે તેમના વિચારનું વલણ બદલાયેલું છે. તેઓ વિશ્વના આદિમ કારણને કેવલ જડ માનતા નથી. પરંતુ અનંતશક્તિયુક્ત માને છે. પ્રોફેસર ટિન્ડલ કહે છે કે " પાણીના એક બિંદુમાં સ્ફટિકાદિની રચનાનાં અનંત બીજો ગુપ્ત રીતે રહ્યાં છે, તો થંડા પડતા ગ્રહના ગોલકનાં પરમાણુઓની અદ્ભુત કાર્યોને પ્રકટ કરવાની સત્તાની કોણ ઇયત્તા અથવા મર્યાદા સ્થાપી શકે તેમ છે ? આ વિચારો સંપ્રદાયધર્મના ઉપદેશકોને અથવા તત્ત્વચિંતકોને આઘાત કરનારા જણાય તો તેમાં દોષ કોઇનો નથી, પરંતુ તેમનો પોતાનો જ છે, કેમકે તેઓએ પ્રકૃતિદ્રવ્યને ( matter ) અત્યંત જડ માની નિંદ્યું છે. તેઓએ જાણવાની જરૂર છે કે જગતનું આદિમ કારણ જેને વિજ્ઞાનવિદ્ પ્રકૃતિદ્રવ્ય કહે છે તે વસ્તુતઃ આશ્ચર્યપૂર્ણ અને બુદ્ધિનું અતિક્રમણ કરે તેવું છે. ".

અન્યત્ર તે જ પ્રોફેસર કહે છેઃ–" કેવળ જડવાદીને પૂછો કે આ પ્રકૃતિદ્રવ્ય (matter) જેની આપણે વાતો કરીએ છીએ તે ક્યાંથી આવ્યું, કોણે અને શા સાધનવડે તે દ્રવ્ય પરમાણુરૂપે વિભક્ત કર્યું, કોણે અને કયા સાધનવડે તે દ્રવ્યને એવો વેગ આપ્યો કે આ સચેતન શરીરોરૂપે તે પ્રકટ થયું ? આ પ્રશ્નોનું ઉત્તર તે આપી શકશે નહિ. વિજ્ઞાન આ પ્રશ્નના ઉત્તર આપવાના પ્રસંગે મૌન રહે છે. પરંતુ જડવાદી અને વિજ્ઞાનવિદ્ મૂક બને છે, તો અન્ય કોણ સમાધાન આપવાનું સાહસ કરે છે ? પ્રભુનો આ પ્રકૃતિને ચલાયમાન કરનાર હસ્ત કોણે જોયો છે ? આ કારણથી આપણા મસ્તકને

નમાવવું, અને ધર્મોપદેશક અથવા તત્ત્વચિંતક એ બંનેએ અમુક અંશમાં અજ્ઞાનનો અ-વિદ્યાનો-માયાનો-સ્વીકાર કરવો એ શું યોગ્યતર નથી?"

હેકલ નામના પ્રસિદ્ધ જર્મન વિચારક પણ વિજ્ઞાનવિદ્ છતાં તત્ત્વનિર્ણયના પ્રસંગે કહે છે કે આ વિશ્વનું આદિમ કારણ (Substance) અનંત શક્તિથી ઉપબૃંહિત છે. તેને કેવલજડ કહેવું અથવા કેવલ ચેતન કહેવું એ સાહસ છે, અને આથી સ્પાઇનોઝાની અદ્વૈત તત્ત્વવિચારશ્રેણી જેમાં જડ અને ચેતન એ બંને મૂલવસ્તુના પ્રકારો છે એમ મનાયું છે તે વિજ્ઞાનવિદ્ પુરુષોએ સ્વીકારવા યોગ્ય છે.

આ આદિ અનંત પાશ્ચાત્ય વિજ્ઞાનવિદ્ વિચારકો (Scientific Philosophers) મૂલતત્ત્વને શબલ માનતા આવ્યા છે, અને તે પ્રકારનો સ્વીકાર કરી માયા વાદને અન્ય ભાષામાં માન આપ્યું છે.

અદ્વૈતદર્શનની ત્રીજી શાખા ભેદાભેદવાદની—ચિદચિન્મય તત્ત્વની છે. આ વિચારશ્રેણીને વિશિષ્ટાદ્વૈત કહે છે, અને તેના અગ્રગણ્ય પ્રચારક શ્રીરામાનુજ આપણી ભૂમીમાં ગણાય છે. આ વિચાર પણ તેમણે કંઈ નવો સ્થાપન કર્યો નથી, પણ પ્રકૃતિભેદ હોવાથી તેમના પૂર્વે વિષ્ણુસ્વામી આદિ મોટા પુરુષોએ માન્ય રાખેલો છે. પરમતત્ત્વ ભેદાભેદમય છે, અને અત્યંત બૃહત્ અથવા મોટું છે, તેના એક દેશમાં વિશ્વનો ઉદય થાય છે અને તેના પ્રમાણમાં તેનું અવ્યાકૃત સ્વરૂપ અનંતગણું મોટું છે. તેના વ્યાપક સ્વરૂપથી બહાર ગણી શકાય તેવી કંઇ વસ્તુ નથી. તે અનંત શક્તિથી પૂર્ણ છે અને ચિદાત્માઓ તેના અગ્નિના તણખાજેવા અંશભૂત છે, અને તેમાં ભક્તિની પરાકાષ્ઠાએ શમે છે. આ વિચારની શ્રેણીઉપર ભક્તિમાર્ગનું પણ બંધારણ બંધાય છે અને તેની સાથે ક્રિયામાર્ગની પણ વ્યવસ્થા થઇ શકે છે. શ્રીશંકરાચાર્યના સિદ્ધાન્તમાં જેને શબલ બ્રહ્મ કહે છે તેને આ સિદ્ધાન્તમાં નારાયરૂપ પરમતત્ત્વ કહે છે. નારાયણથી પર નિર્ગુણ તત્ત્વનો સ્વીકાર નથી એટલો જ મુખ્ય ભેદ છે.

આ વિશિષ્ટાદ્વૈતસાથે ઘણે ભાગે મળતું, અને વિશ્વનો ઉદય તથા અસ્ત સાંખ્ય-સિદ્ધાન્તને અનુસાર સ્વીકારતું વિજ્ઞાનભિક્ષુનું અવિભાગાદ્વૈત નામનું અદ્વૈતદર્શનનુ એક જાદું રૂપ છે. પ્રકૃતિપુરુષ વિવિક્ત છે, પરંતુ અવિદ્યાદોષથી અવિવિક્ત જણાય છે. પ્રકૃતિદ્રવ્ય પરિણામ-શાળી છે અને પ્રલયસમયે તેમાં શમાયેલા ભેદો દ્રષ્ટાના અનુભવના વિષય થતા નથી અને એકરસજેવું દ્રવ્ય થઇ જાય છે.-અર્થાત્ અવિભાગ બની રહે છે અને એક જ વસ્તુભૂત બ્રહ્મચેતનને આશ્રિત થઇ તેની સાથે તન્મય બની રહે છે, માટે આ વિચારશ્રેણી અવિભાગાદ્વૈત કહેવાય છે.

દ્વૈતદર્શનના સિદ્ધાન્તથી અતૃપ્ત થયેલી જિજ્ઞાસુની વૃત્તિમાં વસ્તુસાક્ષાત્કાર થવા પૂર્વેનાં અદ્વૈતદર્શનનાં આ પ્રકારનાં અવાન્તર પગથીઆં છે. દૃક્ તથા દૃશ્યનો—પુરુષ અને પ્રકૃતિનો આત્યંતિક ભેદ સ્વીકારી દ્વૈતદર્શનની ઉત્તમ પ્રક્રિયા પ્રતિપાદન કરનાર સાંખ્ય શાસ્ત્ર પુરુષને અત્યંત નિરાળો અર્થાત્ પ્રકૃતિના નર્તનથી વસ્તુતઃ સંબંધવિનાનો સ્થાપે છે, અને ભોગનો સ્પર્શ પુરુષમાં અનુભવાય છે તે અવિવેકથી પ્રકટે છે એમ સિદ્ધ કરે છે. આ સિદ્ધાન્તના સ્થાપનમાં જ અદ્વૈતદર્શનનું પ્રથમ પગથીયું રચાય છે. કર્તૃત્વનો આધ

કરી ભોક્તૃત્વની સિદ્ધિ કરવા અવિવેકનો સ્વીકાર કરવામાં અવિવેકના કારણભૂત અજ્ઞાન-અવિદ્યા-માયાનો બલાત્કારથી સ્વીકાર થાય છે. કેવલ ચિન્મય આત્માનું અથવા પુરુષનું વાસ્તવ સ્વરૂપ ઢાંકનાર આવરણાત્મક દ્રવ્ય સ્વીકારવાની સાથે અધ્યાત્મગોચર (Subjective) અવિદ્યાનું અસ્તિત્વ માનવું પડે છે, અને તેના પરિણામમાં અધિભૂતગોચર (Objective) અવિદ્યા જે વડે દશ્યનું દશ્યપણું પ્રકટ થાય તેનો સ્વીકાર થાય છે. દગ્વસ્તુનું અધ્યાત્મદષ્ટિબિંદુથી ( Subjective standpoint ) આવરણ કરી તે જ વસ્તુને અન્યથા અર્થાત્ દશ્યરૂપે ( Object ) વિક્ષિપ્ત કરવાને તે જ ભાવભૂત અજ્ઞાન સમર્થ થાય છે. જેમ દીપ્ત અગ્નિઉપર ઘીનો પિંડ વિરોધી છતાં આશ્રિત થઇ રહે છે, જેમ સર્વત્ર પ્રસરેલા પ્રકાશવાળા આકાશમાં નાનું વાદળ આશ્રિત રહી અંધકારને પ્રકટ કરે છે તેમ દગ્વસ્તુને આશ્રિત રહી ભાવભૂત અજ્ઞાન દશ્યરૂપે જગદ્વિલાસ પ્રકટ કરે છે.

હવે જેમ ઘીનો પિંડ અગ્નિથી પૃથક્ હોઇ અગ્નિમય થઈ જાય છે તેમ દશ્ય દગ્થી પૃથક્ હોઇ પૃથક્કરણના નિયમાનુસાર દગ્માં વિલાય છે અને એ પ્રકારે વસ્તુની અદ્વિતીયતા સિદ્ધ કરવાનું બીજું પગથીયું અવિભાગાદ્વૈત રચે છે. આ કક્ષામાં વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની સર્વ પ્રક્રિયાઓ પ્રમાણપુરઃસર પ્રતિપાદન કરવામાં આવે છે, અને આખરે દગ્વસ્તુસાથે પ્રપંચ અવિભક્ત અનુભવાય તે પ્રકારની અધ્યાત્મગોચર યોગાદિ પ્રક્રિયાઓનું સ્થાપન કરવામાં આવે છે.

પરંતુ દગ્વસ્તુમાં એકવત્ થયેલો દશ્યસમૂહ વસ્તુતઃ પૃથક્ બીજરૂપ રહેતો હોય તો મૂલ વસ્તુને વિશિષ્ટ માનવામાં શો દોષ છે, અને જ્યારે વિશિષ્ટ છે તો મૂલ વસ્તુની વિશિષ્ટરૂપે ઉપાસના કરી તેમાંથી તણખારૂપે પૃથક્ પડેલો જીવ તન્મય થાય એ વિચાર શું ચઢીયાતી દિશા દર્શાવતો નથી ?

આથી દગ્વસ્તુને શ્રીનારાયણ—પરમાત્મા—ઇત્યાદિ નામથી વ્યવહારી ઉપાસનાના બલથી વિશ્વનો વિલય કરી તેમાં જીવે તન્મય થવું એ જ ઉત્તમ માર્ગ છે એવું પ્રતિપાદન કરનાર વિશિષ્ટાદ્વૈતવાદી અદ્વૈતદર્શનના ત્રીજા પગથીઆને રચે છે.

પરમતત્ત્વસાથે સામીપ્ય, અથવા સાલોક્ય સિદ્ધ કરવા કરતાં સારૂપ્ય સિદ્ધ કરવા જિજ્ઞાસુની વૃત્તિ પતંગવત્ તલપે છે, અને પ્રેમભક્તિ પરાકાષ્ઠાએ જ શુદ્ધાદ્વૈતવાદી તે વૃત્તિને તૃપ્ત કરે છે. અને અદ્વૈતદર્શનનું ચોથું પગથીઉં રચે છે.

જેમ પતંગ ભસ્મીભૂત થતાં સુધી તલપે છે તેમ અદ્વિતીયપદમાં નિતાન્ત શમી જવા સુધી જિજ્ઞાસુની વૃત્તિ પરમશાંતિને પામતી નથી. પરમવસ્તુનો—બ્રહ્મનો—વિયોગ કલ્પિત ઉભો થયો છે, અને તે મિથ્યા વિયોગનું શલ્ય યથાર્થ જ્ઞાનવડે દૂર થતાં વાસ્તવ અખંડ એકરસ—બ્રહ્માત્મૈક્યઅનુભવ વૃત્તિમાં ઉદય થવો એ અદ્વૈતદર્શનનું પાંચમું પગથીયું છે અને તે કેવલાદ્વૈતવાદી રચે છે.

આ પ્રમાણે અદ્વૈતદર્શનનાં અથવા વેદાન્તદર્શનનાં વિવેકજ્ઞાન, યોગજન્ય અવિભાગાપત્તિ, બ્રહ્મોપાસના, પરાભક્તિ અને બ્રહ્માત્મૈક્યાનુભવ—એ પાંચ પગથીઆં અથવા સોપાનપંચક છે. આ સર્વ વિચારો પરસ્પરના સહાયક અને ઉપકારક છે, અને જેઓ એમ માને છે કે અમુક સિદ્ધાન્ત ખરો છે અને અન્ય ખોટો છે તેઓ અધિકારસંપત્તિના

ભેદનો વિચાર કર્યા વિના મતાન્ધતાથી આવિષ્ટ છે એમ તત્ત્વનિર્ણય કરનાર જોઈ શકશે. વળી એકની સ્તુતિનું તાત્પર્ય અન્યની નિંદામાં નથી એવું જાણનાર પ્રાપ્તવિવેક પુરુષ પ્રાચીન તત્ત્વનિષ્ઠ મહાત્માઓના ગ્રંથોમાં અવિરોધ-અનુભવી શકશે.

વેદાન્તનિબંધમાલાના આ આમુખરૂપ પ્રથમ નિબંધમાં વેદાન્તદર્શન અથવા અદ્વૈતદર્શનનું મતાન્ધતાથી અસ્પૃષ્ટ વ્યાપક-સ્વરૂપ જ રચ્યું છે. અને તે વ્યાપક સ્વરૂપમાં સમાય તેવા તે દર્શનના મુખ્ય પ્રમેયોને આપણે આગળ ઉપર ચર્ચીશું. (અપૂર્ણ.)

# જીવન અને નાઇટ્રોજન.

રસાયનશાસ્ત્રમાં પ્રવીણ સર્વ પુરુષોનો એ સિદ્ધાન્ત થયો છે કે મનુષ્યજીવનમાં જેમ કારબન, હાઇડ્રોજન અને ઓક્સિજન ઉપયોગી છે તે જ પ્રમાણે બલ્કે તેથી વિશેષ ઉપયોગી વસ્તુ તે નાઇટ્રોજન છે. શરીરના વિવિધ અવયવોની જે ગતિ થાય છે તેમાં બલ અર્પનાર કારબનાદિના વિકારો છે પણ એ સર્વ અવયવોને જીવતા રાખનાર માત્ર નાઇટ્રોજન જ છે. નાઇટ્રોજન કોઈપણ રૂપમાં આપણે ગ્રહણ નહિ કરીએ તો આખું શરીર તરત જ ક્ષીણ થઈ નહિવત્ થઇ રહેશે. નાઇટ્રોજન શરીરનો બાંધો રચે છે અને એ નાઇટ્રોજનનો વહેલો લય નહિ થાય તેટલું કામમાત્ર કારબનઆદિ કરે છે. કારબન જ્યારે ગતિમાત્રમાં સહાય આપે છે, ત્યારે નાઇટ્રોજન ગતિ અને સ્થિતિ ઉભયનો પાયો છે. નાઇટ્રોજનવિના શરીરનો એક પણ અવયવ થઈ શકતો નથી. નાઇટ્રોજનવિના રક્તાશય નથી, યકૃત્ નથી, પ્લીહ નથી, અધિક શું ? આખા શરીરને સજીવન રાખનાર રુધિર જ નથી. નાઇટ્રોજનવિના શરીરનું એક પણ સેલ થતું નથી. આટલું જ નહિ પણ કોઇ કોઈ પાશ્ચાત્ય વિદ્વાન્ તો એવું પણ સ્વીકારે છે કે તામ્ર, લોહ, સુવર્ણઆદિ જે વિવિધ ધાતુ ઉપધાતુ છે તે સર્વ નાઇટ્રોજનના જ ઘનીભાવથી થયેલી છે. તાત્પર્ય કે સકરણ અને અકરણ સહિત સર્વ વિકારો નાઇટ્રોજનના જ પરિણામરૂપ છે. આપણા વૈદ્યકશાસ્ત્રમાં નાઇટ્રોજનનું પૃથક્ વર્ણન દેખાતું નથી, તેમ છતાં આપણામાં પણ જે જે પદાર્થોમાં નાઇટ્રોજનનું પ્રમાણ અધિક હોય છે તેને જ પુષ્ટિકારક માન્યા છે. સક્કરજન (.૪), ગાજર (૧.૧), બટાકા (૨.૦) માનુષ સ્ત્રીનું દુધ (૨.૪), કોબીજ (૩.૭) ગાયનું દુધ (૩.૪), ચોખા (૮.૦) મકાઇ (૧૦.૦) ઘઉં (૧૨.૦) કઠોળ (૨૩.૦) એમાં ઉત્તરોત્તર અધિક નાઇટ્રોજનવાળા છે અને તે પ્રમાણે જ તેને પોષકરૂપે સ્વીકાર્યા છે. જેમાં અધિક નાઇટ્રોજન હોય છે તે પદાર્થોમાં ખરું સત્વ હોવાથી તે પચાવવા કઠિન છે અને તેથી તેને દુર્જર સ્વીકાર્યા છે. તેનો અર્થ એટલો જ છે કે તે પદાર્થો ઓછા પ્રમાણમાં ખાવા જોઇએ, નહિ કે તે પોષક ઓછા છે. આપણે ૧૦૦ ચણાપુર નાઇટ્રોજનવાળા પદાર્થની (પ્રોટીડની) શરીરમાં જરૂર હોય તો સ્પષ્ટ છે કે જરૂર ૮૦૦ ગ્રામ ઘઉં ખાવાથી પૂરી પડે તો તેટલા માટે ચોખામાત્ર ખાવા હોય તો તે ૧૨૦૦ ગ્રામ જેટલા ખાવા જોઇએ. તેથી જે ચોખાના જેટલા જ ઘઉં કોઇ માણસ ખાય તો તેમાં પ્રમાણથી અધિક નાઇટ્રોજન તે ગ્રહણ કરે છે કે જેનો શરીરમાં ઉપયોગ નથી. જેનું પચન શરીર કરી શકે તેમ નથી, તેથી અધિક નાઇટ્રોજનવાળા પદાર્થો દુર્જર છે, એ સ્થાપી આપણા વૈદ્યકશાસ્ત્રે પણ એ જ સિદ્ધાંત સૂચવ્યો છે. એ પદાર્થો અધિક પુષ્ટિ આપનાર છે,-ઓછા પ્રમાણમાં ખાવાથી

ઘણા પ્રમાણમાં ખવાતા બીજા પદાર્થોનું કામ સારે છે. આ પુષ્ટિ કરનાર સર્વ પદાર્થોપ્રતિ જોઇશું તો તેમાં નાઇટ્રોજનની અધિકતા પ્રાયશઃ જણાશે. ઘી નાઇટ્રોજન વિનાનો પદાર્થ છે, માત્ર ચરબીરૂપ છે, છતાં તેને પુષ્ટીકારક મેં વર્ણવ્યું છે તે ખોટું નથી. તેમાં આશય જુદા પ્રકારનો છે. પૂર્વે સૂચવ્યું તે પ્રમાણે આપણાં શરીરો જડસ્તંભરૂપ નથી પણ અંતરબહિર નિરંતર ક્રિયાવાળાં છે. શરીર એક જાતની ભઠ્ઠી છે કે જેમાં નિરંતર બળતણ જોઇએ છે. પૃથ્વીપર કોઇ કોઇ પુરુષ કોઈ કોઇ સમયે જ માત્ર હોમ કરે છે ત્યારે શરીરમાં નિરંતર હોમવિધિ ચાલતો રહે છે; શરીર નિરંતર ગતિવાળું હોવાથી એમાં નિરંતર ગરમીની–ઉષ્ણતાની–અપેક્ષા કાયમ રહે છે અને તે ઉષ્ણતાને કાયમ રાખવા નિરંતર સમિધ્ જોઇએ છે. જો શરીરમાં આહારરૂપે આપણે ચરબી તથા કાર્બનવાળા બીજા પદાર્થો લેતા નથી તો એ નિરંતર ચાલતા હોમમાં જે નાઇટ્રોજનવાળા પદાર્થો હોય છે તેની જ આહુતિ અપાય છે. આથી એ પદાર્થોનો આમ હોમમાં ક્ષય થતાં એ પદાર્થો શરીરના બાંધાના કામમાં આવતા નથી તેથી શરીર દુર્બળ પડે છે. પણ જો હોમની આહુતિમાટે કાર્બનવાળા પદાર્થો ગ્રહણ કરાય છે તો એ પદાર્થો ઉષ્ણતાને કાયમ રાખવા ઑક્સિજનરૂપ અગ્નિમાં થતા હોમમાં એ વપરાય છે એટલે નાઇટ્રોજનવાળા પદાર્થોનું રક્ષણ થઇ રહે છે અને તે શરીરના બંધાવામાં વપરાય છે. ઘી એ સાક્ષાત્ પોષક નથી છતાં બાહ્ય યજ્ઞમાં આહુતિ આપવામાં વપરાય છે તે જ પ્રમાણે અંતરાગ્નિમાં પણ એ આહુતિમાં વપરાવાથી નાઇટ્રોજનવાળા પદાર્થોનું મોટું રક્ષણ કરે છે અને તેથી પરંપરાથી એ પોષક છે. આમ હોવાથી ઘીને પુષ્ટિકર માની એની ઉપયોગિતા સૂચવવામાં ભૂલ થઇ નથી. પણ તેટલા ઉપરથી નાઇટ્રોજનવાળા પદાર્થો પોષક પદાર્થો છે, અને તે તેમા રહેલા નાઇટ્રોજનના પ્રમાણમાં જ, એ સિદ્ધાન્તને બાધ આવતો નથી.

હવામાંથી સાક્ષાતરૂપે અથવા પરંપરાથી જે ચાર મૂળતત્ત્વો હાઇડ્રોજન, કારબન, ઑક્સિજન અને નાઇટ્રોજન, સકરણ સૃષ્ટિ ગ્રહણ કરે છે તેમાં આ નાઇટ્રોજનની વિશેષતા એ છે કે હવાનો લગભગ ⅘ભાગ આ નાઇટ્રોજનથી ભરેલો છે, અર્થાત્ એ નાઇટ્રોજનને બીજાં મૂળતત્ત્વસાથે આકર્ષણસંબંધ ઓછો છે તેથી એ પદાર્થ શુદ્ધરૂપે જ હવામાં રહેલો છે અને તે એટલે સુધી કે હવાના પાંચ ભાગ કરીએ તો એક ભાગમાં બીજાં બધાં તત્ત્વો અને ચારભાગ આ શુદ્ધ નાઇટ્રોજન જ હોય છે. પણ સકરણ સૃષ્ટિ–વનસ્પતિ અને પ્રાણીઓમાં આ નાઇટ્રોજન શુદ્ધરૂપે પ્રવેશતું નથી શુદ્ધ અમિશ્રિતરૂપમાં રહેલું નાઇટ્રોજન સંકરણ સૃષ્ટિના ઉપયોગમાં આવી શકતું નથી પણ જ્યારે એ બીજા પદાર્થસાથે મળી એનો પરિણામ થાય છે ત્યારે તે પરિણામદ્વારાજ એ ઉપયોગમાં આવે છે. શુદ્ધ રૂપમાં રહેલો નાઇટ્રોજનનો સમુદ્ર એ ખારો છે. તેથી જેમ ક્ષાર જલ પીવામાટે વપરાતું નથી તેમ શુદ્ધ રૂપમાં રહેલું નાઇટ્રોજન જીવનક્રિયામાં આવતું નથી કારણ કે વનસ્પતિ એ રૂપમાં એને પચાવી શકે તેમ નથી. હજી સુધી પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રે માત્ર કોઈ કોઇ અપવાદરૂપે રહેતા, સૂક્ષ્મદર્શક યંત્રથી જ જણાતા, અતીવ સૂક્ષ્મ જન્તુઓ (Bacteria) શુદ્ધ રૂપમાં રહેલા નાઇટ્રોજનને પચાવી શકે છે એ જ સિદ્ધ કર્યું છે. આથી વિકારરૂપે–પરિણતરૂપે–જે નાઇટ્રોજન થાય છે તે જ માત્ર વનસ્પતિના અને મનુષ્યાદિ પ્રાણીના જીવનમાં ઉપયોગી છે. હવે એ પરિણતરૂપે જે નાઇટ્રોજન છે તે એમોનિઆ, નાઇટ્રસ ઍસિડ અને નાઇટ્રિક ઍસિડ એ રૂપમાં અકરણ સૃષ્ટિમાં મળી શકે છે, અને

તેનું પ્રમાણુ અતિશય ન્યુન છે. આ ન્યુનં પ્રમાણમાં રહેલું વિકૃત નાઇટ્રોજન જીવનક્રિયા. એથી ઓછું થતું નથી, એનો જે સમૂહ છે તેમાં ન્યૂનતા થતી નથી. એમોનિયા, નાઇટ્રેટ્સ અને નાઇટ્રોઇટ રૂપમાં એનું વનસ્પતિ ગ્રહણ કરેછે અને વનસ્પતિના શરીરમાં એનાપર વિવિધક્રિયાઓ થઇ નવા વિકારો અને મુખ્યત્વે કરીને પ્રોટીડનામનો વિકાર ઉપજે છે, એ પ્રોટીડના રૂપમાં એ પ્રાણીવર્ગના મનુષ્યોના શરીરામાં પ્રવેશે છે અને તેના વિવધ અવયવોને એ પોષેછે અને પછી યૂરીઆ, યુરિકએસિડ એ આદિ રૂપમાં મૂત્રદ્વારા બહાર નીકળી જાય છે. બહાર નીકળી ગયા પછી અલ્પ સમયમાં પુનઃએનું પૃથક્કરણ થઇ જાય છે અને તેના પરિણામમાં પુનઃ એમોનિઆ થાય છે. એ એમોનિઆ પુનઃ વનસ્પતિ ગ્રહણ કરે છે અને તે દ્વારા મનુષ્યાદિ શરીરમાં આવી પુનઃ એમોનિઆ પરિણામે થઇ રહેછે; આ પ્રમાણેનું ચક્ર ચાલ્યા કરે છે. તેથી મિશ્રિત અથવા પરિણતરૂપમાં રહેલું નાઇટ્રોજન વનસ્પતિ અને પ્રાણીના જીવનનું પોષણ કરવા છતાં પ્રમાણમાં ન્યૂન થઇ જતું નથી. વળી આ સાથે સૃષ્ટિમાં કેટલીક યોજના એવી છે કે જેથી શુદ્ધ રૂપમાં રહેલું નાઇટ્રોજન પરિણત રૂપમાં થઇ રહે છે. કેટલાક સૂક્ષ્મ જન્તુઓ શુદ્ધરૂપે રહેલા નાઇટ્રોજનનું જીવનાર્થે ગ્રહણ કરી શકે છે અને તે પોતામાં ગ્રહણ કરી એના નવા પરિણામો કરે છે. અર્થાત્ એને પરિણત રૂપમાં આણે છે. પણ આ રૂપે બહુજ થોડું નાઇટ્રોજન આ રૂપમાં આવી શકે છે. વિવિધ પ્રયોગોથી એ સિદ્ધ થયું છે કે વિદ્યુત્‌ના પ્રવાહના લીધે નાઇટ્રોજન ઓક્સિજન સાથે મળી જાય છે અને નાઇટ્રિક એસિડ ઉત્પન્ન થાય છે. તેમ જ ભેજવાળી હવામાં જો વિદ્યુત્‌ના વિસ્ફુલિંગોની વૃષ્ટિ કરાય છે તો તેથી નાઇટ્રોજન અને જલીય વરાળ એ બેનું મિશ્રણ થઇ એમોનિઆ નાઇટ્રાઇટ ઉત્પન્ન થાય છે. આ પ્રયોગોને અનુસરી આપણને સમજાય છે કે જ્યારે ગર્જના થાય છે અને વીજળીના ચમકારા થાય છે ત્યારે તેના પરિણામમાં હવામાં રહેલો જે શુદ્ધ નાઇટ્રોજનનો મોટો જથ્થો છે તેમાંથી કંઇક ભાગ આ પ્રમાણે પરિણત રૂપમાં આવે છે. તેથી ચોમાસાના ચતુર્માસમાં થતી ગર્જન અને વીજળી આ પ્રમાણે આ સર્વના આધારરૂપ પરિણત નાઇટ્રોજનને ઉત્પન્ન કરવાનું કાર્ય સ્વભાવથીજ કરે છે. પ્રો. શોનબીને બીજી ક્રિયા આ એક બતાવી, છે કે જ્યાં જ્યાં પાણી સુકાઇ તેની વરાળ થઇ રહે છે ત્યાં પણ હવામાં એમોનિઆ નાઇટ્રાઇટ થાય છે. અગર જો એનું પ્રમાણ અતિશય ન્યૂન છે.

આ સર્વ વિચારનો સાર એ છે કે મનુષ્યશરીર નાઇટ્રોજનવિના ટકી શકે તેમ નથી, એ માટે અપેક્ષિત નાઇટ્રોજન શુદ્ધ નાઇટ્રોજન નથી પણ મિશ્રિત રૂપમાં આવતું નાઇટ્રોજન છે. મિશ્રિતરૂપમાં આવતું નાઇટ્રોજન પણ સર્વ આપણા ઉપયોગમાં આવે તેમ નથી, પણ માત્ર જે વનસ્પતિવર્ગદ્વારા તૈયાર થાય છે તેજ આપણને ઉપયોગી છે. નાઇટ્રોજન વિશ્વમાં જેટલું છે તેમાં ન્યૂન કે અધિક કોઇથી થઇ શકે તેમ નથી પણ નાઇટ્રોજનને શુદ્ધ રૂપમાં લાવવું અને મિશ્રિત રૂપમાં લાવવું એવી ક્રિયાઓ થતી રહે છે. વિશ્વમાં વિવિધ વ્યતિકારો શુદ્ધ નાઇટ્રોજનને મિશ્રિત રૂપમાં લાવનાર શ્રીઇશ્વરસત્તાએ રચેલા છે અને એ સર્વ આપણા જીવનમાં હેતુરૂપ છે તેથી અભિનંદન કરવા યોગ્ય છે. જેટલે અંશે આ સત્ય છે તેટલે અંશે આ પણ સત્ય છે કે જે જે ક્રિયાઓ મિશ્રિત એટલે પરિણત નાઇટ્રોજનને પૃથક્કરણ કરી શુદ્ધરૂપમાં કરનાર હોય તે સર્વ સાક્ષાત્ અથવા પરંપરાથી આપણા, સર્વ પ્રાણીના જીવનના વિઘાતકરૂપ છે તેથી ત્યજવા યોગ્ય

છે. એક મનુષ્યને વિષપાન કરાવી તેનું મરણ ઉપજાવવું એને આપણે હિંસા સમજીએ છીએ અને સર્વ દેશના ધારાઓ તેમ કરનારને શિક્ષાપાત્ર ગણે છે. પણ ખરું જોતાં આમાં એક વ્યક્તિની પ્રતીતિની જ માત્ર હાનિ થાય છે, વાસ્તવ હાનિ થતી નથી, કારણ કે એ મનુષ્યરૂપ વ્યક્તિમાં રહેલું નાઇટ્રોજન પુનઃ એમોનીયાઆદિ પરિણતરૂપમાં જ નીકળી જાય છે, અને તે વનસ્પતિને જીવન અર્પી તેદ્વારા વિવિધ પ્રાણી વ્યક્તિના જીવનને જાળવે છે. વિષપાન કરનાર મનુષ્ય જીવે તેથી જેમ તે જે નાઇટ્રોજનનું ગ્રહણ કરે તેનો ઉચ્છેદ થતો નથી તે જ પ્રમાણે તેનું શરીર મૃત થાય તેટલાથી પણ એ પરિણતરૂપમાં રહેલા નાઇટ્રોજનનો ઉચ્છેદ થતો નથી. તેથી ઝેર પાઈ મારી નાંખનાર માત્ર તે મનુષ્યવ્યક્તિની અપ્રતીતિ કરે છે, કંઈ જીવનના હેતુનો વિનાશ કરતો નથી. આમ છતાં સર્વ પ્રજા અને દેશાધિપતિ તથા શાસ્ત્ર આ વિષ દેનારને ખુની ગણી તેણે મોટી હિંસા કરી છે એમ જાણી તેને શિક્ષાપાત્ર ગણે છે, તો જે પુરુષો પરિણત નાઇટ્રોજનને પૃથક્ કરવાની ક્રિયા કરે છે તે કેટલો પાતકી, કેટલી મોટી હિંસાને કરનાર અને તેથી કેટલી શિક્ષાને પાત્ર ગણાવો જોઇએ! વિષ દેનાર માત્ર એક વ્યક્તિની અપ્રતીતિ કરે છે ત્યારે આ નાઇટ્રોજનને પૃથક્ કરી શુદ્ધ રૂપમાં લાવી સ્થાપનાર અસંખ્ય વનસ્પતિને મારનાર છે અને તે દ્વારા અસંખ્ય મનુષ્યોનો વધ કરનાર છે. એણે પૃથક્કરણ કરેલું પરિણત નાઇટ્રોજન જ્યાંસુધી પરિણત રૂપમાં સ્થિતિ કરીને રહ્યું હોત ત્યાંસુધી એ અસંખ્યના જીવનના નિર્વાહને કરનાર થઈ રહેત, પણ આ પૃથક્કરણરૂપ ક્રિયા કરવાથી એણે એ અસંખ્ય સકરણ વ્યક્તિઓને જીવનરહિત કરી મૂકી છે. તેથી પરિણત રૂપમાં રહેલા નાઇટ્રોજનને શુદ્ધરૂપમાં સ્થાપનાર ક્રિયામાત્ર ઉત્તેજનને પાત્ર નથી પણ નિંદવા યોગ્ય છે.

આ પ્રમાણે જોતાં બંદુક કે તોપમાંથી એક ગોળો છોડવામાં આવે છે તે પોતાના લક્ષ્યરૂપ વ્યક્તિને હણે કે નહિ હણે તોપણ તેને સાથે પરિણત નાઇટ્રોજનનું પૃથક્કરણ થઇ જતું હોવાથી તે અસંખ્ય વ્યક્તિઓને, અસંખ્ય નિરપરાધી, નહિ હણવા ધારેલી વ્યક્તિઓને હનન કરનાર છે, એ સહજ સમજાય છે, યુદ્ધમાત્ર નિંદવાયોગ્ય જ ગણ્યું છે, નીતિશાસ્ત્રમાં પણ બીજા બધા સામાદિ ઉપાયો વ્યર્થ જાય ત્યારે જ નિરુપાયે વિગ્રહને ઉપાયરૂપ ગણ્યો છે પણ તેમાં પણ તરવાર, તીરઆદિથી થતું યુદ્ધ જ ન્યૂન હિંસાને કરનાર હોવાથી પ્રશસ્ય છે અને હાલ ચાલતું બંદુક અને તોપનું યુદ્ધ તે સર્વથા હાનિ કરનાર છે. એ યુદ્ધ કરનાર પોતાના શત્રુને મારે છે એટલું જ નહિ પણ સાથે સાથે પોતાની પ્રજાને પણ હણે છે. આપણા પૂર્વપુરુષો વિવિધ વિદ્યાકલામાં નિષ્ણાત હતા, વિવિધ વિભૂતિરૂપ દૈવી શક્તિને પ્રાપ્ત કરી રહ્યા હતા. તેમણે જો ધાર્યું હોત તો આ બંદુક અને તોપના મારાવાળું યુદ્ધ કરવાની કલાની સિદ્ધિ તેમને કઠિન નહોતી. છતાં આપણામાં જે જે યુદ્ધોનાં વર્ણનો દેખાય છે તેમાં પ્રાયશઃ બંદુક અને તોપજેવા હથીઆરનો પ્રયોગ વિશેષ દેખાતો નથી. શતઘ્નીનું વર્ણન કદાચિત્ આવે છે પણ તે અપવાદરૂપ છે. ખડ્ગથી મારવો, તીર વાપરવાં, ગદાયુદ્ધ કરવું, એથી આગળ જઈ મંત્રબળથી રિપુનું હનન કરવું, અધર્મ યુદ્ધમાં વિષદિગ્ધ તીરોને વાપરવા એ સર્વ આ બંદુકતોપના યુદ્ધકરતાં પસંદ કરવામાં જાણતાં અજાણતાં પણ આપણા આર્યપૂર્વજોએ પોતાનું મહાડહાપણ અને અહિંસક વૃત્તિને જ ખુલ્લાં કર્યાં છે. જ્યારે બીજાં બધાં યુદ્ધ ધર્મયુદ્ધ કે અધર્મયુદ્ધ માત્ર ગણ્યા

જેવાં છે ત્યારે આ બંદુક અને તોપથી થતાં યુદ્ધ તે કેવલ આસુરી યુદ્ધ જ આથી સિદ્ધ થાય છે. અને આને લીધે જ એ યુદ્ધના અંતમાં દુષ્કાલ આવી તે તે ભૂમિને આલિંગે છે.

આ જ સિદ્ધાન્તપ્રમાણે આપણા દેશમાં અને ઇતર દેશમાં કરવામાં આવતો જંગલોના દાહ અને મિલોનાં ભૂંગળાં ઉભાં કરવાનો વાયુ પણ નિંદવા યોગ્ય જ ઠરે છે. આજ હજારો વર્ષ થયાં મોટાં મોટાં જંગલો સળગાવી દેવામાં આવે છે અને તેનો પરિણામ એ જ થાય છે કે એ સળગતી હોળીને લીધે નાઇટ્રોજન જે પરિણત રૂપમાં આવેલું હોય છે તે પૃથક્ થઇ જઇ મૂળ રૂપે સ્થિત થાય છે. અને વનસ્પતિઓ વળી બળી જવાથી પ્રાણીવર્ગ નાઇટ્રોજનવિનાનો થઈ રહે છે. આજકાલ મિલોનો પવન પ્રલયમા રુતની માફક ફુંકાઇ રહ્યો છે. જ્યાં ત્યાં નવી મિલો ઉભી કરવામાં આવે છે. માણસપાસે થોડા રૂપીઆ થયા કે તરત તેને શેરો શેરો કાઢી મિલ ઉભી કરવામાં આવે છે. પૂર્વે જાડું કાપડ પહેરવું પડતું અને આજે ઝીણું અને સુંવાળું કાપડ મળે છે. પૂર્વે જ્યારે દશ વીશ રૂપીઆ જે ખર્ચી શકે તે જ રેશમી ધોતીયું પહેરી શકે તેમ હતું ત્યારે આજે બે ચાર રૂપીઆના વ્યયથી રેશમી ધોતીયું પહેરવાનું મળે છે. પહેલાંનું સાદું કાપડ ક્યાં અને આજની વિધવિધ તરેહવાળી અને ચિત્રવિચિત્ર રંગોથી શોભતી છીંટો ક્યાં ! વળી બનાથ, પરમેટા, મરીનો, વેનીસીઅન, ચેક, ફ્લેનલ વગેરે વિવિધ કપડાંઓની સુલભતા એ મિલોનો જ પ્રતાપ છે ! સ્ત્રિઓમાટે પણ વિવિધ પ્રકારનાં ગવનો, સાડીઓ, ચોળીયણીઆનાં લુગડાં મિલો જ પૂરાં પાડે છે. સંક્ષેપમાં એ જ કે વિવિધ પ્રકારે મોદ ઉપજાવે, શરીરાચ્છદનપૂરતાં કપડાં ગૃહમાં ઢગલાબંધ પડ્યાં હોય છતાં નવાં ખરીદવા મન લલચાવે એવાં ઝીણાં, જાડાં, સુંવાળાં, મુઠીમાં માઇ જાય એવાં વસ્ત્રો મિલોને લીધે સોંઘા મૂલથી આપણને પ્રાપ્ત થાય છે. અને તે સાથે મિલ કાઢનાર અને એમાં ભાગ લેનારને ધન પણ મેળવી આપનાર મિલો થાય છે એ લોભથી આપણી પ્રજા મિલોપાછળ મચી છે. અને તેમાં વળી સ્વદેશી હિલચાલે મિલોને ઉત્તેજન આપ્યું છે. અગર જે મિલોનું સઘળું સાંચાકામ પરદેશથી જ આવે છે અને તે મંગવવામાં અખુટ ધન પ્રથમથી જ પરદેશમાં મોકલવામાં આવે છે છતાં ત્યાર પછી એ સાંચાકામવડે થતું સુતર અને કાપડ આપણા દેશમાં થતું હોવાથી, એને લીધે આપણા દેશના મનુષ્યોને ઉદ્યમ મળતો હોવાથી આ મિલોની પેદાશને આપણા લોક સ્વદેશી ગણી તેને વાપરવા લાગ્યા છે; આથી મિલના ઉદ્યમને ઉત્તેજન મળ્યું છે. સ્વદેશી હિલચાલવાળા ભુલ કરે છે એમ કહેવાનું અત્ર તાત્પર્ય નથી. અત્ર કહેવાનું માત્ર એટલું જ છે કે મિલોના પવનને આથી પણ વેગ અધિક મળ્યો છે, અને આ સર્વ વસ્ત્રાદિના લાભો તે આપણે જીવનને સાટે મેળવવા તૈયાર થયા છીએ; તે ભુલવું ઘટતું નથી. શ્રીજનમેજય રાજાએ જેમ સર્પયજ્ઞ કર્યો હતો તેવો સમિધ્યજ્ઞ પૂરજોરથી મિલોમાં થતો રહે છે. અને એ સળગતી ચિતાવડે પરિણત નાઇટ્રોજનનું નિરંતર પૃથક્કરણ થતું ચાલે છે, અને જંગલના વિનાશને ઉત્તેજન મળે છે. આનો પરિણામ સ્પષ્ટ જ છે કે આથી જીવનનો આધાર વિશ્વમાંથી જ નાશ કરવામાં આવે છે અને હાલ એની અસર આપણને તરત દેખાતી નથી પણ થોડા સમયમાં શરીરોની અધિક દુર્બળતા અને મરણની સંખ્યામાં વધારો અવશ્ય થશે. હાલ પણ એક પછે

આ અસરો જણાય છે. જમીન પહેલાંજેવી ફળદ્રુપ નથી એ સર્વે અનુભવીઓ જાણે છે. પ્રો. એડોલ્ફ્ મેયર પોતાના કૃષિરસાયના ગ્રંથમાં ( Text-book of Agricultural-Chemistry, part II, p. 303 ) જણાવે છે કે જે જમીન હાલ ખેડવામાં આવે છે તેમાં જો પરિણત નાઇટ્રોજનવાળું કૃત્રિમ ખાતર નાંખવામાં નથી આવતું તો હાલ પણ તેમાંથી પાક થઇ શકતો નથી. આપણા દેશમાં પણ આ સ્થિતિ સર્વત્ર દેખાય છે. અને તે ખેતીના ઉદ્યમમાં રહેલા સર્વે ખેડુતો જાણે છે. આપણાં શરીરોની દુર્બલતા આપણાજેવું અન્ય કોઇક જ જાણે છે. તેથી આ અયોગ્ય વર્તનનો પરિણામ છેક આગળ થનાર છે એમ નથી, પણ હાલ શરુ થઈ ચૂકેલો જ છે. હાથે ચલાવતાં સાળવડે જોઇએ તેવાં ઝીણાં અને સુંવાળાં કપડાં થઈ શકે એ સર્વેને જાણીતું છે. જોઇએ તેવા ફેશનવાળાં વસ્ત્રો એ સાળથી તૈયાર કરાય તેમ છે, તેથી મિલોને લીધે જ એવાં ભભકાવાળાં વસ્ત્રો મળી શકે તેમ છે એવું નથી. એ સાચી વાત કદાચ હશે કે મિલનાં વસ્ત્રો સોંઘાં થાય છે પણ હાલ દેખાતી કિંમતઉપરથી એ અંગીકાર કરીએ તોપણ એ ભ્રાન્તિ જ ઠરે છે. પ્રથમ એ વસ્ત્ર ટકવામાં ઘણે અંશે ઓછાં હોય છે તેથી પરિણામે તો હાથે ચલાવાતી સાળનાં વસ્ત્રની બરાબર જ પડે છે. અને વળી મિલોમાં અને જંગલોમાં સળગાવવામાં આવતી હોળીને લીધે બળતણ કેટલું મોંઘું થઇ રહ્યું છે તે પ્રતિ શામાટે ખ્યાલ કરતા નથી ? વસ્ત્રનો ખપ જ્યારે ક્વચિત્ પડે છે ત્યારે સ્નાનમાટે અને રાંધવામાં બળતણનો નિરંતર ખપ છે, તો એક વાતમાં કદાચ કંઇક સોંઘવારી જણાઇ પણ તે સાથે આ બળતણના સંબંધમાં નિરંતરનું સાલ પેસે છે તે પ્રતિ કેમ દૃષ્ટિ મીચી દેવાય છે ? તાત્પર્ય કે ઉભય રીતે મિલોનો ઉદ્યમ સોંઘવારી કરનાર નથી પણ વધારે ખર્ચ નકામો કરાવી ગરીબોને ભૂખમરાની સ્થિતિમાં જ લાવનાર છે, અને તે સાથે સાક્ષાત્ અને પરંપરાથી જીવનના રક્ષક હેતુઓનો કેવળ ઉચ્છેદ કરનાર છે એ સહજ સમજાય તેવું છે. આના કરતાં દેશી સાળ જે હાથવડે ચલાવાય છે તે સર્વ પ્રકારે ચઢીઆતી છે તેથી આપણી પ્રજાએ માત્ર તાત્કાલિક, ભ્રાન્તિથી જણાતા મિથ્યાલાભના મોહમાં ન પડતાં વિશેષ વિચારને સ્થાન આપી પોતાને હાથે પોતાનો અને પોતાની પ્રજાનો વિનાશ કરવો ઘટતો નથી.

કદાચ કોઇને લાગશે કે જંગલો બાળવાથી અને મિલોમાં કરાતી ચિતાઓથી પરિણત નાઇટ્રોજનનો નાશ થયો તોએ શું ? જે હેતુઓ મૂળ નાઇટ્રોજનને પરિણત રૂપમાં આણે છે તે ક્યાં જતા રહ્યા છે ? પણ આ વિચાર પણ ભૂલભરેલો છે. એક મનુષ્યને વારસો આવનાર છે તેટલા ઉપરથી તે પોતાને પ્રાપ્ત મિલકતનો ઉડાઉની માફક દુરુપયોગ કરે તો તેની પ્રવૃત્તિ તમે પસંદ કરતા નથી, તમે તેને વિવેકીની પ્રવૃત્તિ, ડહાપણભરેલી પ્રવૃત્તિ માનતા નથી પણ તેને નિંદાપાત્ર ગણો છો તો અહિંઆં મિથ્યા બહાનાં શામાટે શોધો છો ? બીજા હેતુઓથી પરિણત નાઇટ્રોજન થનાર છે એ આશાથી હાલ છે તેનો નાશ કરવાનો કોણે હક આપ્યો છે ? જ્યારે ઈશ્વર પોતે અનુગ્રહ કરી સ્થાપેલા નિયમપ્રમાણે તમને સજીવન રાખવાને, તમને નીરોગ અને દૃઢ શરીરવાળા કરવાને મૂળ નાઇટ્રોજનમાંથી તમારે માટે પરિણત નાઇટ્રોજનનો આહાર તૈયાર કરે છે ત્યારે તમે એ શ્રી ઈશના નિયમોથી વિરુદ્ધ વર્તો છો, તમે તેમના સામા થાઓ છો અને તેથી શ્રેયસ્ની

ઇચ્છા રાખો છો એ ક્યાંસુધી ચાલશે ? ઈશ્વરસૃષ્ટિની સામે જીવનો યત્ન કેટલે અંશે વિજયી નીકળે તેમ છે ? એનો પરિણામ તમારા જ ઉચ્છેદમાં આવે તેમ છે. આમ છતાં એમ પણ સ્વીકારીએ કે બીજા સાધક હેતુઓ વિદ્યમાન છે તેથી તમે વિરોધી પ્રવૃત્તિ કરો તો પણ તેમાં હાનિ દૃષ્ટ નથી. તમે જો વિઘાતક હેતુઓને વ્યાપારમાં નહિ મૂકો તો સાધક હેતુવડે વિશેષ બલને પામો તેમ છો. છતાં તેમ નહિ કરો અને તેટલા બલની ઇચ્છા નહિ રાખતાં માત્ર જીવનની ઇચ્છા રાખો તો ત્યાં પણ વિઘાતક હેતુનું પ્રમાણ હોવું જોઇએ. ઈશ્વરસૃષ્ટિમાં બાંધેલા નિયમપ્રમાણે જ પ્રરિણત નાઇટ્રોજન થતું રહે છે અને તે અમુક પ્રમાણમાં જ થતું ચાલે છે. તમે જ્યાંસુધી તેટલા પ્રમાણમાં જ તેનો ઉચ્છેદ કરો ત્યાંસુધી તો સાક્ષાત્ ખોટ વખતે નહિ જણાય. પણ જ્યારે નિરંતર હોળી સળગાવી તમે અતિ પ્રમાણમાં તેનો ક્ષય કરો છો ત્યારે પછી તે સ્વભાવનિયમથી થતું નાઇટ્રોજન તમારી પડતી ખોટ કેવી રીતે પૂરી પાડી શકે ! તમે ગમે તેમ વર્તો તેટલા ઉપરથી સ્વભાવનિયમ કંઇ તેવા વેગે વર્તવાના નથી. તમે વધારે વ્યય કરો છો માટે પ્રકૃતિનિયમો કંઇ તમને વધારે દાન કરવાના નથી. એનો પરિણામ તો તમારે જ શોષવાનો રહે છે. તેથી વિવેકીએ આવી મિથ્યાભ્રાન્તિને વશ થવા કારણ રહેતું નથી. જે ખોટું અને અનર્થકર છે તે સદા ખોટું જ અને અનર્થકર જ છે. અને સાચું અને હિતકર છે તે જ સાચું અને હિતકર છે.

પૂર્વે જે ઋષિમુનિઓ રાંધેલું અન્ન નહિ ખાતાં માત્ર તાજાં ફલોનો જ આહાર કરતા અને નદીના પવિત્ર જલમાં જ સ્નાન કરતા તેઓ સાચો અહિંસાધર્મ સેવતા હતા એ પણ આ ચર્ચાથી આપણને સમજાય છે.

---

# પૂર્ણ સત્યો અને અર્ધ સત્યો.

( અનુસંધાન ૨૩ મા વર્ષના પૃષ્ઠ ૭૪૧ થી. )

અનેક મનુષ્યો આ પ્રકારે કથન કરતા હોય છે કે ' બીજાઓમાં દોષ દેખાવાનું કારણ બીજું કાંઇ જ નથી પણ આપણે પોતે દોષવાળા છીએ. ' પૂર્વે કહેલાં અર્ધ સત્યોજેવું જ આ પણ અર્ધ સત્ય જ છે, અને તેણે મનુષ્યોમાં અનેક પ્રકારની ભ્રાંતિ ઉપજાવી છે. આ વાર્તા જો કે અસત્ય નથી, અને તોપણ તેના સંબંધી વિશેષ વિચારવી છે. આ કથનને ઉલટાવીને આપણે કહીએ કે ' જે જે દોષો આપણામાં છે, તેવા જ પ્રકારના દોષો બીજામાં છે ' તો તે પ્રકારે કહેવાથી આપણે અધિક યથાર્થ વાર્તા કહીએ છીએ; તેમ છતાં પણ તે પૂર્ણ સત્ય છે એમ કહીશું નહિ.

આપણે જાણીએ છીએ કે જે મનુષ્ય અત્યંત સ્વાર્થી છે, તે મનુષ્યને અન્યની નિઃસ્વાર્થ વૃત્તિનું સ્વરૂપ સમજવું કઠિન હોય છે, પરંતુ આનું કારણ એ જ છે કે તે મનુષ્યની દૃષ્ટિમર્યાદા અત્યંત સંકુચિત છે. કોઇ અમુક જ પ્રકારની મનની સ્થિતિમાં જ્યારે આપણે હોઇએ છીએ, ત્યારે તે સ્થિતિથી રંગાયેલા આપણે બીજી સર્વ વસ્તુને તે રંગવાળાં ચશ્માંથી જ જોઈએ છીએ. આપણી ન્યાયવૃત્તિ પક્ષપાતને ધરનારી થઇ રહી હોય છે.

જ્યારે આપણી ન્યાયવૃત્તિ કેવળ નિષ્પક્ષપાત હોય છે, અને આપણું મન પ્રત્યેક વસ્તુને સર્વ પ્રકારના દષ્ટિબિંદુથી જોઇ શકે છે, ત્યારે પ્રત્યેક વસ્તુને તેની વાસ્તવ સ્થિતિને અનુસાર જ દેખાય છે. આવા પ્રકારનો મનુષ્ય પોતે દોષરહિત રહેવા છતાં બીજાનામાં જેટલા પ્રમાણમાં દોષો હોય છે તેટલા જ પ્રમાણમાં તે દોષોને જોઇ શકે છે. કારણ કે તેને એક વસ્તુને સર્વ બાજુએથી જોવાનો અભ્યાસ પડ્યો હોય છે.

જેમ જેમ મનુષ્ય ઉચ્ચ ભૂમિકાઉપર ચઢતો જાય છે. તેમ તેમ જગતના જે વાસ્તવ દોષો છે તે તેની દષ્ટિને જણાય છે. અને તે મનુષ્ય દોષોનું સ્વરૂપ જાણવાથી તેવા પ્રકારના દોષોથી નિત્ય બચતો રહે છે, પરંતુ સામાન્ય જે અન્યના દોષો જુએ છે તેમાં અને આ મનુષ્યમાં ભેદ એ છે કે તે મનુષ્ય કેવળ ઉપરના દોષો જ જોતો નથી, પરંતુ તેનું વાસ્તવ કારણ શું છે તે જુએ છે, અને તેની સાથે એ દોષોને ત્યજવાનો ઉપાય શો છે તે પણ તે જુએ છે. તે મનુષ્ય દોષપાત્રને ધિક્કારતો નથી; એથી ઉલટું જે કાંઈ દોષરૂપ છે તે સઘળું તે મનુષ્ય જોવા છતાં તે સમગ્ર દોષોપ્રતિ ક્ષમાશીલ દષ્ટિથી જુએ છે, સમગ્ર દોષોની તે ઉદાર ભાવે ક્ષમા આપે છે. આનું કારણ બીજું કાંઈ જ નથી, પરંતુ તે મનુષ્ય સર્વના મૂળને જોતો જાણતો હોય છે. જે સર્વ કાંઇ જાણે છે તે સર્વની ક્ષમા આપે છે. સમગ્રનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ સર્વપ્રતિ ક્ષમાદષ્ટિ પ્રસારવી એ છે.

અનેક મનુષ્યો બીજાઓમાં દોષદર્શન કરીને પછી પોતાના ઉપર તિરસ્કાર ઉપજાવે છે. તેઓ એમ માની બેસે છે કે તેવા તે દોષો તેમનામાં હોવાને લીધે જ તેઓ અન્યમાં એ પ્રકારના દોષો જુએ છે. પરંતુ આ પણ એક પ્રકારની ભ્રાંતિ છે. જ્યારે તમે સઘળું જ જોઈ શકો એમ છે, ત્યારે પછી જે કંઇ પૂર્ણ છે અને જે કંઇ અપૂર્ણ છે તે બંનેને તમે જોઇ શકો છો. અને તે તમારામાં તેમ જ અન્યમાં જેમાં હોય છે તેમાં તમને દેખાય છે.

અન્યમાં દોષોને જોવા એ જેટલું ખોટું નથી તેના કરતાં અન્યના દોષોનું ચિંતન કરવું અને તેને લીધે તે અન્યનો તિરસ્કાર કરવો એ એથી પણ વધારે ખોટું છે. દોષનો તિરસ્કાર કર કર કરવાથી તે દોષનું નિવારણ થવાને બદલે તેના જગતમાં વધારે અને વધારે પ્રમાણમાં સ્થાયીપણું-ચિરસ્થાયીપણું-મળતું જાય છે અને એ પ્રકારે ચિંતન કરનાર મનુષ્યમાં પણ તે દોષ પુનઃ પુનઃ પ્રકટી ઉઠે છે.

તમે દઢપણે માનો છો કે અમુક બાબતમાં તમારી દુર્બળતા છે, તો તે વસ્તુ તમારા પોતાના ચિંતનવડે જ તમારામાં સર્જાય છે. શરીરમાં કોઇ પણ પ્રકારની અનુકૂળ પ્રતિકૂળ અવસ્થા ઉપજાવવાનું મનમાં સામર્થ્ય રહેલું છે, અને મનમાં જેનાં મૂળ ઉંડાણથી પાડવામાં આવ્યાં હોય છે, એવા સિદ્ધાંતો, નિશ્ચયો, ચિંતનો અથવા સંસ્કારોને તે પ્રતિમારૂપે બહાર પ્રદર્શિત કરે છે, તેનો તે પોતાના વ્યવહારમાં ઉપયોગ કરે છે અને તેથી તેવા જ પ્રકારનું સ્થૂલ રૂપ તે કાળે કરી પ્રકટાવે છે. આથી કરીને જે મનુષ્ય નિરંતર પોતે પાપી છે, દૂષિત છે, અજ્ઞાન છે, મંદમતિ છે, અધમ છે, એ આદિ પ્રકારનું ચિંતન કરે છે, અને એ પ્રકારે દઢપણે માને છે, તેવા જ પ્રકારની તે પોતાની પ્રતિમા રચતો

# શું સત્તાધીશ શ્રીમતો ખરેખરા સુખી છે?

જેમને ધન, અને સત્તા પ્રાપ્ત નથી, એવા મનુષ્યો શ્રીમંતોને તથા રાજાઓને જોઇને એમ ધારે છે, કે આ જગતમાં ખરેખરા સુખી તો આ જ લોકો છે, અને તેથી તેઓ ધનને માટે અને સત્તાને માટે રાત્રિદિવસ વલખાં મારે છે, અને તે ન મળતાં પોતાને દુર્ભાગી અને દુ:ખી માની મરણસુધી ખેદથી પ્રજળ્યા કરે છે.

શું અપાર ધનવાળા અને સત્તાવાળા નૃપતિઓ ખરેખરા સુખી છે? આ પ્રશ્નનો ઉત્તર, પ્રિય વાચક! આ વિષયના અંતમાં તમે જ આપજો.

પૂર્વે કોઈ દેશમાં એક મોટો રાજા થઇ ગયો. તેને પોતાના વૈભવી જીવનનો એક દિવસ અત્યંત કંટાળો આવ્યો. નિત્ય તેની તે વસ્તુઓનો દીર્ઘકાળસુધી ઉપભોગ કરતાં કોને કંટાળો નથી આવતો?

વૈભવોમાંથી આનંદ શી રીતે પ્રાપ્ત કરવો, તેની અનેક યોજનાઓ તેણે ઘડી જોઇ, પણ એકેથી તેને આનંદ થાય, એવું તેને ભાસ્યું નહિ; કારણ કે તે સર્વ યોજનાઓપ્રમાણે એક એકથી ચઢતા વૈભવો તેણે ભોગવ્યા હતા; અને હવે તેમાંના કોઇમાં તેને રસ જણાતો ન હતો. છ માસસુધી નિત્ય ફરતા ફરતી ભાતભાતનાં સર્વોત્તમ મિષ્ટાન્ન જમનારને, હવે એવું શું વધારે સારૂં જમવાનું કરૂં તો આનંદ અને તૃપ્તિ થાય, એવી મુંઝવણ શું નથી થતી?

તેણે વિચાર કર્યો કે પૂર્વના રાજાઓ કેવી રીતે જીવન ગાળી સુખી રહેતા હતા, તે તેમનાં ચરિત્રો વાંચી નિર્ણય કરૂં, અને તે પ્રમાણે હું પણ જીવન ગાળી સુખી થાઉં. આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના પ્રધાનને બોલાવ્યો, અને અનેક રાજાઓનાં ચરિત્રો એકઠાં કરવા તેને આજ્ઞા કરી. તેમ થતાં એક મનુષ્ય રાખી તેણે તેમાંનાં ઘણાં તેની પાસે વંચાવી સાંભળ્યાં, પણ તેથી તેને સંતોષ થયો નહિ. કારણ કે પૂર્વના રાજાઓએ જે કર્યું હતું, તે સઘળું જ તેણે કર્યું હતું, અને તેને શાંતિ મળી ન હતી.

પછી તેણે રાજાઓની કલ્પિત વાતો [નવલ કથાઓ] એકઠી કરાવી, એવી આશાથી કે *તેમાં કોઇ લેખકે સુખ ભોગવવાની કોઇ નવીન અદ્ભુત કલ્પના કરી હોય*, અને તે રીતે આચરતાં કદાચ સુખ મળી જાય. પરંતુ તે નવલ કથાઓને સાંભળતાં પણ તેને પોતાનું જીવન સુખમય કરવાની કશી જ યુક્તિ જડી નહિ. લેખકોએ વૈભવોની જે જે કલ્પના કરી હતી, તે સર્વનો તેણે ઉપભોગ કર્યો હતો, અને તેથી હવે તે સર્વ તેને અળખમણા ઝેરજેવા થઇ પડ્યા હતા.

આ પ્રમાણે સુખ અને શાંતિ ભોગવવાની કશી પણ યુક્તિ ન જડવાથી, અત્યંત નિરાશ થઇને ભારે ઉદાસીમાં તે એક દિવસ બેઠો હતો, એટલામાં તેનો પ્રધાન એક પુસ્તક લેઇને તેની પાસે આવ્યો, અને કહ્યું, મહારાજ! આ એક નવું પુસ્તક છે, અને તેમાં એક રાજાનું ચરિત્ર લખ્યું છે. એ રાજાને પણ આપની પેઠે કશાથી સુખ પ્રાપ્ત થયું ન હતું. પછી તેણે અંતે પોતાની સ્થિતિનો એક ખેડુતની સ્થિતિસાથે અદલોબદલો કર્યો, અર્થાત્ ખેડુતને રાજા બનાવ્યો, અને પોતે ખેડુત થયો, ત્યારે તેને અપૂર્વ સુખ અને શાંતિ થયાં છે.

આ વચનો સાંભળી રાજાના મુખઉપર હર્ષનાં ચિહ્ન જણાયાં, અને તે બોલ્યો, આખું પુસ્તક વાંચવાની મારે કશી જ જરૂર નથી. હું પણ એ રાજાની પેઠે જ હાલ ને હાલ કરૂં છું, અને જોઉં છું કે મને પણ તેની પેઠે અપૂર્વ સુખ અને શાંતિ થાય છે કે કેમ. આપણા રાજ્યમાં કોઈ એવો ખેડુત હશે જ કે જે ખેડુતની સ્થિતિ દુઃખવાળી અને રાજાની સ્થિતિ અત્યંત સુખવાળી છે, એમ માનતો હશે. હું આવા ખેડુતને શોધી કાઢી તેને રાજા બનાવીશ, અને હું ખેડુત બનીશ.

આમ કરવું બહુ અયોગ્ય છે, એથી આપ સુખી થવાને બદલે દુઃખી થશો, વગેરે અનેક વચનો કહી પ્રધાને રાજાને તેના નિશ્ચયથી ફેરવવાનો બહુ પ્રયત્ન કર્યો, પણ રાજા એકનો બે થયો નહિ.

બીજે દિવસે તે રાજાએ પોતાનાં ઉત્તમોત્તમ વસ્ત્ર ધારણ કર્યાં, તથા મસ્તકઉપર રત્નજડિત સુવર્ણનો મુકુટ મૂકયો. પછી પોતાના પ્રધાન તથા રસાલાસાથે ચાર ધોળા ઘોડા જોડેલી બગીમાં બેશી નગરબહાર કોઈ ખેડુતની શોધમાં નીકળી પડ્યો.

નગરની બહાર પાંચેક ગાઉ દૂર નીકળી ગયા પછી બે માર્ગ આવ્યા. એક માર્ગે બગી જઈ શકે એવું હતું, પરંતુ બીજે માર્ગે તેમ થઈ શકે એવું ન હતું. આથી રાજા બગીઉપરથી ઉતરી પડ્યો, અને બગીને તથા રસાલાને ત્યાં મૂકીને પોતાના પ્રધાન તથા એક હજુરીયાસાથે તે માર્ગે તેણે પગે ચાલવા માંડયું કેટલુંક ચાલ્યા પછી દૂર કોઈ માણસ અત્યંત આનંદપૂર્વક ગાતું હોય એવો સ્વર તેને કાને પડ્યો. આથી જે દિશાએથી તે સ્વર આવતો હતો, તે દિશાએ તે ચાલવા લાગ્યો. થોડું ચાલતાં એક ખેતરમાં એક ખેડુત કોદાળીથી જમીનને ખોદતો અને ખુબ મસ્તીમાં ગાતો તેની નજરે પડ્યો. તેનું શરીર અત્યંત નીરોગ અને બલવાન્ હતું, અને તેના મુખઉપર સંતોષ અને આનંદ ઝળકી રહ્યાં હતાં. નિર્જન પ્રદેશમાં, ગગનને ભેદી નાખે એવો મોટો સ્વર કાઢી, નિઃશંકપણે તે કોઈ સાખી લલકારતો હતો. તેને જોઈને જ રાજાને ભાન થયું કે આ મનુષ્ય અત્યંત સુખી હોવો જોઇએ. રાજાને પોતાની પાસે આવતો જોઇને તેણે કોદાળી નાંખી દીધી, અને હાથ જોડી ગરીબડાજેવો થઈ નીચા વળી સલામો કરતો, તેની પાસે આવીને ઉભો. ખેતીસંબંધી કેટલા આડાઅવળા પ્રશ્નો કરીને રાજાએ તેને પૂછ્યું, અલ્યા ! તને રાજા થવું ગમે છે ? ખેડુને કહ્યું, માબાપ ! રાજા થવું કોને ન ગમે ? અમારા ગરીબના કરમમાં રાજા થવાનું કયાંથી ? રાજાએ કહ્યું, જો ! ત્યારે આજથી હું તને રાજા બનાવું છું. લે, આ મારાં વસ્ત્ર પહેર, આ રાજમુકુટ ધારણ કર, અને તારાં વસ્ત્ર મને આપ. તું આજથી રાજા થયો છું, અને હું આજથી ખેડુત થયો છું. ખેડુતને રાજાનું આ બોલવું હાસ્યરૂપે લાગ્યું અને તેથી તે હાથ જોડી ધ્રુજતો ધ્રુજતો બોલ્યોઃ માબાપ ! મારી ગરીબની તમે મશ્કરી શીદ કરો છો ? મેં તો તમે પૂછ્યું ત્યારે ભોળે ભાવે જવાબ આપ્યો. અન્નદાતા ! મારો આટલો ગુન્હો માફ કરો. રાજાએ કહ્યું, ભાઇ ! હું મશ્કરી કરતો નથી, પણ ખરૂં જ કહું છું, તે તું હમણા જ જોઇશ. આમ કહીને તેણે પોતાનો મુકુટ ઉતારીને પોતાને હાથે તે ખેડુતને માથે મૂકયો, તથા પ્રધાનને પોતાના રસાલાને બોલાવી આ નવા થયેલા રાજાને માનપૂર્વક નગરમાં લેઇ જવા, તથા ભવિષ્યમાં તેની સાથે રાજાના જેવું જ

વર્તન રાખવા આજ્ઞા કરી. નિરુપાય થયેલા પ્રધાને હજુરીયાને મોકલી રસાલાને તેડાવી મંગાવ્યો. પછી રાજાએ ખેડુતને પોતાનાં વસ્ત્રો ધારણ કરાવ્યાં, અને તેનાં વસ્ત્ર પોતે પહેર્યાં, અને પ્રધાનને ઘટિત સૂચનાઓ આપી નવા થયેલા રાજાસાથે નગરમાં વિદાય કર્યો.

નવા થયેલા રાજાએ જ્યારે જોયું કે હું ખરેખરો રાજા જ થયો છું ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. તે ખુબ ભભકાથી બગીમાં બેઠો, અને રસ્તાની બંને બાજુએ, પોતાને કોણ જુએ છે, અને કોણ સલામો કરેછે, તે જોવા લાગ્યો. પ્રસંગે તેને શંકા થતી કે હું આ ઉંઘતો તો નથી, અને મને સ્વપ્ન તો નથી આવ્યું! આથી તેણે એક બે વાર પોતાના શરીરઉપર જોરથી ચુંટીઓ ખણી જોઇ, તથા વધારે ખાતરી કરવા પાસે બેઠેલા પ્રધાનને પણ તેની પાઘડીમાંથી ટાંકણી કાઢી પોતાના હાથઉપર ઘોચવા કહ્યું. પરિણામે જ્યારે તેને ખાતરી જ થઈ કે આ સ્વપ્ન નથી, ત્યારે હર્ષથી તેનું હૃદય ઉછાળા મારવા લાગ્યું. તે વિચાર કરવા લાગ્યો, હવે હું આમ સુખ ભોગવીશ, અને તેમ સુખ ભોગવીશ, અને મારા શત્રુઓને અને જે કોઇ મારા સામું થશે તેમને શુળીએ ચઢાવી દઇશ.

આ પ્રકારના વિચારોમાં, તેને શંકા થઇ આવી કે વખતે જુના રાજાનો વિચાર પાછો ફરી ગયો હશે, તો મારી પાછળ આવી મને સોંપેલું રાજ્ય પાછું લેઇ લેશે, તેથી તેણે ગાડીવાનને આજ્ઞા કરી કે બગી ઝપાટાબંધ ચલાવ.

જ્યારે બગી મહેલઆગળ આવી પહોંચી, અને મહેલના મનુષ્યોએ બનેલી હકીકત જાણી ત્યારે તેઓ ગણગણાટ કરવા લાગ્યા, પણ પ્રધાને સર્વને પોતાની સત્તાથી શાંત કરી દીધા.

તે દિવસે નવા રાજાએ, પોતાને ગાદી મળી તેની ખુશાલીમાં, પૂર્વે કદી ન થઇ હોય એવી મોટી મિજબાની મહેલમાં કરવાનો હુકમ કર્યો. ભોજનમાં તેણે કોઇ દિવસ બાપજનમમાં જોયા કે સાંભળ્યા નહિ હોય એવા ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, ચોષ્ય, ચર્વ્ય, અને પેય પદાર્થો તૈયાર કરવામાં આવ્યા. તે નવા રાજાએ આડે હાથે આ સર્વ પાર્થો ઉડાવવા માંડ્યા. ફરીને વખતે આવું ભોજન મળ્યું કે ન મળ્યું, એ ભયથી, તેનું પેટ, હમણા ફાટી જશે, હમણા ફાટી જશે, એવું પુષ્કળ વાયુભરેલા રબરના દડાની પેઠે ખુબ તડાતુમ થયું ત્યાં સુધી તેણે તે રાત્રે ખાધું.

પુષ્કળ ખાવાથી આખી રાત તેણે પલંગમાં પાસાં ઘસ્યા કર્યાં. તેને જરા પણ સ્વસ્થતા ભાસી નહિ. તે ઘડીએ ને પલકે પેટઉપર હાથ ફેરવ્યા કરતો અને 'ઓ બાપજી! ઓ બાપજી! ઓ મરી ગયો! હાય હાય હવે શું કરૂં!' એની બુમો પાડ્યા કરતો. હમણા ઉલટી થઈ જશે, કે હમણા ઝાડો થઈ જશે, એવી શંકા તેને ક્ષણે ક્ષણે થતી. તેની આંખ એક ક્ષણ પણ મળી નહિ. આમ મોટી કષ્ટાવટીએ તેણે રાત પૂરી કરી. જ્યારે તે ખેડુત હતો, અને તન તોડીને ખેતરમાં કામ કરતો, અને રોટલો ને છાશ કે ઘેંશ ને છાશ પેટ ભરીને ખાતો ત્યારે અજીર્ણ કોને કહે છે, અને પથારીમાં પાસાં ઘસીને આખી રાત કાઢવી, એટલે શું, તે તેણે કોઈ દિવસ સ્વપ્ને પણ જાણ્યું ન હતું.

તેણે વિચાર કર્યો, આ પહેલો દિવસ છે, તેથી આમ થયું હશે, પણ અભ્યાસ પડતાં ધીરે ધીરે બધું અનુકૂળ આવી જશે. મારે ચિંતા કરવાનું પ્રયોજન નથી. એટલામાં

તેને, પૂર્વે સાંભળેલું કે રાજાને મારી નાંખવાને માટે તેના દરબારીઓ ઘણી વખત તેના ખાવામાં ઝેર ભેળવે છે, તે વાત યાદ આવી, અને તેથી તેણે નક્કી કર્યું કે મને મારી નાંખવાને માટે જ આ લોકોએ મારા ખાવામાં કાલે ઝેર ભેળવ્યું હતું, અને તેથી જ મને રાત્રે એટલા બધા વીંછાનુંથા થયા હશે, પણ ઝેર ઓછું પડ્યું હશે, તેથી હું મરી ન ગયો; પણ જો આમ જ હશે તો અત્યારે પાણીમાં કે દુધમાં એ લોકો પાછું ઝેર ભેળવશે, અને મને મારી નાંખશે.

આ વિચાર અંતઃકરણમાં સ્થિર થતાં તેને પારવિનાનો ભય તથા ચિંતા થયાં. તેના મુખઉપર, ગઈ કાલ બગીચામાં બેઠો તે વખતથી જે આનંદ જણાયો હતો, તે સઘળો જ એકદમ ઉડી ગયો. તેણે નિશ્ચય કર્યો કે અત્યારમાં દુધ કે પાણી કે તેવું જ કાંઇ પીવાનું કોઇ લાવે તો તેનો સ્પર્શ પણ ન કરવો. પણ ખાતી વખત શું કરવું ? આજે ભોજનમાં પાછું ઝેર નહિ ભેળવ્યું હોય તેની ખાતરી શી ?

જ્યારે તે ખેડુત હતો ત્યારે આવો કોઇ જાતનો ભય તેને કદી પણ થયો ન હતો. તે આનંદથી ખાતો, અને પાણી, દુધ, છાશ કે કઢી, ગમે તે નિર્ભયપણે પ્રસન્નતાથી પીતો. આજે પાણી પીવાનો પણ તેને મોટો વિચાર થઈ પડ્યો છે. રાત્રિના ઉજાગરાથી, અજીર્ણથી, ભયથી અને ચિંતાથી તેનું મુખ વ્યાકુળતાવાળું અને ફીકું જણાતું હતું.

દેહશુદ્ધિની ક્રિયાવગેરેથી રાજા જ્યારે પરવાર્યો ત્યારે નિત્યના નિયમપ્રમાણે પ્રધાન, રાજ્યકાર્યઅર્થે આવ્યો. રાજાનું વ્યગ્ર મુખ જોઇ તેણે પૂછ્યું, મહારાજ ! આપને શરીરે સુખ નથી કે શું ?

રાજાએ કહ્યું, એમ શા માટે પૂછો છો ?

પ્રધાને કહ્યું, આપનાં નેત્ર લાલચોળ જણાય છે, અને મુખ બહુ જ ફીકું લાગે છે. નિશ્ચય આપની તબીયત બહુ જ બગડેલી જણાય છે. આજ્ઞા તો આપણા વૈદ્યને બોલાવું.

રાજાની હવે ખાતરી થઇ કે નક્કી તેના હજુરીયાઓએ તેને ઝેર આપ્યું છે, અને તેથી તે એક પલંગઉપર લાંબો થઇને પડ્યો, પોતાને લમણે પોતાના બે હાથ મૂક્યા, અને શોકમય સ્વરે બોલ્યો, પ્રધાન ! મને હજુરીયાઓએ ઝેર દીધું છે, માટે જો હું મરી જાઉં તો બધા નોકરોને, એકદમ શૂળીએ ચઢાવી દેજો.

પ્રધાને પછી તેને બહુ બહુ પ્રકારે સમજાવ્યો, ત્યારે કેટલીક વારે તેની ભ્રાંતિ ટળી. પછી તે જરા ખુલ્લી હવામાં ફરવામાટે મહેલમાંથી નીચે ઉતર્યો, અને બાગમાં ફરવા લાગ્યો. તે થોડાંક ડગલાં ચાલ્યો, એટલામાં તેણે પાછળ નજર નાંખી તો નાગી તરવાર-સાથે એક મનુષ્યને તેણે પોતાની પાછળ આવતો જોયો. આથી તે ભય પામ્યો, અને બીજી દિશા લીધી, તો ત્યાં પણ તે માણસ તેની પાછળ પૂર્વની પેઠે જ આવતો જણાયો. તેણે જૂદા જૂદા માર્ગો અજમાવી જોયા, પણ ગમે તે માર્ગે તે જતો ત્યાં તેની પાછળ પેલો માણસ તો ખરો જ. તેને નક્કી થયું કે આ માણસ મને મારવાનો લાગ શોધે છે. હાય હાય, હવે હું ક્યાં જઉં ને શું કરું ! મહેલમાં બુમ પાડું, તોપણ કોઇ મારી મદદે આવશે ! અને એ બધા એકના એક હશે તોએ શી ખબર ! આ માણસ અજાણતાં

મારાઉપર હુમલો ન કરે માટે મારે સાવધ રહેવું જોઇએ. આમ વિચારી તેણે મનમાં કહ્યું, લાવ હું જરા ઉભો રહું; જોઉં, એ મારા ઉપર ધસી આવે છે ? આમ વિચારી તે ત્યાં પડેલી એક પાટલીપર બેઠો, કે તરત પેલા માણસે પણ ચાલવાનું અટકાવ્યું, અને સાવધાન થઇ રાજાના તરફ જોતો છેટે ઉભો રહ્યો. રાજાએ ધાર્યું કે આ માણસ મને મારવાનો જ લાગ શોધે છે, માટે હવે તો લાવ બુમ પાડું અને જોઉં કે મહેલમાંથી કોઇ મદદે આવે છે ? આમ વિચારી તેણે એક મોટી બુમ પાડી. એક ક્ષણમાં દશ બાર હજુરીયાઓ તેની પાસે આવીને હાથ ઉડીને ઉભા.

નાગી તરવારસાથે ઉભેલા પેલા માણસને બતાવીને રાજાએ તેમને કહ્યું, પેલો માણસ મને મારી નાંખવાનો લાગ શોધે છે.

હસવું બળાત્કારથી દાબીને મુખ્ય હજુરીયો બોલ્યો, મહારાજ ! એ આપનો અંગરક્ષક છે. એ આપને મારી નાંખવા આપની પાછળ ફરતો નથી, પણ આપ નામદારને કોઇ દુષ્ટ મારી ન નાખે માટે આપનું રક્ષણ કરવા આપના નોકરતરીકે આપની પાછળ ફરે છે.

રાજાએ કહ્યું, એમ કે ? ત્યારે શું રાજાઓને કોઇથી મારી નંખાવાનો હંમેશાં ભય હોય છે કે જેથી આઠે પહોર પોતાનું રક્ષણ કરવા, નાગી તરવારે પોતાની પાછળ ફરતા નોકરો તેમને રાખવા પડે છે ?

હજુરીઆએ કહ્યું, હા મહારાજ ! રાજાઓના હજારો શત્રુઓ હોય છે. તેઓ તેને મારી નાંખવાના હજારો ઉપાયો રાતદહાડો કરતા જ હોય છે. તેના સગાઓ, તેના ભાઇઓ, અરે ખુદ તેના છોકરાઓ પણ પોતાને ગાદી મળે, એ માટે તેનો નાશ કરવાની પેરવીમાં ને પેરવીમાં જ રહે છે.

એ સાંભળીને તે નવા રાજાને પુનઃ ભારે ચિંતા અને ભય થયાં. તે વિચારવા લાગ્યો, અહો ! આજસુધી હું માનતો હતો કે રાજાજેવું સુખી કોઇ જ નથી. પણ આ શું ! મને રાજા થયે પૂરા બે દહાડા તો થયા નથી, એટલામાં મને સમજાયું છે કે હું ખેડુત હતો ને જેવો સુખી અને નિર્ભય હતો તેવો આ રાજા બન્યા પછી સુખી અને નિર્ભય રહ્યો નથી.

જ્યારે તે મહેલમાં પાછો આવ્યો ત્યારે તેણે સેંકડો મનુષ્યોને ત્યાં એકઠા થયેલા જોયા. કેટલાક, કંઇ કંઇ પ્રકારની દાદ લેવા તેને મળવા આવ્યા હતા. કેટલાક અમલદારો અગત્યનાં કામોના કાગળોઉપર તેની સહી લેવા આવ્યા હતા. કેટલાક વિવિધ રાજકીય પ્રકરણો તેને સમજાવવા, તથા તેમાં પરિણામે શું કરવું તે સંબંધમાં તેનો હુકમ લેવા આવ્યા હતા. કેટલાક, પ્રજાના હિતની પોતે નવી ઘડેલી યોજનાઓ તેને સમજાવવા આવ્યા હતા. કેટલાક ગ્રંથકારો, પોતાના ગ્રંથોને અર્પણ કરવા, તથા પોતાને ઉત્તેજન આપવા તેને પ્રાર્થના કરવા આવ્યા હતા. આ પ્રમાણે વિધવિધ પ્રકારનાં મનુષ્યો વિધવિધ કામ લેઇને આવ્યા હતા.

આ સર્વમાંથી માત્ર પાંચ સાત જણને જ મળતાં, અને તેમની ગુંચવણભરેલી હકીકત સાંભળતાં તેનું મગજ પાકી ગયું. તેણે પ્રધાનને પુછ્યું, હજી કેટલાં માણસો

બાકી છે ? પ્રધાને કહ્યું મહારાજ ! હજી તો આપે કશું જ કામ કર્યું નથી. જુના મહારાજ નિત્ય ત્રણ કલાક અને પ્રસંગે તેથી પણ વધારે સમય રાજકાર્યમાં ગાળતા, આપને તો હજી અર્ધો કલાક પણ નથી થયો.

રાજાએ કહ્યું, શું આવી મગજમારી નિત્ય કરવાની હોય છે ?

પ્રધાને કહ્યું, હા મહારાજ.

રાજાએ કહ્યું, ઓય ઓય બાપલીયા ! વગર મોતે જ મરવાની નિશાની તો !

નવા રાજાને રાજપદઉપર આવ્યે, આ પ્રમાણે પૂરાં બે અઠવાડીયાં પણ ગયાં નહિ, એટલામાં તે રાજાની સ્થિતિથી ત્રાસ ત્રાસ પામી ગયો. તેનું પૂર્વનું આરોગ્ય જતું રહ્યું. એક ટંકે આઠ કે દશ રોટલાના ભુક્કા ઉડાવી નાંખનાર તેનાથી હવે માંડ માંડ ત્રણ ચાર પુરી ખવાતી હતી, અને તેટલું ખાતાં પણ સાંજે ભુખ લાગશે કે કેમ, તેની શંકા જ રહેતી. તેનો જઠરાગ્નિ મંદ પડી ગયો. તેને સખ્ત જ્વર આવ્યો, અને તેનું શરીર અર્ધું થઈ ગયું. તેના મનની પણ તેવી જ દુર્દશા થઇ ગઇ. ખેતરમાં કોદાળીથી ખોદતાં તાન મારીને તે સાખીઓ લલકારતો હતો, તે સમયે તેની જે આનંદથી પૂર્ણ મનની સ્થિતિ હતી, તે હાલ સાતમે પાતાળે પેસી ગઇ હતી, અને નિર્લેપતા, આનંદ, પ્રસન્નતા, વગેરેને સ્થાને, ભય, ચિંતા વ્યાકુળતા, અને ગ્લાનિ હૃદયમાં તથા મુખઉપર વ્યાપી રહ્યાં હતાં.

તે એક દિવસ વિચારવા લાગ્યો, જેમ હું આ રાજપદથી ત્રાસ પામ્યો છું, તેમ કદાચ પેલો જુનો રાજા, ખેતરની મજુરીથી, મારી ઝુંપડીથી, અને ઘેંશ રોટલાથી કંટાળી ગયો હશે. ચાલ હું તેની પાસે જઉં, અને તપાસ કાઢું, અને તેને કહું કે ભાઈ ! પહોંચ્યો આ તારો મહેલ, પહોંચ્યો આ તારો મુકુટ, પહોંચ્યા આ તારા વૈભવો, પહોંચ્યો આ તારો અધિકાર અને પહોંચી આ તારી ગાદી. રાજાની આ સ્થિતિ પાછી લે, અને મારી ખેડુતની સ્થિતિ મને પાછી આપ. મારે તો ધર્મેએ હવે રાજા રહેવું નથી. મારી કયાં કમબખ્તી આવી કે મેં રાજા થવાનું કબુલ કર્યું. મારે તો પેલી પીંજારીના જેવું થયું કે,

> સુખે પીંજણી પીંજતી'તી ને કહાં કમબખ્તી આઈ રે અલ્લા,
> પીંજણી એચકે પટાકડી લાઇ તો ગેબકી ગોળી ખાઇરે અલ્લા.

આ વિગેરે વિચારો કરી તેણે પોતાનાં ઉત્તમમાં ઉત્તમ વસ્ત્રો ધારણ કર્યાં, મસ્તકે મુકુટ મૂકયો, અને જેમ જુના રાજાએ કર્યું હતું તેમ ભારે ઠાઠમાઠથી પોતાના ખેતરપ્રતિ પ્રયાણ કર્યું.

* * * * *

ખેડુતને રાજા બનાવ્યા પછી જુના રાજાનું શું થયું, તે પ્રતિ હવે દૃષ્ટિ નાંખીએ. રાજાનાં વસ્ત્ર તથા મુકુટ ધારણ કરીને, પ્રધાન તથા રસાલાસાથે ખેડુત ગયો કે તરત જ જુના રાજાએ ખેડુતની કોદાળી હાથમાં લીધી, અને ખેડુતે ખોદવાનું કામ જયાંથી અધુરું મૂકયું હતું, ત્યાંથી આગળ ચલાવ્યું. અર્ધો કલાક કામ કર્યા પછી તેને જણાયું કે જયારે તે રાજા હતો, અને તે સમયે હજારો ઉપાય કરતાં જે સંધિવાનો વ્યાધિ તેને મટયો ન હતો, અને જેથી તેના શરીરના અવયવોમાં હમેશાં પીડા થયા કરતી હતી, તે વ્યાધિ મટી ગયો હતો, અને તેના અવયવોમાં થતી પીડા અદૃશ્ય થઇ ગઇ હતી. આથી તે આનંદમાં આવી ગયો, અને ઘન ગાજતાં મોર જેમ ટહુકા કરે છે, તેમ હર્ષથી ગાવા લાગ્યો. ખેત-

રમાં બાંધેલી તેની ઝુંપડીમાં જ્યારે તે ભોજન કરવા ગયો ત્યારે તેને એવી તો કકડીને ભુખ લાગી હતી કે વિવિધ પ્રકારનાં ષડ્રસ ભોજનોમાં પૂર્વે જે સ્વાદ તેને કદી જણાયો ન હતો તેવો સ્વાદ તેને જારના જાડા રોટલામાં અને છાશમાં જણાયો. જારનો રોટલો આટલો મીઠો લાગે છે, તે તેણે આજે જ જાણ્યું.

જ્યારે તે રાજા હતો અને રાજ્યની અસાધારણ ચિંતાથી તેનું મગજ ભ્રમ રહેતું, ત્યારે મધ્યરાત્રિસુધી સુવર્ણના પલંગમાં અને અત્યંત કોમળ શય્યામાં તેને કોઇ દિવસ નિદ્રા આવતી ન હતી, પણ આજ તો ખડબચડી ભોંયઉપર અને તે પણ ખુંચે એવી એક ધાબળીઉપર તેને આઠ વાગતામાં ઘસઘસાટ ઉંઘ આવી ગઇ. તેને ઉંઘ આણવામાટે પથારીમાં પાસાંએ ઘસવાં ન પડયાં કે કોઇની પાસે ચંપી પણ ન કરાવવી પડી. તે એવો તો સ્વસ્થતાથી ઉંઘ્યો કે રાત્રિ કયાં ગઇ તે તેને ખબર પણ પડી નહિં, એટલું જ નહિ પણ લગભગ અર્ધ પ્રહર દિવસ ચઢી ગયો ત્યારે જ તેની આંખ ઉઘડી. શાંત નિદ્રા આવવાથી તેને અત્યંત વિશ્રાંતિ મળી હતી, અને તેથી આખા શરીરમાં તેને નવું જીવન આવ્યું હોય એમ જણાતું હતું. તે બોલ્યો, 'અહો ! હવે હું ખરેખરો સુખી થયો છું. મને ખાતરી છે કે મારી જગાએ જનાર પેલા ખેડુતને મારાથી હજારમા ભાગનું સુખ પણ ભાગ્યે જ મળ્યું હશે.

આ પ્રમાણે પ્રતિદિન અધિક અધિક સુખશાંતિ અને સંતોષનો અનુભવ કરતો તે રાજા દિવસોને વીતાવવા લાગ્યો. હવે તેને રાજનીતિની અનેક પ્રપંચવાળા ગતો રમવી પડતી ન હતી, તેમ જ શત્રુઓથી પોતાનું રક્ષણ કરવાની ચિંતાથી વ્યાકુલ રહેવું પડતું ન હતું. પૂર્વે આખી પૃથ્વીનો ભાર તેના મસ્તકઉપર અને હૃદયઉપર જાણે મૂકયો હોય એમ તેને ભાસતું હતું, અને હવે તે ભાર લેઇ લેવાયાથી તેનું મગજ અને હૃદય તેને અત્યંત હલકું હલકું લાગતું હતું. જે જીવન તેને પૂર્વે અળખામણું ઝેર જેવું લાગતું હતું, તે જીવન હવે તેને આનંદથી ભરેલું ભાસવા લાગ્યું. જગતમાં દુઃખ નથી, પણ સુખ જ છે, એવો હવે તેને અનુભવ થયો. વૃક્ષોઉપર અને આકાશમાં પક્ષિઓ શાથી કલ્લોલ કરે છે અને મોટામાં મોટા રાજાકરતાં પણ તેઓ શાથી આટલાં બધાં આનંદમાં રહે છે, તે હવે તેને સમજાયું.

પરંતુ તે જુના રાજાના આ આનંદમાં, એક દિવસ રાત્રિએ તેને એક સ્વપ્ન આવવાથી ભંગાણ પડયું. તેને એવું સ્વપ્ન આવ્યું હતું કે તે પાછો રાજા થયો છે. તેને અત્યંત વ્યાકુળતા થઇ, અને તે ગભરાટમાં જાગી ઉઠયો. ભયથી તેને આખે શરીરે પરસેવાના રેજેરેજ છુટયા.

તે ગભરાટથી એકદમ પથારીમાં બેઠો થયો, અને દીવો સળગાવીને ખાતરી કરી કે તે મહેલમાં નથી પણ પોતાના ઝુંપડામાં છે. પાછું રાજા થવાનું ત્રાસદાયક સ્વપ્ન આવશે, એ ભયથી તે ફરીને સુતો નહિ, પણ પથારીમાં જાગતો જ બેસી રહ્યો.

પ્રાતઃકાળે જ્યારે તે ઉઠીને પોતાના ખેતરમાં કામ કરતો હતો, અને આનંદથી ગાતો હતો ત્યારે તેણે દૂર રસ્તામાં ધુળ ઉડતી જોઇ, અને શું હશે તેનો વિચાર કરતો હતો એટલામાં તો નવા રાજાના રસાલાનાં ઘોડાં પડક પડક અવાજ કરતાં તેના

ખેતરના ઝાંપાઆગળ આવી પહોચ્યાં, અને તરત જ નવો રાજા પોતાના પ્રધાનસાથે દૃષ્ટિએ પડ્યો.

જુના રાજાને નવા રાજાએ પૂછ્યું, આ ખેડુતની સ્થિતિમાં તમને અત્યંત દુઃખ જણાયું હશે નહિ વારુ ? પણ મારા ઉપર કરેલા ઉપકારના બદલામાં હું તમને હવે વધારે વાર દુઃખી રાખવા ઇચ્છતો નથી, માટે આ તમારો મુકુટ અને વસ્ત્રો લો, અને પાંછા રાજા બનો, અને મારૂં ખેતરને પાછું સ્વાધીન કરો.

જુના રાજાએ કહ્યું, તે કદી બનનાર નથી. ખેડુતની સ્થિતિમાં ગમે તેટલું દુઃખ હશે તો પણ હું તે આનંદથી ભોગવીશ, પણ મારે હવે રાજાની સ્થિતિનાં ઉંચાં સુખો જોઈતાં નથી. આપણે થોડા દિવસમાટે કંઇ અદલો બદલો કર્યો નથી, પણ હમેશને માટે કર્યો છે, માટે પાછા તમારા મહેલમાં પધારો, અને રાજાનાં સુખ ભોગવો.

નવો રાજા, જુના રાજાનાં આ વચનો સાંભળી અત્યંત નિરાશ થયો; પણ કરારથી બંધાયલો હોવાથી, હવે તેનો ભંગ થાય તેમ ન હતું, આથી તે પોતાના રાજ્યમાં પાછો આવ્યો, અને પોતાના સુખી શાંત જીવનનો, ભય, ચિંતા, વ્યાકુળતા અને વ્યાધિથી ભરેલા જીવનને માટે અદલો બદલો કરવાથી, પોતાની મૂર્ખતાનો નિત્ય તિરસ્કાર કરતાં તેણે પોતાનું અવશેષ આયુષ્ પૂર્ણ કર્યું.

પ્રિય વાચક ! શું અપાર ધનવાળા અને સત્તાવાળા નૃપતિઓ ખરેખરા સુખી છે ? એ પ્રશ્નનો ઉત્તર હવે તમે જ આપો. હા, એવો જો ઉત્તર તમારા હૃદયમાંથી નીકળતો હોય તો ઈશ્વર તમને રશિયાના ઝારના જર્મનના કૈસરના પદમાં સત્વર મૂકે, અને રાજપદના મહિમાનું તમને અનુભવજ્ઞાન આપો.

### શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો–૭૯ મો મહોત્સવ.

સંવત્ ૧૯૭૦ ના આષાઢ શુક્લ પૂર્ણિમાને દિવસે પ્રતિવર્ષના નિયમાનુસાર શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના 'ગુરુપૂર્ણિમા' ના મહોત્સવનું એ વર્ગની ઉત્સવમાલાના ૭૯ મા ઉત્સવરૂપે વડોદરામાં શ્રીનૃસિંહાશ્રમમાં પરિપાલન થયું હતું. વિવિધ સ્થલેથી તે ઉત્સવમાં ભાગ લેવા માટે અનેક શ્રેયસ્સાધકોનું આવર્ત્ત થયું હતું. તે ઉત્સવના સામાન્યતઃ કાર્યક્રમપ્રમાણે પ્રાતઃકાલમાં શ્રીઇષ્ટપૂજન, અર્ચન, આરોગ્ય વગેરે થયું હતું.

મધ્યાહ્નપછી ભોજન વગેરેમાં યોગ્ય સમય વ્યતીત થયા પછી ચર્ચાઆદિ માટેનો સમય રાખવામાં આવ્યો હતો. તે પૂર્ણ થયા પછી એક વ્યાખ્યાન અને તે ઉત્સવનિમિત્ત ખાસ રચાયેલાં કીર્તનોનો પ્રથમ ભાગ ગાવામાં આવ્યો હતો, અને ત્યારે પછી સર્વ કોઇ સાયં સ્નાનસંધ્યાદિ નિમિત્તે પ્રવૃત્ત થયા હતા.

પછી સાયંકાલે પુનઃ સર્વનું એકત્રિત થવું થતાં કાર્યક્રમનો વ્યાખ્યાનથી ઉપક્રમ કરવામાં આવ્યો હતો. અને તેના અવધિએ કીર્તનોના અવશિષ્ટ વિભાગને ગાવાનો આરંભ થયો હતો. આ સમયનાં કીર્તનો અનેક કીર્તનશ્રેણીમાં પ્રથમ પંક્તિ ધરાવનારા છે. તે સર્વનો ૩૧ મી સદુપદેશશ્રેણીમા સમાવેશ કરવામાં આવ્યો છે. તે કીર્તનોની પૂર્ણાહુતિ થતાં ઉત્સવની સમાપ્તિ દર્શાવવામાં આવી હતી.

---

# વર્ષાવધિનિમિત્ત અંતિમ અભ્યર્થના.

પદ.

શાંતિઃ ! શાંતિ અખંડ આજ કરજો, હે નાથ ! સર્વાન્તરે,
શાંતિઃ ! શાંતિવડે ત્રિતાપ હરજો, જેથી જીવો ઉદ્ધરે;
શાંતિઃ ! શાંતિ કરી અમીરસ રુડો, પાજો સઉને પ્રભુ !
શાંતિઃ ! શાંતિ દઇ સદા હૃદયમાં પ્રાકટ્ય પામો વિભુ !
શાંતિમાં પ્રભુ રાખજો મનમતિ, શાંતિ કરો દેહમાં,
શાંતિથી વહીએ પરસ્પર, સદા આવી ઘણા સ્નેહમાં;
શાંતિપૂર્વક ટાળજો જગપતિ ! જીવત્વની ભ્રાંતિને,
શાંતિરૂપ નૃસિંહ આજ સઘળે, વર્ષાવજો શાંતિને.

---

મહાકાલ મહાભાનુ ! વિજ્ઞપ્તિ આ સ્વિકારજો,
સપ્તવિંશતિતમે રુપે, જ્ઞાનરશ્મિ પ્રસારજો.

---

# છવીશમા રૂપની પ્રભાવલિ.

# —સૂચના—

સંવત્ ૧૯૭૧ ના મહાકાલના અંકો છપાવવાના શરુ થઈ ચૂકયા છે. ફાલ્ગુન માસ સુધીમાં તેના અર્ધા અંકો તૈયાર થઈ જશે. તેથી તે વર્ષના ગ્રાહક રહેવા ઈચ્છનાર સજ્જને તેનું લવાજમ સત્વર મોકલી આપવા કૃપા કરવી.

વ્યવસ્થાપક, મહાકાલ.

વડોદરા.

REG. N. B. 185.

# नवीन ग्रंथो

## मंगलप्रेरित संदेशा

अथवा

## दूरदर्शकतरुनुं अद्भुत प्रकाशन.

રચનાર-શ્રીમાન્ વિશ્વબંધ (છોટાલાલ જીવનલાલ.)

તમારા ગામની જાણીતી વાતો સાંભળવાકરતાં પરદેશની નવીન વાતો સાંભળવી તમને જ્યારે વધારે ગમે છે, ત્યારે આ પૃથ્વીલોકકરતાં બીજા કોઈ નવીન લોકની વાતો સાંભળવી તમને વધારે ગમે એ સ્વાભાવિક જ છે. પણ તમારી તે ઇચ્છા ત્યારે જ પૂર્ણ થાય છે કે જ્યારે ઉપરની રસપૂર્ણ વાતને તમે વાંચો છો. કેમકે તે પુસ્તકમાં મંગલલોકના નગરની, પ્રજાની, વિદ્યાની, સામાહિકપત્રોની; અને એવી અનેક મોટી તથા ઝીણી બાબતોની રસભરી હકીકત જણાવી છે. અને તે પણ કેવળ કલ્પિત નહિ, પણ વિજ્ઞાન (Science) ની શોધોનો અનુભવ જેમાં પ્રમાણભૂત છે, એવી શાસ્ત્રીય વાતો આ પુસ્તકમાં છે. આ પુસ્તક એવી તો અપૂર્વ રીતે લખાયું છે કે તેને વાંચતાં વાચક મંગલલોકનો પોતાના ઘરમાં બેઠે અનુભવ કરી શકે એમ છે, તો એથી વિશેષ શું!

મૂલ્ય રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૧-૦.

---

## योगिनीकुमारी.

રચનાર-શ્રીમાન્ વિશ્વબંધ.

પૂર્વે શ્રીમહાકાલમાં આવેલી આ વાર્તા સ્વતંત્ર ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવામાં આવી છે. એ વાર્તાના રસની અલૌકિકતા વાંચનાર જ જાણી શકે છે. તેમાં બોધ અને જ્ઞાનનો ભાગ હોવા છતાં એવો તો અદ્ભુત રસ છે કે જે વાંચનારને તે વાર્તા જેમ બને તેમ જલદી પૂરી કરાવ્યવિના રહેતો નથી. જ્યારથી આ વાર્તા મહાકાલમાં આવતી થઈ ત્યારથી મહાકાલની માગણી અત્યંત વધી પડી સેંકડો ગ્રાહકો થયાં હતાં. આજે જે જે તે વાર્તા વાંચે છે તેની એકસ્વરે પ્રશંસા કરે છે આજ સુધીની ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલી તમામ વાર્તામાં આ વાર્તા પ્રથમ પંક્તિ ભોગવે છે એ પ્રકારનો ઉદ્ગાર વાંચ્યા પછી વાચક જ કહાડે છે.

મૂલ્ય રૂ. ૧-૪-૦ પોસ્ટેજ ૦-૨-૦.

બને ગ્રંથો નીચેને સ્થળેથી મળશે.—

૧ વ્યવસ્થાપક મહાકાલ, વડોદરા.

૨ બાબુન ટ્રેડીંગ કંપની. પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઈ.

---

પ્રસિદ્ધ કરનાર-શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ વડોદરા તરફથી શા. સાંકલચંદ હરિલાલ અમદાવાદ.

શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા સાંકલચંદ હરિલાલે છાપ્યું—અમદાવાદ.—નવાદરવાજો